# અતિથિ સત્કાર.

સંગીત લીલાવતી નાટક—રચનાર, અધ્યાપક કેશવલાલ શિવરામ મૂલ્ય રૂ૦—૩—૦ આ પુસ્તક તેના કર્તા તરફથી અમારા અભિપ્રાય માટે મોકલવામાં આવ્યું છે. તેનો આદરપૂર્વક સ્વીકાર કરતાં અમારો તદ્વિષયક અભિપ્રાય નીચે પ્રમાણે દર્શાવીએ છીએ.

આ નાટકનો વિષય લોકવિદિત અને સુનીતિબોધક છે; કર્તાનું અંતઃકરણ કવિત્વનાં બીજ ધરાવે છે એ વાર્તાની સાબીતિ આ પુસ્તકમાં ઘણે સ્થળે જડી આવે છે. નકામો કાદવ કરનાર નાટકના વર્ષાદના સમયમાં આને અમે કોઈવાર થતી ચંદન વૃષ્ટિનો આ નાટકને સમગ્ર ચમત્કારે એક છાંટો ગણીએ છીએ. પુણ્યવતી સતી લીલાવતીની પતિ સુધારક યુક્તિમાંજ રહેલો છે. નાટકનાં સાહિત્યશાસ્ત્રોક્ત કેટલાંક લક્ષણ રચનારની સ્વાભાવિકી શક્તિના પ્રભાવથી સ્વતઃઆવી ગયાં છે. ગુણ કરતાં દોષ ઓછા હોવાથી આ નાટકને અમો પ્રશંસાપાત્રજ ગણીએ છીએ. જૈન લોકોને તો આ એક વ્યાખ્યાનના જેવોજ લાભ આપનાર છે; અન્યદર્શનિ પ્રજાને પણ રસોત્પત્તિપૂર્વક સામાન્ય સુનીતિનો ઉપદેશ આપવામાંથી જાય તેમ નથી. અર્પણ પત્રિકાવિષે અભિપ્રાય આપવાની અત્યારે જરૂર ના હોવાથી અમો મૌન ગ્રહીએ છીએ.

---



---

# श्री महाकाल.

रूप (पुस्तक) २,—वैशाख कृष्ण १४ सं. १९४६ दर्शन (अंक) ७.

## સાધકની ઇષ્ટમતિ પ્રાર્થના.

### પદ. ગરબી.

નમી સદ્ગુરુ રાય, માગું સુખદ શરણમાં હાવાં લીજે,
દુઃખના સમુદાય, આવી પીડે, આપ વિના ક્યાં કહીજે.
દુઃખનાં મૂળ દુષ્કર્મો જાણ્યાં, સુખકારણ સત્કર્મો નાણ્યાં,
(તદપિ) પાપથી મન પાછાં ના તાણ્યાં, નમી૦
દુઃખરૂપ આ દૃષ્ય વિચાર્યું છે, અનુભવથી ઉર ઉતાર્યું છે,
સુખરૂપ ગણી તોય સ્વીકાર્યું છે, નમી૦
આસક્તિમાં દુઃખ દેખાયું, તદપિ ન મમત્વથી છુટાયું,
મોહાનિદ્રામાંથી ન ઉઠાયું, નમી૦
બહુ જ્ઞાન વધ્યું વાંચી વાંચી, વિષયેચ્છા પણ અંતર બાંધી,
સાચી સમજણ હજુ ના આવી, નમી૦
આનું કારણ પણ મન સમજે, સમજીને પણ ઉરથી ન તજે,
ઉલટું એને નિશદિન ભજે, નમી૦
દુઃખ અગણિત પણ છે ગર્વ ઘણો, દીનતાનો દંભ વળી બમણો,
સમજણનો ડોળ તથા ચમણો, નમી૦
પ્રભુ પદ પ્રતિ પ્રેમ નથી જાગ્યો, ઉર વાસ્તવ રંગ નથી લાગ્યો,
સાચો ખોટો હજુ નથી વાગ્યો, નમી૦
કારણ પ્રભુ ભક્તિ નથી કીધી, કીધી, મિથ્યાવૃત્તિ ધરી લીધી,
વળી ઈચ્છી મનથી સિદ્ધિ નિધિ, નમી૦
તોપણ પ્રભુને ઉર સંતાપે, નિજ દોષ પ્રભુને શિર સ્થાપે,

સમજીને સુધરે ના આપે, નમી૦
પણ સુધરવું પ્રભુ નથી સહેલું, ફળે યત્ન ન છવનું કીધેલું,
(જો) કરૂણાજળથી ન હોયે પોષેલું, નમી૦
પ્રભુ આપ બળે સઘળું થાયે, આશ્રય વિણ વ્યર્થ સકળ જાયે,
સલ શરણ દીજે નમું હું પાયે, નમી૦

## પદ. રાગ પૂર્વોક્ત.

સાધકના વિરામ, આપ પ્રભુપદ કમળે પ્રીતે વંદું,
સ્મરી મંગળ નામ, દુઃખમાં છતાં પણ અંતર હું આનંદું.
આધિનાં દુઃખ પ્રભુ ભારે, વ્યાધિનાં પણ ન્યુન ના ક્યારે,
પ્રભુ સ્મરણે પડજો વિસારે, સાધકના૦
વળી વળી વૃત્તિ વિષયો ભાળી, ધાતી તે પ્રતિ ના રહે વાળી,
જપમાં દેજો પ્રભુ એ ગાળી, સાધકના૦
સાધન અગણિત સુખ દેનારાં, પણ જાય ન અંતર કો ધાર્યાં;
સફળો પ્રભુ એમાં મનધારા. સાધકના૦
નિશ્ચય ઝાઝા વૃત્તિ કરતી, આજે કરીને કાલે ફરતી,
પ્રભુ ધાક વિના હજી નથી ડરતી, સાધકના૦
અંતરમાં આપ પ્રભુ રાજો, ઈચ્છો તો દુઃખ સઘળાં ભાજો,
વિનતિ સુણી પ્રકટ હૃદય થાજો, સાધકના૦

## પદ.

ઉધ્ધવજી અમો દુઃખ શું વર્ણું, જે તમ મિત્રે દીધુંરે, એ રાગે.
વિષય સુખોની સૂક્ષ્મ વાસના, આ અંતરથી બાળોરે ટેક.
આપ વિષે વૃત્તિ સ્થાપેલી, ઘડિ ઘડિ દેતી બહિર એ ઠેલી,
વિષરૂપ પંચ વિષયમાં ભેળી, દુઃખની પ્રકટે જ્વાળોરે, વિષય૦
સ્પર્શ વિષે ક્ષણમાં સુખ દાખે, ક્ષણમાં સુખ લહે પડસ ચાખ્યે,
વિકૃત મનને નિશ દિન રાખે, નાથ નયનથી ન્યાળોરે, વિષય૦
ઈશ્વરી* ઉત્થાને એ સત્વર, મૃત્યુ યતી વદતા ઋષિ મુનિવર,
યાચું, કરૂણા કરી દો એ વર, થાય ભુજંગી* ઉછાળોરે, વિષય૦

---

* કુંડલિની શક્તિનાં ઈશ્વરી, ભુજંગી, કુટિલાંગિ આદિ નામ છે.

# भजन भागीरथी.

(છુટાં છુટાં ભજનનો સંગ્રહ.)

(સાંધણુ પાને ૧૨૩.મેથી)

## ભક્તિ અને લક્ષ્મીની લડાઇ.

### પદ ૯ મું.

(એક સમે હનુમાન ગરૂડ બે એક સ્થળ મળિયાઃ—એ રાગ)

વિશ્વરૂપી ઘરમાંહી પોતે બેઠા અવિનાશી;
લક્ષ્મી ભક્તી નારી બે વરિયા છે સુખરાશી. ૧
ગાજંતા રત્નાકરની પુત્રી લક્ષ્મી દેવી;
રંક અને દિનતાની દિકરી ભક્તી પણ તેવી. ૨
આખા ઘરનો કારભાર લક્ષ્મીએ લઈ લીધો;
કારભારમાં ભક્તીને પગ ધરવા ના દીધો. ૩
ઘરધણિયાણી થઈને ઘૂમે ચતુરાઈ બહુ ચણતી;
ભક્તિ શોક્યને લક્ષ્મી કંઈ લેખામાં નવ ગણતી. ૪
કારભાર કરતાં લક્ષ્મીનો કાર વધ્યો ભારી;
એને પૂછી કામ કરે સહુ જગમાં નરનારી. ૫
હા કે' તો તે કામ થાય ના કે' તો નવ થાયે;
એ રીતે લક્ષ્મીની સત્તા જામી જગમાંયે. ૬
ભક્તીનો તલમાત્ર વિશ્વમાં ભાવ ન પૂછાયે;
કારભારમાં જે જબરૂં તે જગમાં પૂજાયે. ૭
કારભાર આ વિશ્વતણો નિશદિન લક્ષ્મી કરતી;
હરિ સેવા કરવાને ક્ષણ પણ નવરી ના પડતી. ૮
કામકાજમાં કાર ન જેનો તે ભક્તી દેવી;
સદા ગાળતી કાળ નિરન્તર નિજપતિને સેવી. ૯
જાગે પ્રભુ તવ ચરણ તલાસે ને પંખો કરતી;
ઊંઘે હરિ તવ વદન વિલોકે પ્રેમ આંસુ ભરતી. ૧૦
પણ પોતે તો નિદ્રા નવ લે હાજર નિત્ય રે'તી;
પતિને પૂછે પાગે લાગી દીન વચન કે'તીઃ— ૧૧

"અંતર પદ ૧.

(કારતક માસ કોડામણો સાંભળ સહિયર વાત,
દ્વારકામાં શ્રીકૃષ્ણ જઈ વસ્યા શોળસેં ગાપીનો નાથ. એ રાગ)
નાથ અનાથના આપ છો પ્રીતમ પ્રાણ-આધાર,
દાસીના દોષ ક્ષમા કરો વિનવું વારંવાર. ૧
અબળા હું મતિ મુજ પાનિયે જાણું ન પૂજન પેર;
અવળસવળ પૂજું આપને તો પણ રાખો મ્હેર. ૨
અન્ય તણો નથી આશરો, એકજ આપની આશ;
સેવા કરી એક આપની, અંતર પામું ઉલાસ. ૩
ટેક તીખો મુજ તાત છે, જનની દીનતા દીન;
તે બેઉએ સોંપી આપને, હું અબળા બળ હીન. ૪
તારો મારો કરો મ્હાવ તે, હું તો છું તમ આધીન;
રંક દાસી હું છું તમ તણી, તમ પદ જળનું મીન. ૫

રાગ મુળનો.

વિનતી સુણિ વનમાળી પોતે પ્રસન્ન ચિત્ત થયા;
દીન ભક્તિ રાણીના ઉપર આવી અધિક દયા. ૧૨
અંતરમાં અવિનાશી વિચારે ભક્તિ મુને પરણી,
પણ તેનું ઘરમાં નવ ચાલે તીખી લક્ષ્મિ તરણી. ૧૩
એક સમે જય લક્ષ્મિ આવી બેઠી હરી બોળે;
ભક્તી ભાવ ધરી તવ હરિને ઉભી વાયુ ઢોળે. ૧૪
હરિ હસિને લક્ષ્મીજી શું કે' શ્રમ તમને રોજે;
થાકી જતાં હશો તમે ઘરકામતણે બોજે. ૧૫
મુજ ત્રિભુવન ઘર તણો દીસે વ્યવહાર ઘણો મોટો,
દાડી મેલવી પડે તમારે કાર્ય વિશે દોરો. ૧૬
પળ ન મળે નવરાશ બેસવા કાજે પમવાણી;
કમલા કોમળ તમે કાપ નિજ નથિ કરતાં વ્હાલી. ૧૭
કારભાર થોડોક કાંઈ ભક્તિને કર દિજે;
આપો દિલ આપણાગણુ તજી પળ શાન્તિ નિસ'લીજે. ૧૮
સાગર-કન્યા! એથી ભક્તની પણ ગાવર થાશે;

ધીમે ધીમે તમપરથી સઉ ભાર ઉતરી જાશે. १८
એ વાણી સુણિને પટરાણી રોષ દિલે આણી;
ખોજથી ઉઠી બોલી સુણિયે સારંગપાણિ. २०

## આંતર પદ. ૨ જું.

(જાગો જાગોને જીવણ જાદુડા શું ચાય છો રે જો:—એ રાગ)

સમજી સમજી સ્વામિ શાણપણું આપનું જો,
સુખે મધ દઈ ને હૃદય ભર્યું પાપનું જો. સમજી० ૧
હું તો જાણુતી જે જીવન ઘણા ભોળિયા જો;
જોતાં ખાંડને જમ્મે તો રેતિ-કોળિયા જો. સમજી० ૨
અવિશ્વાસ હોય શીદ તે છુપાવિયે જો,
આખો કારભાર ભક્તિને અપાવિયે જો. સમજી० ૩
મને કોડ કારભાર નથી રહ્યા જો;
બોલ મર્મ ભર્યા આજ નાથજી કહ્યા જો. સમજી० ૪
હોય ભક્તિનો ભરોસો કદી આપને જો;
સોંપો એને કારભાર દુખ નથી મને જો. સમજી० ૫
ભલે મારી તો પ્રતીત નથી હે પતિ જો;
પણ નથીંજ ચોર્યું ઢોળ્યું મેં કદી રતિ જો. સમજી० ૬
નથિ પિયર મારે ખોટ કરી જાણજો જો;
મારો તાત રત્ન-ખાણ છે પ્રમાણજો જો. સમજી० ૭
પણ એતો છે ભિખારિ કેરી દીકરી જો;
પૂરો કારભાર આપશો એતો કરી જો! સમજી० ૮
ટેડા ટેક તાત ઘેર જે કર્યા હશે જો;
તેવો કારભાર તેહથી અહીં થશે જો. સમજી० ૯
જો જો નાથ એ છે દીનતાની દીકરી જો,
એને હાથ કારભાર સોંપી યો હરિ જો. સમજી० १० ભ-

## રાગ સુળનો.

આગ વદી રીસઈ જવાને લક્ષ્મીજી લાગ્યાં;
વાંકાં વેણ વંદ્યાં તે ભક્તિના ઉરમાં વાગ્યાં.
રમા રિસાતી જોઈ રમાપતિ સમજાવી બોલે

ક્તજનના રક્ષણનું અધિકારે આકરી પોતાના પિતૃકુળને શોભાવનાર

# કાર્યનો કારણથી અભેદ.

(સાંધણ પૃષ્ઠ ૧૪૪ થી.)

પટ તંતુથી ભિન્ન વસ્તુ હોય તો પટ તથા તંતુ બંનેના મેલનથી ગુરૂત્વ વધવું જોઈએ. જ્યાં પટ છે ત્યાં પટ તથા તંતુ બંને છે તેથી એ બેનું ગુરૂત્વ તંતુના ગુરૂત્વ કરતાં અધિક હોવું જોઈએ. પણ તેમ તો છેનહિ. તંતુનું જેટલું ગુરૂત્વ થાય છે તેટલુંજ ગુરૂત્વ પટનું પણ હોય છે તેથી પટ સ્વતંત્ર સત્તા રહિત છે અર્થાત્ સ્વરૂપે મિથ્યા છે કંઈજ વસ્તુ નથી, કારણ માત્રજ વસ્તુ છે.

જો પટને તંતુનો ધર્મ કહો તો તો સ્પષ્ટ રીતે અભેદ છે. કારણ કે ધર્મીથી સ્વતંત્ર સત્તા ધર્મની કદાપિ નથી. ધર્મી રૂપજ ધર્મ છે જેમ પ્રકાશકપણું, તાપ આપવા પણું, અન્ય પદાર્થોને પોતાના તરફ આકર્ષણ કરવાપણું ઈત્યાદિ સૂર્યના ધર્મો છે તે સૂર્યરૂપજ છે તેમ તંતુના ધર્મરૂપ પટ પણ તંતુરૂપજ હોવું જોઈએ. 'ધર્મી વિના જેમ ધર્મ રહેતા નથી તેમ ધર્મ વિના પણ ધર્મી નથી, તેથી જેમ ધર્મીથી અતિરિક્ત સત્તા ધર્મની નથી તેમ ધર્મથી અતિ રિક્ત સત્તા ધર્મીની પણ નથી તો પછી કાર્યને સ્વરૂપે મિથ્યા માનવું તેને બદલે કારણને સ્વરૂપે મિથ્યા માની કાર્યને સત્ય માનવું એમ કેમ નહિ ઘટે?' એ શંકા અત્ર કરવી ઘટતી નથી. કેમકે ધર્મ વિના ધર્મી નથી રહેતો એ વાત અસત્ય છે. ધર્મ જ્યાં સુધી નહિ હોય ત્યાં સુધી તેને ધર્મી સંજ્ઞા નહિ અપાય એ ખરૂં પણ ધર્મીરૂપ જે વસ્તુ તે વસ્તુ ધર્મ વિના પણ રહી શકે છે એ સ્પષ્ટ રીતે માલમ પડે છે. શુદ્ધ ચૈતન્ય ધર્મ (ગુણો) માત્રથી રહિત છે. તેમજ નૈયાયિકનો એ સિદ્ધાન્ત છે કે ઉત્પન્ન થયેલું કાર્ય પ્રથમ ક્ષણે ધર્મથી રહિત રહે છે. ઘટ વિના મૃત્તિકાની સ્થિતિ સ્પષ્ટ દેખાય છે પણ મૃત્તિકા વિના ઘટની સ્થિતિ કદાપિ દષ્ટ નથી. મૃત્તિકાનો શ્યામત્વરૂપ ધર્મ જતો રહે છે તોપણ મૃત્તિકાની સત્તા સ્પષ્ટ દૃષ્ટિગોચર થાય છે. પણ મૃત્તિકા વિના તદ્ગતશ્યામત્વ સત્તારહિત છે. તેથી ધર્મી વિના ધર્મની સત્તા નથી. પણ ધર્મ વિના ધર્મીરૂપ વસ્તુની સત્તા સુસિદ્ધ છે. તેથી કાર્યજ સ્વરૂપે મિથ્યા છે અને કારણ સદા સત્ છે.

જે જે વસ્તુઓનો ભેદ હોય છે તેઓમાં સંયોગની પ્રાપ્તિ હોય તો તે સંયુક્ત થઈ શકે છે, એટલે ક્યાં તો તે વસ્તુઓ અચલપણું આદિ ધર્મવાળી હોવાથી તેમાં સંયોગની પ્રાપ્તિજ આવતી નથી, અને સંયોગની

પણ જે માબાપ પોતાનાં બાળકને પોતાના કરતાં સારાં બનાવવાને પ્રયત્ન નથી કરતાં તે પરમેશ્વરના અપરાધી થાય છે, કેમકે પરમેશ્વરે મનુષ્ય પ્રાણિને સૃષ્ટિની ઉન્નતિ કરી સંસાર શોભાનો વધારો કરવાનું જે અતિ ઉત્તમ કાર્ય સોંપ્યું છે તેમાં તેઓ (માબાપ) મોટી ચૂક કરે છે.

અનુકરણદ્વારા થતી સંતાનની ખરાબીને માટે એક બીજી સાવધતા રાખવાની છે: આપણે જોઈએ છીએ કે હમેશાં નાનાં નાનાં છોકરાં ભેગાં રમે છે. સાધારણ સમજ એવી ચાલે છે કે નાનાં છોકરાં એતો પરમેશ્વરનું રૂપ છે તેઓમાં કળિયુગ નથી હોતો. પણ આ સમજણ હમેશાં ખરી નથી હોતી. બાળકોએ પણ અનેક કારણદ્વારા દુઃસંસ્કાર પ્રાપ્ત કરેલા હોય છે. અને એ દુઃસંસ્કાર જન્ય વર્તન અને સંભાષણની અસર અનુકરણદ્વારાં અથવા અન્ય રીત્યે બીજા બાળક ઉપર થયા વિના રહેતી નથી. જેમાં દુરાચરણનાં બીજ રહેલાં છે અથવા જેમાં દુર્વાસનાનાં સ્ફૂર્ણ થવાનો સંભવ છે એવાં આચરણમાં રમતમાં પ્રવેશ કરે છે. આ અસર વયોવૃદ્ધિ થતાં દૃઢ થતી જાય છે અને કોમળસ્થિતિમાં એક પ્રકારે વળેલું ઝાડ પ્રવૃદ્ધ થયે બીજે પ્રકારે વાળી શકાતું નથી. એક અનુભવી ગ્રન્થકાર કહે છે કે 'મનુષ્ય પ્રાણિ જેટલું પાંચ વર્ષની ઉમ્મરમાં શીખે છે તેટલું તો આખી જીંદગીમાં પણ શીખતું નથી.' પછી તે શીખવાની વસ્તુ સદ્ગુણ હો કે દુર્ગુણ હો, સદાચરણ હો કે દુરાચરણ હો. હાલ આપણે જે પાપાચરણી મનુષ્યો જોઈએ છીએ તેમાંના ઘણાખરાના પાપસંસ્કાર એજ ઉમ્મરમાં પડેલા હોય છે. હાલ આપણે જે સદાચરણી મહાજનો જોઈએ છીએ તેમાંના ઘણાખરાના પુણ્યસંસ્કારનું બીજ પણ એજ ઉમ્મરે રોપાયલું હોય છે—આચરણના પરાવર્તનની બાબતો એક કોરાણે રહેવા દઈએ છીએ. તાત્પર્ય એ છે એક બાળકની અજ્ઞાનમય રમત પણ બીજા બાળકના હૃદયને સપાપ વાસના યુક્ત કરવામાં ઘણીવાર કારણભૂત થઈ પડે છે, માટે માતાપિતાએ છોકરાંની રમત અને રમતના સોબતી વિષે ઘણી સાવધતા રાખવી ઘટે છે. આ પ્રમાણે કરવામાં આવે તોજ બાળકદ્વારા કુટુંબ, ગ્રામ, દેશ અને વિશ્વની ઉત્તમ સ્થિતિ થવાનો સંભવ રહે—કાંઈ નહીં તો પ્રજા મર્યાદાની સ્થિતિ પણ રહે.

સંપૂર્ણ.

## કાર્યનો કારણથી અભેદ.

(સાંધણ પૃષ્ઠ ૧૪૪ થી.)

પટ તંતુથી ભિન્ન વસ્તુ હોય તો પટ તથા તંતુ બંનેના મેલનથી ગુરૂત્વ વધવું જોઈએ. જ્યાં પટ છે ત્યાં પટ તથા તંતુ બંને છે તેથી એ એનું ગુરૂત્વ તંતુના ગુરૂત્વ કરતાં અધિક હોવું જોઈએ. પણ તેમ તો છે નહિ. તંતુનું જેટલું ગુરૂત્વ થાય છે તેટલુંજ ગુરૂત્વ પટનું પણ હોય છે તેથી પટ સ્વતંત્ર સત્તા રહિત છે અર્થાત્ સ્વરૂપે મિથ્યા છે કંઈજ વસ્તુ નથી. કારણ માત્રજ વસ્તુ છે.

જો પટને તંતુનો ધર્મ કહો તો તો સ્પષ્ટ રીતે અભેદ છે. કારણ કે ધર્મીથી સ્વતંત્ર સત્તા ધર્મની કદાપિ નથી. ધર્મી રૂપજ ધર્મ છે જેમ પ્રકાશકપણું, તાપ આપવા પણું, અન્ય પદાર્થોને પોતાના તરફ આકર્ષણ કરવાપણું ઈત્યાદિ સૂર્યના ધર્મો છે તે સૂર્યરૂપજ છે તેમ તંતુના ધર્મરૂપ પટ પણ તંતુરૂપજ હોવું જોઈએ. 'ધર્મી વિના જેમ ધર્મ રહેતા નથી તેમ ધર્મ વિના પણ ધર્મી નથી, તેથી જેમ ધર્મીથી અતિરિક્ત સત્તા ધર્મની નથી તેમ ધર્મથી અતિ રિક્ત સત્તા ધર્મીની પણ નથી તો પછી કાર્યને સ્વરૂપે મિથ્યા માનવું તેને બદલે કારણને સ્વરૂપે મિથ્યા માની કાર્યને સત્ય માનવું એમ કેમ નહિ ઘટે?' એ શંકા અત્ર કરવી ઘટતી નથી. કેમકે ધર્મ વિના ધર્મી નથી રહેતો એ વાત અસત્ય છે. ધર્મ જ્યાં સુધી નહિ હોય ત્યાં સુધી તેને ધર્મી સંજ્ઞા નહિ અપાય એ ખરૂં પણ ધર્મીરૂપ જે વસ્તુ તે વસ્તુ ધર્મ વિના પણ રહી શકે છે એ સ્પષ્ટ રીતે માલમ પડે છે. શુદ્ધ ચૈતન્ય ધર્મ (ગુણો) માત્રથી રહિત છે. તેમજ નૈયાયિકનો એ સિદ્ધાન્ત છે કે ઉત્પન્ન થયેલું કાર્ય પ્રથમ ક્ષણે ધર્મથી રહિત રહે છે. ઘટ વિના મૃત્તિકાની સ્થિતિ સ્પષ્ટ દેખાય છે પણ મૃત્તિકા વિના ઘટની સ્થિતિ કદાપિ દૃષ્ટ નથી. મૃત્તિકાનો શ્યામત્વરૂપ ધર્મ જતો રહે છે તોપણ મૃત્તિકાની સત્તા સ્પષ્ટ દૃષ્ટિગોચર થાય છે. પણ મૃત્તિકા વિના તદ્ગતશ્યામત્વ સત્તારહિત છે. તેથી ધર્મી વિના ધર્મની સત્તા નથી પણ ધર્મ વિના ધર્મીરૂપ વસ્તુની સત્તા સુસિદ્ધ છે. તેથી કાર્યજ સ્વરૂપે મિથ્યા છે અને કારણ સદા સત્ છે.

જે જે વસ્તુઓનો ભેદ હોય છે તેઓમાં સંયોગની પ્રાપ્તિ હોય તો તે સંયુક્ત થઈ શકે છે, એટલે ક્યાં તો તે વસ્તુઓ અચલપણું આદિ ધર્માથી હોવાથી તેમાં સંયોગની પ્રાપ્તિજ આવતી નથી, અને સંયોગની

પ્રાપ્તિ આવે છે તો તેઓ સંયુક્ત થઈ શકે છે. હિમાલય તથા વિંધ્ય એ અચલ હોવાથી એમાં સંયોગની પ્રાપ્તિ આવતી નથી તંતુ તથા પટ એમાં સંયોગની અપ્રાપ્તિનો અભાવ છે. તેથી જો એ બે ભિન્ન વસ્તુઓ હોય તો એમનો સંયોગ થઈ શકે. આ સ્થળે એ યાદ રાખવું કે જે જે વસ્તુઓ સંયુક્ત થઈ શકે છે તે તે વસ્તુઓ સંયોગ થતા પૂર્વે વિયુક્ત હોયછે. કાર્ય અને કારણ—પટ અને તંતુ—કદાપિ વિયુક્ત રહેતા નથી એટલે પટરૂપ કાર્ય કારણથી વિયુક્ત દશામાં રહેતું નથી તેથી પટ તંતુ સાથે સંયોગની પ્રાપ્તિ છતાં સંયોગને પામતું નથી. અને ભિન્ન વસ્તુ હોય તો સંયોગને પામવું જોઇએ. તેથી પટ તથા તંતુ અથવા કાર્ય અને કારણ ભિન્ન વસ્તુઓ નથી.

આ વગેરે અનેક પ્રમાણથી કાર્ય કારણથી વસ્તુતઃ અભિન્ન છે એ નિર્વિવાદ સિદ્ધ થાય છે. કારણજ એક આકૃતિ યુક્ત હોય છે એટલે એકરૂપે પ્રતીત થાય છે ત્યારે તેને કારણ કહેવાય છે અને અન્યરૂપે પ્રતીત થાય છે ત્યારે તેજ વસ્તુ કાર્ય કહેવાય છે જેમ એક નટ એક પાત્રનો વેષ ધારણ કરે છે.ત્યારે તેને એક સંજ્ઞા આપવામાં આવે છે અને જ્યારે તેજ નટ અન્ય વેષ ધારણ કરે છે ત્યારે તેનેજ અન્ય સંજ્ઞા આપવામાં આવે છે, અર્થાત્ જેમ એકજ નટ નાના વેષ ધારણ કરી નાના સ્વરૂપે પ્રતીત થાય છે પણ વસ્તુભેદ પામતો નથી. તેમ એકજ કારણ નાના રૂપે માયાના ચમત્કારથી પ્રતીત થાય છે પણ વસ્તુભેદ પામતું નથી—એકજ સુવર્ણ સાંકળાં, હીરાકડી બંગડી આદિ રૂપે પ્રતીત થાય છે, એકજ મૃત્તિકા ઘટ, કોડીયાં, ચુલા આદિ આકારે પ્રતીત થાય છે પણ કોઇ વસ્તુભેદ પામતું નથી.

કાર્ય સ્વરૂપે મિથ્યા છે અર્થાત્ સ્વતંત્ર સત્તા શૂન્ય છે અને કારણથી વસ્તુતઃ કેવળ અભિન્ન છે. એજ અર્થે हरिरेव जगद् जगदेव हरिः 'જગત્‌રૂપ કાર્ય પોતાનું કારણ જે બ્રહ્મ તે રૂપજ છે અને બ્રહ્મરૂપ કારણજ અઘટિતને ઘટાવવામાં અતિ ચતુર એવી જે અવિદ્યા તેના યોગથી જગત્‌રૂપે મિથ્યા ભાસે છે' એ વાક્ય, તથા सदेव सौम्येदमग्रआसीत् 'હે સૌમ્ય ઉત્પત્તિ પૂર્વે આ જગત્ પોતાનું કારણ જે સદ્રૂપ બ્રહ્મ તે રૂપજ હતું' એ શ્રુતિ બોધન કરે છે.

આ પ્રમાણે કાર્ય માત્ર પોતાના કારણથી વસ્તુતઃ અભિન્ન છે તથા સ્વરૂપે મિથ્યા છે. તેથી સુવર્ણના સમગ્ર વિકારો સુવર્ણરૂપજ છેઃ સુવર્ણ જાતે આદિ કારણ નથી પણ અન્ય વસ્તુઓનું કાર્ય છે. તે વસ્તુઓ પાર્થિવ તથા તૈજસ અણુઓ છે તેથી પાર્થિવ તથા તૈજસ અણુઓ શિવાય સુવર્ણમાં કાંઈ નથી. આથી કરીને સુવર્ણના વિકારો સુવર્ણરૂપ અને સુવર્ણપાંચ મહાભૂતનાં અણુરૂપ છે, તેથી સુવર્ણ તથા તેના વિકારો માત્ર અણુરૂપ છે. એજ પ્રમાણે સંપૂર્ણ વિશ્વ પ્રતિ દૃષ્ટિ નાંખતાં એ સ્પષ્ટ

માલમ પડે છે. એ વિશ્વ પાંચ ભૂતના અણુઓથી રચાયેલું છે, એ અણુરૂપ છે, તેથી કોઈ ભિન્ન વસ્તુ નથી. એ પાંચ અણુઓ પણ જાતે સંયોગી છે એ પણ અધિક અનુભવથી સિદ્ધ થાય છે. જળના વિભાગ કરવા કરીએ તો અંતે જલના અણુઓ માત્ર વસ્તુ ઠરે છે. એ અણુઓ પણ નિત્ય તથા અવિકારી નથી પણ વાયુના અણુના વિકારરૂપ છે એ રસાયન શાસ્ત્રમાં પ્રવીણ લોકોને હસ્તામલકવત્ દેખાય છે. તેથી પાંચ મહાભૂત આદિ કારણ નથી. પણ તેમાં પાર્થિવ અણુઓ જલના અણુઓના વિકારરૂપ છે, જલના અણુઓ તૈજસ અણુઓના વિકારરૂપ છે, તૈજસ અણુઓ વાયુના અણુઓના વિકારરૂપ છે, વાયુના અણુ આકાશ*ના અણુઓના વિકારરૂપ છે. તેથી કાર્ય કારણનો અભેદ લેતાં સંપૂર્ણ વિશ્વચક્ર આકાશના અણુરૂપ ઠરે છે. એ અણુઓ પણ બ્રહ્માના વિકાર છે તેથી બ્રહ્મરૂપજ છે. બ્રહ્મા વિશ્ણુના વિકારરૂપ હોવાથી વિષ્ણુરૂપ છે. વિષ્ણુ શ્રી રુદ્ર ભગવાનનો વિકાર હોવાથી તે રૂપ છે તથા શ્રીરુદ્ર પણ પ્રકૃતિનો વિકાર હોવાથી પ્રકૃતિરૂપ છે. આથી કરીને સંપૂર્ણ જગત્ સત્વ, રજસ તથા તમસ્ એ ત્રણ પ્રકારના દ્રવ્યરૂપજ જે પ્રકૃતિ તે રૂપજ છે. એ પ્રકૃતિ પણ શ્રી સબલ ભગવાન્ રૂપ છે અને શ્રી સબલ ભગવાન્ પણ શુદ્ધ ચેતનરૂપ છે તેથી સમગ્ર વિશ્વ પ્રપંચ શુદ્ધ ચિતિશક્તિરૂપ છે તેથી અન્ય કોઈ વસ્તુ નથી. આ પ્રકારનો અનુભવ કરવો એજ સપૂર્ણ કર્તવ્યનું શેખર છે; એ અનુભવ કરવા પછી કંઈ પણ કર્તવ્ય બાકી રહેતું નથી, પણ તે માણસ કૃતકૃત્ય થઇ આનંદોદધિમાં લીન થાય છે. પણ એ અનુભવ એક કાળે થતો નથી. તેથી જ્યાં સુધી એ અપરોક્ષ જ્ઞાન નહિ થાય ત્યાં સુધી એ ધ્યાન (ભાવના) કરવું ઉચિત છે ધ્યેય પદાર્થ અભ્યાસથી જ્ઞેયરૂપ થાય છે, એ સર્વ વિદ્વાનોને સંમત નિયમ છે. ધ્યાનની વિશેષ પ્રક્રિયા દરેકે પોત પોતાના આચાર્યશ્રીના મુખ કમલથી શ્રવણ કરવી આવશ્યક છે તેથી અત્ર ન લખતાં માત્ર સામાન્ય પ્રકાર દર્શાવીએ છીએ.

છાંદોગ્ય ઉપનિષદ્માં આ પ્રમાણે કહે છે કે सर्वं खल्विदं ब्रह्म तज्जलानिति शान्त उपासीत આ સંપુર્ણ વિશ્વ બ્રહ્મમાંથીજ ઉત્પન્ન થયું છે, બ્રહ્મમાંજ ચેષ્ટા કરે છે અને લય પામી બ્રહ્મરૂપજ થાય છે તેથી શાંત ચિત્તથી આ સંપૂર્ણ જગત્ શુદ્ધ ચેતનરૂપ છે એવી ભાવના (ઉપાસના) કરવી. અન્ય શ્રુતિ કહે છે કે ब्रह्मैवेदममृतं पुरस्ताद् ब्रह्म पश्चाद् ब्रह्म दक्षिणतश्चोत्तरेण આ દૃશ્ય જગત્ અમૃતરૂપ બ્રહ્મજ છે. આગળ, પાછળ જમણી તરફ, ડાબીતરફ, ઉર્ધ્વ, અધઃ તથા સર્વ સ્થળે એક શુદ્ધ ચેતનજ ભર્યું છે? આ પ્રમાણે તત્વ ભ્યાસ જીવન્મુક્તિનું એક સબલ સાધન સિદ્ધ થાય છે, માટે મુમુક્ષુઓએ પોતાના સદ્ગુરુ શ્રીની આજ્ઞાનુસાર અવશ્ય આદરણીય છે.

* આકાશ કેવળ પોલાણરૂપ અભાવ પદાર્થ નથી. પણ વાયુના ઉપાદાન કારણરૂપ કોઈ ભાવ પદાર્થ છે, તથા નિરવયવ નથી પણ સાવયવ છે.

# INDIAN NIGHTS
# ઇન્ડિયન નાઇટ્સ.

અથવા

## આર્ય—રજની.

(વાતો)

(સાંધણ પુસ્તક ૨ જાને પૃષ્ટ ૨૪ થી)

..વીરકૈયટ કહે, એ વૃદ્ધ કવિરાજને તસ્દી આપવા કરતાં તારે પોતે પ્રહ્લાદપુર જવું એ વધારે સારૂં છે. વળી વિદ્યા શીખવાને માટે શીખનારે સામે પગલે જવું એ ઉત્તમ નીતિ છે. અહીં રહીને વિદ્યા શીખતા જેટલી વાર લાગે તેથી ઓછી વારમાં પરદેશમાં વિદ્યા ભણી શકાય. સ્વદેશમાં વ્યવહારને લીધે ભણનારનું મન એકલા અભ્યાસમાં રહેતું નથી. પરદેશમાં ભણવા શિવાય બીજી કશી જંજાળ નથી હતી.

અધીરો થઈને રસાલુધદેવ બોલ્યો કે, પિતાજી, આપનું કહેવું યથાર્થ છે. કહો ત્યારે, હવે મને પ્રહ્લાદપુર મોકલવાની તૈયારી કયારે કરાવશો?

વીરકૈયટ કહે, બેટા રજપૂત વીરને તૈયારી શી કરવી હતી? ક્ષત્રિયના દીકરાને તૈયારીમાં એક તલવારજ. તે તો તું રોજ પાસે રાખેજ. મરજીમાં આવે તો આવતી કાલેજ નીકળ; કેમકે કાલે ઘણું સારૂં મુહૂર્ત છે.

રસાલુધ બોલ્યો, વહાલા પિતાજી આપની જે મારી તરફ પ્રીતિ તથા નીતિ છે તેથી હું મને મોટામાં મોટો ભાગ્યશાળી માનુંછું. આપના જેવા પિતા મોટા ભાઈ અને હું એ બસે શિવાય આખા જગતમાં કોઈને પણ નહીં હોય.

આ પ્રમાણે રસાલુધને પ્રહ્લાદપુર જવાની પરવાનગી મળી. પણ તે આખો દિવસ તેને તેના પિતાએ પોતાની આગળથી ખસવા દીધો નહીં. આખો દિવસ બાપ દિકરાએ પ્રહ્લાદપુરના રસ્તાવિષે તથા માર્ગમાં જે જે રાજાઓની સરહદ આવતી હતી તે તે રાજાઓ અને તેમનાં રાજ્યોવિષે તથા તે રાજાઓ સાથે પોતાના રાજ્યનો કેવા પ્રકારનો સંબંધ છે તે વિષે વાતચીત કરી. આ વાતચીત ચાલતી હતી તે દરમ્યાનમાં પોતાનાથી બીજે દિવસે છુટા પડનાર પુત્રનું મુખ મહારાજા વીરકૈયટ વારંવાર ખરેખર અાપના હેતથી નિહાળતો હતો; પુત્રના વિદ્યાના શોખથી તે આનંદ

પામતો હતો; પ્રવાસ કરવાથી પોતાના પુત્રને ઘણો કીંમતી અનુભવ મળશે એમ જાણી ખુશી થતો હતો; તેમજ પુત્રથી વિખુટા પડવાથી જે ઉદાસી આવે છે તેનું ભાન પણ સ્વાભાવિક રીતે તેને થતું હતું, પણ એ ઉદાસી કોઈપણ રીતે તેના ખરેખરા ક્ષત્રિયપણાંવાળા હૃદયને બોળી ન દેતાં વર્ષાઋતુની શોભાવાળું કરતી હતી. રાત્રીએ પણ પિતાએ રસાયુધને પોતાની પાસેજ સુઇ રહેવાની આજ્ઞા કરી અને મોટા ચંડમહદેવે પણ પિતા અને નાના ભાઈની સાથેજ સુઈ રહેવાની રજા પોતાના પૂજ્ય પિતા પાસે માગી. અને કૈયટે તેમ કરવાની રજા પોતાના ખુશી સાથે ચંડમહદેવને આપી. બે દીકરા અને ત્રીજો બાપ મોડી રાત લગી એક બીજાની સાથે અતિ સ્નેહ પૂર્વક વાતો કરતાં જાગ્યા. પછી કૈયટે રસાયુધને સુચના કરી કે, બેટા, તારે કાલે આખો દિવસ પ્રવાસમાં કાઢવાનો છે અને તે પ્રવાસ આશરે સાતેક દિવસ લગી ચાલશે, માટે હવે થોડીક ઉંઘ લેવાય તો ઠીક. આ સૂચના ઉપરથી સર્વેએ વાતો બંધ કરી એટલે નિદ્રા પણ થોડાક વખતમાં આવી ગઈ.

રાત્રીએ ઘણો મોડો ઉંઘેલો હતો તે છતાં કુમાર રસાયુધ પો ફાટતાં પહેલાં ઉઠયો અને દાતણ પાણી તથા સ્નાન વગેરે કરીને નિત્ય કર્મ કરવા બેઠો; અને ઉદય થતા ભગવાન્ સૂર્ય નારાયણને અર્ધ્યદાન આપી પોતાના નિત્ય કર્મની સમાપ્તિ કરી. તેના ઉઠયા પછી થોડીકવારે ઉઠેલો તેનો પિતા પણ આ વખતે સ્નાન કરી રહ્યો હતો. પ્રહ્લાદપુર જવાને તૈયાર થયેલો કુંવર રસાયુધ તેને પગે લાગ્યો એટલે તેણે તેને માથે હાથ મૂકી 'ચિરંજીવ' કહી આશીર્વાદ દીધો તથા સ્વહસ્તે કુંવરના કપાળે કુંકુમ તિલક કરી અક્ષત ચોઢયા અને કાંકરી ગોળ લેઈને કુંવરના હાથમાં આપ્યો. કુંવરે પિતાને નમન કરી સર્વ મંગલકર શ્રી ગણપતિનું નામ દેઈ તે ગોળ પોતાના મુખમાં મુકયો. હવે મહારાજા વીરકૈયટે પોતાના અંગ રક્ષક યોદ્ધાઓના સરદારને બોલાવી હુકમ આપ્યો કે બસે અંગ રક્ષક યોદ્ધાઓ લેઈ કુંવર રસાયુધ સાથે પ્રહ્લાદપુર જવાને તત્કાળ સજ્જ થાવ. સરદાર તરતજ ૨૦૦ અશ્વારૂઢ યોદ્ધાઓ લેઈને ફરી હાજર થયો. રસાયુધ પણ અશ્વારૂઢ થયો. તેનો મોટો ભાઈ ચંડમહદેવ નહાયા વિનાજ તૈયાર થઈ પોતાના ભાઈને વળાવવા જવા તૈયાર થયો. રસાયુધે પિતાને હાથ જોડી પ્રણામ કર્યા. પિતાએ આશીર્વાદ મુદ્રા કરી કહ્યું પુત્ર! સિધાવો, વહેલા

આવજો. તરતજ સર્વેએ પોતાના ઘોડાની લુગામો ખેંચી એક મારીગને પ્રહ્લાદપુર જવા પ્રયાણ શરૂ થયું. રસાયુધ નીકળ્યો તેની સાથેજ પ્રહ્લાદપુર જવાને એક જાસુસ મોકલ્યો હતો; રસાયુધ રસ્તામાં મુકામ કરતાં કરતાં જવાનો હતો, અને પેલો જાસુસ દડમજલ પ્રહ્લાદપુર જઈ ત્યાંના મહારાજા શ્રી અતિહ્લાદને વીરકૈયટનો પત્ર આપવાનો હતો. એ પત્રમાં રસાયુધ કુંવરની સોંપણુ કરેલી હતી.

પાંચ કોશ લગી પોતાના ભાઈને વળાવીને પાછો ફરેલ ચંડમહાદેવ પોતાના પિતા પાસે આવ્યો અને કહ્યું કે રસાયુધે આપને તેને માટે નિશ્ચિન્ત રહેવા વિનવ્યું છે અને આપને ભક્તિપૂર્વક પ્રણામ કહ્યા છે.

હવે કુંવર રસાયુધ માર્ગમાં વિવિધ નગર તથા વન વગેરે જોતો, પોતાના પિતાના આશ્રિત રાજાઓનું માન સ્વીકારતો, પોતાના પિતાના મિત્ર રાજાઓના સ્નેહને અનુભવતો મુસાફરીના થાકને તેમજ આનંદને અનુભવતો પોતાનો પ્રવાસ બાર દિવસ લગી ચલાવતો હતો. સાત દિવસના રસ્તામાં બાર દિવસ લાગવાનું કારણ વીરકૈયટના મિત્ર અને આશ્રિત રાજાઓ તરફથી થતો આગ્રહજ હતો. તેરમે દિવસે રસાયુધદેવ પ્રહ્લાદપુરથી પાંચ ગાઉ ઉપર આવી પહોંચ્યો. ત્યાં જોયું તો રસાયુધના આવવાની ખબર પેલા જાસુસે આપેલા પત્રદ્વારા પડવાથી પ્રહ્લાદપુરનો મહારાજા અતિહ્લાદ પોતાની સમગ્ર સેના લેઈ પોતાને સંકટમાં સહાય થનાર મિત્રના પુત્રને માન આપી પોતાના નગરમાં વાજતે ગાજતે તેડી જવાને સામો આવ્યો હતો.

પોતાના પિતાના મિત્ર અતિહ્લાદ મહારાજાને કુંવર રસાયુધે પ્રણામ કર્યાં અને અતિહ્લાદવર્માએ પોતાના પુત્ર તુલ્ય ગણી રસાયુધ કુંવરને આશીર્વાદ દીધો. આપણે આગળ કહી ગયા છીએ કે રસાયુધની આકૃતિ તથા નીતિ ,હરેક જનનું મન હરણ કરી લે તેવાં હતાં. અતિહ્લાદને આથી પ્રથમ મુલાકાતેજ રસાયુધ ઉપર પ્રેમ ભાવ ઉત્પન્ન થયો. અતિહ્લાદવર્મા વાજતે ગાજતે પોતાના નગરમાં કુવર રસાયુધને તેડી લાવ્યો; અને અવિચલ કવિરાજને બોલાવી હર્ષ સાથે કહ્યું કે 'કવિમહારાજા વીરકૈયટ જે મારા પરમ હિતસ્વી મિત્ર થાય છે, તેમનો આ નાનો પુત્ર રસાયુધ કુમાર આપની કીર્તિ સાંભળી આપની પાસે અલંકાર શાસ્ત્રનો અભ્યાસ કરવા પોતાનાં પિતાની આજ્ઞા લેઇને આવ્યો છે. આ કુંવરને હું આપને સોંપું છું.'

સારી રીતે અભ્યાસ કરી શકીશ; અને અભ્યાસનો વખત નહીં હોય તે સમયે પણ આપની સાથે જવું સમાગમથી મને અનુભવનો જે લાભ મળશે તેતો અમૂલ્યજ; માટે મારું મન અને જે કાર્યને માટે હું અત્રે આવ્યો છું તે તો મને એમ કહે છે કે, કવિરાજ, આપને ઘેરજ રહેવું વધારે સારું છે; કાકાના દર્શન માટે વારંવાર આપની સાથે આવતો રહીશ.'

રસાયુધનું આ પ્રમાણે બોલવું સાંભળી મહારાજા અતિપ્રહ્લાદ થોડીક વાર વિચાર કરી બોલ્યો કે 'ભાઈ રસાયુધ, તમને જેમ અનુકૂલ લાગે તે પ્રમાણે કરવામાં મને કાંઈ હરકત નથી; તમારું બોલવું મને પણ કેટલેક અંશે ખરું લાગે છે; પોતાના શિક્ષકની પાસેજ રહેવાથી ભણનારને ઘણો અનુભવ મળે છે એ વાર્તા મને અક્ષરશઃ ખરી લાગે છે, અને તેથીજ આપણાં શાસ્ત્રોમાં લખેલું છે કે વિદ્યાર્થીએ ગુરૂકુલમાં નિવાસ કરીને અભ્યાસ આદરવો' રાજાનું બોલવું પુરું થયું કે બારોટજી બોલ્યા, 'અન્નદાતા અને હું મારા પ્રાણ કરતાં પણ આ કુંવરની વધારે બાલાશ રાખીશ. આપ જાણો છો કે મારા પેટમાં પણ આપનોજ રજક છે: કોઈ પણ પ્રકારે કુંવરને અડચણ પડવા દેઈશ નહીં.' રાજા બોલ્યો, 'બારોટજી, જો કોઈ પ્રકારે કારે અધિક જરૂર પડે તો મને કહેજો, એ સઘળી વાતે તરત બંદોબસ્ત કરાવી આપીશ.' બારોટજી કહે, 'કાંઈ ફિકર નહીં, મહારાજા, આપને પ્રતાપે મારે મોજ છે.'

આ વાતચિત ઉપરથી વાંચનાર સમજશેજ કે રસાયુધ કુંવરને રાજકવિ શ્રીઅવિચલ બારોટને ઘેરજ રહેવાનું ઠર્યું. મહારાજા વીરકેયટની આજ્ઞા પ્રમાણે રસાયુધને પ્રહ્લાદપુર પહોંચાડી ત્રણ દિવસ પ્રહ્લાદપુરની શોભા જોઈ પેલા બસે અંગ રક્ષકોને લેઈ તેમનો સરદાર પાછો મહારાજપુર ગયો.

રાજકવિના કુટુંબમાં રસાયુધ જે વખતે રહેવા ગયો તે વખતે તે પ્રખ્યાત મહાકવિને ત્યાં ભાટ ચારણ બ્રાહ્મણ વગેરે જાતના અનેક વિદ્યાર્થીઓ કાવ્યશાસ્ત્રનો અભ્યાસ કરવાને માટે આવતા હતા; પણ તેના ભેગા તેના ઘરમાં રહીને કાવ્યશાસ્ત્રનો અભ્યાસ કરનાર તો રસાયુધ સહીં આરૂજ વિદ્યાર્થીઓ હતા, અને નવમી એ રાજકવિએ ખોળે લીધેલી દીકરી પરિમલા હતી; આ કન્યાને તેર વર્ષ પૂરાં થયાં હતાં, અને ચૌદમું વર્ષ અડધું ચાલ્યું ગયું હતું આટલી ઉમ્મર છતાં પણ તે રસમય કવિતા એવી તો સારી કરતી હતી કે એની બરોબરી અવિચલ બારોટનો વડો શિષ્ય ચતુરસિંહ પણ કરી

શકતો નહોતો. ચતુરસિંહ બારોટને મોઢેજ આપણે આ પરિમળાનાં વખાણ આગળ સાંભળી ગયા છીએ, એટલે પરિમળાવિષે અત્રે કાંઈ વધારે કહેવાની જરૂર નથી.

રસાયુધે આશરે છ માસ અભ્યાસ કર્યો એટલામાં તે અલંકાર શાસ્ત્રમાં એવો નિપુણ થયો કે રાજકવિએ પોતાના મુખેથી એકવાર પ્રસન્ન થઈ એવું કહ્યું કે, 'પ્રથમ તો રસ અને અલંકાર બંનેમાં મારૂં છતું રાખે એવો એકે શિષ્ય મારી પાસે નહોતો પણ હવે મને મારા ઘરડપણમાં સંતોષ થયો કે રસાયુધ કુંવર રસ અને અલંકાર બંનેમાં મારૂં નામ રાખશે. બાકી એકલા રસમાંતો મારી પરિમલા પણ મારૂં છતું રાખે એવી છે, અને મારો ચતુરો એક અલંકાર શાસ્ત્રમાં હીરો નીવડ્યો છે. પ્રભુ તમને ત્રણને લાંબુ આયુષ્ય આપી સુખી કરે.' કુંવર રસાયુધ બોલ્યો, 'કવીશ્વરા કવિ ચતુરસિંહને હું મહારાજપુરમાં મળ્યો હતો, તેમણે મને આપના સબંધી સઘળી હકીકત કહી હતી, અને તેથીજ મને આપની પાસે અભ્યાસ કરવા આવવાની ઈચ્છા થઈ હતી; આજે મારા મનોરથ સફળ થયા એમ હું માનુંછું. આપની પ્રસન્નતાથી હું મને કૃતાર્થ ગણુંછું.' રાજકવિ ઉમલકાથી બોલ્યા, 'હા મારો ચતુરો અહીં આવ્યો ત્યારે તે કહેતો હતો કે હું મહારાજપુરના ધણી પાસેથી પણ ઈનામ લેઈ આવ્યો; પણ તમારી સાથે થયેલી વાતચિત્તવિષે મને એ છોકરાએ કાંઈ કહ્યું નહોતું.' કુંવર બોલ્યો, 'ગુરૂજી મારા અહીં આવ્યા પછી ચતુરસિંહ બારોટ સમૂળગા કેમ દેખાતા નથી? વારૂ!' બારોટજીએ કહ્યું, 'તમે આવ્યા તેના ચાર પાંચ દિવસ પહેલો તે આવ્યો હતો, અને તે આવ્યો તેને બીજેજ દિવસે તેને તેડવાને માટે **સિંહપુરના** રાજાએ માણસો મોકલ્યાં હતાં, ને તમે અત્રે આવ્યા તેને પહેલેજ દહાડે એ તહીં જવા ઉપડી ચૂક્યો હતો; હાલ તો તે ત્યાં પરમેશ્વરની કૃપાથી રાજકવિની પદવીએ ચઢ્યો છે; ભલા, આપણે એની ચડતી જોઈ આનંદ પામીએ છીએ.'

અમારા વાંચનાર મિત્રોમાંના જેઓનો સ્વભાવ પોતાનું કાર્ય સાધી તરતજ પોતાના ઘર તરફ વળી જવાનો હશે, તેઓના મનમાં સ્વાભાવિક રીતે એમ આવશે કે રસાયુધને રાજકવિ પોતે વખાણે એવો હુંશીયાર થયા પછી પણ તે પોતાને દેશ જવાને કેમ આતુર નહીં થતો હોય? આ અભ્યાસનું કાર્ય સિદ્ધ થયા પછી જરૂર વિના પરદેશમાં એણે શા માટે પડી રહેવું જોઈએ? પોતાના ઉપર અલૌકિક હેત રાખનાર પિતાનું દર્શન કરવાને એનાં નેત્ર કેમ અધીરાં નહીં થતાં હોય? પોતાના માના જણ્યા

મહાલાબાઈને બેઠવાને એવું અંતર કેમ ઉછાળો નહિ મારતું હોય? પણ વાંચનાર મિત્ર હવે આમારે તમને કહેવું જોઈએ કે અલંકારશાસ્ત્ર શિવાય એક બીજી ચમત્કારી વિદ્યા આપણો રસાયુધ ભણ્યો હતો. અને જેમ પોતાના શિક્ષક રાજકવિ અગ્નિચલદાસના મુખ પાસે પોતાની કુશળતાનાં વખાણ કરાવ્યા હતાં. તેમ એક બીજા મનુષ્યના મન પાસે પણ પોતાનાં વખાણ કરાવ્યાં હતાં. એ ચમત્કારી વિદ્યા તે પ્રેમ હતો, અને જે મનુષ્ય તેને પોતાના મનથી વખાણતું હતું તે રાજકવિની દત્તક લીધેલી દીકરી પરિમલાજ હતી. વાંચનારે આથી એમ ન સમજવું કે રસાયુધ અને પરિમલા બંન્ને એક બીજા સાથે પ્રેમમાં મગ્ન થઇ ગયાં હતાં અને તેથી પરસ્પરનો આનંદ છોડી રસાયુધને સ્વદેશ જવું ગમતું નહોતું. હા, એ વાત તો સાચી છે, કે રસાયુધ પરિમલાને પ્રથમ તોસાધરણ દૃષ્ટિથી જોતો હતો; પ્રથમ ફક્ત તેને એટલી અસર થઇ હતી કે આહો આ સ્ત્રીનું રૂપ અને લાવણ્ય અલૌકિક છે. પ્રથમ તેના વિષે રસાયુધના મનમાં કાંઈ પ્રેમના અસ્તિત્વનું ભાન થયું નહોતું. પછીથી ધીમે રોજ તેના સંબધમાં આવવાથી, સાથે ભણવાથી, કોઇ કોઇ પ્રસંગે વાત કરવાથી રાજકવિનો એ કન્યા વિષે અતિઉંચો અભિપ્રાય સાંભળવાથી, એની કવિતામાં રસ ચાતુરી જોવાથી, કોઈ વાર તે કન્યાએ પોતે રચેલ કવિતાનું ગાન કરતી તેને સાંભળવાથી, અને એવાં અનેક કારણોથી રસાયુધને એ બાલા કોઈ અન્ય પ્રકારે દેખાઈ. અન્ય પ્રકારે એટલે શું? એનું મુખ નિષ્કલંક ચંદ્રમાં જેવું તો પ્રથમથીજ હતું, પ્રથમ તે રસાયુધના નેત્રને આનંદ આપતું અને હવે તો તેના મનને આનંદ આપવા લાગ્યું. જ્યારથી બ્રહ્માએ પરિમલાને ઘડી ત્યારથીજ તેનું કપાલ સૌન્દર્યના દર્પણ જેવું હતું, નેત્ર ખંજન પક્ષીના જેવાં હતાં અને વિના અંજને પણ મનરંજન કરે એવાં હતાં, કાન કૃષ્ણને ત્યાં ફરીને જન્મેલા કામદેવનો પરિતાપ શમાવવાને ગળથુથી પાવાની સ્ફટીકની છીપો જેવા હતા, એની નાસિકા પ્રેમના પરમ ઉજ્વલ દીપકની શગ જેવી હતી, તેના ઓકપરવાળા જેવા અને દાંત મોતીના દાણા જેવા હતા, એનું આછું હસવું પ્રભાતના સમય જેવું હતું, તેના ગાલ ગુલાબના ફુલ જેવા હતા, એની એક સુંદર ફુંદણાવાળી હડપચી શિવનેત્રના અગ્નિથી બળી ગએલા કામદેવના શ્રાદ્ધને માટે પોતાને કોમળ હાથે રતિએ બનાવેલી અને જેના ઉપર એક તિલ ચોંટયો હોય એવી નાજુક નવનીતની પિંડી જેવી હતી, એનો કંઠ શંખાકાર, હાથ શુંડાકાર, હથેલીઓ કમળ જેવી, સ્તન મદનપૂજનમાં ગોઠવવા યોગ્ય પુગીફલ ( સોપારી ) જેવા, ગંભીર નાભિસ

ह्रीँ



# महाकाल.



(માસિક.)

रूप(पुस्तक) २. जेठकृष्ण. १४ सं. १९४६ दर्शन (अंक) ८

ॐ अघोरेभ्योयघोरेभ्योघोरघोरतरेभ्यः ॥
सर्वेभ्यःसर्वसर्वेभ्योनमोस्तुरुद्ररूपेभ्यः ॥

પ્રતિષ્ઠા કરનાર.

उपाधिबाधकवर्ग.

રાજનગર (અમદાવાદ.)
"એંગ્લો વર્નાક્યુલર પ્રિંટિંગ પ્રેસ"માં છાપી પ્રસિદ્ધ કરનાર
નથુભાઈ રતનચંદ મારફતીયા.
સંવત્ ૧૯૪૬. પોષ્ટેજ માફ. સને ૧૮૯૦.
વાર્ષિક ઉપહાર. રૂ. ૨ અગાઉથીજ.
વર્ષ અન્તે રૂ. ૨-૮-૦
દરેક છુટી નકલ
લનો રૂ ૦૪.





# अनुक्रमणिका.

**વિષય.**



## જાહેર ખબર.

આ મહાકાલના ઉપાસક થવાની ખાસ વિજ્ઞપ્તિ કોઈને કરવામાં નહિજ આવે, માટે જેને એના ઉપાસક થવાની ઈચ્છા હોય, તેણે પત્રદ્વારા મહાકાળીના મેનેજરને પોતાની ઈચ્છા જણાવવી.

## સુચના.

મહાકાલના જે ઉપાસકોને પ્રત્યેક માસની કૃષ્ણ ચતુર્દશી પછી પંદર દિવસમાં થી મહાકાલનાં દર્શન ન થાય તેઓએ મહાકાલના (મેનેજરને) નિયામકને ખબર આપવી. ઘણી મોડી ખબર આપનારના પત્ર ઉપર ધ્યાન દેવામાં નહી આવે.

મેનેજર "મહાકાલ."
C/o. N.P. Sangavi.
Sankadi Sheri.
Lalavasa pol
Ahmedabad.

# श्री महाकाल.

रूप (पुस्तक) २,—जेष्ट कृष्ण १४ सं. १९४६ दर्शन (अंक) ८.


## साधकनी इष्ट प्रति प्रार्थना.

### ( ધારણાદિ પ્રયોગની અસિદ્ધિ સમયના ઉદ્ગાર. )

પદ. રાગ બિરહ બારમાસી અથવા નિશ દિન
ચાચું હરો દુઃખ, દાતા? એ રાહ.

ક્યાં લગી ન્યારા નાથ રહેશો, રંકને શું હજુ રીબાવોરે;
નિશ દિન સ્મરતાં છતાં આ નયને, દર્શનનો ન લીધો લ્હાવોરે. ક્યાં.
નેત્ર આકર્ષીને સ્વરૂપ નીરખવા, યત્ન ન ન્યુન પ્રભુ છે કીધાંરે;
તદપિન પ્રભુ મન હજુ સ્વલ્પ રીઝે, ક્ષણ પણ દર્શન ના દીધાંરે. ક્યાં.
આભ્યંતરે પ્રભુ ગુપ્ત રહ્યા છો, શાસ્ત્ર ગુરૂની લહીએ વાણીરે;
વળિં વળિ દૃષ્ટિને અંતરવાળી, પણ સ્થિતિની ન લહી એંધાણીરે. ક્યાં.
કદી કદી અંતર જઈ બેસું તવ, થાયે વિધ વિધ ભણકારારે;
એ પ્રકટ્યા પ્રિયતમ પ્રભુ સાચા, ખચિત દીસે આ અણસારારે. ક્યાં.
અન્ય ક્ષણે પણ વળિ અંધારૂં, ભાળી દુઃખી થઈ વૃત્તિરે;
દ્વિગુણ બળે જોવાને ધસતા, સ્ફુરતી વિવિધ વિધિ સંસૃતિરે. ક્યાં.
આપને, અર્થે રચેલ મંદિર, ચોરની ધાડ પડે વળતાંરે;
શાંતિમાં સઘળે અશાંતિ પ્રસારી, સળગાવે દુઃખનાં બળતાંરે. ક્યાં.
અકળાઈ જાઉં પ્રભુ આ ન્યાળી, અંતર સંઠુ હું બહિર આવું રે;
ત્યાં પણ પ્રભુ મુખને ન વિલોકી, અશ્રુથી નયનો નવરાવું રે. ક્યાં.
નામ જપી જપી કહી પ્રિય તમને, મળવાને હું બોલાવું રે;
શ્રવણ વિનાના તમે શ્રવણે ન ધરતા, લહી શોકથી તનને તાવું રે. ક્યાં.
ભક્તિ વિના ન તમે જોશો શુભ્ર તવ, ભક્તિની મૂર્તિ હૃદય કરનારે;

યત્ન કરયાં જે જે નાથ બન્યાં પણ, પાત્રતા આવી ન પ્રભુ વરવારે. ક્યાં.
શો અપરાધ પ્રભુ નયને નિહાળી, આપનું મન હજુ ના માન્યુંરે;
સત્વર કહેજો કૃપાનિધિ સાચું, શીદ રહો રાખીને છાનું રે. ક્યાં.
પ્રેમ કસોટી કરતાં પ્રીતિ, પીતળ ભાળી કદી કહેશોરે;
સત્ય એ, તદપિ એ દોષ નિવારક, યત્ન કરૂં ઉર તે લહેશોરે. ક્યાં.
આપ ઉદાર દયાલુ પ્રભુ છો, લહીએ આ વિનતિ કીધીરે;
પુનઃ હૃદય, ધસી મળવા આવું, ગુપ્ત થશો ના કરૂણાનિધિરે. ક્યાં.

# श्री पंचवरद वृत्तान्त.

(અનુસંધાન પૃષ્ટ ૭૯ થી.)

આ પ્રકારે વિચાર કરીને તરત ત્યાંથી એક બાજુ ચાલવા લાગ્યો. કેટલેક દૂર નીકળી ગયો ત્યારે મને જેમ સુષુપ્તિ તથા સ્વપ્નથી જાગ્રત થતા હોઈએ, એવું ભાન થવા લાગ્યું. હું પુનઃ મારા પૂર્વ નિશ્ચયના બલવત્તર વેગને અંતરમાંથી આવતો અનુભવવા લાગ્યો, નિર્ભયતાનો આવિર્ભાવ થવા લાગ્યો, ઇંદ્રિયો તથા અંતઃકરણ સાવધાન થતાં જણાયાં, પાછલા શ્રીદર્શનના પ્રસંગનું સ્વપ્નગત પદાર્થની પેઠે અસ્પષ્ટપણું પ્રતીત થવા લાગ્યું, આશ્ચર્ય પામતો હોઉં, તેની પેઠે હું પોતે મનેજ હસવા લાગ્યો, અને વિચારવા લાગ્યો કે આહા! આ માયા જે વસ્તુતઃ પદાર્થ નથી, પણ દેખવા માત્ર છે, એમ શાસ્ત્ર કહે છે, તથાપિ એનું ન કળી શકાય એવું બળછે, એ આ મારા સરખાને આવા પ્રસંગના અનુભવ વિના શી રીતે જાણવામાં આવે? અરેરે! બિચારા કેવળ વેદાંત શાસ્ત્રનાજ વાંચનારા જેમને શબ્દદ્વારાજ સ્વરૂપ સાક્ષાત્કાર સિદ્ધ હોય છે, એવાને આ માયા રમતમાંજ પોતાના પશુ બનાવી નચાવે છે, એમાં શી નવાઈ છે? તેમને મારી પેઠે નિત્યાનિત્ય વિવેકદ્વારા વિરાગનો ઉદય તો અંતઃકરણમાં થયેલો હોતોજ નથી. રાત્રિદિવસ નાના વિષયના ચિંતનપરાયણ, રેખાની ભક્તિ, યથાર્થ નિશ્ચયવિના આ સંપૂર્ણ પ્રપંચને દુઃખરૂપ ક્રમેજ અનુભવે? જ્યારે નિવૃત્તિમાં રહ્યા ચકા સત્શાસ્ત્રવેદાંતના વિચારનાર પણ, માત્ર શબ્દજ્ઞાનથી પરમાત્મતત્ત્વાકાર પરિણામ ગતિવાળા થઇ સુખસ્વરૂપ રહ્યા હોતા નથી, અને વિવિધ અનુ-

કૂલ પ્રતિકૂલ પ્રસંગે અંતઃકરણની વિષમતાદ્વારા પ્રતીત થતા શોકમોહાદિ ધર્મને વશ થાય છે, તો કેવળ વિષયપ્રાપ્ત્યર્થે જનસમૂહમાં વક્તામાત્ર થઈ બેસનાર વિષયાસક્ત વેદાંતી તો ગાધાના મજુર બની ક્લેશનેજ માત્ર વહન કરયા કરે એમાં શું આશ્ચર્ય છે ? વિવેકવિરાગ પ્રાપ્ત થયા પશ્ચાત્ દૃઢ દેહાધ્યાસને સિથિલ થયેલો જણાવનાર ષટ્સંપત્તિ, જ્યાં પર્યંત પ્રકટ થઈને કેવળ મોક્ષેચ્છાને પ્રકટાવતી નથી, ત્યાં પર્યંત મિથ્યા શ્રવણ કરેલાં તથા વાંચેલાં મહાવાક્ય કે અવાંતર વાક્ય આ અનધિકારિને કિંચિત્ પણ જાણવા યોગ્ય લાભ કરે છે, એમ કહી શકાતું નથી. કદાચિત્ અનુકૂલ અંતઃકરણવાળાને યોગ્ય વિચારથી ઉત્તરોત્તર અધિકાર પ્રાપ્ત કરવામાં એ ગ્રંથાવલોકન સહાય થાય છે, પણ પ્રતિકૂળ અંતઃકરણવાળાને તો અયોગ્ય વિચારદ્વારા ગહન અનર્થનીજ પ્રાપ્તિ કરનાર થઈ પડે છે. અરે ! હું કે જેણે ગુરુદ્વારા સત્શાસ્ત્રશ્રવણનો અધિકાર પ્રાપ્ત કરીને શ્રવણ કર્યું છે, પુનઃ તેનું સાધક બાધક યુક્તિના ઉપયોગ સહિત મનન કર્યું છે, તથા તે નિશ્ચયનેજ તૈલધારાવત્ પ્રવાહ અસાવવારૂપ નિદિધ્યાસ સાધ્યો છે, તેમજ ત્યારપછી ધારણા, ધ્યાન, સમાધિરૂપ સંયમ સૂક્ષ્મ વાસનાના લય નિમિત્ત સાધ્યો છે, વળી મધ્યે યોગ્ય પ્રાણાયામાદિ અવાંતર સાધનને પણ આવશ્યકતાના પ્રમાણમાં સિદ્ધ કરયાં છે, અને સંક્ષેપમાં કહીએ તો સિદ્ધદશામાં પ્રવેશ કરવા પર્યંતનાં સંપૂર્ણ સાધનોનો અભ્યાસ કર્યો છે, તથા એ અભ્યાસ તથા વૈરાગ્યના બળથી આ ત્રિલોકના વિભવને તુચ્છવત્ લેખવ્યો છે, તે મેં આ શરીર કે જેની આસક્તિ વિદ્વાનને પણ છુટવી અત્યંત કઠિણ છે, તેને પણ આ અરણ્યમાં પ્રવેશ કરતાં નિર્મૂળ થયા સરખી અનુભવી હતી. આટલું છતાં પણ જ્યારે યથાર્થ પ્રસંગ આવે છે ત્યારે જેમ ભય પામેલો વિષધર વા નાગણી દરમાંથી મુખ ઉચું કરી બહારના સંચારને લક્ષમાં રાખી લાગ સાધી બહાર નીકળી આવે છે, તેમ આ પ્રબળ સૂક્ષ્મ વાસના અંતઃકરણમાંથી ખરા પ્રસંગે મુખ કાઢતી જણાય છે, અને બહાર નિકળવા યત્ન કરે છે, પણ જેમ સર્પસર્પિણીનાં પકડનાર વાદી સાવધાન ઉભા હોય છે, ત્યાં પર્યંત તે બહાર નીકળી શકતાં નથી, તેમ હું સાવધાનપણે સ્થિત છું તેથી આ સંસ્કાર વાસના પણ બહાર પ્રકટ થઈ કશું કરયા સમર્થ થતાં નથી. અહોહો મારા સરખા સાધન માત્રની સીમા ઉપર જઈ બેઠેલાને પણ આમ છે, તો અન્ય બિચારા વાચક જ્ઞાનીની તો આ અજ્ઞાનવાસનાસંસ્કાર

કેવી દુર્દશા કરતી હશે એ કળવું પણ કઠિણ છે આ વિગેરે અનેક પ્રકારના વિચારનો જ્ઞાતા, દ્રષ્ટા, તથા પ્રસંગે કર્તારૂપ જણાતો હું થોડા સમયમાં કેટલેક દૂર નીકળી ગયો. ત્યાં ઘણે આગળ જતાં જેમ પ્રાતઃકાળમાં ઉદય થતો સૂર્ય નીકળતો જણાય છે, તેમ હું એ ગુહાથી બહાર નીકળ્યો ત્યારે તો મને સૂર્યનું દર્શન થયું, અને શાંત તથા શોભિતું અરણ્ય દેખાવા લાગ્યું. કોઈ મનુષ્ય જાત તો મારા જોવામાં આવતીજ નહોતી કોઈ સાથે વાર્તા કરી -હૃદયને ભાર રહિત કરવાનું સ્થાન પણ ત્યાં પર્યંત જડયું નહોતું. જેમ કોઈ વિકળ થયેલો પુરૂષ પ્રયોજનવિના ગમે તેમ ભ્રમણ કરે છે, તેમ હું વળી આગળ માર્ગ દીઠો તેમ ચાલવા માંડ્યો. ચાલતાં ચાલતાં મેં અંતઃકરણ પ્રતિ લક્ષ કરી જોયું, તો મને પાછી અવ્યવસ્થા જણાવા લાગી. તે અવ્યવસ્થાનું સ્વરૂપ એવું હતું કે આ અરણ્યમાં મેં નિષ્ફળ અવિચારથી પ્રવેશ કર્યો છે. આ પ્રકારનું આદિ સ્ફુરણ થતાંજ આ પ્રકારે વિચાર વધવા લાગ્યા. અહો ! મોહું આશ્ચર્ય છે કે હું જેને ત્રિલોકમાં પણ કંઈ આસક્તિ પૂર્વક જોવાનું અવશેષ નહોતું, તે મેં આ અરણ્યમાં ક્યા પદાર્થની આસક્તિથી પ્રવેશ કર્યો છે, એ કંઈ સમજાતું નથી. મને આ વિલક્ષણ ભ્રમ કોની સત્તાથી થયો ? મેં સંપૂર્ણ સંશયોના છેદનપૂર્વક બ્રહ્મગ્રંથી, વિષ્ણુગ્રંથી, તથા રૂદ્રગ્રંથી એવી જીવ માત્રે મોહ પમાડનાર ત્રણ ગ્રંથીઓ છે, તેમનું રૂડે પ્રકારે ભેદન કર્યું છે, તેમ છતાં પણ જેણે અજ્ઞાનગ્રંથી જેમની તેમ હોય એવી આ પામર જીવની સ્થિતિમાં મને લાવી ભ્રાંતવત્ કરી નાંખનાર કોણ છે એની મને આ ક્ષણે સમજ પડતી નથી, એ શું છે? હું જાણે આ કોઈ બીજી સૃષ્ટિ મર્યાદામાં પ્રવેશ્યો હોઉં એમ ભાસે છે, એ સાચું કે સ્વપ્ન હશે? જેમ આ જીવોને એકજ જન્મમાં કરેલા સઘળા વ્યવહારોનું, મરણનંતર ધારણ કરેલા બીજા શરીરમાં વિવિધ આવરણોના યોગે કેવળ વિસ્મરણ થાય છે, તેમ મારા પૂર્વયોગ બળથી મને ભ્રષ્ટ થયેલો પ્રતીત કરાવનાર આ તે વિલક્ષણ આવરણયુક્ત મારો અન્ય જન્મ છે કે શું ? જીવોને તો જન્માંતરમાં શરીર બીજું હોય છે, પણ આ મારૂં શરીર તો એવું એજ છે, જેથી જન્માંતર નથી એ તો સ્પષ્ટજ છે; તથાપિ સ્થાનાંતરથી આ વિલક્ષણતા જણાય છે, માટે સ્થાનમાહાત્મ્ય તો હોવુંજ ઘટે છે. અરે ! આ લોકમાં, જેમ કોઈ કોઈનાં શરીરમાં કોપને પામેલો વાયુ ભ્રમની ઉત્પત્તિ કરે છે, જેથી તે યોગ્ય બળ

તથા સ્મૃતિથી ભ્રષ્ટ થાય છે, તેમ આ મારા શરીરમાં કોઇ વાતપ્રકોપવડે મારા શુદ્ધ બળ તથા સ્મૃતિનો વિનાશ થયો છે કે શું ? આ વિગેરે અનેક પ્રકારના વિચારને કરતો હું વાયુવશ વહેતાં તૃણની પેઠે વહ્યો જતો હતો, એટલામાં મારે કાને એવો શબ્દ પડ્યો કે 'ધૈર્ય ધર, હવે શુભ છે.' શબ્દ સાંભળતાંજ હું અચકાઈને ઉભો. આજુબાજુ સઘળે જોયું, પણ કોઈ દૃષ્ટિએ ન ચઢવાથી વળી આગળ ચાલ્યો, એટલે પુનઃ શબ્દ થયો, 'દક્ષિણ માર્ગે પ્રયાણ કરવામાં શુભ સમીપ છે' આ શબ્દો સાંભળીને પણ હું આસપાસ જોવા લાગ્યો, પણ કોઈ ન જણાયાથી દક્ષિણ માર્ગે ચાલવા લાગ્યો. આ શબ્દો ક્યાંથી આવ્યા એનો વિચાર કરતો આશ્ચર્ય માનતો ચાલતો હતો, એટલામાં પુનઃ શબ્દ થયો, 'અંતે તારો જય છે, નિર્ભય થા.' આ સાંભળીને મહદાશ્ચર્યથી ચિત્તની પ્રસન્નતા વધવા લાગી, અને આસપાસ જોતો ઉભો રહ્યો, પણ કોણ વારંવાર સુખદ શબ્દો બોલે છે, એ કંઈજ સમજાયું નહિ, ત્યારે મેં આ પ્રકારે વિચાર કર્યો કે અરે! આ તે કોઈ દેવ, યક્ષ, રાક્ષસ, પિશાચ કે મનુષ્ય હશે ? દર્શન દીધા વિના, પરિચયવિના મને આ આપત્તિસરખા સમયમાં ધૈર્ય આપનાર શબ્દો સંભળાવે છે! સ્વાર્થ પ્રયોજન વિના જીવ માત્રની કોઈ પણ ક્રિયામાં પ્રવૃત્તિ થતી નથી, એવો નિયમ છતાં આ બોલનારને મારા સાથે સંબંધવિના સુસ્વાર્થ પ્રયોજન હશે એ અનુમાન પણ કરાતું નથી. જેથી કેવળ પરાર્થ પ્રયોજનજ આ પ્રવૃત્તિમાં હેતુરૂપ ગણાય એમ છે. તો એવું પ્રયોજન કોઈ પરોપકારી પુરૂષમાં પ્રકટવું સંભવે છે. તો તેવા દયાવાન પુરૂષને દર્શન આપવામાં શો વિરોધ હશે, એ પણ મને વિચારથી જાણ્યું જતું નથી. હશે, ઈશ્વરને જે યોગ્ય જણાતું હશે તે થાઓ, પણ એક વાર નિશ્ચિંત થવા અર્થે સંપૂર્ણ વિશ્વપ્રપંચની દૈવી તથા આસુરી પ્રબળ સત્તાને પ્રાર્થી જોઉં. હવે મારે આ સમયમાં યોગ્યાયોગ્ય પ્રવૃત્તિ પ્રતિ લક્ષ કરવાનું રહ્યું નથી, અને એમ હોય તોપણ પ્રબળ સત્તાની સ્તુતિ કરવામાં કોઇ પ્રકારની પણ હાનિ નથી. આ વિગેરે વિચારને કરતો એક વૃક્ષ સમીપ શિથિલ થઈને બેઠો, અને કાર્યકારણભાવથી રહિત પરમાત્માથી તે છેક કાર્ય પરંપરામાં છેલ્લા પ્રબળ કાર્ય પર્યંતની આ પ્રકારે પ્રાર્થના કરવા લાગ્યો.

'હે પરમાત્મન્! આપ આ હું તું આદિ શબ્દોવડે વ્યવહાર કરાતા દૃશ્ય પ્રપંચમાં છો, અથવા એ પ્રપંચ આપના વિષે છે, એમ કહી શંકા-

તું નથી. આપને આપથી ભિન્ન નામરૂપાત્મક જગતની સ્પૃહા કે અસ્પૃહા નથી. તેમજ આ જગતનું જ્ઞાન કે અજ્ઞાન આપને છે એમ પણ કહી શકાતું નથી. કેવળ સ્વરૂપ હોવાથી આપ આ પ્રતીત થતી ઉપાધિથી ભિન્ન વા અભિન્નપણે કહેવાતા નથી, તથાપિ ભેદભાવનાને પ્રાપ્ત અમે કે જેઓ મિથ્યા જીવત્વવાળા મનાયા છીએ તેમને યથાર્થ વિચારથી 'જે છો તે આપજ છો' એમ જણાયા છતાં પણ આપને ભિન્નાભિન્ન રહિતપણે પ્રાર્થના કરવા વૃત્તિ થાય છે. આપની પ્રાર્થના કરતાં આપના સ્વરૂપથી મિથ્યા ભેદને પ્રાપ્ત પ્રતીત થતું આ અંતઃકરણ તે સંપૂર્ણ પ્રતીતિના કારણભૂત દોષોથી રહિત થઈ આપરૂપેજ રહેવા યોગ્ય થાય છે. માટે હે સર્વ છતાં સર્વાતીત! જો આપજ આ શબ્દ થવામાં કારણરૂપ હો તો મને દર્શન આપો, અથવા જેમ હોય તેમ જાણવા યોગ્ય કરો.

'હે સબલ બ્રહ્મ! આપ પ્રકૃતિના ગુણદોષથી અલિપ્ત છતાં પ્રકૃતિમાં વ્યાપી રહ્યા છો. આપ જગતના સ્રષ્ટા નહિ છતાં પણ આપની વ્યાપક સત્તાના બળે પ્રકૃતિવડે આ જગત સૃજાય છે. હે વિભો! આપ પ્રાકૃત નામ રૂપાદિથી રહિત છતાં પણ આપથી અભેદ સરખી રહેતી પ્રકૃતિમાં આપના સત્તાબળવડેજ આ અનેક દિવ્યાદિવ્ય નામરૂપ પ્રકટ થયેલાં પ્રતીત થાય છે. આપ નિર્વિકાર એક રસ છતાં પણ પ્રકૃતિમાં રહેલી આપની સત્તા, પ્રકૃતિના ગુણદોષાનુસાર કાર્યપ્રપંચને ગુણદોષરૂપ પ્રતીત કરાવે છે. આપ સદા કર્તૃત્વ ધર્મથી રહિત છતાં પ્રકૃતિદ્વારા કર્તૃત્વ ધર્મવાળા ગણાવા યોગ્ય દેખા છો; તો હે નિર્ગુણ છતાં પ્રકૃતિ સંબંધે સગુણ સમ મનાતા સર્વેશ્વર! આપજ જો આ શબ્દમાં કારણરૂપ હો તો મને દર્શન આપી નિર્ભ્રાંત કરો, અથવા યથાવત્ જાણવા યોગ્ય કરો.

'હે સર્વ પ્રપંચારંભક રૂદ્ર ભગવન્! આપ અનુકૂલ પ્રતિકૂલ ભાવનાવડે ઉત્પન્ન થતા રાગદ્વેષાદિ સંપૂર્ણ દોષોથી રહિત છતાં આ વિષમ જગતના પ્રવર્તકરૂપ મનાયાથી, વિષમતા આદિ દોષવાન્, અયથાર્થ દર્શી પુરૂષોવડે મનાવા યોગ્ય ગણાયા છો. આપ કેવળ સ્વાર્થ પ્રયોજન રહિત છતાં પ્રલયાદિ વ્યાપારના કર્તા ગનાયા છો. આપ પ્રાકૃતનામ રૂપાદિથી રહિત છતાં દિવ્યાદિવ્ય લીલા તનુઓને પરાર્થ પ્રયોજને ધારણ કરનાર ગણાયા છો. આપ સંપૂર્ણ સ્પૃહાથી નિત્ય મુક્ત છતાં પણ ઉપાસનાના પરિપાક સમયે ઉપાસકને યથેચ્છરૂપે દર્શન આપતા જણાયા છો આપજ

સર્વ સ્થલનિવાસી વિભુ છતાં પણ રૂદ્રાદિ સંજ્ઞાને પ્રાપ્ત લોકમર્યાદામાં નિવાસ કરનાર મનાયા છો. આપજ નિષ્કર્મ છતાં સંપૂર્ણ કર્મ સત્તાને પ્રવર્તાવનાર ગણાયા છો. તો હે કર્મફલપ્રદાતા! આપજ જો આ શબ્દમાં કારણરૂપ હો તો મને દર્શન આપો, અથવા આ ભ્રમથી મુક્ત કરી જેમ હોય એમ જાણવા યોગ્ય કરો. આપજ ત્રણ ગુણ તથા તેથી પ્રકટ થતા સંપૂર્ણ દેવોના પ્રલયના અવધિ સ્થાનરૂપ છો.

'હે સર્વ પ્રપંચના પાલક વિષ્ણુ ભગવન્! આપ પણ સંપૂર્ણ કર્મજ રાગદ્વેષાદિ દ્વંદ્વ ધર્મથી રહિત છતાં ન્યૂનાધિક બળ સંપત્તિ આદિથી યુક્ત જગતના પાલન કર્તા ગણાયા છો, જેથી અયથાર્થદર્શી જીવોવડે વિષમતા આદિ દોષોથી યુક્ત મનાવા યોગ્ય ઠર્યા છો. સ્વાર્થ પ્રયોજન વિરહિત નિષ્કર્મ છતાં કર્મ સત્તાના પાલક હોવાથી સંપૂર્ણ શુભાશુભ કર્મના કરાવનાર આપજ છો, એવા આરોપિત ધર્મયુક્ત ગણાતા આપ સંપૂર્ણ પ્રાણી પદાર્થમાં વ્યાપક છતાં પણ દિવ્ય તથા ભૌતિક તનુઓને પ્રસંગવશાત્ ધારણ કરનાર તથા વિષ્ણુ લોકાદિ અમુક સ્થાનમાં નિવાસ કરનાર મનાયા છો. ઉપાસકોને ઉપાસનાના અંતમાં ઉપાસકની ઈચ્છાનુસાર વર આપવા માટે આપ નાના રૂપ ધરનાર તથા નાના કૃતિ કરનાર જણાયા છો. તેથી હે સર્વજ્ઞ, સર્વ શક્તિમાન્! આપજ જો આ શબ્દ થવામાં કારણરૂપ હો તો મને દર્શન આપી અથવા યથાવત્ જ્ઞાન કરી શાંત કરો.

'હે ક્રિયા શક્તિવડે સંપૂર્ણ નામરૂપાત્મક જગતના સૃજનાર મનાતા બ્રહ્માભગવન્! આપજ કેવળ શુદ્ધાંશ જતાં અવશેષ રહેલા ત્રિગુણમય દ્રવ્યવડે આ ભૂગોલાદિ અનેક ગોલોના રચનાર તથા મૃત્યુલોકાદિ અનેક લોકોના સ્થાપનાર મનાયા છો. આપજ પ્રાણીપદાર્થને સંસારવ્યવહારમાં જીવનયુક્ત જણાવા ક્રિયાવાન્ કરનાર મનાયા છો. સ્વાર્થ પ્રયોજનના અભાવવાળા છતાં પણ કર્મ સત્તાના પ્રેરકરૂપ હોવાથી જીવ માત્રને જીવનની અવધિપર્યંત શારીરિક વા માનસિક ક્રિયામાં જોડી રાખનાર આપજ ગણાયા છો. હે સર્વત્ર વ્યાપક સત્તાધિશ! આપજ દિક્પાલાદિ ગણોને આપઆપણા વ્યવહારમાં સાવધાનપણે ક્રિયા કરવા જાગ્રત રાખનાર જણાયાથી કર્તાપદને પ્રાપ્ત થયા મનાયા છો. આપ સત્તાવડે સર્વત્ર છતાં બ્રહ્મલોકાદિ સ્થાનના નિવાસી ગણાયા છો, તથાપિ સર્વ સ્થળે ઉપાસકને વર આપવા પ્રકટ થાઓ છો, જેથી આ શબ્દમાં જો આપજ કારણરૂપ હોતો કૃપાવડે મને દર્શન આપો, અથવા યથાર્થ જ્ઞાનવડે સમાધાન પમાડી આ મિથ્યા ક્રિયાથી મુક્ત કરો.

માં ગતિ કરવા યોગ્ય પ્રાણીને ગતી કરાવવામાં પણ તમેજ કારણરૂપ છો. કેવળ તામસી તથા રાજસમિશ્ર ક્રિયા કરનાર અંતઃકરણમાં રહેલા સંસ્કારને વેગ આપનાર સત્તારૂપ તમે સર્વે પ્રયોજન [illegible] નિરંતર સંપૂર્ણ જીવોના કર્માશયમાં રહ્યા રહ્યા [illegible] છે તો આ શબ્દ થવામાં અથવા એનું ભાન મને કરાવવામાં તમેજ જો કારણરૂપ હો તો મને પ્રત્યક્ષ થાઓ, અથવા તામસ તથા રાજસમિશ્ર સ્વભાવથી પ્રકટ થયેલા આ મારા અંતઃકરણના ભ્રમ, ભય, તથા મોહાદિને શાંત કરો.

( અપૂર્ણ. )

---

## ॥ ॐ श्री ॥

## પ્રવાહોદ્દેશ.

"પરંતુ હે ભગવન્! મને તો એમ નિશ્ચય જણાય છે કે જેમ પોતપોતાના ગુરૂત્વાકર્ષણની મર્યાદાના પ્રમાણમાં દરેક પદાર્થ અન્યને પોતાના તરફ આકર્ષી લેછે તેમ એ મહા ઐશ્વર્યવાળા કાળ ભગવાન્ પણ આ સૃષ્ટિમાંહેલા સૂર્ય, ચંદ્ર પૃથ્વીઆદિ મહાન્ પદાર્થોને તથા તે મહાનના આશ્રયમાં રહેનાર સંપૂર્ણ પરમાણુજન્ય પદાર્થોને આપની ગુરૂત્વરૂપ સત્તાવડે નિરંતર આકર્ષ્યાજ કરે છે; અને પરિણામમાં તે સંપૂર્ણ આકર્ષાતા પદાર્થો તે કાળ ભગવાનના સ્વરૂપમાં લયનેજ પામનાર છે; તો આપણે આદિ, ક્ષણે ક્ષણે મૃત્યુની સમીપતાને પામનારાં પ્રાણીએ કાળનો ભય રાખવો તથા આપણા રક્ષણને માટે અનેક ઉપાયરૂપ યુક્તિઓને રચવા વિચારતા રહેવું એ કેવી મૂઢતા છે."

પરમાત્મસ્વરૂપ શ્રીમન્નૃસિંહાચાર્યજી પ્રણીત શ્રી સિદ્ધાન્ત સિંધુ પ્રથમ રત્ન પૃષ્ઠ ૧૧૮.

આ સ્થળે આ સંપૂર્ણ જગત્ શાથી તથા કેવી રીતે પ્રવાહરૂપે છે, એ જગત્ પ્રવાહ કયા ઉદ્દેશને લઇને વહ્યો જાય છે, એ વિષય છે. એ વિષયના જ્ઞાનથી શોક નિવૃત્તિરૂપ ફલ કેવી રીતે થાય છે એ પણ ફલરૂપે વિષયજછે.

કેટલાંક એવું સમજે છે તથા કહે છે કે શ્રી મહાકાળ ભગવાન્ આરંભમાં એકલા હતા અને એકલા રહેવું તેમને ગમ્યું નહિ તેથી આ જગતને ઉત્પન્ન કર્યું છે. એટલે આ સૃષ્ટિ થવાનું કારણ પરમેશ્વરનો તરંગ

માત્ર છે. પણ એ માનવું યોગ્ય નથી, કેમકે આ સૃષ્ટિ દેખાય છે છતાં એ શ્રી મહાકાળ તો હાલ પણ એકલાજ છે એ ઉપનિષદોનો સિદ્ધાન્ત છે. વળી પરમેશ્વરને જો જગત્ થયા પૂર્વે ન ગમે એવું હોય અને આ જગત્ સ્રજવાથી ગમતું હોય તો જેમ જીવના આનંદમાં તારતમ્ય દેખાય છે તેમ પરમેશ્વરના આનંદમાં પણ તારતમ્ય સ્પષ્ટ રીતે સિદ્ધ થાય; અને તારતમ્ય નિરતિશય આનંદરૂપ પરમેશ્વરમાં ઘટેજ નહિ. તો તેથી પણ રમતમાટે સૃષ્ટિનો ઉદ્ભવ કલ્પવો અયોગ્ય છે. જે કૈવલ્યમાં સુખ છે તે ઉપાધિમાં નથી એ અનેક મહાત્માઓને અને ઈશ્વરરૂપ થયેલા જીવન્મુક્ત પુરુષોનો અનુભવ સિદ્ધસિદ્ધાન્ત છે, અને તેથી તેઓ સદા કૈવલ્યને ઉદ્દેશીને પ્રયત્ન કરવા સ્વઆશ્રિતને પુનઃ પુનઃ બોધે છે. તેથી ઉપાધિમાં સુખ માનનાર પરમેશ્વર ભ્રાંત ઠરે અર્થાત્ નિત્ય બોધરૂપ પરમેશ્વર પરમેશ્વરપણાથીજ આમ માનવાથી નિવૃત્ત થાય છે. જો કેવળ રમત માટેજ સર્ગનો ઉદ્ભવ પરમાત્માએ કર્યો હોય તો એ સર્ગમાં દેખાતાં દુઃખો જીવોને આપવાથી પરમેશ્વર નિર્દય ઠરે તો તેથી પણ ઉક્ત માનવું અયોગ્ય છે. વળી એ પ્રમાણે માનવાથી કોઈ પણ કાળે સર્ગનો અત્યંતા ભાવ માનવો જોઈએ, અને તેમ માનવાથી મન્વાદિ ઋષિઓ જેમને માટે यद्यन्मनुरवोचत्तत्तद्भेषजम् જે જે મનુએ કહ્યું છે તે કેવળ સાચું છે ઈત્યાદિ વચનોથી શ્રુતિઓ આ પ્રત્યનો બોધ કરે છે તેમણે धाता यथापूर्वमकल्पयत् શ્રી બ્રહ્મા ભગવાને આ સૃષ્ટિને પૂર્વે કર્માનુસાર પૂર્વવત્ રચી છે ઈત્યાદિ વચનોથી પ્રતિપાદન કરેલા અર્થ અસંગત ઠરે છે. તેમજ શ્રી વ્યાસ ભગવાને પોતાનાં પુરાણોમાં તથા બ્રહ્મસૂત્રોમાં સૃષ્ટિને અનાદિ કહી છે તે પણ મિથ્યા ઠરે છે. તેથી શ્રુતિસ્મૃતિ પુરાણ તથા યુક્તિથી વિરુદ્ધ હોવાથી આ મત વિચારવાનને ત્યાજ્ય છે. એનું મૂળ જોતાં लोकवत्तु लीलाकैवल्यम् એ સૂત્રનો ગમે તેવો કરેલો અર્થ હોય એમ માનવું આકારણ નથી. એ સૂત્રથી માત્ર એજ કહ્યું છે કે આ સંપૂર્ણ જગત્ને સ્રજવારૂપ શ્રી પરમેશ્વરની પ્રવૃત્તિ સ્વાર્થને માટે નથી, પણ જેમ રાજાવિગેરે લોકો ફરતા ફરવારૂપ કેટલીક ક્રીડા સ્વાર્થ વિના કરે છે તેમ આ પરાર્થ માટે થની પ્રવૃત્તિ લીલારૂપ છે ખરું જોતાં આ જગત્ સ્રજવામાં સર્વકર્મફલપ્રદાતા તથા જગત્ના નિયંતારૂપ શ્રી મહાકાળ ભગવાનને પરાર્થજ પ્રયોજન છે. તે એક જીવોને સ્વસ્વ કર્માનુસાર ભોગ આપવો. કલ્પાંતે લીન પામેલાં કર્મો પકવ થઈ ...

આપવાને તૈયાર થાય છે ત્યારે તે સર્વ કર્મોનાં ફળ આપવા સારૂં શ્રી જગત્-નિયંતાની સત્તારૂપ શ્રી મહામાયાશક્તિ ક્ષોભને પામે છે. ત્યાર પછી વિવિધ સંયોગી કરણ તથા પૃથક્કરણ થઈ ( આર્ય શાસ્ત્રના શબ્દો વાપરી બોલતાં ) પૃથિવ્યાદિ પાંચ મહાભૂતોનાં સૂક્ષ્મ રૂપોરૂપ ગંધાદિ તન્માત્રા તથા સ્થૂલ રૂપોરૂપ પંચવિધ પરમાણુઓ રચાય છે, ( અને હાલના રસવાદીના શબ્દ વાપરી બોલતા ) ઈથર, તથા ૬૪ તત્ત્વોના ( અથવા લોકયર નામના શાસ્ત્રજ્ઞની નવીન શોધથી માત્ર હાઈડ્રોજનના ). અણુઓ રચાય છે. એ અણુઓમાં આદિકાળથીજ કેટલાક સંસ્કારો રહેલા હોય છે અને તેના પ્રમાણમાં તે સત્ત્વવાન્ મનાય છે અર્થાત્ જેટલું સત્ત્વ એ પરમાણુઓમાં મુકવામાં આવે છે એ સત્ત્વ હોય છે ત્યાં પર્યન્ત તે અણુઓ અણુ સ્વરૂપે વિદ્યમાન રહે છે, અને તે ખાલી થાય છે એટલે સ્વરૂપે રહિત થઈ જઈ સ્વકારણ રૂપે સ્થિતિને પામે છે. એવા નિયમિત સત્ત્વવાળા અણુઓ રચાયા હોય છે તોપણ એટલાથી જીવોને ભોગ મળી શકતો નથી જેમ શ્રી સૂર્ય ભગવાન્ લઈએ તો સૂર્યથી પોતાની પાસેના ગ્રહો નિયમિત કાર્ય કરે છે, જીવોને ઉષ્ણતા અપાય છે, તેમના ભોગવાસ્તે નાનાવિધ વનસ્પતિ, અન્ન વિગેરે પદાર્થો થાય છે, જીવને દુઃખ ઉત્પન્ન કરનાર વિરોધી અણુઓ દૂર કરાય છે વિગેરે જીવોના ભોગ અપાય છે, એ ભોગો કેવળ પરમાણુરૂપે આપી શકાય એમ નથી. પરમાણુ પ્રથમ તો કદીથીજ પ્રત્યક્ષ કરી શકાય છે તો પછી તે પૃથક્ રહી ઉક્ત ભોગોને ન આપી શકે એ સ્પષ્ટ છે. અન્ય દૃષ્ટાન્તરૂપ ગૃહ લઈએ તો એ ગૃહ છો, ઈંટ તથા લાકડાં વિગેરેમાં રહેલું છે*, અર્થાત્ છો આદિ પદાર્થોનો એક સંયોગી પદાર્થ ગૃહ કહેવાય છે.

---

* લોકોમાં 'ગૃહમાં છો, ઈંટ તથા લાકડાં વિગેરે છે,' એવો વ્યવહાર કરવામાં આવે છે પણ તે યોગ્ય નથી. કેમકે દરેક માણસે એનો અંગીકાર કરવુંજ જોઈએ કે ગુણો દ્રવ્યમાં રહે છે, અર્થાત્ આકૃતિ અથવા રચના પણ દ્રવ્યમાં રહે છે. તો ગૃહ શબ્દનો અર્થ દ્રવ્ય નથી પણ આકૃતિ છે, ગૃહ એટલે છો, ઈંટ, લાકડાં વિગેરેની અમુક પ્રકારની રચના. એ રચના છો આદિ પદાર્થનિષ્ઠ છે તેથી ગૃહ છો આદિમાં છે, પણ છો આદિ ગૃહમાં રહેવા અસંભવ છે. એવા ખોટા વ્યવહાર અન્ય પણ અનેક છે જેવા કે વૃક્ષમાં શાખા, કાર્યમાં કારણ વિગેરે વિચારતાં શાખામાં વૃક્ષ, કારણમાં કાર્ય એ વ્યવહારોજ યોગ્ય ઠરે છે, તોપણ સામાન્ય થઈ ગયેલો એ વ્યવ-

એ ઈંટ તથા ઠા પણ પૃથિવીનીજ બનેલી છે તેથી એ પદાર્થોમાં મુખ્ય પાર્થિવ અણુઓ તથા ગૌણપણે અન્ય ચાર ભૂતોના અણુઓ રહેલા હોય છે. તેમજ લાકડાં વૃક્ષરૂપ છે અને વૃક્ષ પાર્થિવપરમાણુપ્રધાન પોતાના બીજ રૂપ છે તેથી લાકડાં પણ પાર્થિવાદિ પંચવિધ અણુઓનો સંયોગી છે. આ પ્રમાણે જોતાં ગૃહ ઉક્ત પંચવિધ પરમાણુનોજ સંયોગી છે તોપણ જે જે અર્થ એ સંયોગી પદાર્થથી સરે છે અર્થાત્ એ સંયોગી જે જે ભોગો આપી શકે છે તે તે ભોગો ઉક્ત પંચવિધ પરમાણુઓ પૃથક્ રહી આપી શકતા નથી. જેમ કે એ પરમાણુની અંદર કોઇ માણસથી રહેવાતું નથી, એથી કોઈનાં શીત તાપની નિવૃત્તિ થઈ શકતી નથી વિગેરે. અને એ બધી ક્રિયાઓ જ્યારે એ પરમાણુઓ ગૃહ નામથી ઓળખાતી આકૃતિવાળારૂપે સંયોગી થાય છે ત્યારે કરી શકે છે. તેથી શ્રી મહાકાલ ભગવાન્ પરમાણુ પર્યન્તજ સર્ગન કરતાં સમગ્ર સંસ્કારોના જાણનાર હોવાથી એ પરમાણુના પણ પૃથ્વી, ચંદ્ર, સૂર્ય, વિગેરે સંયોગીઓ રચે છે, એટલે એ અણુના પણ વિવિધ સંયોગીઓ ભોગાર્થે નિયમાનુસાર થયા કરે એવી રચના કરી છે તોપણ એ યાદ રાખવું કે એ સંયોગીઓ ભોગાર્થેજ થાય છે. એ સંયોગીઓમાં પણ ભોગના કેટલાક સંસ્કારો રહેલા હોય છે અને તે સંસ્કારોના પ્રમાણમાં વ્યવહાર નીભાવનારી સત્તાઓ તથા તેમના અભિમાનીઓ દ્વારા શ્રીમહાકાળ ભગવાન્ કેટલુંક સત્વ મુકે છે. એ સત્વ ખપી જતાં તે સંયોગી પોતાના સંયોગી સ્વરૂપથી નિવૃત્ત થાય છે.

એક એવો નિયમ છે કે કાર્ય કરતાં કારણમાં સત્વ વધારે છે, અને તેથી કાર્યની અપેક્ષાથી કારણ વિશેષ નિત્ય ગણાય ે—વિશેષ કાળ રહેનાર છે. જેમ અલંકાર તથા સુવર્ણ એ બેમાં કાર્ય કારણ સંબંધ છે; તો એમાં જ્યાં સુધી અલંકાર અલંકાર સ્વરૂપે વિદ્યમાન હોય છે ત્યારે પણ સુવર્ણની પ્રતીતિ તથા સ્થિતિ છે. અને જ્યારે અલકાર અલંકાર રૂપથી નિવૃત્ત થાય છે ત્યારે પણ સુવર્ણ સ્વરૂપે પ્રતીત તથા સ્થિત થાય છે તેમ

તેમજ ગ્રંથ એ ગ્રંથપાનાંમાં રહેલો હોય છે. તેમાં જ્યાં પર્યન્ત ગ્રંથની સ્થિતિ હોય છે ત્યાં પર્યન્ત પાનાંની સ્થિતિ પણ હોય છે, અને જ્યારે એ ગ્રંથનાં પાનાં છૂટાં પડી જાય છે ત્યારે ગ્રંથની સ્થિતિ વિરામે છે, તોપણ પાનાંની સ્થિતિ સુસિદ્ધ છે. આ વિગેરે વિવિધ સ્થળે જોતાં એ નિયમ સ્પષ્ટ સમજાય એમ છે. અને એ સ્વાભાવિક પણ છે. ગ્રંથ એટલે અમુક નિયમાનુસાર ગોઠવાયેલાં પાનાં; તેમજ અલંકાર એટલે અમુક રચનામાં રહેલું સુવર્ણ. તેથી ગ્રંથની સ્થિતિ હોવા માટે અમુક નિયમાનુસાર થયેલી ગોઠવણ તથા પાનાં એ ઉભયની જરૂર છે. તેમાંથી પ્રથમની ગોઠવણ જતી રહે છે એટલે પાનાં તો રહે છે પણ ગ્રંથની સ્થિતિ વિરમે છે. ગ્રંથની સ્થિતિમાં પૂર્વની સ્થિતિના સંસ્કાર અને તે પૂર્વના અમુક આકૃતિમાં સંયોગીરૂપે રહેવાના સંસ્કાર એમ બે પ્રકારના સંસ્કાર કારણરૂપ છે. તેમાં એકની પણ નિવૃત્તિથી વિશિષ્ટની નિવૃત્તિ થાય છે. તેથી એ સુસિદ્ધ છે કે કાર્ય કરતાં કારણ અધિક સંસ્કારવાળું, અધિક સત્વવાળુ તથા અધિક સ્થાયિ છે.

આ નિયમ ઉપરના સંયોગીઓને લગાડવાથી એ સ્પષ્ટ જણાય છે કે સંયોગીઓની પોતાના સ્વરૂપે અપ્રતીતિ થાય છે, ત્યારે તે સંયોગીઓ જેમાં છે એવા પરમાણુઓની સ્થિતિ રહે છે. એ પરમાણુઓ સંયોગીના સત્વના નહિવત્ થયા છતાં પણ સત્વવાળા અર્થાત્ સંસ્કારવાળા હોય છે, તેથી તેઓ અન્ય સંયોગીરૂપે સ્વસંસ્કારાનુસાર પરિણત થાય છે. એ પરમાણુઓ પણ જ્યારે સ્વરૂપે સ્થિતિને પામવાના સંસ્કારથી રહિત થાય છે ત્યારે પોતાના કારણરૂપે સ્થિતિને પામે છે. જેમકે પરમાણુઓ તન્માત્રામાં લીન થાય છે. અને એ તન્માત્રા અધિક સંસ્કારવાળી હોવાથી જ્યારે સંસ્કાર સ્ફુરે ત્યારે પુનઃ વિવિધ સંસ્કારવાળા પરમાણુરૂપે પરિણામ પામે છે. એ તન્માત્રા પણ સ્વરૂપે સ્થિતિ પામવાના સંસ્કારથી રહિત થાય છે, ત્યારે પોતાના કારણરૂપ ત્રિવિધ અહંકારદ્વારા શ્રી મહામાયામાં લીન થાય છે. એ માયાશક્તિ પણ આરંભમાં કહ્યા પ્રમાણે સંસ્કારના પ્રમાણમાં નિયમાનુસાર અનેક સંયોગીરૂપો પ્રકટાવે છે. આથી એ સ્પષ્ટ જણાય છે કે માયાથી માંડી ઘટ, પટ પર્યન્ત આવતાં અનેક સંયોગીઓ થાય છે, એટલે ઘટ આદિ પદાર્થો આદ્ય સંયોગી નથી, અનંત સંયોગીના સંયોગી છે, સંયોગીની પરંપરામાં કોઈક દૂર સ્થાને આવતા સંયોગી છે; તેમજ શ્રી માયા

શક્તિના આદ્ય સંયોગીરૂપ શ્રી રૂદ્ર ભગવાનથી લઈને તે અંત્યાવયવિ‡રૂપ સૂર્ય, ચંદ્ર, ઘટ, ટેબલ. આદિ સમગ્ર પદાર્થો સંયોગી છે,એ પણ સ્પષ્ટ છે.

એ સંયોગીઓની સૃષ્ટિ ભોગાર્થે સ્રજી છે એમ કહ્યું તેમાં કોઈને શંકા થાય એમ છે કે સહરાના રેતીના મેદાનમાં ધૂળના અણુઓનો એક પક્ષમાં મોટો ડુંગરો થઈ જાય છે તથા અન્ય પક્ષમાં એ ડુંગરો વિલઈ જાય છે તો એ ડુંગરો કોના ભોગાર્થે થાય છે. એ શંકાનું સમાધાન એ કે અહિં ભોગનો અર્થ જાગ્રતાદિ અવસ્થાના સાક્ષી તથા હલનચલનયુક્ત ક્રિયાના પ્રેરક જીવોને અપાતાં સુખ દુઃખ એજ માત્ર નથી પણ જીવોના સ્વ સંસ્કારાનુસાર થતી સ્થિતિઓ છે તેથી જે જે જીવોના સંસ્કાર ઘન સુષુપ્ત અવસ્થામાં રહેવાના હોય છે તેઓ પથ્થર, કાગળ ઈંટ વિગેરે જડ પદાર્થરૂપે પ્રતીત થતી સ્થિતિમાં મુકાય છે; જેઓના સંસ્કાર ગાઢસુષુપ્ત અવસ્થામાં મુકાવા યોગ્ય હોય છે તેઓ વૃક્ષ, વનસ્પતિ વિગેરે વસ્તુમાં રહેલા પરમાણુરૂપ જીવોની સ્થિતિમાં મુકાયેલા જોવામાં આવે છે; તથા જે જીવોના જાગ્રત આદિ અવસ્થા ભોગવવા યોગ્ય સંસ્કાર હોય છે તેઓ કુતરા, બિલાડા, માણુસ, દેવ, રાક્ષસ આદિ શરીરોમાં મુકાય છે. આ પ્રમાણે ધૂળના પરમાણુઓ જેઓ જડરૂપ દેખાય છે તેઓ પણ ઘનસુષુપ્ત અવસ્થાને ભોગવવા યોગ્ય સસ્કારવાળા જીવો છે. એ જડરૂપ પ્રતીત થતા જીવોમાં અર્થાત્ ધૂળના પરમાણુમાં જે જે જીવોનો પરસ્પર સંયોગ થવા સંસ્કાર હોય છે તેઓને તે સંસ્કારનો ભોગ શ્રી મહાકાળ ભગવાન્ પોતાનાં અદૃષ્ટવિશેષરૂપ વાયુઆદિ દેવતાઓ તથા તેમની સ્વાધિકારસ્થાનમાં અપ્રતિગદ્ધપણે પ્રસરતી સત્તાઓદ્વારા થતા વંટોળ આદિ નિમિત્તથી આપે છે. તેથી જે જે પરમાણુઓનો ડુંગરો થાય છે તે પરમાણુરૂપ જીવના સંયોગ થવારૂપ સંસ્કારનો ભોગ છે. એ સંયોગ થવારૂપ સંસ્કાર એક પક્ષ સુધીજ ભોગ આપવા સમર્થ હોય છે તો તે ડુંગરો એક પક્ષ સુધી રહે છે અને તે સંસ્કાર તથા તે સસ્કાર પ્રમાણે મળેલું તે સંયોગીનું સત્વ ખપી જાય છે ત્યારે પુનઃ તે તે પરમાણુરૂપ જીવોના અન્ય સંસ્કાર પ્રમાણે

‡ અંત્યાવયવિ એટલે જેનું નવું સંયોગીકરણ થતું નથી. જેમ પરમાણુ જાને સંયોગી છતાં તે પરમાણુના દ્વયણુક આદિ નવા સંયોગી થાય છે તેમ ઘટ આદિનો નવો સંયોગી થતો નથી. એ અંત્યાવયવિરૂપ સંયોગીઓનું માત્ર પૃથક્કરણ થઈ શકે છે.

એજ શ્રી મહાકાળ ભગવાન્ પોતાના અધિકારીઓદ્વારા યોગ્ય સ્થિતિને તે જીવોને પમાડે છે. તેથી ભોગાર્થજ સૃષ્ટિ છે એ અસંદિગ્ધ છે.

મર્યાદાવાળા છતાં અસંખ્યવત્ હોવાથી અનંત આ કલ્પમાં ફળનારા સંસ્કારવાળા એ સમગ્ર સંયોગીરૂપ સૃષ્ટિ એક પ્રવાહરૂપ છે તથા એ પ્રવાહ પતિત સમગ્ર સંયોગીઓ પોતાના નાશરૂપ ઉદ્દેશને લઇનેજ પ્રવાહમાં કેવી રીતે વહેતા ચાલ્યા જાય છે એનું સ્વરૂપ બતાવવાનોજ આ વિષય લખનારનો ઉદ્દેશ છે.

ત્યાં પ્રથમ પ્રવાહ એટલે શું ? પ્રવાહ શબ્દ નદી માટે વપરાય છે એ સૌ કોઈને વિદિત છે. નદીમાં જળ નિરંતર વહ્યા કરે છે એટલે આ ક્ષણે જે જળ એક સ્થાને હોય છે તેજ જળ દ્વિતીય ક્ષણે અન્ય સ્થાન સાથે સંયુક્ત દેખાય છે. તે જળ એ દ્વિતીય સ્થાનમાં પણ સ્થિતિ કરીને રહેતું નથી પણ એક ક્ષણમાં તો વળી તે સ્થાન છોડી અન્ય સ્થાનાવચ્છિન્ન હોય છે. ત્યાં પણ સ્થિતિ કરીને ન રહેતાં વળી એ સ્થાનને છોડી અન્ય સ્થાને ચાલ્યું જાય છે. એમ એક કલાકમાં તો એ જળ અનેક સ્થાનનો સંયોગ વિયોગ અનુભવતું ક્યાંનું ક્યાં જતું રહે છે. આ પ્રમાણે એ જળ નિરંતર વહ્યાજ કરે છે, પણ કોઈ એક સ્થળે સ્થિતિ કરીને સદાકાળ રહેતુંજ નથી. એ જળના પ્રવાહમાં કોઈ ફુલ વિગેરે નાંખ્યું હોય છે તો એ ફુલ પણ જળની સાથેજ એ જળની માફક નિરંતર પ્રતિક્ષણે અનેક સ્થાન સાથે સંયોગ વિયોગને અનુભવતું વહ્યું જાય છે. એ ફુલ પ્રવાહ પતિત કહેવાય છે. તેથી કોઈ પણ સ્થાને જે પદાર્થ સ્થાયિ રહેતો નથી પણ નિરંતર સ્થાન ભેદને અનુભવતો ચાલ્યો જાય છે તે પદાર્થ પ્રવાહપતિત કહેવાય છે; અને એવા પદાર્થનું એક સ્થાને સ્થાયિ રહેવાપણાના અભાવ સહિતનું જે નિરંતર સ્થાન ભેદને પામ્યા કરવું અર્થાત્ વિવિધ સંયોગવિભાગને અનુભવતા ચાલ્યા કરવું તે પ્રવાહ કહેવાય છે; અર્થાત્ નિરંતર કરાતો સ્થાનભેદ એજ પ્રવાહ છે. આ અર્થમાં પ્રવાહ તથા પ્રવાસ બંને એકજ થાય છે. એક માણસ એક ગામથી બીજે ગામ જાય છે, તે બીજા ગામમાં કેટલોક કાળ સ્થિતિ કરે છે, પછી ત્યાંથી નીકળી ત્રીજે ગામ જાય છે, ત્યાં અલ્પકાળ સ્થિતિકરી ચોથે ગામ જાય છે, એમ વિવિધ ગામોનો સંયોગ વિભાગ અનુભવતો ચાલ્યો જતો માણસ પ્રવાસી કહેવાય છે તથા વિવિધ સ્થાનોના સંયોગવિભાગને અનુભવતા ચાલ્યા જવું એ પ્રવાસ છે. આ

પ્રમાણે પ્રવાહથી પ્રવાસ જુદો નથી. તોપણ અત્ર પ્રવાહ શબ્દએ કરીને માત્ર સ્થાનભેદ અનુભવતા વહ્યાજવું એજ અર્થનું ગ્રહણ નથી કરવું. પણ રૂપભેદ પણ સંગ્રાહ્ય ગણ્યો છે. પ્રવાસી એકાકારપ્રતીતિ કરાવનારી સ્થિતિમાં રહી વિવિધ સ્થાનભેદ અનુભવે છે પણ ભિન્ન રૂપ પરંપરાને સ્વીકારી વહ્યો જતો નથી ગણાયો. અને ઉક્ત પ્રવાહમાં રૂપભેદ પણ લીધો છે તેથી એક રૂપ છોડી અન્ય રૂપને પામવું, તે રૂપમાં કેટલોક કાળવ્યય અનુભવી રૂપાંતરને પામવું, એ નવા રૂપનો પણ કેટલોક કાળ અનુભવ કરી અર્થાત્ એ નવા રૂપમાં પણ કેટલોક પ્રવાસ કરી અન્ય રૂપમાં મુકાવું, એમ નિરંતર એક નામરૂપનો ત્યાગ તથા અન્ય નામ રૂપનું ગ્રહણ કરતાં ભમ્યા કરવું એ પણ પ્રવાહના પ્રવાસરૂપ અર્થને સમાન હોવાથી અત્ર પ્રવાહશબ્દ બોધિત અર્થમાં સંગ્રહવા યોગ્ય ગણ્યો છે, તેથી પરિણામે પ્રવાહશબ્દનો એ અર્થ ઠર્યો કે નૈરંતર્યથી થતો સ્થાનભેદ-તથા-રૂપભેદ.

આ પ્રકારનો પ્રવાહ આ સૃષ્ટિમાં એક નથી પણ એવા તો અનંત પ્રવાહ વહેતા જણાય છે, કેમકે જેટલી વસ્તુઓ આ જગત્‌માં હાલ વિદ્યમાન છે તે પ્રત્યેક વસ્તુનો અકેક પ્રવાસરૂપ પ્રવાહ ચાલતો લઈએ તોપણ એ વસ્તુઓ અનંત છે તેથી અનંત પ્રવાહ ચાલે છે એ સ્પષ્ટ છે. એટલુંજ નહિ પણ પ્રત્યેક દૃષ્ટિગોચર થતી વસ્તુમાં અનંત પ્રવાહ જોડાયા છે. શ્રી માયાશક્તિમાં જ્યારે ક્ષોભ થાય છે. ત્યારે અત્યંત સૂક્ષ્મ અનંત અણુઓ થઈ જાય છે તેજ ક્ષણથી તે પાછાં એ સમગ્ર અણુઓ શ્રી માયાશક્તિમાં લીન થઇ સામ્યાવસ્થાને પામી જાય છે ( અને ત્યારેજ તેમનો પ્રવાહ વિરામે છે ) ત્યાં સુધી એ અનંત અણુઓમાંના પ્રત્યેકનો અકેક પ્રવાહ વહેવા માંડે છે એવા બે અણુઓ જ્યારે સંયોગી થાય છે ત્યારે એ બે અણુના વહેતા બે પ્રવાહ સાથે એ સંયોગીનો ત્રીજો પ્રવાહ જોડાય છે. એ બે સંયોગીઓ જ્યારે જોડાઈને અન્ય સંયોગીરૂપ ધારણ કરે છે ત્યારે એ નવો સંયોગી જે બે સંયોગીમાં રહેલો હોય છે તે એના બે પ્રવાહ સાથે પોતાના નવા પ્રવાહને ઉમેરે છે, અને બે સંયોગીના એ પ્રવાહ સાથે વહેતા એ બે સંયોગીના મૂળરૂપ બબ્બે અણુઓના બબ્બે પ્રવાહ તો વિદ્યમાનજ હોય છે. તેથી નવા સંયોગીના પ્રવાહની સાથે બીજા છ પ્રવાહ વહે છે, અને તેમાં એ નવો સંયોગી પોતાનો સાતમો પ્રવાહ સાંધીદે છે. એવા બે સંયોગીઓ જ્યારે પુનઃ સંયોગીકરણ પામી અન્ય સંયોગીરૂપ ધ-

૨ છે ત્યારે એ નવા સંયોગીના પ્રવાહસાથે એ નવા સંયોગીમાં બીજા ૧૪ પ્રવાહ વહેતા હોય છે. તેમજ આદ્ય આણુઓમાંથી જ્યારે ત્રણ આણુ સંયુક્ત થાય છે ત્યારે એ સંયોગીના પ્રવાહ સાથે એ સંયોગીમાં બીજા ત્રણ પ્રવાહ વહેતા ચાલ્યા જાય છે. એવા પાંચ સયોગીઓ જ્યારે, સંયુક્ત થાય છે ત્યારે એથી થયેલા સંયોગીના પ્રવાહ સાથે બીજા વીસ પ્રવાહ વહેતા ચાલ્યા જતા હોય છે. એવા ૨૧ પ્રવાહવાળા ૧૦ સંયોગીઓ સંયુક્ત થાય છે ત્યારે નવા થયેલા સંયોગીમાં ૨૧૧ પ્રવાહ વહેતા વિદ્યમાન રહે છે. એમ વધતા વધતા છેક પંચીકૃત પરમાણુ પર્યન્ત આવતાં તો એ દરેક પરમાણુમાં અગણિત પ્રવાહ વહેતા હોય છે. અને એવા પરમાણુઓ પણ અસંખ્ય મળવાથી ઘટ, પટ, સુવર્ણ આદિ પદાર્થો બનેલા હોય છે તેથી એ ઘટાદિ પદાર્થોમાં તો અપાર પ્રવાહની પરંપરા વહી જતી હોય છે. આ પ્રમાણે હોવાથી એક પણ દષ્ટિગોચર થતા સંયોગીના પ્રવાહ સાથે વહેતા પ્રવાહ યથાર્થ રીતે બતાવી શકાય એમ નથી, તોપણ તે સંયોગીનો પોતાનો એક સ્વતંત્ર વહેતો પ્રવાહ હોય છે તેવું હૃદયમાં ભાન થવા મોટા મોટા અંતરે આવતાં સયોગવિભાગનાં સ્થાન લઇ વર્ણન કરી શકવું અશક્ય નથી, તેમજ પ્રસંગે પ્રસંગે તે સંયોગીના પ્રવાહની સાથે વહેતા પ્રવાહમાંના કોઈ કોઈ તથા કેટલા કેટલા તરફ લક્ષ કરાવવો અશક્ય નથી. તેથી વ્યવહારમાં સર્વના અનુભવમાં આવતા કેટલાક પદાર્થોને દષ્ટાન્તરૂપ લઈ તેમનો પ્રવાહ બતાવવાનો વિષય યોગ્યજ છે. અપૂર્ણ.

---

## ॥ ॐ શ્રી ॥

## ભક્તિ અથવા પ્રેમ.

(અનુસંધાન વર્તમાન ૩૫ના પૃષ્ઠ ૧૧૧ થી.)

જો શ્રવણાદિથી પ્રેમ વૃદ્ધિને નહિ પામતો હોત અથવા ઉત્પન્ન નહિ થતો હોત તો યોગના અંગભૂત અષ્ટાંગ બ્રહ્મચર્યમાં એ શ્રવણાદિનો નિષેધ નહિ કરત. પણ તેમાં સ્પષ્ટ કહ્યું છે કે બ્રહ્મચારીએ સ્ત્રી સંબંધી સ્મરણ, કીર્તન, ક્રીડા, પ્રેક્ષણ, ગુહ્યભાષણ વિગેરે ન કરવાં. સંન્યાસીએ સ્ત્રીનું દર્શન ન કરવું (અર્થાત્ બ્રહ્મચર્યનાં આઠે અંગ પાળવાં) તેમજ કાષ્ઠાદિની સ્ત્રી પ્રતિમાને પણ દષ્ટિ માંડી ન અવલોકવી એ શાસ્ત્રનો સિદ્ધાન્ત છે. તેથી સર્વના અનુભવથી એ સિદ્ધ થાય છે કે શ્રવણાદિક્રિયાઓ ભક્તિના હેતુરૂપ છે.

. અને એ સ્વભાવિકજ છે. પ્રેમના ઉદયમાં મહાત્મ્યજ્ઞાન હેતુ છે એ તો હમણાંજ બતાવી ગયા છીએ. જ્ઞાનથી પ્રેમનો ઉદય થાય છે કે તરતજ ઉદ્દીપન વિભાવો તેને પ્રદીપ્ત કરે છે, અને તે ઉપરથી કેટલાક અનુભાવો થાય છે. એ અનુભાવો સ્વસત્તાદ્વારા તે પ્રેમને બળવાન્ કરે છે. જેમ સંસ્કારથી સ્મૃતિ થાય છે અને સ્મૃતિથી તે મૂળનો સંસ્કાર બળ પામે છે, તેમ પ્રેમથી અનુભાવો થાય છે અને તે અનુભાવો પ્રેમને વિરૂદ્ધ કરે છે. પ્રેમ પ્રયુક્ત કાર્યો કરવાથી તે પ્રેમ જે અનુદ્ભૂત દશામાં રહેલો હોય છે તે ઉદ્ભૂત થાય છે અને જેટલી વાર ઉદ્ભૂત થાય છે તેટલી વાર તે અધિક અધિક બળવાન થતો જાય છે. અર્થાત્ અનુભાવો પ્રેમને ઉદ્ભૂત કરનાર હોવાથી પણ પોષક છે.

ખરૂં જોતાં તો શ્રવણાદિમાં પ્રવૃત્તિનો હેતુ પ્રેમ છે, અને શ્રવણાદિ ક્રિયાઓ જાતે પ્રેમનો હેતુ છે એમાં કશો વિરોધ નથી. શ્રવણાદિમાં પ્રવૃત્તિ પ્રેમ હોય તોજ થાય એમ પણ નથી કેમકે પ્રેમ વધારવાના આશયથી પણ પ્રવૃત્તિ થાય છે. તેથી પરિણામે એજ નિર્વિવાદ સિદ્ધ થાય છે કે શ્રવણ, કીર્તન, અર્ચન* વિગેરે ભક્તિ વધારનાર છે અર્થાત્ દરેક મુમુક્ષુ સાધકને અવશ્ય ઉપાદેય છે.

ઉપર બતાવ્યા પ્રમાણે પ્રેમથી થતી ક્રિયાઓ પણ પ્રેમને પોષનાર છે, તેથી પ્રેમની પરિશુદ્ધિનાં જે ચિન્હો આગળ પ્રસંગવશાત્ સંક્ષેપમાં કથન કર્યાં છે તે પણ પ્રેમને પોષનાર હોવાથી સાધકે પ્રયત્ન કરી સિદ્ધ કરવા યોગ્ય છે. જેમ વિરાગથી ષટ્ સંપત્તિઓ થાય છે અર્થાત જેમ વિરાગના ફળરૂપ ષટ્ સંપત્તિઓ છે તોપણ વિરાગની યથાર્થ સિદ્ધિ પૂર્વે એ ષટ્ સંપત્તિઓ પણ વિરાગને વધારનાર છે, તેમ પરિશુદ્ધિનાં ચિન્હો પણ પ્રગાઢ પ્રેમના ફલરૂપ છે, છતાં તેવો પ્રેમ થતા પૂર્વે પ્રેમને વધારનાર છે એ સ્પષ્ટ છે. તે ચિન્હોમાંનાં કેટલાંક જે આગળ સંક્ષેપમાં કહ્યાં છે તેનું વિશેષ ઉપયોગી સ્થળ આ હોવાથી અત્ર વિસ્તાર કરી બતાવીએ છીએઃ—

---

* આથી કરીને એ સ્પષ્ટ જણાય છે કે જે લોકો સાધકને પુછે છે કે 'તમે તમારા ઈષ્ટનું અર્ચન, કીર્તન વિગેરે કેમ કરો છો' તેઓ અજ્ઞાન છે. અને વળી અર્ચન આદિ કરનાર મહાત્મા સાધકપર દ્વેષ કરનાર તથા પ્રીતિથી ન જોનાર જનો ગાઢ અંધકારથી આવેષ્ટિત થયેલા તામસી અંતઃકરણવાળા મૂઢ જંતુઓ છે, એ પણ સ્પષ્ટ છે.

સંમાનઃ—એટલે રૂડે પ્રકારે અપાતું માન. ઈષ્ટનાં દર્શન થાય કે તત્કાળ પગરખાં વિગેરે દૂરથી ઉતારી કેટલેક અંતરેથી સાષ્ટાંગ કરતાં કરતાં સંમુખ જવું, તેમનું આગમન થાય કે તરત પ્રત્યુત્થાન કરવું, તેમને પોતાને ઘેર પધરાવવામાં આવે ત્યારે મોટાં મોટાં મહોત્સવનાં ચિન્હો—જેવાં કે દુધવડે દ્વાર ધોવાં, ફુલ વિગેરેનાં તોરણો બાંધવાં, ઘર આગળ મંગળમય શબ્દોવાળા અથવા ઈષ્ટના નામવાળા વાવટા ઉડાવવા, ઘર બહાર તથા ઘરમાં સર્વ દીપકોમાં શ્રેષ્ઠ ઘૃતના દીપકો તથા અન્ય પણ મહોત્સવમાં કરવામાં આવતા વિવિધ પ્રકારના દીપકો કરવા, ઈષ્ટને વિરાજવાને શ્રેષ્ઠ સિંહાસન આદિ સ્થાનો રચવાં, ઈષ્ટને માટે સુશય્યા, સુભોજન વિગેરે તૈયાર કરાવવાં, પોતે પણ તે તથા તેટલા દિવસો સુવસ્ત્રાદિ મહોત્સવનાં ચિન્હોયુક્ત વિચરવું, ઘર આગળ મંગલમય ધ્વનિઓ કરાવવા, ઈષ્ટનું અત્યંત પ્રીતિથી નિત્ય નિયમથી ધૂપ, ચંદન આદિ શ્રેષ્ઠ પદાર્થોથી પૂજન કરવું, ઈષ્ટને પ્રીતિથી વારંવાર સાષ્ટાંગ કરવા, તૈલાદિ પદાર્થવડે અભ્યંગ કરાવવું વિગેરે, યથાશક્તિ કરવાં એ સર્વે સમાનમાંજ ગણાય છે. એ પ્રકારનું સંમાન પ્રેમને વધારનાર છે એટલુંજ નહિ પણ પ્રસંગ આવે શક્તિ છતાં એ નહિ કરવાથી ઉલટો પ્રેમ ઘટે છે તેથી એ સંમાનની બાબતમાં દરેક સાધકે અત્યંત સાવધાન રહેવું જોઈએ છીએ. એ પ્રમાણે નહિ કરવાથી આલસ્ય પ્રમાદ આદિ વધે છે એટલુંજ નહિ પણ વૃત્તિ ઈષ્ટથી વિમુખ થતી જાય છે અને જો એક વાર વૃત્તિને એ પ્રમાણે વિમુખ થવા દેવામાં આવે છે તો બીજે પ્રસંગ પ્રાપ્ત થતાં તે વેગ કરી સ્ફુરે છે. જો સાધક તેની એ વખતે પણ ઉપેક્ષા કરે છે તો તે વૃત્તિ ત્રીજી વખત જ્યારે ઉદય પામે છે ત્યારે અત્યંત બળવાળી થઈને ઉભી રહે છે. અને એમ ક્રમે ક્રમે તે વૃત્તિ વિશેષ બલવતી થતી જાય છે તેથી પરિણામે તે સાધકને ભક્તિથી ભ્રષ્ટ કરે છે. તેમજ પ્રથમ વખત આલસ્યાદિના બલથી જ્યારે એ ઉપેક્ષાવૃત્તિ • જન્મ પામે છે ત્યારે તેનું ઓછું સામર્થ્ય હોય છે તેથી જો સાધક રોકી શકે એમ હોય છે તો તે પ્રથમ. સંપૂર્ણ યત્નથી સહેલાઈથી રોકી શકે છે અને જો તે વખતે તેનાથી રોકાતી નથી તો પછી દ્વિતીય તૃતીય વખતે તેનાથી તે રોકાવાનો ઓછો સંભવ હોય છે. અને ક્રમે ક્રમે બળ પામતી ચાલી જાય છે તો કેટલીક વાર અસાધ્ય પરિણામે થઈ પડે છે. તેથી પ્રતિબંધને લીધે એ ઉપેક્ષાવૃત્તિનો ઉદય સાધકનું અંતઃક-

રણ કોઈ પણ કારણથી જ્યારે અનુભવે ત્યારે તત્કાળજ તેને રોકી દેવી જોઈએ, અર્થાત્ સાધકે એવા પ્રસંગે ખાસ સાવધાન રહી વર્તવાનું છે. અર્જુનની શ્રીકૃષ્ણ ભગવાન્ પ્રતિની પ્રવૃત્તિમાં કહ્યું છે કે "શ્રીકૃષ્ણ ભગવાનનું પ્રત્યુત્થાન વિગેરે અર્જુન સર્વદા સર્વાવસ્થામાં પ્રીતિપૂર્વક સ્ખલનરહિતપણે કરતા હતા." એટલે ગમે તે વાતમાં હોય, ગમે તેવા અગત્યના કાર્યમાં રોકાયા હોય, શરીર સંપત્તિ કુશળ હોય કે અકુશળ હોય, આસપાસ (અર્થાત્ સાષ્ટાંગ કરવાની જગાએ) સારાં વસ્ત્ર પાથર્યાં હોય કે તે ધૂળવાળી જગા હોય, ઈષ્ટનાં ચરણકમલ સ્વચ્છ હોય કે અન્ય સામાન્ય બુદ્ધિ માણસને અસ્વચ્છ લાગે એવાં હોય, વિગેરે સર્વાવસ્થામાં તથા સર્વ કાળમાં અર્જુન એ ક્રિયા અસ્ખલિતપણે કરતા હતા. અર્જુનમાં શ્રીકૃષ્ણ પ્રતિનો પ્રગાઢ પ્રેમ હતો તેથી શ્રીકૃષ્ણનું સાંમુખ્ય થયું કે તે જાતે કુશળ છે કે અકુશળ, પોતે સારાં વસ્ત્ર પહેર્યાં છે કે હલકાં, તથા તે સાષ્ટાંગ કરવાની જગામાં ભાગવાં સંભવે છે કે નહિ ઈત્યાદિ સર્વ વાતનું તેમને કેવળ અભાન થતું હતું. જે સાધકને તેટલો પ્રેમ નહિ થયેલો હોય તે સાધકને આરંભમાં પ્રેમની ન્યૂનતાના પ્રમાણમાં લક્ષ રહે એ સંભવે છે. તોપણ તે સાધક ઉપર પ્રમાણે સંમાન કરવાના અભ્યાસવાળો થવાથી તેનો પ્રેમ પ્રકૃષ્ટ દશાને પામે છે અને અંતે તેનો પણ એવી વાતોપરથી અર્જુનની માફક લક્ષ જતો રહે છે. તેથી સંમાન પણ ભક્તિનું બારે સાધન ગણી દરેક સાધકે સિદ્ધ કરવું આવશ્યક છે.*

---

* આ સ્થળે હાલના અંગ્રેજી ભણેલા પણ્ડિતંમન્ય પણ વાસ્તવ વિચારથી રહિત માણસોને એવું લાગવું સંભવે છે કે "આ લખનારનો ઉદ્દેશ લોકોને વિવેકરહિત બનાવી દેવાનો છે, કેમકે દરેક વિવેકી માણસે ધૂળવાળી જગા કરતાં સ્વચ્છ જગોને વધારે પ્રસન્ન કરવી જોઈએ, ઈષ્ટનાં ચરણોમાં પગે લાગવું હોય તોપણ તેને સ્વચ્છ કરી પગે લાગવું એ નીતિ વિશેષ યોગ્ય છે. એમ નહિ કરનાર માણસ વિવેકી નથી. અને વિવેકથી વર્તવું એજ સારૂં છે." આ માનવું કેવળ હાસ્યજનક છે. વિવેકથી દરેક માણસે વર્તવું *એ શ્રી જગત્ નિયંતાનો આદિ નિયમ છે અને તેજ નિયમ* ઉપર લખ્યો છે. પ્રેમની વૃદ્ધિ માટે વાદિએ કહેલી ભેદબુદ્ધિ દૂષિત છે કેમકે તેથી પ્રેમ ઉતરી પડે છે એ સર્વને પોતાના અનુભવથી સ્પષ્ટ છે. તેથી પોતાના આશયના ઉત્તેજનક દરેક સાધનને આગ્રહથી ગ્રહણ કરવું

બહુમાનઃ—એટલે ઈષ્ટ સંબંધી પદાર્થોમાં પક્ષપાત અથવા વિશેષ બુદ્ધિ. જેમકે શ્રી સદ્દગુરૂના ઈતર ઉપાસકો, તેમની શ્રી પાદુકા, તેમનાં વસ્ત્ર, તેમનાં ચરણસરોજ ફરેલી ભૂમિકા વિગેરે સાં અન્ય ઉપાસ્યપ્રતિના પ્રેમના સાધનભૂત બહુમાનના વિષયોમાં અને શ્રી સદ્દગુરૂના પ્રતિની ભક્તિના સાધનભૂત બહુમાનના વિષયોમાં કેટલોક ફેર છે. પતિપર પ્રેમવાળી સ્ત્રી પણ પતિ તરફથી અપાયેલી વસ્તુઓમાં વિશેષ બુદ્ધિ કરે છે જેમકે પતિ તરફથી કેટલાક દેશોમાં આપવામાં આવતી વીંટીમાં પણ તે વીંટી વિગેરે પદાર્થોપર વિશેષતા બુદ્ધિ પ્રેમના આવેશથીજ કરવામાં આવે છે, અર્થાત્ તે વીંટીમાં ભારે વિશેષતા હોતી નથી છતાં કરવામાં આવે છે.

---

અને તેથી વિરોધી સાધનને દૂર ત્યાગવું એજ વિવેક છે. તો તે વિવેક તો ઉપર લખ્યા પ્રમાણે સ્વચ્છાસ્વચ્છનો ભેદ નહિ ગણનારમાં સિદ્ધ છે અને ગણનાર માણસ અવિવેકી છે; તેથી ઉપરનું લખાણ યોગ્યજ છે. વળી સામાન્ય માણસોને નમસ્કાર કરવા હોય ત્યારે સ્વચ્છાસ્વચ્છનો ભેદ રાખી વર્તવું અને પરમ પ્રેમના વિષય શ્રી સદ્દગુરૂને સાષ્ટાંગ કરવા હોય ત્યારે પણ (અર્થાત્ નમસ્કાર્યમાં મહદ્ વૈલક્ષણ્ય છતાં પણ) તેવીજ પ્રવૃત્તિ કરવી એ વિવેકની કે અવિવેકની ટોચ કહેવાય? નિઃસંશય એજ અવિવેકનું શિખર છે. અધિક આશ્ચર્યકારક એ છે કે આવા માણસોને આ સ્થળે આ પ્રવૃત્તિ દૂષિત લાગે છે. પણ રિપન સાહેબ વખતે થયેલી તથા નેશનલકોંગ્રેસ વિગેરે માટે થતી એવીજ પ્રવૃત્તિ લેશ–માત્ર પણ દૂષિત લાગી નહિ હશે, પણ તે વખતે એ પ્રવૃત્તિ કરનાર માણસોને અનેક પ્રકારના ધન્યવાદ એ લોકોએ કહ્યા હશે. લોર્ડ રિપન વખતે પેપરદ્વારા અથવા અન્ય સાધનથી પણ સર્વના જાણવામાં આવ્યું હશે કે રિપનસાહેબની ઘોડાગાડી ખેંચવાને વાસ્તે, એક બે ના નહિ પણ આખા હિંદુસ્થાન દેશના કલ્યાણના સ્તંભરૂપ થઈ વિચરતા, ગંડસ્થલ ઉપર અંગુલિ મુકી વિચારમાં ગર્ક થઈ ગયા હોય એમ વર્તતા મોટા મોટા ગ્રેજ્યુએટો ઘોડાવાળાની સ્થિતિને સ્વીકારવા ઉત્સાહવાળા થયા હતા; ગાડીની આગળ મશાલ પણ એવાજ લોકો ધરી ચાલ્યા હતા; વેપારી લોકોએ પણ પોતાનાં શ્રેષ્ઠ રેશમી, કસબી વિગેરે વસ્ત્રોના વાવટા પોતાને ઘેર ઉડાવ્યા હતા, કુત્રો વિગેરેને પણ તુચ્છ ગણી મોતીનાં તોરણ ટાંગ્યાં હતાં; ભૂલેશ્વરના બ્રાહ્મણો, જેમના પૂર્વજોને આખું વિશ્વ વંદન કરતું હતું, તેઓએ પણ રૂપાની તાસકમાં

અને ઞાનવધિ ગોગ સત્વવાળા શ્રીસદ્‌ગુરૂની પાદુકા વિગેરે તો તેગનાં ચરણુ કમલ આદિના શુદ્ધ સંસ્કારવાળાં છે. તેથી તે પદાર્થોમાં વિશેષતા વિદ્યમાનજ હોય છે અને તે વિશેષતાના જ્ઞાનથી તે પદાર્થોમાં પક્ષપાત સ્વાભાવિક રીતે થયાજ કરે એ યોગ્ય છે. પણુ કેટલાક પદાર્થો એવા પણુ હોય છે કે જેમાં એ યોગસત્વના સંસ્કારોનું જ્ઞાન તે ભક્તને નથી હોતું. જેમકે શ્રીસદ્‌ગુરૂના કોઈ ઉપાસકમાં ભારે શુભ સંસ્કાર પ્રતીત થતા નથી હોતા. તેમ છતાં પણુ ભક્તને તે ઈતર ભક્તવિષે જે શ્રીસદ્‌ગુરૂના સંબંધ માત્રથી વિશેષતા બુદ્ધિ થાય છે તે કેવળ પ્રેમનું કાર્ય છે. તેમજ શ્રીસદ્‌ગુરૂ પણુ શિષ્ટ સંપ્રદાય લોકોને શીખવવા માટે કોઈ ગુરૂ કરવા જેવું કરે

---

કુંકુમાદિ લેઈ એ સાહેબની પૂજા કરી હતી; દેશ વિદેશથી ચાર રૂપીઆનું દેવું ચાર વર્ષમાં પણુ નહિ વાળી શકનાર લોકો આગગાડી વિગેરેના ભાડા વિગેરેનો ભારે વ્યય કરી માનપત્રિકા લઈ આવ્યા હતા વિગેરે. નેશનલકોંગ્રેસ માટે તથા તેના સ્થાપનાર હ્યુમ સાહેબ માટે પણુ જે પ્રવૃત્તિઓ હાલ થાય છે તે સર્વને સહજ વિદિત છે. જો વિવેક (ભેદબુદ્ધિ)નો અભાવ શ્રી સદ્‌ગુરૂ પ્રતિ દૂષિત ગણી કાઢવા વાદિ તૈયાર થાય તો આ વિગેરે સ્થળે થયેલી પ્રવૃત્તિ કેમ દૂષિત ન ગણુાય? ખરૂં જોતાં એ પ્રવૃત્તિઓ પ્રેમનાં ચિન્હરૂપે સ્વાભાવિક હોવાથી અદૂષિતજ છે, અર્થાત્ રિપનસાહેબ વખતે થયેલી તથા નેશનલકોંગ્રેસ વિગેરે માટે થતી એવી પ્રવૃત્તિઓ પ્રેમી માણુસ માટે સર્વથા અદૂષિત છે. તેમજ જે લોકોને આરંભે એ પદાર્થ પ્રતિ પ્રેમ નથી હોતો તેવા માણુસો (જેવા કે હાલના જાહેરમાં આવવાને રાત્રિ દિવસ ઉદ્યમ તથા ચિંતા કરનાર ગ્રેજ્યુએટો) એ પ્રવૃત્તિ પ્રેમના સાધનરૂપે કરે તો તે પણુ અદૂષિતજ છે, કેમકે આરંભમાં એવી પ્રવૃત્તિ કરનાર ઉપરના માણુસો આગળ જતાં તે તે પદાર્થના ખરા ભક્ત એ પ્રવૃત્તિથી થઈ તેને માટે પ્રાણુ આપવાના ઉત્સાહવાળા જેવા થયેલા દેખાય છે. તેથી એ પ્રવૃત્તિ સર્વાંશે યોગ્ય છે એટલુંજ નહિ પણુ ઉપર કહ્યા પ્રમાણે પ્રેમના સાધનરૂપ હોવાથી ભક્તને અવશ્ય ઉપાદેય છે—જેની ઉપેક્ષા કરવાથીજ તે મૂર્ખ તથા અવિવેકી ઠરે છે. નેશનલકોંગ્રેસ આદિ પદાર્થો ઉપાસ્ય તરીકે યોગ્ય છે કે નહિ તે આ સ્થળે પ્રસ્તુત નથી અર્થાત્ તે અયોગ્ય હોય તો ભલે હો તોપણુ તેને માટે પ્રેમથી થતી પ્રવૃત્તિ તથા પ્રેમ વધારનારી પ્રવૃત્તિનું અનુષ્ઠાન તેને પ્રેમના વિષયભૂત લઈને સર્વાંશે યોગ્ય છે.

છે તે ગુરૂ તેઓનાથી ઉતરતાં જ્ઞાન શક્તિવાળા ભક્તને પ્રસંગે પ્રતીત થાય છે (જેમકે શ્રીકૃષ્ણ ભગવાનના ગુરૂ સંદીપની શ્રીકૃષ્ણ કરતાં અધિક અથવા તેમની સમાન પણ જ્ઞાન શક્તિવાળા નહોતા, તેમજ સંદીપનીનાં પત્ની પણ સંદીપની માફક ભારે વિરાગવાન્ પ્રતીત નહોતાં થતાં) તોપણ તે ગુરૂઆદિવિષે પણ વિશેષતા બુદ્ધિ કરવી એ બહુમાનમાંજ ગણાય છે. આ પ્રમાણે થતું બહુમાન પ્રેમથી થાય છે એ તો સ્પષ્ટ છે. પણ એ બહુમાન સ્વાભાવિક રીતે થાય એવો પ્રેમ ન થયો હોય ત્યાંસુધી એ બહુમાન પણ સાધ્ય કરવું પ્રેમના ઉપાયરૂપ છે. તેમાં પણ શ્રીસદ્ગુરૂની પાદુકા વિગેરે પદાર્થોપર કરવાને કહેવામાં આવતું બહુમાન તો સૃષ્ટિના નિયમોના જ્ઞાનથી અર્થાત્ યથાર્થ વિચારથી સહજ થાય એમ છે. નિકૃષ્ટરૂપે પ્રતીત થતા પદાર્થોપર બહુમાન કરવું એજ કઠિન છે તોપણ ત્યાંએ એ બહુમાન પ્રયુક્ત ક્રિયાઓ—જેમાંની કેટલીક સમાનમાં આવી ગઈ છે તે—કરવાથી એની સિદ્ધિ થઈ શકે છે એમાં લેશ માત્ર પણ સંદેહ નથી. અહો! પ્રેમ અનિર્વચનીય કહ્યો છે તે સત્યજ છે. અત્યંત વૃદ્ધિંગત થયેલા પ્રેમથી એ બહુમાનના વિષયો લોકોને આશ્ચર્ય પમાડે એવા પણ થાય છે. ઈક્ષ્વાકુની પ્રવૃત્તિ માટે એમ કહ્યું છે કે એ રાજા પોતાના ઈષ્ટના નામવાળા મૃગમાં, તેમનાં ચરણ તથા મુખ સદશ કમલમાં, તથા તેમના સમાન વર્ણવાળા મેઘમાં બહુમાનથી જોતો હતો. આ પ્રવૃત્તિ ઉપરથી સહજ સમજાશે કે બહુમાનના વિષયોનો શ્રીસદ્ગુરૂ સાથે કેટલો ઓછો સંબંધ પણ વૃત્તિ ગ્રહણ કરી શકે છે. ઈક્ષ્વાકુ રાજા સારી રીતે જાણતો હતો કે કૃષ્ણ વિગેરે નામો કેવળ આરોપિત છે અને તેથી અસત્ય છે છતાં અમુક નામ એના શ્રીસદ્ગુરૂનું છે એથીજ તે નામવાળા મૃગમાં વિશેષતા જોતો હતો. એવું બહુમાન તો થવું ઉપર કહ્યા પ્રમાણે કઠિનજ, છે તોપણ તેવી અથવા તેના સમાન વૃત્તિની સિદ્ધિ માટે પ્રયત્નવાન્ થવું એ દરેક ભક્તનું કર્તવ્ય છે. સમાનમું નિરૂપણ કરતી વખતે જે કહ્યું છે કે એ સમાન ન કરવાથી પ્રેમ ઉતરી પડે છે તે આ સ્થળે પણ સમજી લેવું. પ્રસંગ આવ્યે બહુમાન પ્રયુક્ત ક્રિયામાં ખામી કરવી એ ભક્તને ભક્ત તરીકે ઘટતું નથી.

તદર્થપ્રાણસ્થિતિઃ—એટલે ઈષ્ટને માટેજ પ્રાણ ધારણ કરવા. તે. જેમ નારદ આદિ મુનિઓ કૃતકૃત્ય થયા છતાં પણ પોતાના ઈષ્ટે સોંપેલા અધિકારના પાલન માટેજ પ્રાણ ધારણ કરી વિચરે છે તેમ ઈષ્ટની

# अनुक्रमणिका·



---

## જાહિર ખબર.

આ મહાકાલના ઉપાસક થવાની ખાસ વિજ્ઞપ્તિ કોઈને કરવામાં હિજ આવે, માટે જેને એના ઉપાસક થવાની ઈચ્છા હોય, તેણે મહાકાલના મેનેજરને પોતાની ઈચ્છા જણાવવી.

---

## સુચના.

મહાકાલના જે ઉપાસકોને પ્રત્યેક માસની કૃષ્ણ ચતુર્દશી પછ ૫૮૭ દિવસમા **શ્રી મહાકાલના** દર્શન ન થાય તેઓએ મહાકાલના (મેનેજરને) નિયામકને ખબર આપવી. ઘણી મોડી ખબર આપનારના ૫: ઉપર ધ્યાન દેવામાં નહી આવે.

**મેનેજર 'મહાકાલ.**


C/o. N. P. Sangasu
Sankadi Sheri
Lalavasa pol
Ahmedobad


---

# श्री महाकाल.

रूप (पुस्तक) २,—आषाढ कृष्ण १४ सं. १९४६ दर्शन (अंक) ९.

## ભજન ભાગીરથી.

(છુટાં છુટાં ભજનનો સંગ્રહ.)

(સાંધણુ ૭ મા અંકને પાને મેથી).

### શિષ્યે ગુરૂને કહાવેલો પ્રણામ.

પદ ૧૦ મું.

રાગ જોગીઆ આસાવરી.

ગુરૂજીને કહેજોરે કોઈ-મ્હારો પ્રણામ,
મ્હારો પ્રણામ કે'જો મારો પ્રણામરે— ગુરૂજીને૦ ટેક.
છો કરૂણાનિધિ નિજ જન પાલક;
મુજ મનના વિશ્રામ. ગુરૂજીને૦ ૧
શત્રુદલ સન્મુખ ઉભો છું,
આપ બળે ધરી હામ. ગુરૂજીને૦ ૨
પ્રલય સમય સમ ઉછળી રહ્યો છે,
આ ભવરણસંગ્રામ. ગુરૂજીને૦ ૩
આપ ચરણ રજ કવચ ધર્યું તન,
અડ્ગ ગ્રહ્યું તમ નામ.
સુખ દુઃખ આશ તજી ઉભો છું,
જાવાને નિજ ધામ.
ગફલત. :
ગફલત :
સ્વાંગ છે,
કેસરિયાં કરિ કમર કસી હંસ, આતો કાગડા. ગફલત. ૧
તૃષ્ણા તોડી તમે, હાકમ નથી, હેરાન છે,
મરણ સંગ રાન છે, નથિ ભક્તિ પણ છે રાગડા. ગફલત ૧

માટે કહાવું પ્રણામ. ગુરૂજીને૦ ૭
ભલે—×— તણો વિધિ થાશે,
અનુકુલ અથવા વામ. ગુરૂજીને૦ ૮

---

## મન માલી વિશે.

### પદ ૧૧ મું.

### રાગ ગરબી.

હરિ ભજન વિના૦ દુઃખદરિયા સંસારનો પાર ન આવે;—એ રાગ.

મન માલીડા, લાગ વિચારી બાગ રચ્યો તેં કેવો;
જેમાં ક્રીડા, કરવા તલસે દાનવ માનવ દેવો. ટેક.
અતિ અદ્‌ભુત કામ દિસે તારાં,
આકાશે તું કરતો ક્યારા,
જોઈ શુધબુધ ભૂલે જોનારા. મન માલીડા૦ ૧
મહીં પવન તણું ખાતર પૂરે,
સિંચે મૃગ તૃષ્ણા જળ પૂરે,
બીજ નાખ્યા પછિ બાકીજ શું રે? મન માલીડા૦ ૨
બહુ વિષયેચ્છાનિ વધી વેલી,
આપરૂપે વિષે રહી જે ફેલી,
ફુલ ફાલથી દીસે ફાલેલી. મન માલીડા૦ ૩
સંકલ્પ વિકલ્પ કુસુમ કેવાં,
પલ પલ રંગો બદલે એવાં.

પન્નગનાં ચિત્ત પણ ત્યાં પ્રોયાં. મન માલીડા૦ ૭
દાનવ દિલડાં લોભાયાં,
પશુપક્ષી પણ તે પ્રતિ ધાયાં,
માળામાં મોહન દેખાયાં. મન માલીડા૦ ૮
તુજ બાગ ફૂલની બલિહારી,
ધન્ય ગુંથનારીની હુંશિયારી,
મંછા માલણ જાદૂગારી, મન માલીડા૦ ૯
ત્રિભુવન માળે લીધું બાંધી,
લહુ નાગ પાશ વિદ્યા સાધી,
તુજને પણ લીધો છે લાધી. મન માલીડા૦ ૧૦
ગરૂડારૂઢ સુરવર જો આવે,
તો પુષ્પ-માલ બંધન કાપે,
પછિ —×— મુક્ત બને આપે. મન માલીડા૦ ૧૧

## ચેતવણી.

### પદ ૧૨ મું

### રાગ ગઝલ ઠુમરની.

(છુને ઈશ્કમેં શિર ના દિયા:— એ રાગ)

ગફ્લત ન તું કર ઘેલડા,
છક છાજશે નહિ છેલડા; ટેક.
તન તો હવાનું તૂત છે, મન તો ભમેલું ભૂત છે,
ધન તો ખરે એક ધૂત છે, એને ન જાણિશ આપડાં. ગફ્લત. ૧
આ ખલક નથી, ખેદાન છે, આ મુલક નથી, મેદાન છે,
કો નર નથી, નાદાન છે, પૃથ્વી નથી, છે પોપડાં. ગફ્લત. ૨
વૈભવ નથી, ભવકૂપ છે, છે તેલ સૌ, ક્યાં તૂપ છે,
ભીખારી સૌ, ક્યાં ભૂપ છે? મોહે તણાયાં માંકડાં. ગફ્લત ૩
ક્યાં મર્મ છે? રે ઢોંગ છે, ક્યાં કર્મ છે? રે સ્વાંગ છે,
નથિ શાસ્ત્ર આ તો લાંગ છે, નથિ હંસ, આતો કાગડા. ગફ્લત. ૪
નથિ દોસ્ત, આ દુશ્મન છે, હાકમ નથી, હેવાન છે,
નથિ નગર, પણ આ રાન છે, નથિ ભક્તિ પણ છે રાગડા. ગફ્લત ૫

શાસ્ત્રી ક્યાં વિદ્વાન છે, હડકાયલો આ શ્વાન છે,
ચારે દિશે અજ્ઞાન છે, આવ્યા સમય છે સાંકડા. ગફ્લત. ૬
જન જેહ શ્રેષ્ટ ગણાય છે, કૃતિ નેષ્ટ તેહથિ થાય છે,
અજ્ઞાનિને તે વ્હાય છે, ભરમાય છે જન બાપડાં. ગફ્લત. ૭
જ્યાં ઠાઠ સાંજ ઠગાઈ છે, ક્યાં સત્ય કેરી કમાઈ છે?
સહુ સ્વાર્થનીજ સગાઈ છે, ખડકયાં હવામાં ઓરડાં. ગફ્લત. ૮
તું વિવેક પંથે ચાલજે, નવ કોઈને દિલ આલજે,
તું ----નિજપર ટાલજે, ગુરુરાય ભજ સહુ પ્હેલડા. ગફ્લત. ૯

## ગૃહસ્થાશ્રમ

### (સાધન આ વર્ષના પૃષ્ઠ ૧૫૭માથી)

બાળકોમાં કુલક્ષણનો પ્રવેશ ન થાય તેટલા માટે બાળકોની સંભાળ માતાપિતાએ જાતેજ લેવી. અને ચાલતા સુધી બાળકોને ઈતર માણસોને સોંપવાં નહીં. બાળકના મન અને શરીર વિષેની કાળજી તેમના માતાપિતા શિવાય અન્ય કોઈ માણસ જોઈએ તેવી સારી રીતે રાખે નહીં એતો સ્વાભાવિકજ છે. અમારા આ કથનનું રહસ્ય ઝટ લેઈ લક્ષમાં આવે એવું નથી, પણ વ્યવહારમાં એ કથનનું સમર્થન પોતાના કાર્યદ્વારા સત્વર લક્ષમાં આવ્યા વિના રહે તેમ નથી. જુઓ, ખાનદાન અથવા શ્રીમંત માણસોનાં છોકરાં ઘણુંકરીને ચાકર લોકોની પાસેજ રહે છે. ચાકર લોકો ઘણું કરીને પોતાની યોગ્યતા પ્રમાણેજ સદ્ગુણ અને સદ્વર્તનવાળા હોય છે. એ લોકોની રમાડવાની રીતિજ એવી ખરાબ હોય છે કે બાળકમાં કુલક્ષણ આવ્યા વિના રહેજ નહીં. આ વિષય લખનારને આ વાતોનો સાક્ષાત્ અનુભવ એક ઉત્તમજાતિના શ્રીમંત ગૃહસ્થના ત્રણેક વર્ષના છોકરાને જોવાથી થયો છે. તે ગૃહસ્થનો ગાડીવાન એ છોકરાને પાસે રાખે છે અને રમાડે છે; કેમકે તે ગૃહસ્થ અને તેની સ્ત્રીએ એ છોકરાને એ ગાડીવાનનેજ રમાડવા ખેલાડવા સોંપી દીધોછે. તે ગાડીવાને એ છોકરાને દુરાચરણનાં સઘળાં મૂલતત્વ શીખવીને પોપટ જેવો કર્યો છે ત્રણ વર્ષનો છોકરો દરેક માણસની આગળ એ નોકર કહે છે એટલે બરોબર એક પણ ભૂલચૂક કર્યા વિના કુનીતિનાં મૂળતત્વની પરીક્ષા આપે છે આ સંસ્કાર એ છોકરાના અંતઃકરણમાં આગળ જતાં કેવું રૂપ ધારણ કરશે એ સહજ

વિચારથી પણ સમજાશે. જેમણે એકવાર અનેક શુભ કર્મવડે ખ્યાતિ મેળવેલી એવા મોટા માણસોના છોકરા વ્યભિચારાદિ અનેક કુકર્મ કરી માની કુખ અને બાપનું નામ વગોવે છે તેનો મૂળ હેતુ ઉપર જણાવી તેવી બાબતોમાં રહેલો છે.

નોકર ચાકરો છોકરાંને અનીતિ બીજક શિક્ષણ આપે છે તે દ્વારા છોકરાંનું વર્તન બગડે છે એટલુંજ નહીં પણ નોકરચાકરના વર્તનનું અનુકરણ છોકરાં પોતે પણ સ્વાભાવિક રીતે કરે છે, અને દુઃસંસ્કારની પ્રાપ્તિ કરે છે. છોકરાંઓને તેડીને નોકર ચાકર જ્યારે રમાડવા તેડી જાય છે તે વખતે 'છોકરાં તો કાંઈ સમજતાં નથી,' એમ જાણી તેઓ મરજી પ્રમાણે વર્ત્તે છે પણ તેમનાં આચરણ જોઈ તથા તેમની વાતો સાંભળી છોકરાંના અંતઃકરણમાં સંસ્કારગુંથન ચણાતુંજ હોય છે, એમાં કોઈ પ્રકારે સંદેહ જેવું નથી.

પ્રજાની વ્યવસ્થાના સંબંધમાં એક અતિ ઉપયોગી સૂચના એ છે કે પોતાના પુત્રને માતાપિતાએ એવાં સાધન આપવાં જોઈએ કે તે કોઈને ભારરૂપ ન થઈ પડતાં પોતાનો નિર્વાહ સ્વતંત્ર ઉદ્યમદ્વારા ચલાવી શકે. સ્વતંત્ર નિર્વાહ કરવાની શક્તિ એ સર્વ પ્રકારના પ્રાપ્ત કરેલા સદ્ગુણને નિભાવી રાખવાનું એક સર્વોત્તમ સાધન છે. જે માણસમાં એ શક્તિ નથી હોતી તે માણસને કેવળ અન્યને આશ્રયે રહેવું પડે છે. આથી તે માણસ સર્વદા અન્યનો ઓશિયાળો રહે છે. તેથી તેને પોતાના આશ્રયદાતાના નીતિવિરૂદ્ધ આદેશને પણ માન આપવું પડે છે. પોતામાં સ્વતંત્ર ઉદ્યમથી આજીવિકા પ્રાપ્ત કરવાની શક્તિના અભાવે આશ્રયદાતા આગળ માણસ સ્વતંત્ર વિચાર તથા આચાર કરી શકતો નથી અને બુભુક્ષિતો કિંન કરોતિ પાપમ્ એ વાક્યની સત્તા ઉપસ્થિત થાય છે.

ઉપર દર્શાવ્યો પ્રમાણે સ્વતંત્ર નિર્વાહનાં સાધન વિદ્યા તથા કળા છે. વિદ્યા તથા કળા એ ઉભયની પ્રાપ્તિથીજ વાસ્તવ સ્વતંત્ર નિર્વાહ તથા તદ્દ્વારા સદ્ગુણ સંરક્ષણ થાય છે. કેટલાકનો અભિપ્રાય એવો છે કે એ બેમાંથી એકની પ્રાપ્તિજ બસ છે. પણ અમારૂં અધીન મત એવું છે કે એ અભિપ્રાય એક અંશેજ સ્વીકાર્ય છે, સર્વ અંશે નહીં. વિદ્યા તથા કળા એ ઉભયની પ્રાપ્તિના ક્રમમાં અમો વિદ્યાને પ્રથમ ગણિએ છીએ. પુત્રને પ્રથમ વિદ્યાભ્યાસ અતિ ઉપયોગનો એ લોકમાન્ય સિદ્ધાન્ત અત્ર ઉપસ્થિત થાય છે.

વ્યવહારમાં આપણે જોઈએ છીએ તો સર્વ કોઈ પોતાના પુત્રને વિદ્યાપ્રાપ્તિ કરાવવા માટે યથાશક્તિ યત્ન કરેછે, પણ ઉક્ત વિદ્યાપ્રાપ્તિ કરાવવાનો જે માર્ગ લોકમાં પ્રચલિત છે તેના સંબંધમાં અમારે કેટલીક સૂક્ષ્મ સૂચનાઓ કરવાની છે. વિદ્યા પ્રાપ્તિનું મુખ્ય સાધન શિક્ષક છે એ વાર્તા કોઈને અજાણી નથી. કેટલાંક માતપિતા શિક્ષકની નીતિ સંબંધી વર્ત્તણુક કરતાં તેની જ્ઞાન સંબંધી શક્તિ ઉપર વધારે લક્ષ આપેછે. પણ આ સ્થળે તેઓ મોટામાં મોટી ભૂલ કરેછે. શિક્ષકનાં આચરણની અસર શિષ્યઉપર ઘણીજ પ્રબલપણે વર્ત્તેછે તે અનુભવ સિદ્ધ છે. હાલના સમયમાં યુવાન વર્ગમાં જે દુર્ગુણ કિંવા સદ્‌ગુણ જણાય છે તે તેઓના શિક્ષક પરંપરાના અનુકરણનાં પરિણામ છે. છોકરો જ્યારે નિશાળમાં જાયછે ત્યારે શિક્ષકને એ આખી પૃથ્વીમાં સુજ્ઞતા, પ્રજ્ઞતા આદિ ગુણોનો સર્વોત્તમ નમુનો સમજે છે. પોતાના શિક્ષકનું શિષ્યોથી સ્વાભાવિક રીત્યે એટલું તો અનુકરણ થઈ જાય છે કે તેઓ પોતાના શિક્ષકના જેવી વસ્ત્ર પહેરવાની રીતિ, બોલવાની રીતિ, ચાલવાની રીતિ, લખવાની રીતિ, હસવાની રીતિ, વગેરે વિના શીખવે શીખી જાયછે. માસ્તર જો મોઢામાં પેન્સિલ પકડીને બેસે છે તો છોકરાઓ પણ તેમ કરતાં શીખે છે. માસ્તર જો ચાકડાઈ ફૂકડાઈમાં રહે છે તો છોકરાઓ પણ તેમજ રહે છે, એ સઘળી વાર્ત્તા જેઓએ સાવધાન અવલોકન કર્યું હશે તેમના સમજવામાં સહજ આવશે. વળી મહેતાજીના સહવાસથી છોકરાઓના મન ઉપર પણ અસર થાય છે એ વાર્ત્તાની સંપૂર્ણ સમજને માટે મહાકાળના પ્રથમ પુસ્તકના બીજા અંકમાં આવેલો સહવાસનો વિષય જુઓ.

પ્રથમ જેમ માતા પિતાના આચાર વિચારની અસર બાલકના અંતઃકરણ ઉપર થાય છે તેનીજ સત્યે માસ્તરના આચાર વિચારની અસર પણ થાય છે. જો શિક્ષક સારા આચાર વિચારવાળો હોય છે તો, માતાપિતાનાં અનુકરણ દ્વારા થયેલ ખોટી અસરને નિર્મૂલ થવાનો સંભવ રહે છે અને જો શિક્ષકના આચાર વિચાર નઠારા હોય છે તો તેનાથી માતા પિતાના અનુકરણ દ્વારા થયેલ સારી અસર પણ નિર્મૂલ થઇ જવાનો સંભવ રહે છે,

'સારા મ્હેતાના સંગથી ભાગ્યશાળિ વિદ્યા ભણે.' એ પ્રમાણે ગુજર કવીશ્વર શ્રી દલપતરામના કવનનો હેતુ ઉપર દર્શાવ્યો તેજ છે. માટે માતાપિતાએ પોતાના પુત્રને માટે શિક્ષક શોધનો તેમાં પ્રથમ તો

શિક્ષકના સારા આચાર તથા વિચાર ઉપર લક્ષ રાખવો. ત્યારપછી અન્ય યોગ્યતા ઉપર ધ્યાન આપવું. આમ કરવામાં પુત્રના અંતઃકરણના બંધારણના સંબંધમાં એક અન્યલાભ રહ્યો છે. નિશાળમાં સહાધ્યાયી બાળકો જોડે ભણવા જનારને સંબંધ થાય છે; અને તેની પણ અંતઃકરણ ઉપર અસર થયા વિના રહેતી નથી. નિશાળનો શિક્ષક સારા આચાર વિચારનો હોય છે તો પ્રાયશઃ તે નિશાળના વિદ્યાર્થીઓ પણ તેવાજ હોય છે; આથી એવી શાળામાં પુત્રને વિદ્યાને અર્થે મુકવાથી એક પ્રકારે દુર્ગુણનું દ્વાર બંધ થવાનો સંભવ રહે છે.

બીજું પુત્રના માતાપિતાએ પોતાના પુત્રને કેવા પ્રકારના મિત્રો છે તે ઉપર ધ્યાન આપવું અવશ્યનું છે. પ્રથમ જ્યારે મિત્રો થવા માંડે છે ત્યારે પુત્રને સંસારનો યથાર્થ અનુભવ સ્વભાવિક રીતેજ નથી હતો તેથી તે મિત્રપરીક્ષા કરી શકતો નથી. માટે આ વિષયમાં અમોએ માતાપિતાનું લક્ષ ખેંચવાનું ધાર્યું છે. કેટલાંક માતાપિતા પોતાના પુત્રને કેવા મિત્રો છે તે સંબંધે એટલાંતો બેદરકાર હોય છે કે જ્યારે કુમિત્રો દ્વારા સંપૂર્ણ કુલક્ષણના કટકા જેવો પોતાનો પુત્ર થઈ જાય છે ત્યારેજ તેઓ જાણે ઉંઘમાંથી હવણાંજ ઉઠતાં હોય એમ ઉદ્દગાર કાઢવા મચી જાય છે. તેઓ કહે છે કે છોકરો તો અમારો લાખેણો હતો પણ કુસંગે બગડી ગયો, આપણને શી ખબર કે એને કુસંગ થયો છે. પણ ખરૂં જોતાં આમાં પણ એક રીતે માતા પિતાની બેદરકારીનોજ વાંક છે. આપણે નાણાની રકમ ધીરતાં પહેલાં જમે માંડનાર આસામી વિષે કેટલી તપાસ કરીએ છીએ તથા ધીર્યા પછી પણ તેના વ્યવહાર વિષે કેટલી ખબરઅંતર રાખતા રહીએ છીએ? પણ ખરેખરી દિલગીરીની વાત તો એ છે કે પોતાનું ખરેખરૂં ધન જે પુત્ર તેને કેવા સોબતીઓ છે તે વિષે આપણે કાંઈપણ દરકાર રાખતા નથી. આપણું સંચય કરેલું ધન આગળ જતાં સારા કે ખોટા માર્ગમાં વપરાવાનો આધાર જે પુત્રરૂપીચેતન ધન ઉપર રહેલો છે તેની આસપાસ કેવા પ્રકારનાં માણસો છે તે વિષયનો આપણે વેળાસર વિચાર કરવાની કાળજી રાખતા નથી.

આ સઘળું પુત્રના અંતઃકરણ સંબંધી વ્યવસ્થા વિષે કહ્યું, પણ તેના શરીર સંબંધી વ્યવસ્થા પણ વિસારી દેવા યોગ્ય નથી. શરીરની સ્વસ્થતા વગેરે ઉપર અંતઃકરણના સ્વાસ્થ્ય વગરેનો આધાર રહેલો છે એ વિ-

ચાર જુના તેમજ નવા વિદ્વાનોને અભિમત છે. આ દેશની સ્થિતિ વગેરેનો વિચાર કરતાં તથા આરાધ્ય વિદ્યા વગેરેનો વિચાર કરતાં તથા વિદ્યા પ્રાપ્ત કર્યા પછી વિદ્યાર્થીના કર્ત્તવ્ય વગેરેનો વિચાર કરતાં આર્યશાસ્ત્રોમાં પુત્રને માટે ઉપનયનના જે કાળ કહ્યા છે તે પહેલાં વિદ્યાભ્યાસનો આરંભ કરાવવાથી શરીરસંપત્તિને હાનિ થાય છે એમાં કશો સંશય નથી. ટૂકી નજરોવાળાં, ટૂકી બુદ્ધિઓવાળાં અને કેવળ સત્વહીન યુવાવસ્થામાં જરઠ જેવાં હાડપિંજર જે આપણે હાલ જોઈએ છીએ તે માના પેટમાંથી પંડિત બનાવવાની દુરાશાનાં જંગમ જાહેરનામાં છે.

પુત્ર એ પુરૂષ પ્રજા છે અને તેને પુરૂષને છાજે એવું માનસિક તેમજ શારીરક બલપ્રાપ્ત કરાવવું એ માતાપિતાનો મુખ્ય ધર્મ છે. પુત્ર એ વૃદ્ધ પણુમાં માતાપિતાની ઢાલ છે એટલુંજ નહી પણ સ્વદેશને સંકટના સમયમાં બચાવનાર છે.આ વિચાર આગળના આર્યોના અંતઃકરણમાં જેવો પ્રદીપ્ત હતો તેવો હાલના હિંદુઓના અંતઃકરણમાંનથી. હાલતો માતાપિતાપુત્રને ગૃહભૂષણ જેવો બનાવવાનેજ ઈચ્છે છે. સ્વદેશવત્સલતા અને વીરત્વ આજકાલ આપણાથી જુદાં પડ્યાં છે. કારણકે પ્રજા વ્યવસ્થામાં હાલ ઘણી વિકૃતિ થઈ ગઈ છે અને પુરૂષને યોગ્ય ગુણસંપાદન કરવાને તથા પુરૂષને છાજે તેવું શરીરબળ પ્રાપ્ત કરવાને માટે શાસ્ત્રે બ્રહ્મચર્યની જે સમયમર્યાદા બાંધેલી છે તે ઉપર કેવલ અલક્ષ કરવામાં આવે છે.

માતાપિતાએ પુત્રના વિવાહના સંબંધમાં નીચેની સૂચનાઓ ધ્યાનમાં અવસ્ય રાખવી. આ સમયનો વિચાર કરતાં પણ અઢાર વર્ષની ઉમ્મર પહેલાં પુત્ર પ્રજાનું લગ્ન કરવું નહીં. તે પહેલાં લગ્ન કરવાથી કાંઈ પણ પ્રકારના લાભને બદલે સર્વ પ્રકારની હાનિજ છે. શાસ્ત્ર પણ એ ઉમ્મર પહેલાં બ્રાહ્મણ વર્ણને પણ લગ્ન કરવાનો અધિકાર નથી આપતું તો રણકર્મ અને કૃષિકર્મ જેવાં બલપ્રધાન કર્મ કરનાર પ્રજાને એ વય પહેલાં લગ્ન કરવાનો અધિકાર હોયજ ક્યાંથી? કેટલાક લોકો એવી શંકા કરે છે કે અઢાર વર્ષની ઉમ્મર પહેલાંજ પ્રજા કેવાં અનિષ્ટ આચરણ શીખે છે, તો એટલી ઉમ્મર પછી લગ્ન કરાવવાથી પ્રજામાં સુનીતિવિપ્લવ થવાનો સંભવ રહે છે; માટે એટલી ઉમ્મર સગી પુત્રને કુંવારો કેમ રખાય? પણ આ શંકાનો આ વિષય પ્રથમથી તે અંતલગી વાંચી જોતાં અવકાશજ રહે તેમ નથી. કામોત્પત્તિ સ્વાભાવિક રીતે થાય છે એ

વાર્તાને અમો માન્ય કરીએ છીએ; પણ સ્વાભાવિક રીતે જે કામોત્પત્તિ થાય છે તે સહવાસાદિ કારણથી થતી કામોત્પત્તિ કરતાં ઘણીજ મોડી થાય છે એમ મનુષ્ય જીવનના અનુભવી અવલોકન કરનાર તો માન્ય કર્યા વિના રહેશે નહીં. પ્રજાની નાનપણથીજ હાલના સમયમાં જે વ્યવસ્થા કરવામાં આવે છે તે અયોગ્ય છે એ અમો આગળ કહી ગયા છીએ. નાનપણથી માતાપિતાનાંજ કેટલાંક આચરણ જોઈ તથા બાપણ સાંભળી બાળકનું અંતઃકરણ કામ વાસનાના અંકુરવાળું થાય છે—આ કાલ્પનિક નથી; આના ઉદાહરણ અમો એ વ્યવહારમાં જોયાં છે. બીજું રમતના સોબતિયોનાં, ઉછેરનારનાં, શિક્ષકનાં, આડોશીપાડોશીનાં વગેરે અનેક સહવાસિ જનોનાં આચરણ અને ભાવણના સંસ્કારરૂપ ખાતરથી અંતઃકરણમાં ઉપજવાથી મનોજ કહેવાતો વેલો થોડાજ સમયમાં અર્થાત્ અતિ સત્વર ફાલી ફુલી આવે છે. અમો આગળજ સૂચના કરી ગયા છીએ કે એવા સંસ્કારથી બાળકોને બચાવી લેવામાં પણ માતાપિતાએ સાવધાન પુરૂષાર્થ કરવું જોઈએ. કોઇ એમ કહેશેકે ભાઈ, એટલી બધી કાળજી છોકરાંના સબંધમાં શી રીતે રખાય? એવાર્તા તો અસંભવિત છે. પણ અમોએ ઘણે ઠેકાણે જોયું છે કે એવી સંભાળ રાખવી એ કાંઇ અસંભવિત નથી. જ્યાં એવી સંભાળ રાખવામાં આવી છે ત્યાં તેનાં ફળ પણ તેવાંજ ઉત્પન્ન થયાં છે. એ સ્થળે અમે કેવળ નિર્દોષ બાળકો જોયાં છે. ખરૂં જોતાં તો આ વિષયમાં શંકા કરનાર લોકો પ્રમાદી છે. માતાપિતાનીજ પ્રથમ ભૂલ છે કે જેથી અશુભ સંસ્કારનો અસંભવ રહે એવીજ રીતિથી પોતાના બાળકને ઉછેરતાં નથી. પ્રથમ આ પ્રમાણે ભૂલકરીને તે ભૂલને સુધારવાને માટે બીજી વધારે હાનિકારક ભૂલ કરવામાં અર્થાત્ શાસ્ત્રો ક્તવય પહેલાં પુત્રને લગ્ન કરાવવામાં મોટું ડહાપણ સમજે છે.પણ એજ ડહાપણ એ મૂર્ખતાનો મહોદધિ છે શાસ્ત્રો બાંધનાર ઋષિયો કરતાં મૂર્ખતાની ભરેલીઓ અને અજ્ઞાનમાં ડુબેલી સ્ત્રીઓ તથા તેવાજ પ્રકારના મૂર્ખ પુરૂષો શું વધારે સમજે છે કે તેઓના સારા કે ખોટા અભિપ્રાયથી કરી શાસ્ત્રવિમુખ આચરણ કરવું? આ વિષયના સંબંધમાં જો પ્રસંગ હશે અને અવકાશ હશે તો બીજે કોઇ સમયે સવિસ્તર લખવામાં આવશે. અત્રે તો સંક્ષેપ કરવો ઉચિત હોવાથી અમો તેમ કરીએ છીએ; પણ અકાળે લગ્ન થવાથી પુરૂષના શરીરનો રાજા વીર્યનામા ધાતુ વિકૃતિ તથા ક્ષયને પામે છે,તેથી શારીરક તથા માનસિક બળ નાશ પામે છે. પુરૂષો શૂર, ધીર તથા

ટ્ઠ શરીરના અકાલે લગ્ન કરનાર જાતિઓમાં ઓછાજ જોવામાં આવે છે. બીજું આપણા લોકોની પ્રવાસ વિમુખતા તથા તજ્જન્ય અનુભવહીનતા અને નિર્ધનતાનું મૂળપણ આ અકાલ લગ્નમાંજ રહેલું છે. આ પ્રમાણે અકાલ લગ્ન કરાવનાર માતાપિતા પુત્રનાં શત્રુરૂપ છે. અકાલ લગ્ન એ અકાલમરણનું રૂપાન્તરજ છે. પ્રજાવ્યવસ્થામાં માતાપિતાએ એનાથી પુત્રને દૂર રાખવો જોઈએ.

પ્રજાવ્યવસ્થાના સંબંધમાં પુત્રની વ્યવસ્થાના વિષયમાં વર્તમાન દેશકાલની સ્થિતિ જોઈને હવે માત્ર એકજ સૂચના કરવાની છેઃ— પુત્રમાં વિવેકાદિ સદ્ગુણોનો પ્રાદુર્ભાવ કરતાં તેની સાથે શૌર્ય, નિર્ભયતા આદિ સ્વદેશોપયોગી ગુણો દબાઈ જાય એવું કોઈપણ શિક્ષણ કિંવા ભાષણ કરવું નહીં. વિવેકની સાથે રહેલાં સ્વદેશવત્સલતા તથાતદનુયાયિ ગુણો કોઈપણ પ્રકારનો અનર્થ ઉપજાવે એવો કદીપણ સંભવ નથી. આ સૂચના જે દેશમાં ધ્યાનમાં લેવાતી નથી તે દેશનો કદીપણ ઉદય થતોજ નથી. પણ પૂર્વોક્ત સઘળી સૂચનાઓ પ્રમાણે જો માતાપિતા પુત્રના સંબંધમાં વ્યવસ્થા કરે તો આ છેલ્લી સૂચના પણ અનાયાસે તે વ્યવસ્થાના પરિણામ તરીકે ઉપસ્થિત થયા વિના રહે તેમ નથી.

પુત્રરૂપ પ્રજાની આ પ્રમાણે સંક્ષેપમાં વ્યવસ્થાવિધિ દર્શાવ્યા પછી પુત્રીરૂપ પ્રજાની વ્યવસ્થાના સંબંધમાં પણ જે કાંઈ વિશેષ છે તે અત્રે સંક્ષેપમાં દર્શાવીએ છીએ.

ઉપર પુત્રના સંબંધમાં જે સૂચનાઓ કરી ગયા તેમાંની કેટલીક સામાન્ય રીતે સંતાન માત્રને અર્થાત્ પુત્ર કિંવા પુત્રીને લાગુ પાડી શકાય તે સૂચનાઓ પુત્રીની વ્યવસ્થા કરવામાં પણ ધ્યાનમાં રાખવી. વિદ્યા, સહવાસ વગેરેના સંબંધમાં જે સૂચનાઓ પુત્ર વ્યવસ્થાવિષે લખતાં કરવામાં આવી છે તે આવા પ્રકારની સામાન્ય સૂચનાઓ છે.

પુત્રીના સંબંધમાં માતાએ પિતા કરતાં કાંઈક અધિક અંશે કાળજી રાખવાની છે, એ વાર્તા પુત્રી વ્યવસ્થાની પ્રસ્તાવના તરીકે અમો અત્રે લખીએ છીએ. પુત્રમાં પિતાના અધિક અંશ છે તથા પુત્રીમાં માતાના અધિક અંશ છે એ વાર્તા પ્રથમતો પુત્ર તથા પુત્રીની શરીર રચના ઉપરથીજ સિદ્ધ થાય છે. માનસિક સ્વભાવના સંબંધમાં પણ એજ સિદ્ધાન્ત ઉપસ્થિત થાય છે એમ અનેક માનસિક શાસ્ત્રના ગ્રન્થોના અવલોકન ઉપરથી નિર્ણય થાય છે.

પુત્રીને રમવાને છુટ આપવીજ નહિ એવો અમારો અભિપ્રાય નથી; પણ છોકરાઓ સાથે કિંવા દુઃસંસ્કાર પામેલી છોકરીઓ સાથે કદીપણ રમવા દેવી નહીં. અમારી આ સૂચનાવિરૂદ્ધ વર્તનથી થયેલાં અતિ શોચનીય પરિણામ અમોએ નજરે જોયેલાં છે. માટેજ આ સ્થળે એ સૂચના કરવી ઉપયોગની ધારી છે.

---

# શ્રી પંચવરદ વૃત્તાન્ત.

## ( અનુસંધાન પૃષ્ઠ ૧૭૭ થી. )

હે સૂર્યાદિ સંપૂર્ણ અષ્ટ દેવતાઓ! તમારી દેવ સમૂહમાં પ્રાર્થના કરેલાં છતાં પણ ગ્રહાધિપતિ રૂપે પુનઃ પ્રાર્થના કરું છું કે તમે ભિન્ન ભિન્ન સ્વભાવયુક્ત દ્રવ્યોને આપણી પ્રામસત્તાથી પોષો છો તથા શોષો છો. તમેજ સંપૂર્ણ દ્રવ્યની એક સ્થળથી બીજે સ્થળે ગતિ આગતિ કરવામાં કારણરૂપ છો, તથા અન્નજલાદિદ્વારા તમેજ આ ભૌતિક શરીર માંહેલા સંપૂર્ણ ધાતુ આદિ પદાર્થોના પિતા છો. ભૌતિક પરમાણુ માત્રમાં તમારી સત્તાવડેજ સઘળા વિશેષ વ્યાપાર થાય છે. એ વ્યાપારોવડે જીવ માત્રના શરીરોમાં આધિવ્યાધિઆદિક નિમિત્ત ઉપજીને મોટા ફેરફાર થાય છે. જેથી જીવોને પ્રતીત થતા સુખદુઃખાદિ ધર્મમાં તમે પણ કારણરૂપ છો. જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ, ગાઢ સુષુપ્તિ, તથા ઘન સુષુપ્તિ આદિ સમગ્ર અવસ્થાયુક્ત પ્રાણિપદાર્થોમાં તમારી સત્તા સદા વ્યાપાર કરતી રહે છે. જેથી આ મારા અંતઃકરણમાં થયેલા વિષમપણામાં તથા બાહ્ય શબ્દ સાથે થયેલા મારા ઇંદ્રિય સંબંધ વડે ઉપજેલા ભ્રમમાં તમે પણ કારણરૂપ હો તો કૃપાવડે યથાર્થ કારણનું ભાન કરાવો, અથવા પ્રસન્ન થઇ ભ્રમાદિદોષ મુક્ત કરો

હે સ્વતંત્ર સ્વભાવયુક્ત સિદ્ધ પુરૂષો! તમે સહજ ન નિવારણ કરી શકાય એવા કર્મના બંધનને આપણા ઉગ્ર પુરૂષ પ્રયત્નવડે શિથિલ કરી કાઢી નાંખી નિત્ય મુક્ત રહેનાર છો. તમે પ્રવૃત્તિમાં સ્વાર્થ પ્રયોજનથી રહિત છો. ઈશ્વરના સમાન સામર્થ્યવાળા છતાં ખાસ પરાર્થ પ્રયોજન વિના કિંચિત પણ પ્રવૃત્તિ કરનાર નથી, એવા તમે બ્રહ્માંડમાં જ્યાં ત્યાં સંપૂર્ણ

પ્રતિબંધથી રહિતપણે વિચરનાર છો. પ્રાણીઓના સત્કર્મના પ્રભાવે ગળનારાં સત્ફલોના અનુકૂલ સમયે તે તે પ્રાણિને યોગ્ય ફલની પ્રાપ્તિમાં પ્રસંગે નિમિત્તરૂપ થનાર છો;તથા કોઈ કોઈ પ્રસંગે નિસ્વાર્થપણાને પ્રાપ્ત છતાં પણ વિવિધ નિમિત્તના સંભવે નાના લૌકિક તથા અલૌકિક મન, શરીર તથા વાણીની ચેષ્ટા કરનાર છો; જેથી આ પ્રસંગે આ નાના પ્રકારની પ્રતીત થતી વિષય ચેષ્ટાને જો તમેજ કરનાર હો તો મને પ્રત્યક્ષ દર્શન આપી નિઃશંક કરો, અથવા આપણા અલૌકિક સામર્થ્ય વડે મારા અંતરમાં યથાર્થ જ્ઞાનને કૃપાવડે પ્રકટ કરી શાંત કરો.

હે સંપૂર્ણ ઐશ્વર્યસંપન્ન યોગી મહાત્માઓ! તમે આપ્તકામ હોવાથી સ્વાર્થ પ્રયોજનથી કોઈ પણ ક્રિયામાં પ્રવૃત્ત થતા નથી, તથા પરાર્થના જાણનારા છતાં પણ પરાર્થે ખાસ નિમિત્ત વિના પ્રવૃત્ત થતા નથી તોપણ જે જે ક્રિયા થવામાં તમેજ નિમિત્તરૂપ કર્મ સત્તાથી નિશ્ચય કર્યા હો છો, તેટલી ક્રિયા તમારા દ્વારા અવશ્ય થાય છે, તેથી તમેજ તમને પ્રાપ્ત શુદ્ધ સ્વભાવ સત્તાથી જેના ઉપર અનુગ્રહ કરવા આદિ નીતિનિયમથી તમે સત્તાવાન્ છો તેથી વા ત્રિકાળજ્ઞ હોવાથી ભાવીમાં જીવોને પ્રાપ્ત થનાર ફળને તથા તન્નિમિત્ત ઈષ્ટ સંકેતને જાણનાર છો, તેથી આ મારા પ્રતિ વ્યતીત થયેલા વૃતાન્તના તમે નિર્વિવાદ જ્ઞાતા છો; અને આ પ્રકારના સંબંધમાંથી કોઈ સંબંધવડે આ વ્યતીત સર્વ વૃતાન્તમાં તમેજ કારણરૂપ હો તો મને પ્રત્યક્ષ થઈને અથવા પરોક્ષ રહીને ઈચ્છિત શાંતિ આપો.

હે અતીત, અનાગત, તથા વર્તમાન વૃત્તાન્તને જાણવાના સામર્થ્ય યુક્ત દૈવી, આસુરી કે મિશ્ર પ્રજા તમે સ્વપુરૂષાર્થથી તથા શુદ્ધ સ્વભાવથી પ્રાપ્તસત્તા બલવડે સર્વજ્ઞ પણાને પ્રાપ્ત હોછો, છતાં તમે આદિ નીતિને ઉલ્લંઘન કરવા સમર્થ નથી, તેથી કરવા યોગ્ય વા થવા યોગ્ય વાર્તાનેજ થયેલી જાણો છો,તથા વિવિધ નિમિત્તથી બંધાયેલા સંબંધવડે અન્યને જણાવોછો. તમે સ્વતંત્ર ન હોવાથી કાંઈ ન્યૂનાધિક નવિન કરી શકતાં નથી, પરંતુ ન્યૂનાધિક થવાના સંભવને તથા નિમિત્તરૂપદ્વારને જાણો છો, જેથી આ મારા પ્રતિ વ્યાતીત થતા તથા થયેલા વૃત્તાંતને તમે જાણતા હો, અને તેમાં તમે કાંઈ પણ નિમિત્તરૂપ હો તો મારી આતુર ઈચ્છાને જાણીને પ્રત્યક્ષ થઈને અથવા અન્ય પ્રકારે મને યથાવત્ જાણવા યોગ્ય કરો. અનુઉપાસ્યઉપાસકાદિ વિશેષ સંબંધ તમારે મારે નથી, તોપણ અવ્યાકૃત કૃ-

ટુંબમાં તમારે મારે ભ્રાતૃભાવ સબંધ છે, મને યોગ્ય જણાયા તો મને શાંત કરો.

હે ક્ષિતિપતિ! આ પ્રકારે મેં સર્વના પ્રતિ વૃત્તિનો વેગ નાંખી વિનય વચન કહ્યાં. પશ્ચાત સાવધાન થઈને એ સ્થાનથી ઉઠીને જેવો આગળ ચાલ્યું છું. તેવોજ પાછળ શબ્દ થયો કે 'હે સાધો! ઉભો રહે તું કોણ છે? ક્યાંથી આવ્યો છે ને ક્યાં જવા ઇચ્છે છે?' મેં તત્કાળ પાછું ફરીને જોયું. તો તેજના પુંજસરખો દિવ્ય દેહવાળો, અવર્ણનીય સુંદર કાંતિવાળો, વૃક્ષની છાલની કૌપીન માત્ર ધરનાર તથા મસ્તકે જટાવાળો, મંદમંદ હસતા મુખવાળો પુરૂષ દૃષ્ટિએ પડ્યો; તે સમયે જેમ જન્માંધને નેત્ર આવવાથી તથા વંઝા સરખી માનેલી પત્નીને પતિની વૃદ્ધાવસ્થામાં, તથા સ્ત્રીની ગર્ભમાવસ્થાના મધ્યમાં જેમ પુત્રનો પ્રસવ થવાથી, તથા અત્યંત નિર્ધન પુરૂષને એકાએક વસુધામાં અખુટ ધનનો ભંડાર મળવાથી, તથા વૃદ્ધાવસ્થાના અંતને પહોંચેલા, અનેક દુષ્ટ વ્યાધિના બળે મરણની અણી ઉપર આવી રહેલા જીવવાની આશાવાળા પુરૂષને કોઈ દૈવી-ઔષધવડે નિરોગ યુવાવસ્થાયુક્ત અત્યંત રૂપવાન દેહની પ્રાપ્તિ થવાથી, તથા પતિ આદિ વડિલ સ્વજનોના અભાવવાળી એકજ પુત્રની વૃદ્ધ માતાને મરણની શય્યામાં સુતેલા પોતાના પુત્રના નિરોગ થઈ ઉઠવાથી. જેવો અનવધિ આનંદ થાય તેવો આનંદ મને આ પુરૂષને જોતાંજ થયો. મારા નેત્રમાં હર્ષના અશ્રુની ધારાઓ ચાલવા લાગી, હૃદય ભરાવાથી તેને ઉત્તર આપવા શબ્દ પણ નીકળી શક્યો નહિ, હું તત્કાળ પાછો ફરીને દંડવત્ ભુમિપર પડીને મારાં નેત્રનું જળ તે પુરૂષનાં ચરણઉપર પાડી મને કૃતાર્થ માનવા લાગ્યો. તે પરમાર્થી પુરૂષે મારી પીઠ ઠોકીને મને ધન્ય ધન્ય કહીને મારો હસ્ત ઝાલીને મને ઉઠાડ્યો, અને પોતાના દિવ્ય સરખા દેહથી મને આલિંગન દીધું. એ ક્ષણે મારા અંતર સંતાપથી તપ્ત શરીરને ચંદનના લેપનથી પણ ન ઉપજે એવી શીતળતા તથા શાંતિ પ્રતીત થઇ.આલિંગન લીધા પછી તેમના સંમુખ દૃષ્ટિ માંડીને જેમ કોઈ દીર્ઘકાળની તપશ્ચર્યાના અંતમાં સાધકને ઉપાસ્ય દેવતાનો સાક્ષાત્કાર થાય, અને તે જેમ પોતાના ઇષ્ટને નિર્નિમેષ નીરખે તેમ હું આ પુરૂષને અચલ દૃષ્ટિથી નીરખવા લાગ્યો. ક્રમે કરીને હું સાવધાન થતો ગયો ત્યારે પુનઃતે પુરૂષે પૂછ્યું કે 'હવે શી ઇચ્છા છે?'

મેં સવિનય ઉત્તર આપ્યું કે જેમ છે તેમ યથાર્થ રૂપે આ ચિત્રારણ્યમાં અનુભવેલા પ્રસંગને જાણવા ઈચ્છું છું, તથા ન અનુભવેલા એવા પણ આ અરણ્યના સંબંધે સંપૂર્ણ પ્રસંગને જાણવા ઇચ્છું છું, તથા આપના સંપૂર્ણ વૃત્તાંતને જાણવા ઈચ્છું છું, સર્વ જાણવા છતાં આ મારી વિષમાવસ્થાની નિવૃત્તિને તથા મારી મૂળ સ્થિતિને પામવા ઇચ્છું છું, અને એથી વિશેષ ઇચ્છા એ છે કે મારી આ અરણ્યમાં પ્રવેશ કર્યા પૂર્વની જે મૂળ સ્થિતિ તે જો અપૂર્ણ હોય તો પૂર્ણપણાને પ્રાપ્ત કરો જેથી અવશેષ કાંઈ પણ ઈચ્છા રહે નહિ આ પ્રકારનાં મારાં વચનો શ્રવણ કરીને તે પુરૂષે મારો હાથ ઝાલ્યો, અને કાંઈ બોલ્યા વિના મને સાથે લેઈ ચાલવા માંડ્યું. ચાલતાં ચાલતાં એક ગુહાના દ્વાર સરખું આવ્યું, ત્યારે તેમણે કહ્યું કે આ ગુહામાં પ્રવેશ કર. એટલે સંપૂર્ણ ઈચ્છા પૂરી થશે. મેં કહ્યું કે આપ મને પુનઃ ભ્રમણચક્રમાં કેમ છોડો છો? મારો હસ્ત ગ્રહણ કર્યો છે તો હવે મને આપજ નિઃસંદેહ કરીને છોડો. તે પુરૂષે કહ્યું જેમ થનાર છે તેમજ થશે જે દ્વારે તારે નિઃસંદેહ થવાનું છે તેજ દ્વારે થવાશે. હવે ભ્રમણચક્ર તારે નથી. તું નિર્ભય થઈ આ સ્થાનમાં પ્રવેશ કર. આ પ્રમાણે બોલી મારો હાથ આગળ કરી તે દ્વાર તરફ છોડી એ પુરૂષ પાછા હઠ્યા. હું ચાર પગલાં આગળ ભરી પાછળ જોઉં છું તો તે પુરૂષ મારી દૃષ્ટિએ પડ્યા નહિ. મારા મનમાં પૂર્વના સર્વ પ્રસંગને યથાવત્ જાણવાની જેવી આતુર ઈચ્છા હતી તેથી પણ અધિક ઈચ્છા આ પુરૂષ કોણ હતા એ જાણવાની રહી. પછી નિરૂપાય થઈ નિર્ભયપણે મેં તે ગુહાસરખા સ્થાનમાં પ્રવેશ કર્યો. આ ચિત્રારણ્યમાં પ્રવેશ કર્યો ત્યારથી જે જે સ્થાનો એ હું વિચર્યો તે તે સંપૂર્ણ સ્થાન કરતાં આ સ્થાન મને અધિક આનંદ આપનાર જણાયું, અર્થાત્ મારા અંતઃકરણમાં બીજાં સર્વ સ્થાનના સંબંધથી જે જે વિષમતા થતી જણાતી તે સર્વની આ સ્થાનનો સંબંધ થતાંજ સામ્યાવસ્થા થતી જણાઈ. તેમાં પ્રથમ જ્યારે આ માર્ગ દેખાડનાર મહાત્માનાં મને દર્શન થયાં ત્યારથીજ આ અંતઃકરણમાં મોટો સારો અંતર જણાયો. મોટા પુરૂષના દર્શનથી મોક્ષમાર્ગમાં પ્રતિબંધક ક્ષુદ્ર પાપરૂપ મળ હોય છે તેનો અવશ્ય નાશ થાય છે. એમ પૂર્વ પુરૂષોનું કહેવું આજ પણ મને અનુભવસિદ્ધ માન્ય થયું. એ પુરૂષનો શબ્દ શ્રોત્રદ્વારા મારા અંતઃકરણને સંબંધ કરતાંજ સુખનું ભાન કરાવનાર પ્રતીત

થયો. એમના સંમુખ જોતાં મારા અંતરમાં વ્યાપેલું દોષોનું પ્રગળ તત્કાળ ઓળપાઇ ગયું. શ્રમ તથા ક્ષણે ક્ષણે થતું ભય શાંત થયેલ જણાયાં પશ્ચાત્ આ સ્થાનમાં પ્રવેશ કરવો સારે મને જે પ્રસન્નતા જણાઈ તે તેમની દૃષ્ટિ તથા શરીરદ્વારા મને પ્રાપ્ત થયેલ અમૃતરૂપ શુદ્ધ સાત્વિક ઝરણના પ્રભાવેજ હોવી જોઈએ, એમાં કાંઇ શંકા ન હતી. ત્યાર પછી ઉત્તરોત્તર મને આનંદનો પ્રવાહ પ્રાપ્ત થતો જણાયો હતો, તે તેમની સત્તાના અનુકૂળ આ સ્થાનના માહાત્મ્ય વડે હશે એમ મારયું હતું. કારણ કે એ સ્થાન ગંભીર, શાંત, નેત્રને તથા મનને પ્રિય લાગે એવું, ત્રિવિધ પ્રાણીઓના કોલાહલથી વસ્તીવાળું જણાતું, ગુફાસરખું છતાં પણ જાણે નંદન વનથી અધિક શોભાવાળું, અંધકાર વિનાનું, કોઈ દિવ્ય તેજવડે પ્રકાશને પામેલું હોય એવું, શુદ્ધ સાત્વિક સામર્થ્યવાળું, સિદ્ધ પુરૂષોએ સેવેલું, તથા સાધકોએ સેવવા યોગ્ય હતું. ચાલતાં ચાલતાં વિચાર કરતો કે મને અભય વચન આપી આ ઉગ્ર પુણ્યબલ-વિના ન પામી શકાય એવા સ્થાનનો માર્ગ દેખાડી મારો પ્રવેશ કરાવ્યો છે, તો હવે જોઉં આગળ શું થાય છે? અહો! આ સંસારમાં માત્ર તુચ્છ વિષયોને ભોગવતાં વા મેળવતાં આયુષનો ક્ષય કરી મરે છે, એવા અબુધ જનોનો જન્મ વ્યર્થજ છે, એમાં સંશય નથી. કાળની જાળમાં પ્રવેશી તેના ગ્રાસરૂપ થવાની સંધિમાં પડેલા ઘણા પ્રાણિઓ જાણે આપણે મરણ આવનાર નથી એમ ગણીને રાત્ર દિવસ સ્ત્રી, પુત્ર, ધન, ક્ષેત્ર, આદિ અનેક વિષયોના સેવનતત્પર રહે છે, અને તે વિષયોજ જાણે તે પુરૂષોનું પરમ ઐશ્વર્ય હોય, એમ તેઓ ગણે છે. જેથી તે વિષયોથી વિમુખ થઇ આ સંસાર ચક્રમાં આપણે કોણ, ક્યાંથી શા નિમિત્તે પડયા છીએ, તથા અંતમાં આપણે શે રૂપે, ક્યાં અને કેવી સ્થિતિમાં પડનાર છીએ, તેમજ આ સ્થાને આપણે શું જોવા જાણવા તથા કરવા યોગ્ય છે, એ આદિ કાંઇજ જાણતા નથી, તથા જાણવા યત્ન પણ કરતા નથી, એવા પ્રાણિયોને આ પ્રપંચના સ્વરૂપનું કિંચિત્ માત્ર પણ ખરે રૂપે ભાન થતું નથી. જેમ કૂવાની ભેખડમાં અથવા નદી કે સરોવર કે સમુદ્રના કોઇ દ્રહમાં પડેલા પ્રાણિને અન્ય દેશ, પદાર્થ કે સુખનું લગાર પણ ભાન થતું નથી, તેમ આ જીવો પણ પોતાના મિથ્યા માનેલા ગૃહરૂપ દ્રહમાં આયુષ્યવ્યતીત કરે છે, તેથી તેમને કાળના મુખમાં હતા ન હતા થઈ જતા પર્યંત પણ અન્ય જાણવા યોગ્ય જણાતું નથી, અને મરણ પછી તો જાણવાનજ શેનું? કેટલાક પ્રાણિ

તો પોતાને મરણ ન આવે એવી સંભાળ લેવામાંજ ધીરે ધીરે મરણના મુખમાં જઈ પડે છે. કોઈ તો મરણથી ભય પામતો એકનાં એકજ સ્થળમાં રહીને જીવવાના યત્નને જોડી રાખેછે, તથા 'અરે મરણું આવશે, આવશે, એવા ભયમાં ને ભયમાં કાંઈ પણ કરવા યોગ્ય ન કરીને મરણ પામે છે. કોઈ તો અસંત પ્રીતિવડે પદાર્થોનાં સેવન કરે છે, પણ તેજ પદાર્થ સેવનથી આપણું મરણ છે તે જાણતા નથી. આ વગેરે અનેક પ્રકારે જીવ માત્ર પોતપોતાની બાંધેલી મર્યાદામાં ભ્રમી ભ્રમીને અજ્ઞાનપણામાંજ મરે છે, તે પ્રકારની આપત્તિમાંથી હું મુક્ત થઇ નીકળ્યો છું; તો આજે આ અલૌકિક સરખા સ્થાનને તથા ન કળી શકાય એવા ચમત્કારને જોઉંછું. મારા કોઈ ઉગ્ર પુણ્યસંસ્કારવિના આ સ્થાને મને આણવા કોઈ સમર્થ થાત નહિ. મારૂં જન્મવું પણ સાર્થક છે, કે મેં આ જગતનાં નાના પ્રકારનાં બંધનોને તોડીને આ સ્વતંત્રતા મેળવી છે. આ વગેરે વિચાર કરતો હું આગળ ચાલ્યો જાઉંછું એટલામાં મારા માર્ગથી દક્ષિણમાં એક રમણીય મંદિરસરખું સ્થાન જણાયું. તે તરફ હું વળ્યો. સમીપમાં જઈને જોતાં તો એક મહા પુરૂષ સુતેલા છે તથા બે શિષ્ય સરખા સાધક પુરૂષો તેમનાં ચરણસેવન કરે છે. હું સમીપ જતાં સાષ્ટાંગ કરી નમ્યો, તથા હાથ જોડી ઉભો રહ્યો, પણ મારા સંમુખ તે ત્રણમાંથી કોઈએ જોયું નહિ. જ્યારે મેં સ્તુતિ કરવા નિમત્તે 'હે ભગવન્!' એટલું બોલી આગળ બોલવા આરંભ કરવા માંડ્યો કે તત્કાળ તે મહાપુરૂષે મારા પ્રતિ દૃષ્ટિ ફેરવી, મંદમંદ હસતાં પોતાના એક શિષ્યને આજ્ઞા કરી ' રે આને શાપિત સિદ્ધેશ્વરના સ્થાનને માર્ગે વિદાય કર'. તત્કાળ તે શિષ્ય ઉઠ્યો, અને મારો હાથ પકડીને મને માર્ગે પાડવા તેડી ચાલ્યો. મેં તેને તે મહાત્મા કોણ છે, વગેરે ઘણા પ્રશ્નો કર્યા તથાપિ એક અક્ષર પણ તે મારા પ્રતિ ઉત્તરમાં બોલ્યો નહિ. થોડે ગયા પછી એક ગુપ્ત માર્ગનું દ્વાર ઉઘાડીને મને કહ્યું 'આ માર્ગે ચાલ્યા જાઓ'. મને દ્વારમાં પ્રવેશ કરાવી પુનઃ દ્વાર બંધ કરી તે ચાલ્યો ગયો. આગળ ચાલતાં મને અંતરમાં અધિક આનંદ ભાસવા લાગ્યો. આ ચિત્રારણ્યમાં પ્રવેશ કર્યા પછી જે આવરણે આનીતે મારા અંતઃકરણને આચ્છાદન કરી લીધું હતું, તે આવરણ જાણે ધીરે ધીરે છુટી જતું હોય એમ ભાસવા લાગ્યું ચિત્તની વિકળતા હટવા લાગી, અને સ્થૈર્યના સદ્ભાવે શાંતતા પ્રતીત થવા લાગી.

ભયનો અંશ પણ જણાતો બંધ થયો પાછળ જોએલા પ્રસંગોથી જે આશ્ચર્ય ઉત્પન્ન થયેલું, તથા તે આશ્ચર્યતર્કે તેને યથાવત્ જાણવાની ઉત્કટ ઈચ્છાના પ્રાદુર્ભાવે, 'એ શું હશે?' 'એ તે સાચું હશે કે સ્વપ્ન?' વગેરે અનેક કલ્પનાઓ તેના સંબંધમાં ઉઠયા કરતી હતી, તે કલ્પનાનો વિચિત્ર પ્રવાહ બંધ થતો જણાયો. આ અરણ્યમાં પ્રવેશ કરવામાં મેં ભૂલ કરી છે વગેરે પશ્ચાત્તાપના ઉદ્ગારો પાછા પડી ગયા, અને આ પ્રવેશ કર્યો છે, એજ યથાર્થ કર્યું છે, એમ ભાસ થઈ સંતોષ જણાવવા લાગ્યો. આગળ ઉપર શું આવશે તથા હું હવે ક્યાં જઈશ, વગેરે ભવિષ્યના વિચાર કરવારૂપ ભાવિ પ્રતિબંધ પણ ગુપ્ત થઈ ગયો. આ પ્રકારે સઘળી અવ્યવસ્થા બંધ પડતાં આ અરણ્યમાં પ્રવેશ કરવાના સમયની પેઠે ગદોન્મત્ત મદગલિત હસ્તિની પેઠે મસ્તીમાં પાછો નિઃશંકપણે માર્ગ કાપવા લાગ્યો. તોપણ મારું શુદ્ધ સાત્વિક યોગબળ જે તે ક્ષણે વિદ્યમાન પ્રતીત થતું, તે આ ક્ષણે તેવું સ્પષ્ટ ભાસતું નહોતું, તથાપિ તે સંબંધે મને ભયશંકા પ્રાપ્ત થતી નહોતી. આ પ્રકારે હું જેમ જેમ આગળ વધવા લાગ્યો તેમ તેમ હું જાણે બ્રહ્મલોકમાં પ્રવેશ કરતાં ત્યાંના અદ્વિતીય આનંદને અનુભવતો હોઉં એમ ભાસ થતો ગયો. આ સમયે મને દૃઢ નિશ્ચય થયો કે આપત્તિ કાળમાં ધૈર્ય જેના અંતઃકરણમાંથી હઠતું નથી તેજ પુરૂષ કૃતકૃત્ય થયો છે. સારા સુખનું ભાન થવાના સમયે તો કેવળ શબ્દ જ્ઞાનવાળા પુરૂષને પણ જ્ઞાનના ઉપલક્ષક હેતુઓ સેવે છે, પણ વિપત્તિના સમયમાં તે સંપૂર્ણ જ્ઞાનસૂચક હેતુઓ જેને સહી જતા નથી, તે જ પુરૂષને ગુરૂ તથા ઈશ્વરનો સાચો અનુગ્રહ થયો છે એમ જાણવું. આ શરીરમાં આત્મભાવના જેને દૃઢ છે તે પુરૂષ વા સ્ત્રીને તો કિંચિત્ પણ કષ્ટ આવે છે ત્યારે તે કષ્ટ તેને નિશ્ચયથી ભ્રષ્ટ થયેલ જણાવે છે, જેને તે દેહાત્મભાવના શિથિલ થઈ છે, એવાને તો અધિક કષ્ટના સમયે વિકળ કરે છે, અને દેહાત્મબુદ્ધિના અભાવવાળાને તો અતિકષ્ટ પણ અંતરથી તે અનુભવજન્ય સુખ હઠતું નથી. બહારથી કષ્ટયુક્ત પ્રતીત થતો છતો પણ તે ધીર મુક્તપુરૂષ અંતરથી અવિકળપણે સુખાનુભવ કરતોજ રહેછે. એ સમાધ માટેજ આ જગતમાં ગુરૂ ઈશ્વરની ઉપાસના તથા સદ્વિચાર, પ્રામાણિક પુરૂષો ધારણ કરે છે.

આ વગેરે અનેક વિચારને કરતો પ્રસન્ન ચિત્તથી હું આગળ ચાલ્યો. વચારે આગળ જતાં મને છેટેથી એક દિવ્ય સ્થળ જણાતા

લાગ્યું. તે જોઈને તે તરફ ઉમંગથી હું ચાલ્યો. જ્યારે હું તે દિવ્ય સરખા સ્થાન સમીપ આવ્યો, ત્યારે થોડે થોડે અંતરે પોત પોતાનાં આસન રચીને જાણે સમાધિમાં બેઠા હોય એવા ઘણા પુરૂષો આજુબાજુ દૃષ્ટિએ પડવા લાગ્યા. તે દરેક સમાધિસ્થ પુરૂષની પાસે એક એક શિષ્ય સરખા અન્ય તેટલાજ પુરૂષો જણાયા. ત્યાં હું તો એક બાજુથી દરેક પુરૂષના સમીપ થઈ જોતો ચાલવા લાગ્યો. તેમાં દરેક સિદ્ધની સેવામાં રહેલા સાધકને મેં વિવિધ પ્રશ્નો પુછ્યા, પણ તે સાધકોમાંનો કોઈપણ મારી સાથે બોલ્યો નહિ. પરિણામે એક બાજુએ માર્ગ જણાયો. ત્યાંથી આગળ ચાલ્યો, તો પૃથ્વીતલમાં ઉતરવાની સીડી જોવામાં આવી. ત્યાં હું નિર્ભય પણે ઉતર્યો. ઉતરીને જેવો હું આગળ ચાલું છું તેવોજ એક તેજસ્વી પુરૂષે બાજુમાંથી આવી મારો હાથ ઝાલી ઉભો રાખ્યો અને કહ્યું 'રે આજ્ઞાવિના ક્યાં જાય છે?' મેં તેના મુખ ઉપર સાત્વિક ક્રોધનાં ચિહ્ન જોયાં, તેથી વિનયવડે મેં કહ્યું, હે દયાલુ હું પ્રવાસી છું. મને આ અરણ્યના ભોમિયાએ આ માર્ગે ચઢાવ્યો છે. મને મારી શુદ્ધ સ્થિતિનું ભાન આ અરણ્યે ભૂલાવ્યું છે, તોપણ હજી આ ક્ષણે હું પુરે કરતાં સાવધાન છું. મને એક મહાત્માએ પોતાના શિષ્યદ્વારા આ સ્થાનનો માર્ગ ઉઘડાવી આપ્યો છે. આપ સર્વજ્ઞ સરખા ભાસો છો માટે ઇષ્ટ સંકેતને જાણીને હવે મને જેમ કરવું હોય તેમ કરો મારે ક્યાં જવું છે, એ પણ આ ક્ષણે હું કહેવા સમર્થ નથી. કોની આજ્ઞા આ સ્થળે પ્રવર્તે છે, તે હું જાણતો નથી. માટે આપ જે જાણતા હો તે પ્રમાણે મને આજ્ઞા કરો, અથવા અન્ય કોઈ સત્તાધીશ હોય તો તેમની આજ્ઞા મને કૃપા કરી મેળવી આપો. જે પ્રકારે મારૂં ઈષ્ટ થવા સંભવ હોય તે પ્રકારે આપ કરો. અજ્ઞાનીનું જ્ઞાતાએ અનેક પ્રકારે રક્ષણ કરવું ઉચિત છે, તે નીતિ આપને અજ્ઞાત નથી.

આ પ્રકારનાં મારા વચનોને શ્રવણ કરી તે પુરૂષ મંદમંદ હસવા લાગ્યો, અને મારો હાથ છોડી મને ત્યાંજ ઉભો રહેવા આજ્ઞા કરી એક બાજુ દ્વાર ઉઘાડી પ્રવેશ કર્યો. થોડીવારે બહાર આવી મને હાથ ઝાલી અંદર તેડી ગયો. મણિમય દિવ્ય ભુવન સરખું આ સ્થાન તે વિષ્ણુપુરી, બ્રહ્મપુરી, કે શિવપુરી છે એમ સંદેહયુક્ત વિચાર કરતો, આસપાસ શોભા જોતો તે પુરૂષની સાથે ચાલતાં આગળ આવ્યો, તો મોટા મંડપમાં જેમ

દેવતાઓનો તથા મહર્ષિઓનો મોટો સમાજ ભરાયો હોય તેમ મોટી સભા દિવ્યસરખાં શરીરવાળા પુરૂષોની ભરેલી મેં દીઠી, અને એક ઉંચા સિંહાસન ઉપર જેમ દેવતાઓના રાજા ઇંદ્ર બેઠા હોય, એવા એકભુવનના ઈશ્વરસરખા પુરૂષ બેઠેલા જોયા. મેં તો સમાજસમીપ આવતાં વારંવાર દંડવત્ નમસ્કાર કર્યા, અને હું પશ્ચાત્ હાથ જોડીને તે પુરૂષોત્તમના સંમુખ દૃષ્ટિ સ્થાપી ઉભો રહ્યો. તેમણે મારા સંમુખ જોઇને મંદ હાસ્ય કર્યું. તે ક્ષણે જાણે સર્વ બેઠેલા પુરૂષો એક ક્ષણમાં ક્યાંએ જતા રહ્યા તે હું જાણી શક્યો નહિ માત્ર હું અને તેજ પુરૂષ બેજ રહ્યા, ત્યારે તેમણે મને પોતાના સમીપ આવી એક આસને બેસવા આજ્ઞા કરી. તે પ્રમાણે નમસ્કાર કરીને હું જઇને બેઠો. ત્યારે તેમણે મને મનોહર મધુરવાણીવડે કહ્યું 'શી ઇચ્છા છે?' ત્યારે મેં કહ્યું, 'અંતમાં ઈચ્છારહિત થવા ઈચ્છા છે, અને અન્ય અવાંતર ઇચ્છાઓ, જેને વશ થઈ હું આપનાં ચરણસમીપ આવ્યો છું, તે સર્વ આપ જાણો છો, માટે જેમ આપને યોગ્ય લાગે તેમ થવા યોગ્ય હોય તે કરો. આપ સ્વતંત્ર છો, હું આપને શરણ છું, શરણાગતના મનોરથ પૂર્ણ કરવા આપ સમર્થ છો.' આટલું બોલી હું બંધ રહ્યો. ત્યારે તેમણે મારા મસ્તક ઉપર પ્રીતિવડે હસ્ત મુક્યો. પછી મને કહ્યું, 'હવે જે જણાય તે મને કહી સંભળાવો.' મારા મસ્તક ઉપર હાથ મુકતાંજ મને જાણે સર્વજ્ઞપણું તથા સ્વતંત્રપણું પ્રાપ્ત થયું હોય એમ ભાસ્યું. મારૂં અંતઃકરણ સર્વ દોષથી રહિત થયેલું જણાયું, અને જેમ કોઇ જન્માંધને દિવ્ય દૃષ્ટિ આપે, અને તે ત્રિલોકમાં દૃષ્ટિ ફેરવી વળે, અને હસ્તામલકવત્ લોકલોકાંતરમાં રહેલા પદાર્થનું વર્ણન કરે, તેમ હું સર્વ વાર્તાને જાણી વર્ણન કરવા લાગ્યો. કોઇ પ્રબળ સત્તા જેમ આ પ્રાણિપદાર્થને વેગ આપે છે, તેમ મારા અંતરમાંથી કોઇ સત્તાએ વાણીના પ્રવાહને વેગ આપ્યો એટલે હું આ પ્રકારે બોલવા લાગ્યો. (અપૂર્ણ)

---

# ॥ ॐ श्री ॥

## ॥ सद्गुरुभ्योनमः ॥

## માનુષી તથા અમાનુષી શક્તિ.

આ લોકમાં મનુષ્યની શક્તિ કેટલી છે, મનુષ્ય વધારેમાં વધારે શું કરી શકે,

અને શું નજ કરી શકે, એ વિષે અવિદ્વાન્ તેમજ વિદ્વાન્ પ્રજામાં મતભેદ છે આ આર્યભુમિમાં તથા આ ભૂલોકના બીજા ખંડોમાં પ્રજાનો ઘણો ભાગ તો પોતપોતાના વ્યવહારમાં એટલો બધો ગ્રસ્ત છે કે તેને તે વ્યવહાર વ્યતિરિક્ત અન્ય વિષયોપર કંઈક સપ્રમાણ વિચાર કરવા અવકાશ ભાગ્યેજ મળતો હશે. એ શિવાય જે થોડો ભાગ છે તે આવા વિષયોપર યથામતિ તર્ક કરે છે તેથી તેમાંના કયા પુરૂષોના કેવા મત છે તે અત્ર જોઈશું. આ દેશમાં પાશ્ચિમાત્ય આંગલભૌમપ્રજાની સત્તા ઘણા વર્ષોથી જામેલી હોવાથી આ દેશની વિદ્વાન્ પ્રજાના તેમના વિચાર પ્રમાણે બે મુખ્ય વર્ગ પાડી શકાય છે. એક તો આર્યશાસ્ત્રાનુકૂલ તર્ક કરનાર અને બીજો પાશ્ચિમાત્ય શાસ્ત્રાનુકૂલ તર્ક કરનાર. અવિદ્વાન્ પ્રજાના વિચાર ઘણુંકરીને વિદ્વાન્ પ્રજાના વિચારના પ્રતિબિંબરૂપ હોય છે, તેથી તેમના વિચારનો પોતપોતાને અનુકૂલ તર્ક કરનારી વિદ્વાન્ પ્રજાના વિચારમાં અંતર્ભાવ થાય છે. બીજા વર્ગના વિદ્વાનોના વિચાર ઘણુંકરીને ઇંગ્લંડ, ફ્રાંસ, જર્મની તથા અમેરિકા વગેરે વર્તમાનકાળમાં ચડતી કળાને પામતા દેશોના વિદ્વાનોને અનુસરતા છે.

આ દેશનાં પ્રાચીન શાસ્ત્રો તથા બીજા પણ અસંખ્ય ઐતિહાસિક પ્રમાણોનો જે પુરૂષોએ સ્વસ્થ ઉદાસીન વૃત્તિથી અભ્યાસ કર્યો હશે તેમને તો સહજ જણાશે કે આ દેશ પણ એક વખતે વિદ્યા, કળા તથા લૌકિક અને પારમાર્થિક ઉન્નતિની પૂર્ણકળાને પામેલો હતો. ત્યારપછી જગતના સ્વભાવ પ્રમાણે જેમ મધ્યાન્હના સૂર્ય અસ્તના ક્રમમાં પ્રતીત થાય છે તેમ, ક્રમેકરીને ઉતરતાં હાલ ઉતરતી કળામાં છે. આ પ્રમાણે છે તોપણ આપણા સર્વજ્ઞ આર્ય શાસ્ત્રકારોની શાસ્ત્રરક્ષણની અનુત્તમ નીતિને લીધે,આ દેશના ઉપર અનેક આપદો આવી ગયેલી છતાં તથા વિરોધી રાજસત્તા દ્વારા વિદ્યાકળા પ્રતિપાદક અસંખ્ય ગ્રંથોનો તથા વિદ્યાકળાનો "અપ્રતીતિશીલ" નાશ થયા છતાં, હાલપણ સર્વે મુખ્ય શાસ્ત્ર પ્રતિપાદક ગ્રંથો એટલા છે કે પૂર્વોક્ત દેશોના હાલ ગણાતા સમર્થ તત્વશોધકો * (philosophers) ના લખેલા અનેક ગ્રંથોવડે પ્રતિપાદન કરાવતી વિદ્યા

* Philosopher (એટલે તત્વવિત્ નહિ પણ તત્વશોધક) ગુજરાતી ભાષાને અંગ્રેજી ભાષા સાથે જ્યારથી સંબંધ થયો છે ત્યારથી ફી લોસોફર શબ્દ માટે "તત્વવિત્" શબ્દ ગુજરાતીમાં વપરાતો જણાય છે.

પણ વેદ, વેદાંગાદિ સત્ શાસ્ત્રોવડે પ્રતિપાદન કરાયલી વિદ્યાના એક અત્યંત સૂક્ષ્મ અંશરૂપજ છે એમ સિદ્ધ કરી આપે છે. આ એક વિવાદનો વિષય છે. એ વિવાદનો અંત સહજ શ્રમ તથા કાળથી આવે એમ નથી તથા તત્સંબંધી વિવેચન અપ્રસ્તુત નથી માટે નિશ્ચય માત્ર દર્શાવી વિરમવું યોગ્ય છે. અત્ર વિવક્ષિત અર્થ માત્ર એટલોજ છે કે પ્રથમ વર્ગના વિદ્વાનોના વિચાર પૂર્વોક્ત સતશાસ્ત્રો તથા તેમના પ્રવર્તક સર્વજ્ઞ મૂલ પુરૂષોના વિચારને અનુસરતા છે.

માનુષીશક્તિ અને અમાનુષીશક્તિ એટલે શું? માનુષીશક્તિ એટલે માણસની શક્તિ અને અમાનુષી એટલે માણસની શક્તિથી બહારની શક્તિ એવો અર્થ લઇએ તો એ અર્થનો ઘટતોજ નથી. કેમકે શક્તિમાત્ર શ્રી મહામાયા શક્તિના અંશ છે અને તે તો એક શ્રી સબલબ્રહ્મભગવાનનેજ અધીન છે. સર્વ માણસો અને જીવો તો ઉલટા તે શક્તિને અધીન છે. માણસની પોતાની કંઈ જુદી શક્તિ છેજ નહીં. માણસનું પોતાનુંજ શ્રી સબલબ્રહ્મભગવાનથી સ્વતંત્ર ભિન્ન અસ્તિત્વ વસ્તુતઃઘટતું નથી, તો તેની જુદી સ્વતંત્ર શક્તિતો હોયજ શી રીતે, જેથી બીજો અર્થ આ પ્રમાણે લઈ શકાય. મનુષ્ય એટલે જીવ અને શરીર સંયુક્ત પદાર્થ, અથવા પાર્થિ-

---

પરંતુ તે વ્યવહાર ખોટો છે. "તત્વવિત્" એ શબ્દ બ્રહ્મવિદ્યાનો પારિભાષક શબ્દ છે. તત્વવિત્ એટલે આદૃશ્ય જગતના સંપૂર્ણ પદાર્થ(phenomena)ના તત્વ (Noumenon) એટલે વાસ્તવ સ્વરૂપને હસ્તામલકવત્ નિઃસંશય અનુભવનાર. જે પુરૂષો એ તત્વ જાણતા નથી તેઓ તત્વવિદ્ સંજ્ઞાને યોગ્ય નથી. આ દેશમાં પણ એવા તત્વને ન જાણનાર પુરૂષોને એ શબ્દ સંબોધાતો હોય તો તે શબ્દપ્રયોગ પણ ખોટોજ કહેવાય. પાશ્ચિમાત્ય દેશો આરંભક સ્થિતિમાંથી સ્વપરિશ્રમે હાલ ઉચ્ચસ્થિતિને પામ્યા છે એ વાર્તા સત્ય છે, તથાપિ ઉત્તમ સ્થિતિને પામવાનું હજુ તેમને બાકી છે. એમનું જ્ઞાન હજુ વૃદ્ધિનાક્રમમાં છે. પદાર્થોના સ્વરૂપ વિષે હજુ મતભેદ છે. તથા વિદ્યાની પ્રત્યેક શાખામાં અપ્રમાદીપણે શોધ કરતાં છતાં તેમનાં મૂલ તત્વના જ્ઞાન સુધી તેઓ પહોંચ્યા નથી એમ તે તે શાખાના ગ્રંથોના લખનાર પ્રત્યેક વિદ્વાન્ નિરભિમાનપણે કબુલ કરે છે. Noumenon છે કે નહિ એ વિષેજ હજુ શંકા છે તો તેનું યથાર્થ નિસંશયજ્ઞાન તો ક્યાંથી? જેથી તેઓ પુરૂષાર્થી તત્વ શોધક છે, "તત્વવિદ્" નથી.

ગાત્મ વિચાર પ્રમાણે મન તથા શરીર ત્યાં એ બેગાં મળીને વધારેમાં વધારે જેટલી શક્તિ પ્રતીત થઈ શકે અથવા એ બે મળી મોટામાં મોટાં જે શક્તિનાં કાર્ય થઈ શકે, તેને માનુષીશક્તિ કહેવી. અને તે વ્યતિરિક્ત પ્રતીત થતી શક્તિને અમાનુષી કહેવી. અથવા આભૂલોકના મનુષ્યમાં જે વધારેમાં વધારે સત્તા હોઈ શકે તે માનુષીશક્તિ, અને જે સત્તા આભૂલોકનાં મનુષ્યની સત્તાથી વધારે છે, જે સત્તા આ લોકમાં નથી પરંતુ દેવ ગાંધર્વાદિ અન્ય ઉચ્ચ લોકોમાં છે તેને અમાનુષી કહેવી. પરંતુ આભૂલોકમાં વધારેમાં વધારે કેટલી સત્તા હોઈ શકે અર્થાત્ માનુષીશક્તિ કેટલી છે તેની મર્યાદાનો નિર્ણય જ્યાં સુધી થયો નથી ત્યાં સુધી અમાનુષીશક્તિનું સ્વરૂપ સિદ્ધ થવાનું નથી. અને કદાચ એમજ માલમ પડે કે આ ભૂલોકસ્થ મનુષ્ય સર્વ શક્ત થઈ શકે તો તો અમાનુષી શક્તિ એવા શબ્દની પ્રવૃત્તિજ ઘટતી નથી. ત્રીજો અર્થ આવો લઈ જોઈએ. સાધારણ ઘણા ભાગના મનુષ્યોમાં જે વધારેમાં વધારે શક્તિ જોવામાં આવે તેને માનુષી શક્તિ કહેવી; આથી ઘણાજ થોડા માણસમાં જેશક્તિ જોવામાં આવે તેને અનુમાપી કહેવી. તો કરોડ કરોડ સુધીની રકમોનાં મોઢે ગુણાકાર કરનારની, તથા ધનમૂળ કાઢનારની, દોરડાપર ચાલવાની તથા અતંત મનોહર રીતે અને લાંબા વખત સુધી ભાષણ કરવાની શક્તિ થોડામાંજ હોય છે, પરંતુ તે શક્તિઓ અનુમાપી ગણાતી નથી. એજ પ્રમાણે શક્તિ જેમ જેમ વધારે ઉંચી તેમ તેમ તે ઘણાજ થોડા મનુષ્યમાં હોય એતો સ્પષ્ટ છે, તેથી વધારેમાં વધારે શક્તિતો આખા ભૂગોળપર કદાચ એક બે અથવા એવીજ જુજ સંખ્યાના મનુષ્યમાં હોય. (આખા મુંબઈઈલાકામાં પાસ થયલા એડવોકેટ, Advocate માત્ર બે ત્રણજ હશે તથા મુંબાઈની M D ની ડીગ્રી પ્રાપ્ત પુરૂષો પણ ચાર પાંચજ હશે) તો એવા એક પણ પુરૂષ આ ભૂગોળપર રહીને વધારેમાં વધારે જે શક્તિ પ્રાપ્ત કરી શકે તેની પણ માનુષી શક્તિમાં ગણના કરતાં અમાનુષી એવી કાંઈ શક્તિવિશેષ રહેતીજ નથી. *તેમજ તે આ ભૂગોળપર સર્વોત્કૃષ્ટ શક્તિપ્રાપ્તમનુષ્ય અથવા મનુષ્યોનો* અનુભવ થયો નથી, ત્યાં સુધી માનુષી શક્તિ આટલીજ છે એમ મર્યાદા પણ શી રીતે બાંધી શકાય? તેમજ આ ભૂગોળના પ્રત્યેક મનુષ્યને જોયા વિના અને તે પ્રત્યેકની શક્તિની પરીક્ષા કર્યાવિના અમુક શક્તિ પ્રાપ્તમનુષ્ય આ લોકમાં નથીજ અથવા હોયજ નહિ એમ પણ કેમ કહી શકાય

આ સર્વથી લોકો આ બે શબ્દોના સ્પષ્ટ અર્થમાં વ્યવહાર કરતા નથી એમ જણાય છે. તેથી શબ્દોના જુદા જુદા "અનિશ્ચિત" અર્થો લેવાથી થતા વિવાદની નિવૃત્તિ માટે આ વિષયને માટે એ શબ્દોના નીચે પ્રમાણે અર્થ લેવા યોગ્ય જણાય છે.

શ્રી સદ્ગુરૂના આશ્રયની અપેક્ષા ન માનનાર, પરમેશ્વરના અસ્તિત્વને ન માનનાર અંતર્મુખ અથવા એકાગ્ર થયેલી વૃત્તિના, ઈંદ્રિય નિગ્રહના તથા સિદ્ધમંત્રના સામર્થ્ય વિશેષના અસ્તિત્વને ન માનનાર કેવળ બહિર્મુખ વૃત્તિથીજ યત્ન કરનાર મનુષ્ય, મન તથા શરીરની વધારેમાં વધારે જે શક્તિ પ્રાપ્ત કરી શકે તેની માનુષી શક્તિમાં ગણના કરવી. જે શક્તિ ઉપરના વર્ગના મનુષ્યો કદાપિ ન મેળવી શકે અર્થાત્ જે શક્તિ શ્રીસદ્ગુરૂ અથવા મંત્રશાસ્ત્રવિદ્ ગુરૂના આશ્રયવિના પરમેશ્વરનું અસ્તિત્વ માન્યાવિના, તથા અંતર્મુખ અને એકાગ્રવૃત્તિ થવા વિના, તથા આવશ્યક ઈંદ્રિયનિગ્રહવિના, કદાપિ પ્રાપ્ત થઈ શકતી નથી તેવી નાની મોટી સર્વ શક્તિઓની અમાનુષી શક્તિમાં ગણના કરવી. પછી તે શક્તિ માત્ર ગાંધર્વનાગાદિ ઉચ્ચ લોકોમાંજ હોય અથવા આ લોકમાં પણ કોઈક વિરલ પુરૂષ પાસે હોય.

હવે આવ્યાખ્યાઓ પ્રમાણે મનુષ્ય અમાનુષી શક્તિ પ્રાપ્ત કરી શકે કે નહીં અથવા પૂર્વની વ્યાખ્યાઓ પ્રમાણે મનુષ્ય વધારેમાં વધારે કેટલી શક્તિ પ્રાપ્ત કરી શકે તે વિષે ઉપર વર્ણવેલા બે વર્ગના વિદ્વાનોના કેવા વિચાર છે તે જોઈએ છીએ. એ વિચાર પ્રથમ સંક્ષેપમાં નીચે પ્રમાણે છે.

આર્ય વિદ્વાનોનું મત—

૧. તત્વવિદ્દષ્ટિ શ્રી સદ્ગુરૂના આશ્રયે રહી પુરૂષપ્રયત્ન કરનાર નર સર્વજ્ઞ ઇશ્વર સમાન થઇ શકે. તો અન્ય શું ન કરી શકે. શુદ્ધસાત્વિકનિષ્કામ ઉપાસનાનું પણ એજ અવિનાશી અમર્યાદ ફલ છે. (એવા પુરૂષાર્થી મહાત્મા વિરલજ. मनुष्याणाम् सहस्त्रेषु ઈત્યાદિ.)

૨. મંત્રશાસ્ત્રમાં અનુભવી ગુરૂના પ્રેરકપણા નીચે પ્રયત્ન કરનાર મનુષ્ય અનેક પ્રકારની અમાનુષી શક્તિઓ પ્રાપ્ત કરી શકે તથા લૌકિક સાધનોવડે દુર્લભ્ય અનેક ફલ સહજ પ્રાપ્ત ક-

સ્વા સમર્થ થાય. આ ફ્લો વિનાશી અને મર્યાદાવાળાં છે. ( આ પ્રકારે શક્તિ પ્રાપ્ત કરનાર મનુષ્યો પણ થોડાજ હોય છે. )

૩. એ શિવાયના સર્વ મનુષ્યો એટલે લગભગ બધાજ કેવળ પરતંત્ર છે. અર્થાત્ તેમની નાની મોટી સર્વ ક્રિયાઓ, શક્તિ જ્ઞાન વગેરે તેમના પ્રાકૃતન કર્મ તથા સ્વભાવના સંસ્કારને કેવળ અધીનજ હોય છે. ઘરમાં બાંધેલા પશુઓની પેઠે, કોઈ પણ પ્રકારની સ્વતંત્ર પ્રવૃત્તિ કરવા તેઓ અસમર્થ છે. એવા જીવોની અપેક્ષાથીજ શ્રી મહેશ્વર ભગવાનની "પશુપતિ" એવી સંજ્ઞા ઠરેલી છે.

**પાશ્ચિમાત્યવિદ્વાનોનું મત**(પાછળથી વિશેષ વિવેચનથી જણાશે કે એ લોકોનો આ વિષયમાં હજુ સુધી એક પાકો નિશ્ચય નથી, તથાપિ નીચે પ્રમાણે )

૧. અમાનુષી શક્તિ એ કેવળ ગપ છે. એની શક્તિનું અસ્તિત્વજ હાલના જગતના જ્ઞાતનિયમોથી ( known Laws of Nature) વિરૂદ્ધ છે તો તેની શક્તિ પ્રાપ્ત કરવા પણું તો હોયજ ક્યાંથી ?

૨. પ્રારબ્ધ જન્માંતર કર્મફલ પ્રદાતા કાંઈ છેજ નહિ. સંપૂર્ણ જગત્ સ્વભાવના વિવિધ નિયમાનુસાર પ્રવર્ત્યું જાય છે સ્વભાવના અનુકૂળ સાધનોવડે શોધ કરવાથી, સ્વભાવના નિયમો પરખી શકાય છે. અને સ્વભાવનાં નિયમો જાણવાથી તેટલે અંશે સ્વભાવને વશ કરી શકાય છે.

૩. પ્રત્યેક માણુસ પોતે સ્વતંત્ર છે તથા ધારે તે કરવા સમર્થ છે

## આર્ય વિદ્વાનોનું મત.

સંપૂર્ણ શક્તિ અથવા સત્તા, સમગ્ર ઐશ્વર્ય તથા અંતઃકરણ જે કંઈ ઈષ્ટવિષયની કલ્પના કરી શકે તે સર્વના મૂલ શ્રીસબલબ્રહ્મ છે. એ સર્વના મૂલ છે એટલુંજ નહિ પણ એ સર્વ સત્તા અથવા ઐશ્વર્યનો સમુદાય એજ શ્રીસબલબ્રહ્મ છે. શ્રીસબલબ્રહ્મ સર્વથી અભિન્ન છે તેથી જીવ પણ શ્રીસબલબ્રહ્મથી સ્વરૂપે અભિન્ન છે. તેજેરાશી શ્રી સૂર્ય ભગવાનથી એક અમુક દીપક અગ્નિસ્વરૂપે અભિન્ન છે. શ્રી સૂર્ય ભગવાનની મોટી ઉપાધિ છે. તેમની સત્તાથી આખા સૂર્યમંડળની સર્વ વ્યવહારસિદ્ધિરૂપ અનેક કાર્યો થાય છે. દીપકની નાની ઉપાધિ છે, તેથી માત્ર એક ગ્રહના એક ખંડ માત્રના જુજ કાર્યો તેવડે સિદ્ધ થઈ શકે છે

ॐ





# महाकाल.

(માસિક.)

रूप(पुस्तक)२.श्रावणकृष्ण.१४सं.१९४६दर्शन(अंक)१०

ॐ अघोरेभ्योथघोरेभ्योघोरघोरतरेभ्यः ॥

सर्वेभ्यःसर्वसर्वेभ्योनमोस्तुरुद्ररूपेभ्यः ॥

પ્રતિષ્ઠા કરનાર.

उपाधिबाधकवर्ग.

રાજનગર (અમદાવાદ.)

"એંગ્લો વર્નાક્યુલર પ્રિંટિંગ પ્રેસ"માં છાપી પ્રસિદ્ધ કરનાર

નથુભાઈ રતનચંદ મારફતીયા.

સંવત ૧૯૪૬. પોષ્ટેજ માફ. સને ૧૮૯૦.

વાર્ષિક ઉપહાર. રૂ. ૨ આગાઉથીજ.

વર્ષ અન્તે રૂ. ૨-૮-૦.





દરેક છૂટી નક-

લનો રૂ ૦।

# श्री महाकाल.

(पुस्तक) २,–श्रावण कृष्ण १४ सं. १९४६ दर्शन (अंक १०.


## साधकनी इष्ट प्रति प्रार्थना.

પદ.

સદ્‌ગુરૂની સંગતી રે સોધી નહિ મળે. એ રાગે.

તે સ્થિતિ ક્યારે મારે હે પ્રભુ આવશે,
જે સ્થિતિમાં 'હું મારૂં' ભાન વિલાય જો;
દ્રષ્ટા, દર્શન દ્રશ્યાદિ ત્રિપુટી ટળી,
અખંડ સ્વરૂપે તન્મય થઇને રમાય જો. તે સ્થિ૦ ૧
આ સુખ, આ દુઃખ, હેય આ, ને આ ગ્રાહ્ય છે,
એ આદિ દ્વંદ્વોનો જેમાં અભાવ જો;
અદ્વૈત દ્વૈત એ શબ્દ પ્રવર્તે જ્યાં નહિ,
ત્રિગુણતણા જ્યાં વાગી ન શકતા ઘાવ જો, તે સ્થિ૦ ૨
કારણ કાર્ય અભિન્ન પ્રભુ જ્યાં ભાસતાં,
સ્થુલ સૂક્ષ્માદિ દેહે જ્યાં ન મમત્વ જો;
જાગ્રત સ્વપ્ન સુષુપ્તિ સ્થિતિ જ્યાં છે નહિ,
ઉગ્ર દુઃખે પણ પ્રકટે જ્યાં ન દિનત્વ જો. તે સ્થિ૦ ૩
વિદ્યા આ, ને આ અવિદ્યા સમજાય જ્યાં,
ઉત્પત્તિ સ્થિતિ લયનું સ્વરૂપ લહાય જો;
ભૂતોની ગતિ અગતિ, છે તેમ જાણીને,
જ્ઞાનથી પૃથક્ ન, જ્ઞાન સ્વરૂપે રહાય જો. તે સ્થિ૦ ૪
કદી નીચે, કદી ઉંચે, કદી મધ્યે જ્યહાં,

ભ્રમણ તણા ભયનો પણ જરી નથી ભાસ જો;
જ્યાં શમતાં નિજથી અતિરિક્ત ન કો રહે,
સૂર્ય, શશાંક, ન પાવકનો જ્યાં પ્રકાશ જો. તે સ્થિ૦ ૫
લાજે કોટિ સૂર્યતણું પણ તેજ જ્યાં,
ઉષ્ણ અનુષ્ણપણું કહ્યું જ્યાં નહિ જાય જો;
વિધિ ને નિષેધ વાક્યો વર્ણી શકે નહિ,
નિગમ નિરંતર નેતિ નેતિ ગાય જો. તે સ્થિ૦ ૬
સહજ સ્વભાવે આવી, પ્રાપ્ત થતી ક્રિયા,
કરતાં પણ કર્તા કદી ના કહેવાઉં જો;
પ્રારબ્ધે આવી મળતા વિધિ ભોગને,
ભોગવતાં પણ ભોક્તા જ્યાં ન ગણાઉં જો. તે સ્થિ૦ ૭
પરદારાને ત્રિકાળ માતૃવત્ લેહી,
લોષ્ઠ સમાન ગણી પરદ્રવ્યો માત્ર જો;
જંતુ સકળ નિજ આત્માવત્ ઉર માનીને,
સર્વ સ્વરૂપ થઈ અંતે રહું ચિન્માત્ર જો. તે સ્થિ૦ ૮
અણિમા, મહીમા, લઘિમા, ગરિમા ઈશિતા,
પ્રાપ્તિ આદિ સિદ્ધિ જે વર્ણાય જો;
નવ નિધિ સહ વિભવો વિધ વિધ ઉર્ધ્વ લોકના,
જે સ્થિતિમાં તૃણથી પણ તુચ્છ ગણાય જો. તે સ્થિ૦ ૯
આ કામાદિ અરિ જે સૌને પીડતા,
મોટા પણ જેના સોટા નિત્ય ખાય જો;
ત્રિભુવનમાં જેનો યશ આજે ગાજતો,
તે શત યોજન જે સ્થિતિથી દુર જાય જો. તે સ્થિ૦ ૧૦
વૈખરી ગાળીને મધ્યમમાં આદિએ,
પશ્યતિમાં રોધી મધ્યમના પ્રવાહ જો;
પરા વિષે તે પશ્યતિને નહિવત્ કરી,
થઉં પરાત્પર, ટાળી ત્રિવિધિ દાહ જો. તે સ્થિ૦ ૧૧
ષટ્ ચક્રોનો ક્રમથી સાધી વેધને,
મેરૂ માર્ગે કરી નભ માંહી પ્રવેશ જો;
અથવા ત્રિકુટી દ્વારા જઈ મહા મંદિરે,

સદ્રૂપમાં ભળી ટાળું જીવરૂપ વેષ જો. તે રિથ૦ ૧૨
અનેક સાધક બાધક યુક્તિ યોજીને,
મનન કરીને શ્રી સદ્ગુરુનાં વેણુ જો;
રોધી વિજાતીય સૌ વૃત્તિના વેગને,

નિદિધ્યાસનમાં ગાળું હું દિન રેણુ જો. તે રિથ૦ ૧૩
પરિપાકાવસ્થા ક્રમથી પછી પામીને,
તત્ ત્વંપદનો કરીને સાક્ષાત્કાર જો;
સહજાવસ્થામાં વહું દેહ સ્થિતિ સુધી,

યત્ર વહે મન તત્ર સમાધિ–વિહાર જો. તે રિથ૦ ૧૪
મુર્દ્ધે વિષે જે સચ્ચિદ્ આનંદ રાજતું,
તત્પૂરિત, તન્મય ભાસે આ દેહ જો;
વળિ તન્મય ગૃહ, ગ્રામ, પૃથિવ્યાદિ બધું,

ભાસે ઉર્ધ્વ, અધઃ, મધ્યે, પણ તેહ જો. તે રિથ૦ ૧૫
અંડ કટાહની બાહ્યાભ્યંતર સર્વથા,
ચૈતન્યૈકરસાત્મા અનુભવ થાય જો;
અનુભવી અનુભવ અંતે જુદાં ના રહી,

સત્તા સામાન્યજ સર્વત્ર સુહાય જો. તે રિથ૦ ૧૬
નેત્રોનાં આ નિમિષોન્મેષ ટળી જઈ,
અચલપણે રહે સહજ આ નયનો સ્ફાર જો;
પણ ચાક્ષુષ વૃત્તિ હ્રદયે કે મુર્દ્ધમાં,

અનુસંધાઈ થઈ રહે સ્વરૂપાકાર જો. તે રિથ૦ ૧૭
જળમાં, સ્થળમાં, નભમાં, અનળ, અનિલમાં,
મુજમાં, મુજથી બહિર જણાયે ધ્યેય જો;
અભ્યાસાંતે ધ્યાતા ધ્યેય વિષે ગળી,

રહે પરિણામે વેદ વદે જે જ્ઞેય જો. તે રિથ૦ ૧૮
વાચક જપ જપી ઉપાંશુને સાધીને,
મનોમયે પછી ધ્યાને વૃત્તિ વિલાય જો;
અંતે શૂન્ય જપી, સ્વયં શૂન્ય થઈ રહી,

કેવળ મંત્રતણો લક્ષ્યાર્થ લહાય જો. તે સ્થિ૦ ૧૯
શુભેચ્છા પછી વિચારણાને સાધીને,
તનુમાનસા, સત્ત્વાપત્તિ કરી સિદ્ધ જો;
અસંસક્તિ, દૃષ્ટ્યાભાવિની ક્રમથી ચઢી,
સપ્તમ્ તુર્યે રહું, જ્યાં રહે મહા સિદ્ધ જો. તે સ્થિ૦ ૨૦
સ્વપ્નારંભ તથા જાગ્રતના અંતની,
મધ્યતણી સંધીનો જે છે કાળ જો;
સ્વરૂપ કહી વર્ણે જેને વિદ્વજ્જનો,
તે મય થઈ હું વિસરૂં આ જંજાળ જો. તે સ્થિ૦ ૨૧
એક સ્ફુરણ શમી અન્ય ઉદયે પામ્યું નથી,
ત્યાં લગી જે અસ્ફુર સ્થિતિ અનુભવ થાય જો;
અમન અવસ્થા અચલ એ અંતર ઉરતાં,
કીટસમ જીવ પણ શિવપદમાંહી સ્થપાય જો. તે સ્થિ૦ ૨૨
પ્રાણ અપાનની મધ્યે અનુભવ જે રહ્યો,
જેને સદ્રુપ વર્ણે છે સત્શાસ્ત્ર જો;
દાબી પ્રાણ અપાન જ ઉંચો ખેંચીને,
જેને પામે આપ કૃપાનાં પાત્ર જો. તે સ્થિ૦ ૨૩
શ્વપચગૃહે કે ઉત્તમ પુણ્ય ક્ષેત્રમાં,
શુદ્ધિમાં કે શુદ્ધીહીન સ્થિતિમાંહ્ય જો;
દેહ પડે, પણ હાનિ વૃદ્ધિ ના લહું,
સ્વાસ્થ્ય ન મારૂં ક્યારે કોથી હણાય જો. તે સ્થિ૦ ૨૪
સુતાં, બેઠાં, ઉભાં, કરતાં કામને,
માર્ગે જાતાં ભોગવતાં વળી ભોગ જો;
પ્રારબ્ધાનુસાર ક્રિયાઓ સેવતાં,
ક્ષણ પણ જેમાં નિજ બોધથી ન વિયોગ જો. તે સ્થિ૦ ૨૫
અંતર એક બહિર નાના વૃત્તિ ધરી,
અંતર બોધ બહિર જડ રહી જગમાંહ્ય જો;
આંતરત્યાગી સંગી બહિરે સ્થિતિ સાધીને,

નિશ્ચલ રહી હું વિહરૂં લોકે સદાય જો. તે સ્થિ૦ ૨૬
સ્વર્ગાદિ લોકે રાગ ન થાયે મને,
કુંભિપાકાદિ નરકે નવ દ્વેષ જો;
જે કાંઈ છે તે પ્રભુ છો એ દૃઢ જ્ઞાનથી,
છુટે મારો આ સૌ અભિનિવેશ જો. તે સ્થિ૦ ૨૭
આ મનનું સેવક જગ સઘળું થઈ રહ્યું,
મન જેને વશ કોટિમાં કો એક જો;
તે મન મુજ વશ રહી, વહે પ્રેરિત માર્ગમાં,
સ્મરણ સદા રાખીને તત્ત્વવિવેક જો. તે સ્થિ૦ ૨૮
વિધ વિધ વાક્ય વદી એકજ ઈચ્છા કહી,
કે જ્યાં ભિન્નાસ્તિત્વ સકળ ગળી જાય જો;
ભેદ ભૂલું નવ તવ લગી ભેદ આરોપીને,
અન્ય સમ રહી નમું હરિ ગુરૂને પાય જો. તે સ્થિ૦ ૨૯

## વૃત્તિનો ધ્યયપતિ પ્રતિપત્ર.

### પદ ૧૩ મું. રાગ હૃદયનિવેદન.

સ્વસ્તિ શ્રી શુભ વિભુતા નગરીસ્થાને, પૂજ્ય વિરાજેરે શ્રીપતિ;
નરહરિ નાગણુ નિપુણ કળા વિદ્વાને, યોગીશ્વરનારે ભૂપતિ. ૧
પિંડપુરીથી ચરણુ કમલની દાસી, વૃત્તિ નારીરે વીનવે;
સંદેશો મોકલવા થઈ ઉલ્લાસી, સુણિયે સ્વામીરે તે હવે. ૨
દૈવગતીથી દૂર પડી હું સ્વામી, આપ વિના છુંરે એકલી,
પ્રથમ પ્રણામ લખુંછું હું શિરનામી, આપ સ્વિકારોરે તે વળી. ૩
મોહપિતાએ બંધન કરી વ્યવહારે, કેદ કરી છે રે આ મને;
વિષય વાસના માતા મુજને વારે, મળવા ના દેરે આપને. ૪
માતપિતા લોભનિ સાથે પરણાવે, વશ વખાણેરે તેતણો;
મુજ નજરે કો આપવિના નવ આવે, સાચો સ્નેહજરે આપણો. ૫
પ્રેમ પુરાણો આપતણો કેમ છોડું, એ ભીખારીને શું કરૂં?
નાથ વરો નહિતો મુજ પ્રાણુ વિછોડું, માત્ર તમોનેરે હું વરૂં. ૬

મારે વાલમ વેગે વ્હારે આવો, બંધ મુકાવોરે મારા;
સંકેત સ્થલમાં મળવા મન લાવો, આપ સુને તો રે ત્યાં ઠરો. ૭
ત્રિકુટિ મહાલયમાં હું રમવા આવું, દર્શન દેજોરે ત્યાં મને;
બેઠી સમેટી લ્યો એ રૂચિ દર્શાવું, પલ લબ્ધિ આરે આપને. ૮.
સંગવિના સરદાર અખંડ પ્રકાશી, વિશ્વ વિલાસીરે આવજો;
આપતણા દર્શનની છું અભિલાશી, દયા દયાળુરે લાવજો. ૯

---

# ॥ ૐ શ્રી ॥

## માનુષી તથા અમાનુષી શક્તિ.

(સાંધણ પાને ૨૧૯ થી.)

શ્રી સૂર્ય ભગવાનનો પ્રકાશ તથા ઉષ્ણતા અનેક લોક પ્રકાશે છે તથા ગતિમાન્ કરે છે. નાના દીપનો પ્રકાશ તથા ઉષ્ણતા એક નાના ખંડનેજ પ્રકાશે છે તથા તેમાં રહેલા પરમાણુઓને ગતિમાન્ કરે છે; અર્થાત્ ઉષ્ણતા, પ્રકાશ વગેરે અગ્નિના જે જે ગુણો છે તે શ્રી સૂર્ય ભગવાનમાં પૂર્ણ અંશે છે અને દીપકમાં એક અંશે પણ છે. તેથી શ્રી સૂર્ય ભગવાન્ તથા દીપક અગ્નિસ્વરૂપે એક છે, પરંતુ ઉપાધિને લીધે મોટા ભેદવાળા પ્રતીત થાય છે. તેજ પ્રમાણે શ્રીસચ્ચિદાનંદ બ્રહ્મ. તથા એક જીવ પરમાત્મ સ્વરૂપે એક છે પરંતુ માયા તથા અવિદ્યા ઉપાધિને લીધે મોટા

પરમાત્મતત્ત્વથી સર્વ પ્રકારે અભિન્ન થાય છે. તે સ્થિતિમાં "હું સર્વ શક્તિમાન છું" એવું પણ જુદું ભાન હોવું સંભવતું નથી.

કોઈ સમુદ્રમાંથી માટીના કુંભમાં પાણી ભર્યું હોય તો તે કુંભમાંનું પાણી કુંભરૂપ ઉપાધિને લીધે સમુદ્રથી જુદું ગણાય છે અર્થાત્ સમુદ્ર વિશિષ્ટ પાણી અને કુંભવિશિષ્ટ પાણી એવા બે જુદા જુદા શબ્દના વ્યવહાર થઈ શકે છે ખરા. પરંતુ રસાયન શાસ્ત્રની દૃષ્ટિથી અર્થાત્ ઉપાધિ બાદ કરતાં વસ્તુદૃષ્ટિથી જોતાં એ બંને પાણી ઉપાધિ વિશિષ્ટ હોય છે ત્યારે પણ સ્વરૂપે એકજ છે. એજ ઘટને સમુદ્ર ઉપર રાખી ભાગ્યો હોય તો ઘટમાંનું પાણી સમુદ્ર સાથે તદાત્મ થઈ જાય છે, તે વખતે આ ઘટમાં હતું તે પાણી અને આ સમુદ્રનું પાણી એમ જુદું પાડી શકાતું નથી એવાં એ બે પાણી એક હોય છે. તેમ જીવ અને પરમાત્મતત્ત્વ જે બે જીવની ઉપાધિ કાલે પણ વસ્તુતઃ એકજ હોય છે, તે જીવની અવિદ્યા અને વિદ્યા ઉપાધિ નિવૃત્ત થવાથી એટલે સુધી એકતા થાય છે કે આ જીવ, આ પરમાત્મતત્ત્વ "આ બે" એવા કોઈ પણ શબ્દ વ્યવહાર તથા જ્ઞાનનો ત્યાં સંભવ નથી.*

* જીવ શિવનાં સ્વરૂપ અથવા પરમાત્મતત્ત્વનાં સ્વરૂપ નિરૂપણું કરતાં એવું કોઈ પણ દૃષ્ટાંત નહિ આપી શકાય કે જે સર્વે અંશે મેળવી શકાય. કેમકે જીવ શિવ (ઉપમેય) એ ચેતન પદાર્થ છે તથા શિવ સ્વરૂપ અમર્યાદ છે. અને અન્ય સર્વ (ઉપમાન) અચેતન તથા મર્યાદાવાળાં છે. જેથી અચેતન અને ચેતન પદાર્થોનું સર્વ અંશે સાદૃશ્ય હોવું અસંભવ છે. તોપણ અચેતન ગણાતા પદાર્થો પણ ઉપાધિના અભાવે વસ્તુતઃ ચેતનજ હોવાથી અંતઃકરણને લક્ષણા કરવા સુલભ પડે એટલા અંશ સુધી તેમનું સામ્ય મળી શકે છે. ઉપમાને રચેલા ઉપમેયના સ્વરૂપથી બાકી રહેલું સ્વરૂપ તો અંતઃકરણે જાતે, પોતાની શુદ્ધિના પ્રમાણમાં ગ્રહણ કરી લેવાનું છે જેથી જીવ, શિવ, તથા પુરુષ પ્રકૃતિના સ્વરૂપ તો અંતઃકરણે પોતે સ્વસામર્થ્યથીજ જાણવાનાં છે. દૃષ્ટાંતો તે માત્ર લક્ષણા કરવામાં થોડે સુધી સહાયરૂપજ છે. અને જેમ છે તેમ વાસ્તવ સ્વરૂપ તો જ્ઞાતાજ્ઞેયનો ભેદ ટળે છે ત્યારેજ જણાય છે અર્થાત્ એ બે યુગપત્ એટલે એકે કાળેજ થઈ શકે છે. જેથી દૃષ્ટાંત સર્વ અંશે મળવુંજ જોઈએ અને પૂર્ણ સ્વરૂપ સમજાવવુંજ જોઈએ એ આશા દુરાશા છે.

પોતાના મૂલ સ્વરૂપનો આ પ્રકારે તાદાત્મ્યવડે અનુભવ કરવો એ પુરૂષપ્રયત્નના ફલનું શિખર છે. એ પૂર્ણ સ્થિતિ છે. આ રીતે પૂર્ણ તથા પૂર્વોક્ત પૂર્ણકલ્પ અપૂર્ણ સ્થિતિ યોગ્ય સાધનો વડે પુરૂષ પ્રાપ્ત કરી શકે છે. યોગ્ય સાધનોમાં સર્વથી યોગ્ય અને મુખ્ય સાધન શ્રી સદ્ગુરૂ ભગવાનની ઉપાસના જન્ય તેમની કૃપા વિશેષ છે. આ સ્થિતિને પામનાર પુરૂષ પણ પ્રવેશક સાધક સ્થિતિમાં સામાન્ય મનુષ્યજ હોય છે. જેથી મનુષ્ય યોગ્ય પ્રયત્ન વડે વધારેમાં વધારે જે શક્તિ પ્રાપ્ત કરી શકે છે તે અમર્યાદ છે અથવા મનુષ્ય સર્વોત્કૃષ્ટ અમાનુષી શક્તિ પ્રાપ્ત કરી શકે એ નિર્ણય થયો.

સહજ વિચાર કરતાં આશ્ચર્ય સહ જણાય છે કે પૂર્વોક્ત પૂર્ણ સ્થિતિ જેમાં સર્વ સામર્થ્ય અથવા ઐશ્વર્યરૂપજ પોતે થઈ જાય છે તેનું વર્ણન "સકામ સાધકોને" જેટલું ચિત્તાકર્ષક નથી તેટલું ચિત્તાકર્ષકતે સ્થિતિ માટે પ્રયત્ન કરતાં અવાંતર કાળમાં જે સિદ્ધિઓ અથવા સામર્થ્યવિશેષ પ્રાપ્ત થઈ શકે છે તેનું વર્ણન છે. કેમકે પૂર્ણ સ્થિતિમાં વાસનાના અભાવે પુરૂષ અકર્તા, અભોક્તા, તથા ગુણાતીત હોય છે. તેનું વર્ણન દૃઢવાસના યુક્ત અંતઃકરણને રસિક લાગવું કઠિન છે. તેવાને તો પોતાની શુભાશુભ વાસનાના વિષયોનું વર્ણન તથા તે વિષયો અને શક્તિઓ પ્રાપ્ત કરવાનાં સાધનોનું વર્ણન વધારે મોહક છે. યદ્યપિ વાસના માત્ર પરિણામે નિર્મૂળ થવાની જરૂર છે તથાપિ શુભાશુભ સર્વ વાસના એકે કાળે તો નિર્મૂળ થાયજ નહિ એટલુંજ નહિ પણ કાળ અને પ્રયત્નવડે પણ નિર્મૂળ થવી ઘણીજ કઠિન છે. માટે શ્રીસદ્ગુરૂના આશ્રયે રહીને તેને નિર્મુળ કરવાના પણ ક્રમ છે. તે ક્રમમાં પ્રથમ તો અશુભ વાસનાની નિવૃત્તિ કરવા યત્નવાન થવાનું છે. અને તે યત્નમાં કેટલીએક નવી શુભ વાસનાઓ પણ રચવાની અને દૃઢ કરવાની જરૂર પડે છે. જેથી શુભ વાસના તથા તેના ફલના યત્ન દૃઢ થતાં અશુભ વાસના તથા તેના ફલના યત્ન સહજ સ્વભાવેજ નિર્બલ તથા નિર્મૂલ થાય છે. ત્યારપછી સ્વરૂપનું જ્ઞાન જેમ, જેમ દૃઢ થતું જાય છે તેમ તેમ શુભ વાસના તથા શુભ પ્રયત્ન પણ ક્રમે કરીને નિર્બલ થતાં જાય છે. તથા પરિણામે નિર્મૂલ પણ થાય છે. જેથી શુભ વાસના તથા શુભ પ્રયત્ન અભિમુખ વૃત્તિ થવા માટે પુરૂષાર્થી સાધક "કયી કયી" નાની મોટી શક્તિઓ પ્રાપ્ત કરી શકે છે તથા તેનાં મુખ્ય સાધન શું છે. તે વિષે સંક્ષેપમાં લખવું યોગ્ય જણાય છે. અમાનુષી શક્તિઓનાં તથા તેનાં સાધનોનાં વર્ણન એગાંજ આવશે. (અપૂર્ણ.)

---

# ॥ ॐ श्रीं ॥

॥ श्री महाकालाय भगवते ॥

॥ नमः ॥

# વેદાંતસાર.

अखण्ड सच्चिदानंदमवाङ्मनसगोचरम् ।
आत्मानमखिलाधारमाश्रयेऽभीष्टसिद्धये ॥ १ ॥

અર્થઃ—જે અનંત છે, સતરૂપ છે ચિદ્રૂપ છે તથા આનંદરૂપ છે, જે વાણી તથા મનનો વિષય નથી, જે સમગ્ર વિશ્વપ્રપંચના આધારરૂપ છે, તદ્રૂપ આત્માનું અભીષ્ટ સિદ્ધિ અર્થે હું અનુસંધાન કરૂંછું.

अखण्ड—કેટલીક શ્રુતિઓમાં આ ચારે વિશેષણો સાગટાં નથી કહેલાં હોતાં; જેમકે, એક શ્રુતિ કહે છે सत्यं ज्ञानमनंतं ब्रह्म-બ્રહ્મ સદ્રૂપ છે, જ્ઞાનરૂપ છે, તથા અનંત છે, બીજી કહે છે विज्ञानमानंदं ब्रह्म-બ્રહ્મ જ્ઞાનરૂપ છે તથા આનંદરૂપ છે. આમાં પ્રથમ શ્રુતિમાં आनंदम् એ લક્ષણ મુકી દીધું છે, અને બીજીમાં सत्यम् અને अनंतम् એ બે લક્ષણો મુકી દીધાં છે. આવી શ્રુતિઓનો ગુણોપસંહાર કરી તેમની એક વાક્યતા કરીને ગ્રંથકારે એ ચારે લક્ષણોનો અત્ર સમાસ કર્યો છે. अखण्ड એટલે જે (૧) અખંડ વા અનંત છે (૨) જે સદ્રૂપ છે (૩) જે જ્ઞાનરૂપ છે તથા (૪) જે આનંદરૂપ છે તે.

अखण्ड—એટલે ખંડ અથવા પરિચ્છેદથી રહિત. ત્યાં પરિચ્છેદ કરનાર ત્રણ પદાર્થ છે; (૧) દેશ, (૨) કાળ તથા (૩) વસ્તુ. જે પદાર્થ એક દેશમાં હોય છે અને અન્ય દેશમાં નથી હોતો તે પદાર્થ દેશથી પરિચ્છિન્ન છે. જેમકે કાગળ એક દેશમાં અસ્તિત્વને પામેલો હોય છે ત્યારે તે બીજા દેશમાં વિદ્યમાન નથી હોતો તેથી એ પદાર્થ દેશે કરી પરિચ્છિન્ન છે. જે પદાર્થ એક કાળે હોય છે અને અન્યકાળે નથી હોતો તે પદાર્થ કાળે કરી પરિચ્છિન્ન છે. જેમકે અસ્મદાદિનાં શરીરો એક કાળે (જન્માનંતર તથા મૃત્યુથી પ્રાક્) વિદ્યમાન હોય છે અને અન્ય કાળે (જન્મથીપ્રાક્ તથા મૃત્યુથી અનંતર) વિદ્યમાન નથી હોતાં તેથી એ કાળથી પરિચ્છેદ પામેલાં ગણાય છે. જે પદાર્થ એક વસ્તુમાં હોય છે અને અન્ય વસ્તુમાં

નથી હોતો તે પદાર્થ વસ્તુ પરિચ્છિન્ન છે, જેમકે પૃથ્વી ઘટ, પટ આદિમાં છે અને આકાશ, વાયુ આદિમાં નથી તેથી વસ્તુથી પરિચ્છિન્ન છે. આ દૃશ્ય જગતના સમગ્ર પદાર્થો આ ત્રણ પરિચ્છેદથી પરિચ્છિન્ન છે. શુદ્ધ બ્રહ્મ આ ત્રણે પ્રકારના પરિચ્છેદથી રહિત છે, કારણ કે શુદ્ધ બ્રહ્મતત્વ સર્વ સ્થળે વ્યાપી રહ્યું છે, સર્વ કાળમાં એક અદ્વિતીય સ્વરૂપે સ્થિત છે તથા સંપૂર્ણ વસ્તુમાં પણ વિદ્યમાન છે. અર્થાત્ સમગ્ર વસ્તુની અંતર્ બહિર્ રહેલું તથા સર્વ કાળે વિદ્યમાન હોવાથી બ્રહ્મતત્વ અપરિચ્છિન્ન અથવા અખંડ છે.

આ સ્થળે એવી શંકા થાય એમ છે કે બ્રહ્મતત્વ સર્વ વસ્તુમાં કહ્યું છે તે ખોટું છે કેમકે બે વસ્તુઓ એકે કાળે એક સ્થળે રહી શકતી નથી, એવો આ જગતનો સર્વ સિદ્ધ નિયમ દેખાય છે. જે સ્થળે આ પુસ્તક છે તે સ્થળે આજ કાળે અન્ય વસ્તુ રહી શકતી નથી. જેટલા પ્રદેશમાં એક પુસ્તક રહેલું છે તેજ પ્રદેશમાં તેજ કાળે અન્ય કોઈ વસ્તુ જેવી કે ઘટ, પટ આદિ રહી શકતી નથી. તેમજ જે સ્થળે આ જગત્ તથા જગત્ માંહેલી વસ્તુઓ છે તે સ્થળે બ્રહ્મતત્વ રહી નહિ શકે. પણ એ તર્ક યોગ્ય વિચારથી અયુક્તજ ઠરે છે. ઉપરનો જે નિયમ કહ્યો તે માત્ર મૂર્ત દ્રવ્યોનેજ લાગુ પડી શકે છે. મૂર્ત દ્રવ્ય એટલે ક્રિયાવાળું અથવા સંયોગ વિભાગ પામવાની યોગ્યતાવાળું દ્રવ્ય. કાગળ, પુસ્તક, ઘટ, પટ આદિ વસ્તુઓ ક્રિયાવાળી છે તેથી જ્યાં કાગળ વા પુસ્તક રહેલું હોય છે ત્યાં અન્ય મૂર્ત દ્રવ્ય જેવું કે ઘટ, પટ આદિ રહી શકતું નથી. પણ કશો વિરોધ નથી. આકાશ તથા કાળ અને મૂર્ત દ્રવ્ય જ્યાં રહ્યાં હોય છે ત્યાં રહી શકે દ્રષ્ટાન્ત પ્રમાણે પણ જ્યાં ઈથર (Ether) છે રહેલું જોવામાં આવેછે. બ્રહ્મતત્વ જે સમસર્વના કોઈ પણ સ્થળ ખાલી નથી તે સદા આ એ સ્થળે લાગુ પડતો નથી.

બીજી રીતે વિચારીએ તો ઉક્ત નિયમ કાય એમ છે. બે દ્રવ્યો એકે કાળે એક સ્થળે એ તોપણ દ્રવ્ય અને તેના ગુણોને એક સ્થ ઉપાદાન કારણ તથા કાર્યને એક સ્થળે રહેતાં જોઈએ છઈએ કે જ્યાં ઘટ છે ત્યાંજ મૃત્તિકા જ તંતુઓ છે, જ્યાં કટક, કેયૂર આદિ આભ પુસ્તક છે ત્યાંજ કાગળો રહેલા છે, (દાક્તન લતાં) જ્યાં સુવર્ણ, રજત, કારણન આદિ

કાર્ય અને તેનાં ઉપાદાન કારણને સાથે રહેતાં વિરોધ નથી એ સ્પષ્ટ છે. તો તે પ્રમાણે આ જગત્ માંહેલી સંપૂર્ણ વસ્તુઓ તથા જગત્ જ્યાં રહેલાં છે ત્યાં તેનું ઉપાદાન કારણ બ્રહ્મતત્વ હોય એ અવિરોધી છે, તો એ પક્ષથી જોતાં પણ બ્રહ્મ સર્વ વસ્તુની અંતર્ બહિર્ રહે એ યુક્તજ ઠરે છે.

અન્ય રીતે વિચારીએ તો ઉક્ત નિયમ બે સત્ પદાર્થોનેજ લાગુ પાડી શકાય એમ છે. જેમ ઉક્ત દૃષ્ટાન્તોમાં કાગળ, પુસ્તક, તથા ઘટ, પટ આદિ પદાર્થો સમાન સત્તાવાળા છે. સમાન સત્તાવાળા બે પદાર્થજ એક સ્થળે એક કાળે નહિ રહી શકે એજ માત્ર વધારેમાં વધારે ઉક્ત દૃષ્ટાન્તો બતાવે છે. વિષમ સત્તાવાળા બે પદાર્થો એક કાળે એક સ્થળે રહી શકે છે એ આપણો સર્વનો અનુભવ કહે છે. જેમ કે જ્યાં શુક્તિ છે ત્યાં ભ્રાંતિથી રજતની પ્રતીતિ થાય છે. તો એ સ્થળે શુક્તિમાં વ્યાવહારિક સત્તા છે અને રજતમાં પ્રતિભાસિક સત્તા માત્ર છે. એ વિષમ સત્તાવાળા એ બે પદાર્થોની એક કાળે એક સ્થળે પ્રતીતિ થાય છે. તો તેજ પ્રમાણે પારમાર્થિક સત્તાવાળું બ્રહ્મ તત્વ તથા વ્યવહારિક સત્તાવાળું જગત્ એક સ્થળે એક કાળે રહી શકે એ યુક્તજ છે.

આ દૃશ્ય જગત્ પ્રતિ લક્ષ કરી જોઈએ છીએ તો એમાં પાંચ અંશ દેખાય છે, (૧) નામ, (૨) રૂપ, (૩) સત્તા (૪) સ્ફુર્તિ અને (૫) આનંદ રૂપતા, તેમાંના ચાર અંશ તો જગત્ માંહેલા સમગ્ર પદાર્થમાં સદા જોવામાં આવે છે. પાંચમી જે આનંદ રૂપતા તે સમગ્ર પદાર્થોમાં જોવામાં આવતી નથી. જેમ કે હડકાયેલું કુતરૂં કોઈને આનંદરૂપતાનું ભાન કરાવતું નથી; તેમજ દુઃખ પણ જગત્ માંહેલો પદાર્થ છતાં કોઈને આનંદરૂપતાનું ભાન કરાવતું નથી. આદ્ય ચાર અંશ તો દરેક પદાર્થમાં જોવામાં આવેછે. પાંચમો અંશ કોઈ સ્થળે નથી જોવામાં આવતો છતાં છે એ સર્વના અનુભવપ્રમાણથી સિદ્ધ છે. ત્યાં દૃષ્ટાન્તરૂપે નારંગી લઈએ. તો એ પદાર્થમાં નારંગી એ એક નામ છે. એમાં લાલાશ પડતો પીળો રંગ, અમુક પ્રકારનો રસ, અમુક આકૃતિ વગેરે વિવિધ ગુણો જોવામાં આવે છે. એ સમગ્ર ગુણોનું નામ રૂપ છે. તથા એ નારંગી છે એમ એમાં સત્તાનું ભાન આપણને થાય છે. એ નારંગી દેખાય છે એમ એમાં સ્ફુર્તિ પણ અનુભવ સિદ્ધ થાય છે. તેમજ એમાં આનંદ રૂપતા છે, એ નારંગીની ઈચ્છા રાખનાર સર્વ જનોનાં અનુભવ પ્રમાણથી જણાય છે તેથી નારંગીમાં ઉક્ત પાંચે અંશો છે, તેજ પ્રમાણે ઘટ એ નામ છે. લાલ અથવા કાળો રંગ, કંબુગ્રીવાદિ આકૃતિ, જલધારણ આદિ ક્રિયાના આશ્રયપણા આદિ વિવિધ ગુણો જેને અંગ્રેજીમાં Phenomena શબ્દથી ઓળખાવે છે તે સર્વ મળી ઘટનું રૂપ છે. ઘટ છે, ભાસે છે. કુલાલ આદિને આનંદ આપે છે એ સર્વ સાક્ષિક અનુભવથી ઘટમાં સત્તા, સ્ફુર્તિ તથા આનંદ રૂપતા પણ સિદ્ધ થાય છે. એ પ્રમાણે જગતની સમગ્ર વસ્તુમાં જોઈશું તો ઉક્ત ચાર અંશ તો સંયોજક જણાશે. એ ચાર અથવા પાંચ અંશમાં આદ્ય બે અંશ માત્ર

જગતના છે અને ઈતર ત્રણ બ્રહ્મતત્વના છે. જગતની તથા તે માંહેલા પદાર્થની સ્વતંત્ર સત્તા, વા સ્ફુર્તિ વા આનંદરૂપતા છેજ નહિ. જે અસ્તિત્વ આદિનું ભાન આપણને જગતમાં થાય છે તે એ જગતના વિવર્ત ઉપાદાનરૂપ બ્રહ્મતત્વની સત્તા, સ્ફુર્તિ આદિની અનુવૃત્તિ માત્ર છે. તેથી સ્પષ્ટ રીતે માલમ પડે છે કે જગત્ માંહેલી સમગ્ર વસ્તુઓમાં બ્રહ્મતત્વ રહેલું છે. જો બ્રહ્મતત્વ નહિ રહેલું હોત તો સત્તાઆદિનું ભાન આપણને થવું ઘટતું નથી, કેમકે સત્તા, સ્ફુર્તિઆદિ નિર્ધર્મક બ્રહ્મતત્વના અંશરૂપ છે. તેજ કારણથી શાસ્ત્રમાં કહ્યું છે अस्ति भाति प्रियं रूपं नाम चेत्यंशपंचकम्। आद्यत्रयं ब्रह्मरूपं जगद्रूपं ततोद्वयम् ॥ સત્તા, ભાન (સ્ફુર્તિ), પ્રિયરૂપતા, રૂપ અને નામ એ પાંચ અંશ જગતમાં ભાસે છે, તેમાંના પ્રથમ ત્રણ બ્રહ્મના છે અને ત્યાર પછીના બે જગદ્રૂપ છે.

આ સર્વ ઉપરથી એ સ્પષ્ટ દેખાય છે કે બ્રહ્મનો દેશ તથા વસ્તુથી પરિચ્છેદ નથી. તેમજ બ્રહ્મ સર્ગોત્પત્તિ પૂર્વે તથા પ્રલય પછી પણ એકના એક રૂપમાં વિદ્યમાન રહે છે તેથી કાળકૃત પરિચ્છેદથી પણ રહિત છે. વર્તમાન કાળમાં બ્રહ્મ નથી એમ શંકા પણ થઈ શકતી નથી, કેમકે જ્યારે જ્યારે જીવને આનંદનો અનુભવ થાય છે ત્યારે તેને સામાન્ય રૂપે બ્રહ્મનો ભાસ થાય છે. તેમજ જગતમાં સત્તા અને સ્ફુર્તિના ભાનથી પણ બ્રહ્મનો ભાસ સર્વને છે. તેથી સર્વ કાળમાં બ્રહ્મ છે એ સુનિશ્ચિત ઠરે છે. અર્થાત્ ત્રણે પ્રકારના પરિચ્છેદથી રહિત હોવાથી બ્રહ્મતત્વ અખંડ છે.

આવું અખંડ જે બ્રહ્મતત્વ તે અનૃત વા શૂન્યરૂપ નથી તે કહેવા બીજું,

(૨) सत् એ વિશેષણ લગાડયું છે. એ વિશેષણથી અનૃત તથા શૂન્યથી બ્રહ્મની વ્યાવૃત્તિ કરી છે. જે પદાર્થ ત્રણે કાળમાં હોય છે તે પદાર્થ સત્ કહેવાય છે. તથા જે પદાર્થ ત્રણે કાળમાં નથી હોતો તે અસત્ કહેવાય છે જેમકે શશશૃંગ, મૃગતૃષ્ણા વગરે.

શૂન્યવાદીના મત પ્રમાણે વેદાંતમાં બ્રહ્મને મૃષા વા શૂન્યરૂપ નથી કહ્યો. ઉભય મતમાં જગતમાં પારમાર્થિક સત્તા નથી, માત્ર વ્યાવહારિક સત્તા છે. ત્યાં બ્રહ્મતત્વ શૂન્યરૂપ ઘટતુંજ નથી; કેમકે જો બ્રહ્મતત્વને પણ શૂન્યરૂપ લઈએ તો જગતનો નિષેધ થાય નહિ. નિષેધ કરવા માટે કોઈ પણ આશ્રય અવશ્ય જોઈએ છીએ. જેમ ઘટ નથી એ કહેવું ક્યારે યોગ્ય થાય કે ઘટના નિષેધનું કોઈ અધિકરણ હોય ત્યારે. ભૂતલમાં ઘટ નથી એમ કહેવું યોગ્ય છે, કેમકે એ નિષેધમાં ભૂતલરૂપ સત્ પદાર્થ અધિકરણરૂપે છે. તેમજ શશશૃંગ નથી એ નિષેધ ઉપપન્ન થાય છે, કેમકે એનું અધિકરણ જગતરૂપ સત્ પદાર્થ છે. જો કોઈ અધિકરણ નહિ લઈએ તો અભાવમાં નિષેધ થવાનો અને તેથી જે નિષિધ્યમાન પદાર્થ છે તે તે નિષેધથીજ સત્ય ઠરવાનો; જેમ અભાવ રૂપ અધિકરણમાં ઘટનો અભાવ છે એટલાથીજ એમ સિદ્ધ થાય છે કે ભાવરૂપ અધિકરણમાં ઘટનો અભાવ નથી અર્થાત્ ઘટ છે.

આગ આ જગતમાં સાધિકરણ નિષેધ-ઉત્પન્ન થતા જોઈએ છીએ તેથી જગતનો નિષેધ કરવા માટે તેનું અધિકરણ અભાવ નહી લેતાં કોઈ સતરૂપ પદાર્થજ લેવો જોઈએ. માનનારાએ અભાવનો આશ્રય અભાવ નહિ માનતાં ભાવરૂપ પદાર્થજ માનવો જોઈએ. તેથી બ્રહ્મ જે સમગ્રના અભાવનો આશ્રય છે તે જાતે સદ્રૂપજ હોવું જોઈએ.

જગત્ બ્રહ્મમાં આરોપિત છે તેથી પણ બ્રહ્મ શૂન્યરૂપ ઘટતું નથી. કેમકે આરોપિત પદાર્થની સત્તા કરતાં વિશેષ સત્તાવાળું તેનું અધિષ્ઠાન હોવું જોઈએ એ નિયમ આ જગતમાં દષ્ટ છે. શુક્તિમાં રજતનો આરોપ જોવામાં આવે છે ત્યાં શુક્તિ વ્યવહાર સમયે તથા રજતના ભાન સમયે બંને વખતે સત્તાવાળી છે, અને તે રજત માત્ર પોતાના ભાન સમયેજ સત્તાવાળું છે, વ્યવહાર સમયે સત્તારહિત છે. અર્થાત્ શુક્તિમાં વ્યવહારિક સત્તા છે અને રજતમાં તો માત્ર પ્રાતિભાસિક સત્તા છે. તેજ પ્રમાણે જગતમાં વ્યવહારિક સત્તા છે તો એ જગત્ જેને વિષે આરોપિત કરવામાં આવ્યું છે તેવા બ્રહ્મતત્વમાં પારમાર્થિક સત્તા હોવીજ જોઈએ તે અભાવરૂપ કદાપિ નહિ હોઈ શકે, આથી પણ બ્રહ્મ શૂન્યરૂપ નથી.

વળી શૂન્ય વાદીના મતમાં સર્વ શૂન્ય હોવાથીજ એ શૂન્ય પ્રમાણ સિદ્ધ ઠરતું નથી. કેમકે એવું શૂન્ય ક્યાં તો પરપ્રકાશિત હોય અથવા સ્વયં પ્રકાશ હોય. જો પરપ્રકાશિત હોય તો તેવો કોઈ પરસત્ હોવોજ જોઈએ. જો સ્વયંપ્રકાશ હોય તો પછી બ્રહ્મનું નામાંતર માત્ર શુન્ય ઠરે છે. સર્વથા શૂન્યવાદ અયુક્ત છે અથવા તો બ્રહ્મવાદમાં પર્યવસાન પામેછે. તેથી બ્રહ્મ તો સદ્રૂપજ સિદ્ધ થાય છે. આવા અખંડ તથા સતરૂપ બ્રહ્મ તત્વને જડથી વ્યાવૃત્ત કરવા કહે છે કે चित् તે ચિદ્રૂપ છે.

(૩) चित् એટલે જ્ઞાન અથવા જ્ઞપ્તિ. જ્ઞાન એ બ્રહ્મનો ધર્મ નથી કેમકે બ્રહ્મ નિર્ધર્મક છે એટલે શુદ્ધ બ્રહ્મતત્વ સમગ્ર ગુણો વા ધર્મના અભાવનું અધિષ્ઠાન છે. શ્રુતિમાં પણ विज्ञानमानंदं ब्रह्म એમ જ્ઞાન તથા બ્રહ્મનો એક વિભક્તિમાં નિર્દેશ કર્યો છે. જો જ્ઞાન બ્રહ્મનો ધર્મ હોત તો બ્રહ્મ જ્ઞાનરૂપ છે એમ શ્રુતિમાં નહિ કહેતાં બ્રહ્મ જ્ઞાનવાળું છે એમ કહેત, તેથી શ્રુતિસ્વારસ્યથી જ્ઞાન એ શુદ્ધ બ્રહ્મનો સ્વભાવજ સિદ્ધ થાયછે. ન્યાયાદિ મતમાં જ્ઞાનને પરાત્માનો ધર્મ કહ્યો છે પણ તે યુક્ત નથી. કે-

મક એ ધર્મ જો અનિત્ય હોય તો એનો આશ્રય જડ ઠરે. અને નિત્ય હોય તો એ ધર્મ નહિ ઠરતાં સ્વભાવજ ઠરે છે. જે જે નિત્ય ધર્મ વસ્તુમાં જોવામાં આવે છે તે તે સર્વ તે તે વસ્તુના સ્વભાવરૂપજ હોય છે. ઉષ્ણતા એ અગ્નિનો નિત્ય સિદ્ધ ધર્મ છે તો ઉષ્ણતા એ અગ્નિનું સ્વરૂપજ છે. પ્રકૃષ્ટ પ્રકાશ એ ચંદ્રનો નિત્ય સિદ્ધ ધર્મ હોવાથી ચંદ્રનું સ્વરૂપજ છે. કંબુગ્રીવાદિ આકૃતિ ઘટનો નિત્ય સિદ્ધ ધર્મ છે તો એ ઘટનું સ્વરૂપજ છે. તે પ્રમાણે જ્ઞાન બ્રહ્મનો નિત્ય સિદ્ધ ધર્મ માનીએ તો એ બ્રહ્મનું સ્વરૂપજ સિદ્ધ થાય, અર્થાત્ બ્રહ્મરૂપ ધર્મીથી ભિન્ન ધર્મરૂપ નહિ ઠરે. જે જે આગમાપાયિ ધર્મો હોય છે તેજ માત્ર ધર્મીથી ભિન્ન હોઈ શકે, પણ જે જે અનાગમાપાયિ ધર્મો હોય છે તેઓ કદાપી ધર્મીથી ભિન્ન હોતા નથી. એ નિયમ પ્રમાણે જ્ઞાન બ્રહ્મનો નિત્ય સિદ્ધ ધર્મ લઈએ તોપણ એ બ્રહ્મનું સ્વરૂપજ ઠરે, અર્થાત્ ધર્મપણાથી નિવૃત્ત થાય અને તેમ થવાથી બ્રહ્મ ધર્મીપણાથી પણ નિવૃત્ત થાય. તેથી પરિણામે સર્વથા બ્રહ્મ જ્ઞાનરૂપજ સિદ્ધ થાય છે.

. . આપણને ઘટજ્ઞાન, પટજ્ઞાન, પુસ્તકજ્ઞાન, પત્રજ્ઞાન આદિ અસંખ્ય જ્ઞાનો થાય છે. જો બ્રહ્મ જ્ઞાનરૂપ હોય તો, જ્ઞાન અસંખ્ય હોવાથી બ્રહ્મ પણ અસંખ્ય ઠરે—એ શંકા ઉચિત નથી. ઘટ પ્રત્યક્ષ, પટ પ્રત્યક્ષ આદિ કેવી રીતે થાય છે તથા એ જ્ઞાન થાય છે ત્યારે ચૈતન્યનું જ્ઞાન કેવી રીતે થાય છે વગેરે આ સ્થળે દર્શાવતાં અતિ વિસ્તાર થઈ જાય એમ છે તેથી એ વાતથી વિરમી એટલુંજ માત્ર અત્ર કહેવું જરૂરનું છે કે જ્ઞાન અથવા સંવિત્ એકજ છે. આપણને ઘટજ્ઞાન, પટજ્ઞાન, આદિ અસંખ્ય જ્ઞાન થાય છે પણ તે સર્વમાં જ્ઞાન, જ્ઞાન એવી એકાકાર અનુગત પ્રતીતિ થાય છે તે પ્રતીતિના અનુરોધથી એ કહેવું સપ્રમાણ છે કે જ્ઞાન વસ્તુતઃ એકજ છે પણ વિષય માત્ર અસંખ્ય છે. તેથી ઘટજ્ઞાન અને પટજ્ઞાન એમાં જ્ઞાન એ ભિન્ન વસ્તુ નથી પણ જ્ઞેયજ ભિન્ન ભિન્ન છે. શ્રીમદ્ વિદ્યારણ્ય સ્વામીએ शब्दस्पर्शादयो वेद्या वैचित्र्याज्जागरे पृथक् । ततो विभक्तात्तत्संविदैकरूप्यान्न भिद्यते ॥ શબ્દ, સ્પર્શ વગેરે જે જે પદાર્થો જાગ્રત આદિમાં વેદ્ય થાય છે તે સર્વમાં વિલક્ષણતા હોવાથી ભિન્નભિન્ન છે. પણ તે સર્વનું જ્ઞાન એટલે સંવિત્ એકાકાર હોવા-

થી અભિન્ન છે. ઈત્યાદિ વચનોથી એજ અર્થનું પ્રતિપાદન કર્યું છે. તેથી જ્ઞાનરૂપ બ્રહ્મ એકજ સિદ્ધ થઈ શકે છે.

આ સર્વથી એ સિદ્ધ થયું કે બ્રહ્મતત્વ ચિદ્રૂપ છે અર્થાત્ અજ્ઞાનથી (માયાથી) ભિન્ન છે. શ્રુતિમાં એ અર્થનું બોધન तदेव ज्योतिषां ज्योतिस्तस्य भासा सर्वमिदं विभाति એજ બ્રહ્મતત્વ, સૂર્ય, ચંદ્ર વગેરે જ્યોતિઓનું પણ પ્રકાશક છે. સ્વયંપ્રકાશ બ્રહ્મના પ્રકાશથી આ સંપૂર્ણ ચરાચરરૂપ દૃશ્યં જગત્ પ્રકાશને પામે છે—ઈત્યાદિ વચનોથી કર્યું છે.

આવું જે બ્રહ્મતત્વ તેનો સામાન્ય રૂપે અનુભવ સર્વને આનંદના અનુભવ રૂપે થાય છે એ બતાવવા તથા દુઃખરૂપ જગતથી અન્ય વિલક્ષણતા બતાવવા અને યુક્તિએ કરીને ગ્રંથના પ્રયોજનનું સૂચન કરવા કહે છે કે

(૪) आनंदम् બ્રહ્મ આનંદરૂપ છે એ વાત શ્રુતિસિદ્ધ છે. શ્રુતિ કહે છે કે आनंदं ब्रह्मेति व्यजानात् विज्ञान मानंदं ब्रह्म બ્રહ્મ આનંદરૂપ છે એ જાણ્યું, બ્રહ્મ જ્ઞાનરૂપ છે, આનંદરૂપ છે ઈત્યાદિ. આપણને આનંદનો જે અનુભવ થાય છે તે આનંદનો ભાસ માત્ર છે, શુદ્ધ આનંદનો અનુભવ નથી. જે જે પદાર્થપર આપણે ઈષ્ટ સાધનતા બુદ્ધિ કરી હોય છે તે તે પદાર્થની પ્રાપ્તિના જ્ઞાનથી, વા પ્રાપ્તિના નિશ્ચય વા સંભવથી અત્યંત ચંચલ વૃત્તિ સ્થિરતાને પામે છે. અને સ્થિરતાને પામવાથી તૈજસ અંતઃકરણમાં આત્માનું જે પ્રતિબિંબ પડેલું હોય છે તે પ્રતિબિંબને અનુભવે છે. એ પ્રતિબિંબિત આત્માના અનુભવનેજ આપણે આનંદ માનીએ છીએ. શુદ્ધ બ્રહ્મ જે અંતઃકરણરૂપ ઉપાધિને લીધે આ વખતે બિંબભાવને પામેલો 'વ્યવહરય' છે તે બિંબરૂપ આનંદનો આપણને અનુભવ નથી. તોપણ આનંદનો અનુભવ થાય છે એ વાત સિદ્ધ હોવાથી અને પ્રતિબિંબના સદ્ભાવ માટે બિંબ અવશ્ય હોવું જોઇએ એ નિયમથી શુદ્ધ બ્રહ્મથી અભિન્ન આત્મા આનંદરૂપ છે એ સિદ્ધ થાય છે.

પંચદશીમાં આત્મા પરાનંદરૂપ છે તે વાત—इयमात्मा परानंदःपरप्रेमास्पदं यतः। मा न भूवं हि भुयासमिति प्रेमाऽत्मनीक्ष्यते ॥ આ સંવિદ્રૂપ આત્મા પરમાનંદરૂપ છે કેમકે નિરતિશય પ્રેમનો વિષય છે. સર્વને મારું અસત્ત્વ કદાપિ ન થાઓ, હું સદા રહું એવી ઈચ્છા થાય છે તે ઉપરથી આત્મામાં પ્રેમ છે એ સ્પષ્ટ દેખાય છે—આ શ્લોકથી કહી છે. જે

આત્મા આનંદરૂપ ન હોત તો આત્માપ્રતિ પ્રેમ થવો ઘટતો નથી. સ્ત્રી, પુત્ર, ગૃહ, ક્ષેત્રઆદિ પદાર્થો પ્રિય લાગે છે પણ તે આત્માને અર્થેજ પ્રિય લાગે છે પણ આત્મા પ્રતિનો પ્રેમ કોઈને અર્થે નથી એ દરેક વિચારવાનને જણાય છે. બૃહદારણ્યક ઉપનિષદ્‌માં પણ મૈત્રેયી તથા યાજ્ઞવલ્કયના સંવાદમાં स होवाच न वा अरे पत्युः कामाय पतिः प्रियो भवति, आत्मनस्तु कामाय पतिः प्रियो भवति, न वा अरे जायाया कामाय जाया प्रिया भवति आत्मनस्तु कामाय जाया प्रिया भवति—યાજ્ઞવલ્કય કહેછે હે મૈત્રેયિ! પતિને માટે પતિ પ્રિયરૂપ નથી લાગતો પણ પોતાને માટેજ પતિ પ્રિય લાગે છે, પત્નીને માટે પત્ની પ્રિય નથી લાગતી પણ આત્માને માટેજ પત્ની પ્રિય લાગે છે, ઈત્યાદિ વાક્યથી એજ બોધન કર્યું છે કે બાહ્ય વિષય પ્રતિનો પ્રેમ નિરૂપાધિક નથી પણ સોપાધિક છે (કેમકે તે વિષયે આત્માને માટેજ પ્રેમાસ્પદ દેખાય છે.); આત્માજ માત્ર એવો પદાર્થ છે કે જે નિરૂપાધિક પ્રેમનો વિષય સદા થઈ રહે છે. તેથી પણ બ્રહ્મ આનંદરૂપ સિદ્ધ થાય છે. સ્ત્રી પુત્રાદિ પદાર્થની માફક બ્રહ્મ જો આનંદરૂપ નહિ હોત તો નિરૂપાધિક પ્રેમનો વિષય નહિ થાત. પણ થાય છે તેથી આનંદરૂપ છે.

આ સ્થળે એવી શંકા થાય છે કે બ્રહ્મ વા આત્મા જો આનંદરૂપ હોય તો આનંદ સર્વેનો અભીષ્ટ પદાર્થ હોવાથી 'મને ધિક્કાર છે,' 'હું આત્મઘાત કરતાં મરી ગયો હોઉં તો સારૂં' ઈત્યાદિ વાક્યોચ્ચારણથી સૂચવાતો આત્મા પ્રતિનો દ્વેષ લોકોને થયેલો તથા થતો જોવામાં આવે છે તે નહિ થાત પણ એ અનુમાન અન્યથા સિદ્ધ કરે છે. આત્મા તો આનંદરૂપજ છે પણ જ્યારે અધ્યાસને લીધે દુઃખાનુભવનો પોતામાં આરોપ કરવામાં આવે છે ત્યારેજ ઉક્ત દ્વેષ થાય છે. તેથી દ્વેષરૂપ હેતુ દુઃખાનુભવાદિથી અન્યથાસિદ્ધ કરવાથી આત્માની આનંદરૂપતા ખંડન કરવા સમર્થ થતો નથી.

अशरीरं वाव सन्तं न प्रिया प्रिये स्पृशतः—શરીર રહિત સત્ પદાર્થને પ્રિય અને અપ્રિય ભાવ નથી એ શ્રુતિથી બ્રહ્મની આનંદરૂપતાને વિરોધ નથી આવતો કેમકે પ્રિય શબ્દે કરીને આનંદનો નિષેધ એ શ્રુતિ કરતી નથી પણ વિષયજન્ય સુખનોજ પ્રિય શબ્દથી નિષેધ કરે છે. આમ વિરોધનો પરિહાર થવાથી બ્રહ્મની આનંદરૂપતા અવ્યાહત છે.

આ પ્રમાણે આ ચાર વિશેષણે કરીને બ્રહ્મનું વિધિમુખે પ્રતિપાદન કરયું. હવે नेति नेति (આ નથી આ નથી) એ શ્રુતિથી બોધન કરાતું સમગ્ર જગતના નિષેધની અવધિરૂપ જે બ્રહ્મતત્વનું સ્વરૂપ તેને નિષેધ મુખે પ્રતિપાદન કરવા કહે છે કે अवाङ्मनसगोचरम्.

(૫) अवाङ्मनसगोचरम्. એટલે વાણી તથા મનથી જે અગોચર છે, અર્થાત્ જે વાણીનો તથા મનનો વિષય થતો નથી, એટલે જેનું નિરૂપણ વાણીવડે કરાતું નથી તથા જેનો પાર મનથી પમાતો નથી. नैव वाचा न मनसा प्राप्तुं शक्यो न चक्षुषा જે વાણીવડે ઉપલક્ષિત સકલ કર્મેન્દ્રિય તથા ચક્ષુવડે ઉપલક્ષિત સકલ જ્ઞાનેન્દ્રિય અને મનથી ઉપલક્ષિત ચતુષ્ટય અંતઃકરણ એમ ચતુર્દશ કરણોથી અગમ્ય છે એ, તથા यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह જેનો પાર નહી પામવાથી વાણી તથા મન ઉપરામ પામે છે એ વગેરે શ્રુતિઓ આ અર્થની પ્રમાપક છે.

શુદ્ધ બ્રહ્મ નિર્ધર્મક હોવાથી વાણીનો વિષય થઈ શકતું નથી. કેમકે વાણીથી નિરૂપણ જે જે પદાર્થનું થવાનું તે પ્રતિપાદ્ય થવાનો તથા તેનાથી ભિન્ન તે અર્થના પ્રતિપાદક શબ્દરૂપ વાણી થવાની તો પ્રતિપાદ્ય પ્રતિપાદક સંબંધથી દ્વૈતની સિદ્ધિ થાય. તેથી एकमेवाद्वितीयम् દ્વિતીય પદાર્થ રહિત એકજ બ્રહ્મતત્વ સર્વત્ર છે એ આદિ શ્રુતિ અયુક્ત ઠરે. તેમજ મનનો પણ શુદ્ધ બ્રહ્મવિષય (જ્ઞેયરૂપ) થઈ શકે નહિ કારણ કે જ્યાંથી જ્ઞેયપણું બ્રહ્મમાં થયું ત્યારથીજ નિર્ગુણત્વની હાનિ તથા જ્ઞાતાજ્ઞેયરૂપ સંબંધ પ્રયુક્ત ત્રિપુટીથી દ્વૈતની સિદ્ધિ થાય. તેથી મનનો પણ બ્રહ્મવિષય થઈ શકે નહિ. અર્થાત્ વાણી તથા મનથી અગોચરજ સદાકાળ એ તત્વ છે.

આથી એમ સમજવાનું નથી કે કોઈને બ્રહ્મસાક્ષાત્કાર થતોજ નથી. બ્રહ્મ સાક્ષાત્કાર સર્વને સવિકલ્પ સમાધિની સ્થિતિમાં થાય છે. પણ તે વખતે ત્રિપુટી વિદ્યમાન હોય છે તેથી તે જ્ઞેયબ્રહ્મને સોપાધિક બ્રહ્મ કહ્યું છે. અને એજ કારણથી સવિકલ્પક સમાધિથી અનંતર થતી નિર્વિકલ્પક સમાધિ સ્વીકારી ગઈ છે. નિર્વિકલ્પક સમાધિમાં જ્ઞાતા તથા જ્ઞાન અથવા ધ્યાતા અને ધ્યાન બન્ને ધ્યેયરૂપ થઈ ગયેલા હોવાથી કેવળ

ધ્યેયજ સર્વત્ર થઈ રહે છે. તે વખતે કે જ્યારે યોગી અને જ્ઞાની કૃત કૃત્ય થાય છે, શુદ્ધબ્રહ્મરૂપ થાય છે તે વખતે પણ યોગી તથા જ્ઞાનીનું મન બ્રહ્મમાં લીન થયેલું હોવાથી બ્રહ્મને જ્ઞેયરૂપે વિષય કરી શકતું નથી. તેથી સર્વથા મનનો વિષય શુદ્ધ બ્રહ્મ નથીજ.

જ્યારે શુદ્ધ બ્રહ્મ વાણીનો વિષય નથી ત્યારે આ શ્લોકનાં ઉક્ત પાંચ વિશેષણો, આ ગ્રંથ, ઉપનિષદ્ વગેરે અન્ય ગ્રંથો જેઓ બ્રહ્મના સ્વરૂપનું પ્રતિપાદન કરે છે તેઓ વ્યર્થ ઠરે, કેમકે જે અર્થને તેઓ પ્રતિપાદન કરવા જાય છે તેનાથી વિરૂદ્ધ અર્થજ તે પ્રતિપાદનથી સિદ્ધ થઈ જાય છે. તેઓ બ્રહ્મને પ્રમેય લે તો તે પણ પ્રમેય પ્રમાતા સંબંધે કરી દ્વૈતની સિદ્ધિ કરાવનાર હોવાથી વિપરીત અર્થ સિદ્ધ કરનાર થઇ પડે. બ્રહ્મને પ્રતિપાદ્ય લેતાજ વાણીની પ્રવૃત્તિ થઈ શકે અને શ્રુતિઆદિથી વાણીની પ્રવૃત્તિ કરાય તો તે થીજ બ્રહ્મ પ્રતિપાદ્ય અર્થાત્ વાણીનો વિષય થઈ જાય. नेति नेति વડે પણ બ્રહ્મનું સ્વરૂપ બતાવાય એમ નથી. કેમકે શુદ્ધ બ્રહ્મ અદ્વૈતરૂપ હોવાથી ન શબ્દથી નિષેધ કરવા યોગ્ય કોઈ વસ્તુજ વિદ્યમાન નથી. તેમજ બ્રહ્મ અથવા નિષેધનું અવધિસ્થાન એ આદિ નામો તથા તેના અર્થ પણ નામરૂપ મિથ્યા હોવાથી તથા બ્રહ્મમાં ધર્મ માત્રનો અભાવ હોવાથી એ તત્વનાં છે એમ કહી શકાય નહિ એવી શંકા આ સ્થળે પ્રાપ્ત થાય છે. અને તે યોગ્યજ છે. શુદ્ધબ્રહ્મનું સ્વરૂપ પુછનાર પ્રતિ મૌનં એજ ઉત્તર છે. તો- પણ શુદ્ધ બ્રહ્મના સ્વરૂપને જાણનાર પ્રતિજ એ મૌન સાર્થક થાય છે. અને એમ થવાથી બ્રહ્મસ્વરૂપનું અજ્ઞાનજ અને તેથી મોક્ષનો અભાવ સર્વત્ર થઈ જાય તેથી વેદાદિ સત્શાસ્ત્રોમાં સોપાધિક બ્રહ્મના સ્વરૂપપ્રતિ- પાદન દ્વારા શુદ્ધ બ્રહ્મનો લક્ષ માત્ર કરાવ્યો છે તેથી એ શાસ્ત્રો સાર્થક છે. ખરું જોતાં તો બ્રહ્મના સ્વરૂપ સંબંધિ શંકા વા સમાધાન આપાય એમ છેજ નહિ, શંકા વા સમાધાન દ્વૈતને લઈનેજ થવાનાં. અને દ્વૈતની સિદ્ધિ અંગીકાર આમ અવશ્ય કરવી પડતી હોવાથી વ્યવહારદશામાં અ- દ્વૈત પ્રતિ લક્ષજ માત્ર થઈ શકે એ સંભવે છે. એજ અર્થ સંપૂર્ણ વિ- ચાર કરી શ્રીમદ્ સાયણાચાર્યે चोद्यं वा परिहारो वा क्रियतां द्वैतभाषया अद्वैतभाषया चोद्यं नास्ति नाऽपि तदुत्तरम् ॥ વ્યવહાર દશામાં શંકા વા સમાધાન થઈ શકે છે, પરમાર્થ દશામાં અર્થાત્ પરમાર્થ દશા તથા તેનો અનુભવ

લઈને એટલે તે દશાના વિષય સંબંધિ શંકા પણ નથી અને ઉત્તર પણ નથી ઈત્યાદિ વચનોથી પ્રતિપાદન કરયો છે.*

આ પાંચે વિશેષણો બ્રહ્મનું સ્વરૂપ લક્ષણ છે. कालत्रयसंबंधि सद्यल्लक्षयति तत्स्वरूपलक्षणम् જે લક્ષણ પોતાથી ત્રણે કાળ વિષે સંબંધવાળા સત્ પદાર્થને લક્ષ્ય કરે છે તે, તે પદાર્થનું સ્વરૂપ લક્ષણ કહેવાય છે. જેમકે प्रकृष्टप्रकाशश्चंद्रः : ચંદ્ર પ્રકૃષ્ટ પ્રકાશવાળો છે એમાં પ્રકૃષ્ટ પ્રકાશ એ લક્ષણ સાથે ત્રણે કાળવિષે સંબંધવાળા સત્ પદાર્થરૂપ ચંદ્રને લક્ષ્ય કરે છે. 'દેવદત્તનું ઘર' એમાં 'દેવદત્તનુ' એ શબ્દ બોધિત ગૃહનું લક્ષણ પોતાથી ત્રણે કાળવિષે સંબંધવાળા સદ્રુપ ગૃહને લક્ષ્ય નથી કરતું. દેવદત્તના શરીર પતન પછી તથા જન્મ પૂર્વે એ ગૃહ દેવદત્ત સાથે સંબંધવાળું નથી તથા નહોતું. તેથી ભુતભાવિ કાળમાં એ લક્ષણ તથા લક્ષ્યનો સંબંધ નહિ હોવાથી એ લક્ષણ સ્વરૂપ લક્ષણ નથી પણ તટસ્થ લક્ષણ છે कदाचित्संबंधि सद्यल्लक्षयति तत्तटस्थ लक्षणम् કોઈ એક કાળ વિષે સંબંધ ધરાવનાર સત્ પદાર્થને લક્ષ્ય કરનાર તટસ્થ લક્ષણ છે પ્રકૃતમાં અખંડ પદથી બ્રહ્મની પરિચ્છેદ શૂન્યતા, સત્પદથી અનૃતથી શૂન્યતા, ચિત્પદથી જડથી વિલક્ષણતા તથા અજ્ઞાન રૂપ માયાથી શૂન્યતા. આનંદપદથી દુઃખાભાવતા અને પાંચમાથી વાણી તથા મનના વિષયતાથી શૂન્યતા બતાવી છે. એ પાંચેના અર્થ બ્રહ્મ સાથે નિત્ય સંબંધી છે તેથી એ પાંચે સ્વરૂપ લક્ષણ છે. આમ સ્વરૂપ લક્ષણ કરી अखिलाधारम् એ પદથી તટસ્થ લક્ષણ કરે છે. अखिला० એટલે સમગ્ર વિશ્વ પ્રપંચનો આધાર અર્થાત્ જેમાંથી સમગ્ર દૃશ્ય પ્રપંચ ઉત્પત્તિને પામ્યું છે, જેમાં સ્થિતિ પામીને રહ્યું છે તથા અંતે જેમાં પુનઃ લય પામે છે. તે એ અર્થમાં સંમતિ આપનાર यतो वा

* આ યથાર્થ રહસ્ય સમજ્યાવિના અસંખ્ય લોકો નિર્ગુણ બ્રહ્મના ખંડનવિષે અનેક અસત્તર્કો કરયા જાય છે તથા પ્રસંગે તેમનું સમાધાન કરનાર માણસોને મુંઝવે છે. શાસ્ત્રોમાં પણ અનેક શંકાઓ આ વાતના અજ્ઞાનથીજ કરેલી જોવામાં આવે છે, પણ એ સર્વે અયુક્તજ છે. ખરૂં જોતાં (અધિકારી વિના) વાદિ આગળ કોઈએ નિર્ગુણ બ્રહ્મની વાત કરવીજ ઘટતી નથી કેમકે તેમ કરવાથી वदतो व्याघात થઈ જાય છે.

इमानि भूतानि जायन्ते येन जातानि जीवन्ति॰ यत्प्रयन्त्यभिसंविशन्ति तद्विजिज्ञासस्व तद्ब्रह्मेति–જેની અંદરથી આ સમગ્ર–ભૂતોપલક્ષિત પ્રપંચ જન્મને પામ્યું છે, જેને કરીને તે સ્થિતિને પામ્યું છે, (અંતે) જેની અંદર તે પ્રવેશ કરી એકરૂપ થઈ રહે છે તે તું જાણ, તે બ્રહ્મ છે; એ આદિ શ્રુતિવાક્ય તથા जन्माद्यस्य यतः આ દૃશ્ય પ્રપંચનો જેમાંથી જન્મ જેનો આદિ છે એવાં જન્મ, સ્થિતિ અને લય થયા કરે છે એ શ્રીબાદરાયણ સૂત્ર વગેરે વચનો છે. આ બ્રહ્મનું તટસ્થ લક્ષણ છે કેમકે ત્રણ કાળમાં જેનું અસ્તિત્વ નથી એવા જગતૂરૂપ પદાર્થના સંબંધવાળો સંબંધિ એનો લક્ષ્ય છે. સૃષ્ટિથી પ્રાક્ તથા પ્રલયથી ઉર્ધ્વકાળે અથવા નિર્વિકલ્પક સમાધિમાં આ જગત્નો સદ્ભાવ નથી, માત્ર અજ્ઞાન દશામાં અથવા સૃષ્ટિકાળેજ જગત્નો સદ્ભાવ છે. તેથી જગતૂરૂપ ઉપાધિના સંબંધવાળું લક્ષણ પણ કોઈક કાળેજ સંબંધવાળું છે, તેથી તટસ્થ લક્ષણ છે. આ લક્ષણ વેદાંત સંમત સગુણ બ્રહ્મ અથવા ઈશ્વરનું સ્વરૂપ લક્ષણ છે. શુદ્ધ બ્રહ્મનું તો તટસ્થ લક્ષણ છે.

આ શ્લોકમાં तत्वमसि 'તે તું છે' એ છાંદોગ્યોપનિષદ્‌ના મહા વાક્યનો અર્થ ગર્ભિતપણે બતાવ્યો છે. તે વાક્યાર્થ બતાવવા માટે પ્રથમ પદાર્થનું શોધન કરવું અવશ્યક છે. તે કારણથી તથા શ્રુતિના અનુરોધથી ( શ્રુતિમાં પ્રાયશઃ अखंड આદિ તથા अखिलाधारम् આદિ વિશેષણો પ્રધાન પણે બ્રહ્મનાંજ આપવામાં આવ્યાં છે તેથી ) યદ્યપિ આ શ્લોકમાં પ્રધાન વિશેષ્ય आत्मानम् પદથી બોધિક અર્થ છે તથાપિ–નિવેચિત વિશેષણોનો અન્વય કરવા માટે ब्रह्म પદ અધ્યાહાર્ય લેવું જોઇએ. અને એ વિશેષ્યમાં આ પર વિશેષણોનો અન્વય કરીને તે અન્વિત વિશેષ્યનો आत्मानम् પદસાથે અન્વય કરવો જોઈએ, કેમકે અધ્યાહાર્ય ब्रह्म તથા आत्मानम् એ પદોનો સમાન વિભક્તિક નિર્દેશ થયો છે. અત્યારસુધી વ્યાખ્યાત વિશેષણો તથા અધ્યાહાર્ય વિશેષ્યનો આ પ્રમાણે અર્થ થયો કે—અખંડ, સચ્ચિદાનંદ, વાણી તથા મનથી અગોચર તથા સર્વ વિશ્વના આધારભૂત બ્રહ્મ.

आत्मानम् એટલે જડચેતનનું સંયોગી કાર્યરૂપ અથવા અવિદ્યાત્મક માયા સંયુક્ત ચેતન નહિ કેમકે જીવરૂપે એ અનુસંધાન કરવાયોગ્ય નથી, પણ आत्मेत्येवोपासीत अत्र ह्येते सर्वे एकं भवन्ति એ આજ્ઞા છે એ રૂપે

ઉપાસના કરવી કેમકે આત્મામાંજ સર્વે એકરૂપતાને પામે છે એ આદિ શ્રુતિ વાક્યોમાં લીધેલો જે નિર્વિશેષ પ્રત્યક્ ચૈતનરૂપ અર્થ છે તે. નિર્વિશેષ એટલે અલ્પજ્ઞતા, દુઃખરૂપતા આદિ અધ્યાસથી પ્રતીત થતા ધર્મથી રહિત; પ્રત્યક્ એટલે વૃત્તિની અંતર્મુખતાથી જેનો સાક્ષાત્કાર કરી શકાય એવું. એવા ચેતનનું आश्रये—હું અનુસંધાન કરું છું.

अभीष्टसिद्धये—એટલે (૧) મોક્ષને અર્થે અથવા (૨) શાસ્ત્રાર્થની પ્રતિપત્તિને અર્થે. આ સ્થળે દ્વિતીય અર્થ પણ યોગ્ય દેખાય છે, કારણ કે આ શ્લોકમાં આત્માનું સ્મરણ કરી ગ્રંથનો આરંભ કરવો વિવક્ષિત છે. તે ગ્રંથ કરવા માટે જે વેદાંતનો સમગ્ર અર્થ સંગ્રહ કરવાનું સામર્થ્ય તથા તે અર્થ સંગ્રહ કરવા માટે જોઈતું શાસ્ત્રાર્થનું જ્ઞાન અવશ્ય અપેક્ષિત છે. તેથી ગ્રંથકર્તા ગ્રંથારંભે આત્માનુસંધાન કરી અવશ્ય અપેક્ષિત ફલને ઈચ્છે એ યોગ્ય છે. કેટલાક લોકો આ પદનો પ્રથમ અર્થ લે છે. તેની ઉપપત્તિ માટે તેઓ આ પ્રમાણે અર્થ કરે છેઃ— अभीष्ट सिद्धये आत्मानमाश्रये એટલે મોક્ષની સિદ્ધીર્થે હું આત્માનું એકરૂપે પ્રતિપાદન કરું છું. આત્મૈક્ય જ્ઞાનવિના મોક્ષ નથી એ વેદાંતશાસ્ત્રનો પ્રધાન સિદ્ધાન્ત છે તેથી એ મતમાં અધિકારીના મોક્ષમાટે એ અર્થ આ પદનો થયો અને તે પણ ઉચિત ઠરે છે.

હવે વ્યાખ્યાત પદોનો અર્થ ભેગો કરતાં આરંભમાં લખેલો શ્લોકાર્થ સ્પષ્ટ દેખાશે.

ગ્રંથકારે આ શ્લોકથી ગર્ભિત પણે तत्त्वमसि નો અર્થ કેવી રીતે બતાવ્યો છે એ શંકા થતાં આ સમાધાન છે. પ્રથમ પાંચ વિશેષણ જે સ્વરૂપ લક્ષણ છે તેનો વિશેષ્ય અધ્યાહાર્ય બ્રહ્મ છે એ ઉપર કહ્યું છે. તેથી એ પાંચ વિશેષણનો વિશેષ્યમાં અન્વય કરવાથી અને સમાન વિભક્તિક નિર્દેશ હોવાથી તે અન્વિત વિશેષ્યનો પ્રધાનપદ આત્માનમ્‌માં અન્વય કરવાથી ઉક્ત મહાવાક્યનો લક્ષ્યાર્થ સૂચન કરાય છે. तत् એ પદનો લક્ષ્યાર્થ શુદ્ધ બ્રહ્મ છે અને त्वम् પદનો લક્ષ્યાર્થ પણ શુદ્ધ પ્રત્યક્ ચેતન છે. તે ઉપાધિભેદથી ભિન્નવત્ ગણાતું ચેતન असि પદથી એકજ છે એ બોધ એ મહાવાક્ય કરે છે. પ્રકૃતમાં પ્રથમ પાંચ વિશેષણથી ભેદપ્રાપક સમગ્ર વિશેષોની વ્યાવૃત્તિ કરી શુદ્ધ

બ્રહ્મના સ્વરૂપનો લક્ષ કરાવ્યો છે आत्मानम् પદથી શુદ્ધ પ્રત્યક્ ચેતનરૂપ અર્થ કહ્યો છે. એ બંને ચેતન એક છે એ વાતનું સૂચન. સમાનવિભક્તિક નિર્દેશથી અત્ર કર્યું છે. तत्त्वमसि એમહાવાક્યમાં તત્ પદનો વાચ્યાર્થ સગુણ બ્રહ્મ છે અને त्वम् પદનો વાચ્યાર્થપ્રત્યક્ ચેતન છે. તેએનું ઐક્ય असि પદથી કથન કર્યું છે.પ્રકૃતમાંअखिलाधारम् પદથી સગુણ બ્રહ્મરૂપ અર્થ બોધન કરયો છે અને आत्मानम् પદથી પ્રત્યક્ ચેતનનો અર્થ બોધન કરયો છે. તે બેનું ઐક્ય કથન કરવા સમાનવિભક્તિક નિર્દેશ અત્ર કર્યો છે તેથી આ શ્લોકથી એ મહાવાક્યના વાચ્યાર્થ તથા લક્ષ્યાર્થ બંનેનું સૂચન કરાયું છે.

આજ શ્લોકથી વેદાંતનો અનુબંધ ચતુષ્ટય પણ ગર્ભિતપણે ગ્રંથકારે આ પ્રમાણે સૂચવ્યો છે:—अखण्डम् अवाङ्मनसगोचरम् તથા अखिलाधारम् એ પદોથી વેદાંતનો વિષયરૂપે ત્રિવિધ પરિચ્છેદથી રહિત તથા ત્રિવિધ ભેદથી રહિત, મન અને વાણીના અવિષય રૂપ શુદ્ધ બ્રહ્મ, તથા જગતનું ઉપાદાન અને નિમિત્ત કારણરૂપ સગુણ બ્રહ્મ એ બતાવ્યાં છે. એ બ્રહ્મ સત્રૂપ, ચિદ્રુપ છે અને આનંદરૂપ છે એ પદોથી પ્રયોજન બતાવ્યું છે.દરેક પ્રેક્ષાવાન્ પ્રાણીની ઈચ્છાના એજ વિષય છે કે "હું કેવળ સુખરૂપ થાઉં. મારૂં સમગ્ર અજ્ઞાન જતું રહે તથા હું સદા સુખરૂપ સ્થિતિમાં અવિક્રિય રહું.' એ ત્રણે વિષયની પ્રાપ્તિ બ્રહ્મૈક્ય થવાથી થાય છે એમ સૂચન કરવા માટે બ્રહ્મ સદ્રૂપ છે ઈત્યાદિ વિશેષણો ઉપયુક્ત છે. આ પ્રમાણે પ્રયોજનની સિદ્ધિ થવાથી તે પ્રયોજનનીજ ઈચ્છા રાખનાર પ્રાણી અધિકારી છે. એ પણ સૂચન થઈ ગયું છે. અને સંબંધ તો ઉક્ત તણ્ જણાવાથી એની મેળેજ સમજી શકાય એમ છે જેમકે ગ્રંથ અને વિષયનો પ્રતિપાદકપ્રતિપાદ્ય સંબંધ છે, વગેરે.

---

અત્યંત સૂક્ષ્મ વિચારવાન્ દીર્ઘદૃષ્ટિ આર્યમહાત્માઓએ આરંભથીજ એ નીતિ કાઢી છે કે પ્રત્યેક ક્રિયાનાં ઈશ્વરસ્મરણ કરી પ્રવેશ કરવો. શ્રી કૃષ્ણ ભગવાને પણ અર્જુન પ્રતિयत्करोषि यदश्नासि यज्जुहोषि ददासियत्। यत्तपस्यासि कौन्तेय तत्कुरुष्व मदर्पणम् હે કુંતીના પુત્ર !તું જે જે કરે, જે ખાય, જે હોમે, જે દાન કરે, જે તપ કરે તે સર્વ મને અર્પણ કરીને કર. એમ સમર્પણ ભક્તિ કહેતાં અર્થાત્ ઈષ્ટ સ્મરણનું

સૂચન કર્યું છે. શ્રી વ્યાસ ભગવાને પણ દ્રૌપદીના આખ્યાનથી એજ અર્થનું સૂચન કર્યું છે. જેમ દ્રૌપદી પ્રત્યેક પતિને ભજતા પૂર્વે અગ્નિમાં પ્રવેશ કરી શુદ્ધ થતી હતી, તેમ શ્રુતિરૂપ દ્રૌપદિએ શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ પાંચ વિષયરૂપ પતિને ભજતા પૂર્વે ઈષ્ટસ્મરણરૂપ બ્રહ્માગ્નિમાં પ્રવેશ કરી શુદ્ધ થવું જોઈએ એ દ્રૌપદીના આખ્યાનનું તાત્પર્ય છે. આ મુખ્ય નિયમના એક અંગરૂપ ગ્રંથારંભે ઈષ્ટ સ્મરણ કરવાની નીતિ છે. ગ્રંથારંભે કરાતા ઈષ્ટસ્મરણને મંગલાચરણ કહે છે. પ્રકૃતમાંનો શ્લોક મંગલાચરણનો છે. એ મંગલાચરણ ત્રણ પ્રકારનું ગણાયું છે (૧) આશીર્વાદાત્મક (૨) નમસ્કારાત્મક અને (૩) વસ્તુનિર્દેશાત્મક. જે મંગલમાં શ્રોતા વગેરેને આશીશ આપવામાં આવે છે તે મંગલ પ્રથમ પ્રકારનું છે. પોતાનો અપકર્ષ સૂચક નમઃવંદે ઈત્યાદી શબ્દોનો જેમાં પ્રયોગ કરેલો છે. તે દ્વિતીય પ્રકારનું મંગલ છે. જ્યાં માત્ર ઈષ્ટ વસ્તુનું સ્મરણ કર્યું છે તે તૃતીય પ્રકારનું છે. આ સ્થલનું મંગલ તૃતીય પ્રકારનું છે એ સ્પષ્ટ છે. એ મંગલાચરણનું મુખ્યફલતો ઉક્ત નીતિનું પાલન એજ છે, અને અવાંતર ફલ ગ્રંથની નિર્વિઘ્ને સમાપ્તિ અને ગ્રંથનું પ્રચયતાને પામવું એ છે. મંગલાચરણનું વિધાન કરનાર કોઈ પ્રમાણ નથી એ કહેવું હાસ્યજનક છે કેમકે શ્રુતિ, સૂત્ર અને શિષ્ટાચાર વગેરે ઘણાં પ્રમાણો મળી આવે છે. શ્રુતિ સાક્ષાત્ વિધિલિઙ્થી કહે છે કે समाप्तिकामो मंगलमाचरेत् ગ્રંથની નિર્વિઘ્ને સમાપ્તિ ઈચ્છનારે મંગલ કરવું. કપિલ ભગવાન્ સાંખ્યસૂત્રમાં કહે છે કે मंगलाचरणं शिष्टाचारात् फलदर्शनात् श्रुतितश्च–શિષ્ટાચાર હોવાથી ગ્રંથની નિર્વિઘ્ને સમાપ્તિ આદિ ફલ પ્રત્યક્ષ હોવાથી તથા શ્રુતિથી વિહિત કરાયેલું હોવાથી મંગલાચરણ કરવું જોઈએ. શિષ્ટાચારમાં ષડ્ દર્શનકાર, પાણિનિ પ્રભૃતિ મહર્ષિઓની પ્રવૃત્તિ આવે છે. સૂત્રબદ્ધ ગ્રંથો જ્યાં મંગલાચરણ કરવાનો બીજી રીતે અવકાશજ નથી ત્યાં પણ યુક્તિમાન્ દર્શનકારોએ મંગલવાચ अथ શબ્દના ઉચ્ચારણથી મંગલ કર્યું છે. અને તેજ પ્રમાણે પાણિનિએ वृद्धि શબ્દના ઉચ્ચારણેથી કરયું છે. ભાગવત આદિ પુરાણો જ્યાં અવકાશ વિશેષ છે ત્યાં તો શ્લોકમાંજ મંગલાચરણ કર્યું છે. તેથી શિષ્ટોએ સર્વ પ્રયત્ને એ ઉત્તમ નીતિનો આશ્રય લીધો છે એ સ્પષ્ટ છે.

આ પ્રકરણમાં એવી શંકા થાય છે કે ગ્રંથની પરિસમાપ્તિ વાસ્તે મંગલ કરવું જોઇએ એમ કહ્યું. પણ મંગલાચરણ વિનાએ ગ્રંથની સમાપ્તિ નિર્વિઘ્ને થયેલી હાલના પાશ્ચાત્ય ગ્રંથકારો વગેરેના ગ્રંથો જોવાથી દૃષ્ટિગોચર થાય છે, તેમ કાદમ્બરી વગેરે ગ્રંથ જોવાથી મંગલાચરણ કરી આરંભાયેલા ગ્રંથો પરિસમાપ્તિને નથી પામ્યા એ પણ દૃષ્ટિગોચર થાય છે. તેથી ગ્રંથની પરિસમાપ્તિ પ્રતિ મંગલાચરણ કારણ ઠરતું નથી. વિશેષ વિચારથી આ ધારવું યોગ્ય જણાતું નથી. કેમકે ઉપર પ્રમાણે અન્વય વ્યતિરેકનો વ્યભિચાર બતાવવાથી કારણતા જતી રહેતી હોય તો, તાવને સારો કરવાની કારણતા ક્વિનાઈન વગેરેમાંથી પણ જતી રહે. આપણે પ્રત્યક્ષ જોઇએ છીએ કે કેટલાક દરદીઓને ક્વિનાઈન આપવા છતાં પણ તાવ જતો નથી અને કેટલાકને ક્વિનાઇન આપ્યા વિના પણ તાવ ગયેલો છે. તેથી ઉપરના અનુમાન પ્રમાણે તાવ માટે ક્વિનાઈન વ્યર્થ ઠરે. પણ તેમ કોઈ કહેતું વા માનતું નથી. દરેક કારણ પોતાનાં જે સહકારી કારણ મળવાથી સામગ્રી વા પુષ્કલકારણ (Cause) થાય છે તેના અભાવ વા ન્યૂનતાએ પોતાનું કાર્ય ઉત્પન્ન કરતું નથી, અને તે કારણની જગા જો કોઈ બીજા પદાર્થથી સચવાય છે તો તેનાથી સહકૃત અન્ય સહકારી કારણો તે કાર્યને પ્રકટાવી શકે છે. આ નિયમથી મંગલાચરણ પણ પોતાના કાર્યરૂપ ગ્રંથ સમાપ્તિ આદિ પ્રકટાવવાને અન્ય સહકારી કારણની અપેક્ષા રાખે છે. તે કારણના અભાવે કાદમ્બરી વગેરે સ્થળે પોતાના કાર્યને પ્રકટાવી ન શકે એ ઘટે છે તોપણ એ મંગલથી જે સ્વતંત્ર પુણ્ય થાય છે તેનું ફળ નથી એમ કહેવા કોણ સમર્થ છે? કાદમ્બરી વગેરે સ્થળે જો મંગલાચરણ નહિં કર્યું હોત તો તેના કર્તા તેને ગ્રંથને કેટલો પૂર્ણ કરી શકત અર્થાત્ હાલ જેટલો પૂર્ણ કરયો છે તેટલો પણ કરત કે નહિં એ સંશયભરેલુંજ છે, તેમજ જ્યાં મંગલ વિના ગ્રંથની સમાપ્તિ દેખાય છે ત્યાં મંગલની જગા બીજા બળવાન્ અપૂર્વથી પુરાયેલી છે એમ માનવું અનુચિત છે. આ સ્થળે પણ જો એ ગ્રંથકારોએ મંગલ કર્યું હોત તોપણ હાલ જે રૂપમાં જોવામાં આવે છે તેના કરતાં અધિક શ્રેષ્ઠતા તથા ગંભીરતાને તે ગ્રંથોને એ લોકો નહિં પહોંચાડત એ સાબીત કરવું કઠિન છે. તેથી મંગલાચરણ ગ્રંથ સમાપ્તિ પ્રતિ કારણ નથી એ વાત યોગ્ય યુક્તિથી રહિત હોવાથી ઉપેક્ષ્ય છે. ઈશાભિમુખ વૃત્તિ રાખવાને મંગલ અવશ્ય કરવું જોઈએ એ તો સર્વતઃ સિદ્ધ છે.

ॐ श्रीँ ऐँ ह्रीँ क्लीँ महाकालायनमः





# महाकाल.

(માસિક.

रूप(पुस्तक)२.भाद्रपदकृष्ण.१४सं.१९४६ दर्शनअं.११

ॐ अघोरेभ्योथघोरेभ्योघोरघोरतरेभ्यः ॥

सर्वेभ्यःसर्वसर्वेभ्योनमोस्तुरुद्ररूपेभ्यः ॥

પ્રતિષ્ઠા કરનાર.

ઉપાધિબાધક વર્ગ.


રાજનગર (અમદાવાદ.)

" એંગ્લો વર્નાક્યુલર પ્રિંટિંગ પ્રેસ "માં છાપી પ્રસિદ્ધ કરનાર

નથુભાઈ રતનચંદ મારફતીયા.

સંવત ૧૯૪૬. પ્રોષ્ઠપદ માસ. સને ૧૮૯૦.

વાર્ષિક ઉપહાર રૂ. ૨ અગાઉથીજ.




વર્ષ અન્તે રૂ. ૨-૮-

દરેક છુટી નક.



સંનો રૂ ૦ા

## अनुक्रमणिका.



---

## જાહેર-ખબર.



---

## સુચના.

મહાકાલના જે ઉપાસકોને પ્રત્યેક માસની કૃષ્ણ ચતુર્દશી પછી દર દિવસમાં શ્રી મહાકાલનાં દર્શન ન થાય તેઓએ મહાકાલના (મેનેજરને) નિયામકને ખબર આપવી. ઘણી મોડી ખબર આપનારના પત્ર ઉપર ધ્યાન દેવામાં નહીં આવે.

મેનેજર મહાકાલ.
C/o. V. G. Vyas.
Mandvi's pole,
Padi pole
Ahmedabad.

# श्री महाकाल.

(पुस्तक) १,—भाद्रपद कृष्ण १४ सं. १९४६ दर्शन (अंक)

ॐ श्री

## साधकनी इष्ट प्रति प्रार्थना.

પદ.

પ્રભુ હું વિનવુંછું પ્રીતિથી દિનને રાત્રમાંજો, એ રાગ.
સન્મતિ આપી સદ્ગુરુ સાધન સિદ્ધ કરાવજોરે,
અર્થ સરાવજોરે, સન્મતિ૦ ટેક.
પ્રમાદ આ ઉરમાં પ્રભુ રહેતો,
સાધન સ્વલ્પ ન કરવા દેતો,
દૈવી શસ્ત્ર દઈ એ રિપુ મરાવજોરે, સન્મતિ૦
વિષયાસક્તિ પ્રબળ પ્રભુ મનમાં,
વૃત્તિ કરે ચંચળ ક્ષણ ક્ષણમાં,
અતુલ દઈ બળ તનમાં એને હરાવજોરે, સન્મતિ૦
મોહ અસુર મન પતિ થઈ આજે,
સ્વતંત્ર થઈ સર્વાંગે રાજે,
ક્રોધ કટાક્ષ કરી દુષ્ટને ડરાવજોરે, સન્મતિ૦
પ્રતિબંધક સંસ્કારો અગણિત,
આ મતિ કરતા નિશદિન વિપરીત,
ઔષધી અનુપમ દઈ એ સકળ જરાવજોરે, સન્મતિ૦
અન્તર અનંત રિપુ એ રીતિ,

ભ્રષ્ટ કરે મન સાધક સ્થિતિ,
શુદ્ધ કળા શિખવી સૌ સદ્ય દળાવજોરે, સન્મતિ૦
હણી સાધનના સર્વે વિરોધી,
આપ સ્વરૂપ ચિંતવું મન શોધી,
કરી એવું આ સંસૃતિ સિંધુ તરાવજોરે, સન્મતિ૦
વિધવિધ પ્રાણાયામ કરાવી,
વાયુ સુષુમ્ના માંહી પુરાવી,
પરિણામે મનને આ વૃત્તિ ઠરાવજોરે, સન્મતિ૦
ભક્તિસ્વરૂપ અંતરમાં છાપી,
પ્રેમલક્ષણા ક્રમથી આપી,
આપ પતિને પ્રેમે પ્રભુ વશાવજોરે, સન્મતિ૦
અથવા પંચવિધિ જપ જપવા,
અંતે આપ સ્વરૂપમાં ખપવા,
અનુકૂળતા દઈ સઘળી સદ્ય સધાવજોરે, સન્મતિ૦
પ્રયત્ન કરવા પ્રભુ મન ઝાઝું,
ચાલું ન પણ જરી તેની દાઝું,
માર્ગ સુગમ પ્રભુ એવું કંઈક બતાવજોરે, સન્મતિ૦
સ્વલ્પ યત્ન પણ ફળ અતિ ભારે,
સૂચવી એ પ્રભૂ લાવો આરે,
અધિક હવે કરી નયનાશ્રુ ન ખરાવજોરે, સન્મતિ૦

માત્ર ભોગવેજ છે તથા તે ફળ ભોગવવાના કાલની અવધિએ તે કર્મફલ આપનાર સંસ્કારો રૂક્ષ થયેથી, તેનો તે લોક સાથેનો સબંધ છુટે છે. પરંતુ તે લોકમાં તે પ્રાણીવડે નવાં કર્મો થતાં નથી. અર્થાત્ તેવા લોકોમાં તે પ્રાણીઓના પ્રારબ્ધ તથા સંચિતકર્મસંસ્કારોમાં કંઈ પણ ફેરફાર ન થતાં શરીરારંભક પ્રારબ્ધકર્મોનો કેવળ ભોગવડેજ ક્ષય થાય છે. પછી શુભ હોય કે અશુભ. જેવાં જેવા લો.ક. પરંતુ આ ભૂલોક તેમનાથી વિલક્ષણ પ્રકારનો છે કેવળ પુન્યના ફળ ભોગવનાર, તથા કેવળ પાપના ફળ ભોગવનાર જીવનો આ લોકમાં પ્રવેશ નથી. આ એક મિશ્રલોક છે. જેમને પુણ્ય પાપનાં મિશ્રફળ ભોગવવાનાં હોય છે તેવાનો આ લોકમાં જન્મ થાય છે. બીજી વિશેષતા એ છે કે આ લોકના જીવો સ્વભાવસત્તાથી નવાં કર્મો શુભાશુભ કરી શકે છે. તેમાં વર્તમાન કલિયુગમાં તો પશુ પક્ષિ આદિ અપકૃષ્ટ પ્રાણીઓ, તથા ઘણાં ખરાં મનુષ્યોમાં રહેલી સ્વભાવસત્તાથી થતાં ક્રિયમાણ કર્મો તો તેમના સંચિત તથા પ્રારબ્ધ અશુભ કર્મમાં વૃદ્ધિજ કરે છે, તથા ઉભય પ્રકારના શુભ કર્મોનો ક્ષય કરે છે, જેથી તેમના કર્મોમાં ન્યૂનાધિકતા તો થાય છે, પરંતુ ઉભય વર્ગના અશુભ કર્મોનો ક્ષય તથા શુભ કર્મોની વૃદ્ધિ થવાને બદલે તેથી કેવલ વિપરીત ફલ થાય છે. એવું અસંખ્ય એટલે લગભગ બધાજ વિશેષ બંધનના ભોગ થઈ પડે છે. તથા થોડા એવા છે કે તેમનાથી થતા ક્રિયમાણ કર્મો તેમનાં પ્રારબ્ધ તથા સંચિત ઉભયવર્ગનાં શુભ કર્મોમાં વૃદ્ધિ કરે છે તથા અશુભ કર્મોનો ક્ષય કરે છે. તેવા પુરૂષો પ્રારબ્ધને અન્યથા કરી શકે છે. એટલે દુઃખરૂપ ફલ આપનારા કર્મસંસ્કારોના વેગને થોડા અથવા ઘણા નિર્બલ અથવા કેવલ નિર્મૂલ પણ કરી શકે તથા શુભાશુભ સંચિતકર્મોને યોગ્ય ઉપાયથી ક્રમે કરીને કેવળ નિર્મૂલ કરી શકે અને નિષ્કર્મ સર્વ બંધનથી રહિત મુક્તપદને પ્રાપ્ત કરી શકે.

જેઓ મિકેનિક્સ (Mechanics) એટલે પદાર્થગતિવિષયક શાસ્ત્ર જાણે છે તેમાંના કોઈને એમ પ્રશ્ન કરવામાં આવે કે અધમણનો એક પાષાણ ભૂતલ પર છે તેને ઉચકી એક સ્થળથી બીજે સ્થળ લઈ જઈ શકાય કે નહિ? તો તેના સમાધાનમાં તે એમ કહેશે કે એ પાષાણ કોઈએજ ન ઉચકનો અથવા કોઈથીજ ન ઉંચકી શકાય એવો કોઈ પ્રતિબંધક નિયમ તો નથી. તેમજ પ્રાણી માત્ર એ પાષાણ ઉંચકી સ્થા-

નાંતર કરી શકે એમ પણ કહેવાય નહિ. નાનાં જંતુઓ તથા અલ્પ બળવાળા જરાયુજ વિગેરે પ્રાણીઓથી આ કંઈજ ન બની શકે. એ પાષાણને આ ભૂગોલ જેટલા બલથી પોતાના મધ્યબિંદુ તરફ આકર્ષે છે, તથા પાષાણ ઉપર રહેલા વાતાવરણનું તેના ઉપર દબાણનું જેટલું બલ છે, તે બલના પરિમાણોનો સરવાળો કરીએ, તેના કરતાં વિશેષ બલ જે મનુષ્ય તે પાષાણને સ્થાનાંતર કરવામાં વાપરી શકે તે મનુષ્ય તે પાષાણને સ્થાનાંતરને પમાડી શકે. જેનામાં ઘણુંજ બલ છે તે તો એ પાષાણને રમતમાંજ ઉચકી શકે. તેવીજ રીતે એક રેલવે એન્જીન સડક ઉપર પૂરવેગથી દોડયું જતું હોય અને માર્ગમાં નજીકજ એક નાનું બાલક, અથવા રાત્રને વખતે આત્મઘાત કરવા સુતેલું મનુષ્ય હોય, અને તે એન્જીનનો નિયંતા (ડ્રાઈવર)તેને રોકવાને ગમે તેટલું પ્રયત્ન કરે તોપણ તે તત્કાલ તો ઉભું રાખી શકેજ નહિ. તે એન્જીન ઉભું રહેતાં પણ એક બે માઈલ જતું રહેવાનું; પરંતુ એજ ડ્રાઈવર તે બાલક અથવા મનુષ્ય દૂરથી દેખાતું હોય ત્યારથીજ તેને ઉભું રાખવા પ્રયત્ન કરે તો તેને યોગ્ય બલ વાપરવાથી યોગ્ય સ્થળે ઉભું રાખી શકે. આ બે દૃષ્ટાન્તો ઉપરથી ગ્રહણ કરવાનું એ છે કે સર્વ મનુષ્યો અશુભ પ્રારબ્ધને અન્યથા કરી શકે છે અથવા કોઈજ નહિ કરી શકે એવો નિયમ નથી. પરંતુ જે પ્રારબ્ધકર્મસંસ્કાર જેટલા વેગથી ફલ આપવા પ્રવૃત્ત થયો છે તેના કરતાં જે ક્રિયમાણકર્મસંસ્કાર બલવત્તર વેગથી સામો થાય તે ક્રિયમાણકર્મ તે પ્રારબ્ધકર્મફલને અન્યથા કરી શકે. પ્રારબ્ધકર્મસંસ્કારની પણ ઉદ્‌ભૂત અને અનુદ્‌ભૂત બે કળા છે. તેમાં જે સંસ્કારો અનુદ્‌ભૂત છે તે તો તેમના કરતાં વિશેષ બલવાન્ ક્રિયમાણ કર્મસંસ્કારોવડે નિવૃત્ત થઈ શકે. કેમકે તેઓ ફળ આપવા યોગ્ય ઉદ્‌ભૂત કળાને પામે તે પૂર્વે તેમને નિષ્ફલ કરવા પ્રયત્ન આરંભાયલું છે. પરંતુ જે સંસ્કારો ઉદ્‌ભૂત કળાને પામી ચુક્યા છે તેમનો વેગતો એટલો બળવાન્ છે કે ગમે તેવું ક્રિયમાણ પણ તેને સંપૂર્ણ અંશે નિષ્ફલ કરી શકે નહિ. તોપણ જો તે ક્રિયમાણ યોગ્ય હોય, તો પ્રારબ્ધના વેગને કંઈક ઓછો કરી શકે ખરૂં. જેથી તે પ્રારબ્ધ કર્મ પૂરેપૂરૂં ફલ ન આપતાં કંઈક થોડું આપે. અનુદ્‌ભૂત કર્મસંસ્કારો તે દૂરસ્થ રેલવે એન્જીન જેવા છે, અને ઉદ્‌ભૂત સંસ્કારો સમીપ આવી ચઢેલા એન્જીન જેવા છે. મિકેનિક્સના ભિન્ન ભિન્ન વેગના સમકાલીન અથવા યુગપત્ પ્રયોગના ફલના

જેવા નિયમો છે તેવાજ પ્રકારના આ કર્મ તથા સ્વભાવ સંસ્કારના વેગના નિયમો છે. કેમકે આ બંને પ્રકારના સંસ્કારોના વેગ હાલ જુદી જુદી જાતના જણાય છે. પરંતુ વસ્તુતઃ તે બધા સંસ્કારો એકજ વર્ગના છે. અને તેમની પ્રવર્તક અભિમાની સત્તાઓ પણ એકજ છે. આ વિષયનો વિસ્તાર થવાથી ઉલટી વધારે ગૂંચવણ થવાનો સંભવ છે તથા નિઃસંશય યથાર્થ જ્ઞાન તો શ્રીસદ્ગુરૂના સાક્ષાત્ બોધથીજ થવું સભવે છે, કેમકે શ્રોતાના અંતઃકરણમાં ઉદ્ભવને પામતી અનેક સૂક્ષ્મ શંકાઓનું તત્કાલ સમાધાન મેળવવાની અનુકૂળતા સાક્ષાત્ સંલાપમાંજ હોય છે. તેવી અનુકૂળતા લખાણમાં હોતી નથી; જેથી પૂર્વોક્ત પ્રશ્નોનાં નિર્વિવાદ સપ્રમાણ સમાધાન આપવાનું મિથ્યા યત્ન ન કરતાં નિશ્ચયાત્મક ઉત્તર માત્ર આપીને આ અવાંતર પ્રસંગનો અંત આણવો ઘટે છે.

પ્રારબ્ધ તથા દૈવ અને ઉદ્યમ તથા પુરૂષાર્થ એ શબ્દો જુદા જુદા છે, પરંતુ તેઓ જુદા જુદા અર્થ બોધક નથી. પ્ર તથા આ ઉપસર્ગ પૂર્વક રભ્ ધાતુ ઉપરથી પ્રારબ્ધ શબ્દ રચાયલો છે. આરંભ, સમારંભ શબ્દ પણ ઉદ્યમ અથવા પુરૂષાર્થ વાચકજ છે. अनारंभो हि कार्याणाम् प्रथमं बुद्धिल क्षणम् । प्रारम्यते न खलु विघ्नभयेन नीचैः । प्रारब्धमुत्तमजना नपरित्यजन्ति। यस्य सर्वे समारंभाः काम संकल्प वर्जिताः। ઈત્યાદિ. આ સર્વ ઉપરથી પ્રારબ્ધ શબ્દ પુરૂષાર્થવાચકજ છે એ નિર્વિવાદ સિદ્ધ થાય છે. એ બેમાં અર્થનો ભેદ કેવળ ભ્રાંતિ જન્યજ છે. વર્તમાન ક્ષણ પૂર્વના સર્વ કાલમાં કરાયલાં ક્રિયમાણકર્મો અથવા પુરૂષાર્થ અથવા ઉદ્યમ તે બધાને માટે વિદ્વાનોએ પ્રારબ્ધકર્મ એવી સંજ્ઞા ઠરાવી છે. તથા વર્તમાન ક્ષણે થતાં કર્મો ક્રિયમાણ ગણાય છે. એજ ક્રિયમાણ કર્મો ઉત્તર ક્ષણે પ્રારબ્ધ માં ગણાવાનાં. ભૂતકાલવિશિષ્ટ પુરૂષાર્થ અથવા ઉદ્યમ તેજ પ્રારબ્ધ છે. વર્તમાન કાલવિશિષ્ટ પુરૂષાર્થ અથવા ઉદ્યમ તેજ ક્રિયમાણ છે. જેથી એ શબ્દોમાં કાલનો ભેદ છે. વસ્તુનો ભેદ નથી—"જેથી પ્રારબ્ધ મોટું કે પુરૂષાર્થ" એ તો પ્રશ્નજ અર્થ રહિત ઠરે છે. તથાપિ એ પ્રશ્ન કરનારાઓ જે અર્થ સૂચવવા ઈચ્છે છે તે અર્થ એ છે કે ભૂતકાલવિશિષ્ટપુરૂષાર્થ તથા વર્તમાનકાલવિશિષ્ટપુરૂષાર્થ એ બેમાં વિશેષ બલવાન્ કોણ? અથવા વર્તમાનકાલ વિશિષ્ટ પુરૂષાર્થ ભૂતકાલવિશિષ્ટપુરૂષાર્થ કરતાં બલવત્તર હોઈ શકે કે નહિ? તેનું

ઉત્તર આગળ અપાઈ ગયું છે, તેનો ભાવાર્થ એજ છે કે-હા થઈ શકે ખરું, યોગ્ય પુરૂષપ્રયત્ન હોય તો. સર્વથા પુરૂષપ્રયત્ન બલવાન્ છે. ફલ આપવા તત્પર થયેલા પૂર્વપુરૂષપ્રયત્નના સંસ્કારનેજ પ્રારબ્ધકર્મસંસ્કાર એવી સંજ્ઞા આપી છે. પુરૂષ પ્રયત્ન બલવાન્ છે માટેજ ફલ આપવા તત્પર થઈ ચુકેલા સંસ્કારને વર્તમાન પુરૂષ પ્રયત્નથી પણ કેવળ નિષ્ફલ કરવાનું કામ ઘણું કઠિન છે. કેવળ અસાધ્ય નથી, પણ લગભગ અસાધ્ય જેવું કષ્ટસાધ્ય છે; એમાં આશ્ચર્ય જેવું નથી. વર્તમાન જન્મમાં સંચિતરૂપે રહેલા તથા ભવિષ્યત્ જન્મોમાં પ્રારબ્ધરૂપ થનારા અશુભ સંસ્કારોને નિષ્ફલ અથવા નિર્બલ કરવા હોય તો તે આગના કરતાં સુસાધ્યછે; અને પુરૂષાર્થી સાધકોનું ઘણુંખરૂ પ્રયત્ન ભવિષ્યત્ કાલમાં અનેક જન્મોરૂપ ફલને આપનાર સંચિતકર્મના કોશને નિર્બલ તથા નિર્મૂલ કરવા ઉપરજ છે. હવે વર્તમાન પુરૂષપ્રયત્ન પૂર્વપુરૂષપ્રયત્નના સંસ્કારોને યથાનિયમે નિર્બલ અથવા નિર્મૂલ કરવા સમર્થ થાય, તેને માટે તેનાં સહકારી સાધનો નીચે પ્રમાણે જોઈએ.

૧ કર્મોના તથા તેમના ફલના સ્વરૂપનું યથાર્થજ્ઞાન. આ જ્ઞાન સંપૂર્ણ વિશ્વના, તથા કર્મોના નિયમોના સ્વરૂપને જાણનાર તત્ત્વવિદ્ પુરૂષ સિવાય અન્ય કોઈને હોવું સંભવતું નથી. તેથી તેમના અનુગ્રહ માંથીજ મળી શકે છે. માત્ર વર્તમાન જન્મોમાં ફલ આપનાર પ્રારબ્ધ કર્મોનું ઘણું ખરૂં સ્પષ્ટ સ્વરૂપ જાણવા જ્યોતિષશાસ્ત્ર સ્થૂલ સાધન છે. કેટલાએક પ્રકારની ઉપાસનાની સિદ્ધિવાળાઓને આવા શાસ્ત્રોનું વધારે સ્ફુટજ્ઞાન હોઈ શકે છે. એવા પુરૂષ પણ વિરલજ હોયછે. અમુકકર્મ નિરસ્ત કરવાનું યત્ન કરતાં પૂર્વે તે કર્મનું સ્વરૂપ તો જાણવામાં હોવુંજ જોઈએ. બાકીતો સાધક જનોને એ બધાં જાણવાથી કંઈ ફલ નથી. તેમ તેનાથી સ્પષ્ટ જાણી શકાય એમ પણ નથી. તોપણ તે કર્મ અન્યથા કરવાના સાધનમાં પ્રેરક શ્રીગુરૂને તો એમનું જ્ઞાન હોવુંજ જોઈએ. જે પ્રેરકને કર્મોના સામાન્ય સ્વરૂપનું તથા અમુક વ્યક્તિના કર્મોનું જ્ઞાન હોઈ શકતું નથી તેઓ કર્મ અન્યથા કરાવી શકતા નથી, એજ માત્ર આ તાત્પર્ય છે. કર્મજન્યવ્યાધિમાં તે કર્મનું જ્ઞાન થયા વિના તે વ્યાધિ નિરસ્ત કરવામાં સર્વ યત્ન નિષ્ફલ નિવડે છે.

૨ અશુભ ફલ નિરસ્યર્થે પ્રત્યેક વ્યક્તિને માટે યોગ્ય સાધન આય-

વા કર્ત્તવ્યપુરૂષપ્રયત્નનું જ્ઞાન. વૈદ્યવિદ્યા, કર્મવિપાક વિગેરેના ગ્રંથો પ્રારબ્ધ કર્મોની ફલ નિવૃત્તિ માટે સાધારણ સ્થૂલ સાધનો છે. કોઈ કોઈ ઉપાસનાથી એ શાસ્ત્રોનું વધારે સ્પષ્ટ જ્ઞાન હોઈ શકે છે. સંચિત કર્મોનો તથા અનુદ્ભૂત પ્રારબ્ધનો ક્ષય કરવા માટે અથવા નિર્બલ કરવા માટે યોગ, સાંખ્ય, ભક્તિ વગેરે શાસ્ત્રવડે પ્રતિપાદિતસાધનો છે. પ્રત્યેક અમુક જીવના અમુક સંચિત અથવા પ્રારબ્ધ કર્મફલનિવર્તક સાધનનું સ્પષ્ટ યથાર્થ જ્ઞાન તત્વવિદ્ પુરૂષ શિવાય અન્ય કોઈને હોવું સંભવતું નથી. પ્રારબ્ધ તથા સંચિત અશુભ કર્મો તે મુક્તત્વના પ્રતિબંધક કહેવાય છે. ઉદ્ભૂત પ્રારબ્ધ કર્મસંસ્કારની નિવૃત્તિ માટે કંઈક ભિન્ન ભિન્ન સાધન પ્રયોગ સંભવે છે. પરંતુ તે સિવાયના સપૂર્ણ પ્રતિબંધક સંસ્કારોનો ક્ષય કરવા માટે પ્રત્યેક સંસ્કારનો જુદો જુદો ક્ષય કરવા સાધનોનો આરંભ સંભવતો નથી; તેથી વિદ્વાન્ પુરૂષોએ, કર્મ ઉપાસના તથા જ્ઞાન વગેરે સાધનોની એવી શ્રેણીઓ બાંધેલી છે કે અમુક મુક્તત્વના સાધકને પોતાના સંપૂર્ણ પૂર્વકર્મના ક્ષય માટે અર્થાત્ સંપૂર્ણ પ્રતિબંધક સંસ્કારોની નિવૃત્યર્થે, તેના ગુણકર્મ પ્રમાણે, ઉપલા સાધનોમાંથી તેને જે જે કર્ત્તવ્ય હોય તે તે તેને તેના શ્રીસદ્ગુરૂ દ્વારથી બતાવાય છે. જે પ્રમાણે શ્રદ્ધાપૂર્વક કરવાથી સર્વ પ્રતિબંધોનો ક્રમશઃક્ષય થતાં યોગ્ય કાલે યોગ્ય નિયમાનુસાર તે મુક્ત સ્થિતિનો ભોક્તા થાય છે. આનો ક્રમ માત્રના ક્ષય માટે છે. અમુક કર્મના ક્ષય માટે તો અમુક સાધનજ્ઞાનનીજ અપેક્ષા છે.

૩. સંચિત કર્મો પ્રારબ્ધ કર્મની દશાને ન પામ્યા હોય તે પૂર્વે તથા પ્રારબ્ધ કર્મો ઉદ્ભૂત કળાને ન પામ્યા હોય તે પૂર્વે યોગ્ય પુરૂષ પ્રયત્નનો પ્રયોગ. અર્થાત્ વર્તમાન પુરૂષપ્રયત્ન, ભૂત પુરૂષપ્રયત્નના વેગને નિર્બલ કરવા જેટલા વેગવાળું હોવું જોઈએ એટલુંજ નહિ પણ તે અમુક એવી કાલમર્યાદા પૂર્વે આરંભ કરાયલું હોવું જોઈએ કે ભૂત પુરૂષ પ્રયત્નના સંસ્કારો ફલ આપવા તત્પર થાય અર્થાત્ અત્યંત પરિપાક પરિણામને પામે તે પૂર્વે આ વર્તમાન પુરૂષપ્રયત્નના સંસ્કારનો વેગ પ્રબળ પ્રતિબંધક તરીકે કામ કરી શકે. અર્થાત્ ભૂત પુરૂષપ્રયત્નના વેગને સમાવી શકે.

૪. શ્રીગુરૂ ઈશ્વરનો અનુગ્રહ આ વિના તો સોએ સોગઠીએ કાચીજ સમજવી. તેમના અનુગ્રહથીજ કર્મોના સ્વરૂપ, તેમના ફલ આપવાના

નિયમો તથા સાધનોનું જ્ઞાન, યોગ્ય પ્રયત્નનો પ્રયોગ, પ્રતિબંધકોની નિવૃત્તિ તથા સાધનની સિદ્ધિ એ સર્વ બની શકે છે. તેઓ તેમના સ્વતંત્ર સામર્થ્યથી પણ કર્મ અન્યથા કરી શકે છે. તેમની સાધકના ઉપર અનુગ્રહની દૃષ્ટિ થવાથી તેમના સ્વતંત્ર સામર્થ્યમાંનો કંઈક અંશ તે સાધકને મળે છે—જેને પ્રસાદ અથવા કૃપા એવી સંજ્ઞા અપાયલી છે. તે સ્વતંત્ર સામર્થ્યના અંશ વિના કોઈપણે સાધન સફલ થવું સંભવતું નથી.

પ્રાકૃત વ્યવહારમાં પણ અમુક વ્યવહાર સિદ્ધ કરવાને અથવા અમુક અનિષ્ટ નિવારણ કરવાને આટલાં સાધનોની અપેક્ષા છે.

૧ તે વ્યવહાર અથવા અનિષ્ટના સ્વરૂપનું જ્ઞાન, પ્રેરકને અથવા સાધકને.

૨ તેની સિદ્ધિ અથવા નિવારણ કરવાના સાધનનું જ્ઞાન.

૩ તે સાધનનો અમુક કાલ પૂર્વે પ્રયોગ.

૪ સાધક કરતાં વિશેષ સામર્થ્ય અથવા જ્ઞાનવાળાનો તે સાધકને આશ્રય, જેના દ્વારથી તેને ઉપરનાં જ્ઞાન તથા પ્રયોગમાં પ્રેરણા થાય છે.

વ્યાધિયો તથા દિવાની ફોજદારીના કેસો, અને દાકતરો તથા વકીલો દૃષ્ટાન્તરૂપ છે. આ નીતિ પ્રતિપાદન કરનાર વ્યાવહારિક દૃષ્ટાન્તો અસંખ્ય છે પણ અત્ર વિસ્તાર થઈ શકે તેમ નથી.

ઉપર પ્રમાણે કરાયેલ પુરૂષ પ્રયત્ન "યોગ્ય પુરૂષ પ્રયત્ન" સંજ્ઞાથી વર્ણાય છે. આવા યોગ્ય પુરૂષ પ્રયત્નથી કંઈપણ અસાધ્ય નથી એમ શ્રી યોગવાસિષ્ઠાદિ ગ્રંથોમાં સારી રીતે વર્ણ્યું છે, અને તે સત્ય છે. પણ આ સર્વ વખતે "યોગ્ય" શબ્દનો અર્થ લક્ષમાં રાખવાનો છે. જેનું પ્રયત્ન યોગ્ય નથી તેને તો બધુંજ અસાધ્ય છે. જાતજાતના વ્યાપારો કરવા, ન્યાતો જમાડવી, છોકરાંઓ પરણાવવાં, ઉડાવવાના પતંગ અથવા કનકવાની દોરીની ગુચ છોડવી, એ પણ વ્યવહાર પૂરતા યોગ્ય પુરૂષ પ્રયત્ન વિના બનતાં નથી.

આ પ્રમાણે અગાતુથી શક્તિ જે દ્વારથી પ્રતીત થાય છે તે દ્વાર અથવા તેમનું સાક્ષાત્ ઉપાદાન કારણ, અથવા જીવત્વ જાતિ વિભાજક ધર્મ જે અંતઃકરણ તેનું, તથા તેમાં રહેલી સ્વભાવ તથા કર્મ સત્તાનાં સ્વરૂપનું યથાગતિ સંક્ષિપ્ત વર્ણન થયું. અગાતુથી શક્તિયો પ્રાપ્ત કરવાને જે સાધનોના પ્રયોગ કરવાના છે તે સર્વ આ અંતઃકરણ ઉપર કરવાના.

(અપૂર્ણ)

॥ ॐ श्रीं ॥

# सुज्ञपतिए पोतानी विदुषी छतां दुरभिमानवाळी स्त्रीने आपेलो सुबोध.

સુજ્ઞપતિ કહે છે, હે સ્ત્રિ! તું તારી વિદ્યાનો સદુપયોગ કરીને જગપ્રસિદ્ધ, પુણ્યવતી કુલિન સ્ત્રીઓની પંક્તિમાં પ્રવેશ કર, તું તારા પોતાના મિથ્યા અહંકારને તજી દે, અને આપણી વાગાદિ ઈંદ્રિઓને નિયમમાં રાખ. પતિવ્રતાના ધર્મને જાણનારી, તથા સર્વ શાસ્ત્રમાં સંસુપ્રવેશ કરનારી તું રૂડે પ્રકારે જાણે છે કે સર્વ અનર્થનું મૂળ આ અહંકાર છે ભાગવતાદિ ગ્રંથોમાં તારો ઘણો સારો પ્રવેશ છે બીજા પણ ઘણું કરીને સઘળા શાસ્ત્રના મુખરૂપ ગ્રંથોને તું પ્રીતિથી વાંચે છે. આ ભારત સંહિતાને પણ તું પ્રસંગે અવલોકન કરે છે. એમાં સારરૂપ ગણાએલી ભગવદ્ગીતા, જેમાં શ્રીકૃષ્ણ ભગવાને પોતાના પ્રિય સખા અર્જુનને આપેલાં બોધ વચનોનો શ્રી બાદરાયણે રૂડે પ્રકારે સંગ્રહ કર્યો છે, તથા જેનો તું નિત્ય સ્નાન કરીને પાઠ કરે છે, તેમાં કહેલાં વચનોને પણ તું યોગ્ય પ્રકારે સમજનારી છતાં હૃદયમાં ધારણ કરતી નથી, એ મોટી આશ્ચર્યની વાર્તા છે. વળી આ રામગીતાનો પણ તું નિત્ય પાઠ કરે છે, તેમ છતાં આ દુષ્ટ અહંકારને કયા સુખની લાલસાથી દૂર તજતી નથી, એ કાંઇ સમજાતું નથી. હે કુલવંતિ! તું જ્ઞાનદ્વારા મોક્ષસુખની ઈચ્છાવાળી છે તેમ છતાં જ્ઞાનના સાધનરૂપ આ અહંકારના ત્યાગ રૂપ કર્મને પ્રીતિવડે કેમ કરતી નથી. શ્રીગીતામાં પણ તેરમા અધ્યાયમાં જ્ઞાનના સાધનોનું વર્ણન કરતાં ભગવાન્ કહે છે કે इन्द्रियार्थेषु वैराग्यमनहंकार एव च 'ઇંદ્રિયોના વિષયોમાં અસ્પૃહા તથા અહંકારથી રહિતપણું' જ્ઞાન તથા મોક્ષની ઈચ્છાવાળામાં અવશ્ય આવવાં જોઇએ, તો તે વચનનો વિચાર કરીને પણ તું ઇંદ્રિઓના વિષયમાં થતા રાગને તથા અન્ય સુજ્ઞવડે નિંદાયા છતાં પણ પોતાને શ્રેષ્ઠ માનવાપણારૂપ અહંકારને દૂર કેમ છોડતી નથી?

આ લોકમાં ચાલતા સુબોધ આપનાર દૃષ્ટાન્તમાં[1] કહેલા વિધિપ્રમાણે ઉ- ઉપર મીયાં કાકુડેકુ" જેવો તારો મિથ્યા ફુંફાડો, અને નિંદ્ય ફડફડાટ શા માટે હજી રાખી રહી છે, તે જણાતું નથી. તને તારા કુલિન માતા પિતાએ મને વિધિપૂર્વક અર્પણ કરેલી છે, માટે તું સદ્ગુણી થઈને જ્ઞાન દ્વારા સુખની ભોગવનારી થાય તો ઘણું સારૂ, એ પ્રકારની તારા નિમિત્ત મારા અંતઃકરણમાં ઘણી કાળજી થાય છે, અને મારાથી ઘટતા ઉપાય પણ હું તારે માટે કરૂં છું. પરંતુ આ ક્ષણપર્યંત મારા કરેલા સઘળા ઉપાયો વ્યર્થ ગયા છે, એમ હું જાણુંછું તેથી આજે તને રૂડે પ્રકારે બોધ આપવાની મારી ઈચ્છા છે, તેને તું શ્રવણ કર, અને યત્નવડે તું તારો સુધારો કર.

હે સ્ત્રિ ! આ શરીરો જે જળના પ્રવાહની પેઠે વહ્યાં જાય છે, તે વિકારી શરીર ઉપર આવડો ગર્વ મિથ્યા શા માટે રાખે છે ? જેમ કોઈ કાદવના રગડાવાળા ખાડામાં પડેલી દેડકી પોતાના સમાન કોઈ નથી, એમ માનીને સર્વથી શ્રેષ્ઠ પોતાને ગણુતી હોય, તેમ તું ઓછા જ્ઞાન તથા અનુભવવાળી છતાં સર્વજ્ઞસરખી થઈ બેસે છે. પણ જેમ મોટા તળાવના કે

---

૧ ઘણા કાળથી મિથ્યા અભિમાનના દૃષ્ટાન્તમાં એક એવી વાર્તા ચાલે છે કે કોઈ રજપુત તથા એક મુસલમાનને માર્ગે જતાં સંગાત થયો, ત્યાં રજપુતે પોતાના કુળની મોટાઈની ઘણી વાર્તાઓ પેલા મુસલમાનના પુછવાથી કહી સંભળાવી. તે સાંભળી અંજવાયા પડેલા તે મુસલમાને તે બહાદુર રજપુતને તેનું નામ પૂછ્યું, અને પોતાની પણ ખોટી બડાઈની વાતો તેને સંભળાવી. પેલા રજપુતે નામ પુછતાં જણાવ્યું કે મારૂં નામ કેસરીસિંહ છે. ત્યારે પેલા મીયાંભાઈ જેનું નામ કાલુ મિયાં હતું તે લજવાયા; પણ પછી પેલા રજપુને પૂછ્યું કે મિયાંસાહેબ આપકા નામ ક્યા? સારે હવે શો જવાબ દેઉં,, એવો વિચાર પડતાં પેલા મીયાંએ વિચાર્યું કે એવું કાંઈ નામ શોધી કહાડું કે એના કેસરીસિંહથી પણ વધી જાય. પછી ઘણો વિચાર કરી ગોઠવીને કહ્યું કે 'સુનોભાઈ મેરા' નામનો સો સિંઘ, હજાર બાઘ, લાખ સાપ, ક્રોર કરોડ બીંછુ. ને ઉસકે ઉપર ખી મીયાં કાકુડે કુ" ! ! પેલો શાણો રજપુત આનું મિથ્યાભિમાન સમજ્યો, પણ કંઈ કાલુ મોઢે કહ્યા વિના, પોતાનો માર્ગ આવ્યો, ત્યારે છુટો પડી ચાલ્યો ગયો.

સ્વચ્છ જળાશયના ગંભીર દ્રહમાં રહેનારી, સમુદ્ર આદિના મોટા જળચર કરતાં પોતાને અલ્પ કે તુચ્છ સમજનારી હોય તેની પેઠે તું આ સંસારમાં પ્રકટેલી મોટા મનવાળી સ્ત્રીઓની અપેક્ષાથી ન્યૂનતાવાળી પોતાને સમજીને ગર્વરહિત કેમ રહેતી નથી? આ વિદ્વાનોનો સિદ્ધ નિશ્ચય છે કે 'સ્ત્રી ગમે એવી શ્રેષ્ઠ મતિવાળી હોય તોપણ એક શ્રેષ્ઠ મતિવાળા પુરૂષની બરાબરી કદાચિત્ પણ કરી શકતી નથી.' જેમ શરત્પૂર્ણિમાના પૂર્ણ કળાવાળા ગણાતા ચંદ્રની ચાંદની વાળી રાત્રિ પણ એક સૂર્યના પ્રકાશવાળા દિવસની સમાન પ્રકાશ પાડનાર ગણાતી નથી, તેમ કોઇ સ્ત્રી પણ પોતાની જાતિમાં શ્રેષ્ઠ હોવા છતાં એક શ્રેષ્ઠ ગણાતા પુરૂષની બરાબરી કરી શકે એમ ગણાતું નથી, માટે તું સાવધાન થઈ વિચાર કર

જે સ્ત્રી પોતાના ઘરમાં ઉન્મત્તની પેઠે સ્વતંત્રતાથી વર્તે છે, તેનું ઘર ભાગે છે, એ વિદ્વાનોનો ન ખંડન કરી શકાય એવો પ્રબળ નિશ્ચય છે, અને પતિથી વિમુખ થએલી સ્ત્રી પણ આ લોકમાં સંમાનને પામતી નથી એ વાર્તા તને અજ્ઞાત નથી. તેમ છતાં તું પ્રતિદિવસ ઉત્તરોત્તર અધિક ગર્વવાળી ઉન્મત્ત સરખી થતી જાય છે, એ તારા માતપિતાના કુળને આગળ જતાં મોટું લાંછન લગાડનાર થવા સરખું છે, એમ તું નિઃશંકપણે માનજે.

આપણે દ્વારે આવેલા કોઈ પણ આપણા સંબંધી અથવા ઈતરે મનુષ્યોનું યથાશક્તિ પ્રીતિવડે સંમાન કરવું જોઈએ. પરંતુ દુષ્ટ દષ્ટિવાળી તું કોઈને પણ આપણે આશ્રમે આવેલું જોઈને, તેને નાના પ્રકારના તારા દુષ્ટ ભાવોથી નિરંતર ખેદનેજ ઉપજાવનારી થાય છે. તારો એકલપેટો સ્વભાવ જે મોટા દૂષણરૂપ છે, તેને તું ભૂષણરૂપ માની શરણ કરી બેઠી છું, અને તારી પોતાની થતી અપ્રતિષ્ઠાને તું સહન કરવાને કેવળ અસમર્થ છતાં પણ તું અન્યની પ્રતિષ્ઠાને હાની પહોંચાડવા રૂપ દુરાશાના પાશમાં પડી પડી સડે છે; પણ વિચાર કરકે આ સૂર્યના પ્રકાશને ઢાંકવાની ઈચ્છાથી ધુળને ઉંચે ઊછાળનાર પોતેજ તે ધુળથી ભરાય છે, તેમ બીજાને મિથ્યા દોષ આપવા યત્ન કરનાર પોતેજ નાના દોષના ભોગરૂપ થઈ પડે છે. 'ખાડો ખોડે તે પડે' એવી સાધારણ વાર્તાઓને તું બાળપણથી જાણનારી છતાં પણ, તેવાં વાક્યોના તાત્પર્યને કેમ હૃદયમાં ધારતી નથી? હે પારકા દોષનેજ જોવામાં પ્રવીણતાવાળી! તું પાછી વળીને તારા પણ તેવા

જ અને તેથી પણ નીચ દોષોને જોનારી થા, અને તેને ત્વરે દૂર કરવા પ્રીતિવાળી થા. જેમ રોગગ્રસ્ત મનુષ્ય ચિકિત્સકનાં વચનો પ્રીતિથી શ્રવણ કરે છે તેમ તું પણ આ મારાં વચનોને પ્રીતિથી શ્રવણ કર; અને તે રોગી જેમ યોગ્ય ઔષધિના વિધિવત્ પાન કરવાથી રોગમુક્ત થઈ સુખાનુભવ કરે છે. તેમ તું પણ આ સર્વ દોષને ટાળનાર વચનરૂપ ઔષધિને પ્રીતિવડે સેવી સુખાનુભવ કરનારી થા. અનૃત તથા સાહસ આદિ સ્ત્રીઓના દુષ્ટ સ્વભાવકર્મનો પરિત્યાગ કર, અને પતિવ્રત પાલન કરતાં પ્રિય અને મૃદુવાણીને બોલનારી થા.

હે યોગ્યાયોગ્ય વિચારને કરવાની શક્તિવાળી છતાં શૂન્યહૃદયવાળી તું આ કાર્યમાં પ્રમાદ તથા અહંકારનો ત્યાગ કરી રૂડે પ્રકારે વિચાર કર. તું જેમ આપણાં એટલે માત્ર તારાંજ નિકટ સંબંધીઓને પ્રીતિની દૃષ્ટિથી જુએ છે, તેમ બીજાઓને ન જુએ તો ભલે, પણ બીજાને દ્વેષની દૃષ્ટિથી જોવાનું છોડી દે. આ જગત્‌માં સજ્જનો પ્રતિ સકારણ માની સેવેલો દ્વેષ પણ અનિષ્ટ કરનાર થાય છે તો વિના કારણ કરેલો દ્વેષ મોટા અનિષ્ટનો જનક હોય એમાં શું આશ્ચર્ય છે? માટે મિથ્યા દ્વેષને સેવવાનો અભ્યાસ તું ન રાખ; પોતે અયોગ્ય છતાં મોટાના વેષમાત્રને પણ ધારણ કરનાર અનિષ્ટનેજ પામે છે, માટે તું સ્ત્રી છતાં મોટા વિદ્વાન પુરુષોના સરખું ડોળ કરવા જાય છે, તે તારૂં અનિષ્ટજ કરશે. દૃષ્ટાન્ત છે કેઃ—

પૂર્વે એક પૌંડ્રક નામનો રાજા હતો. તેને બાળકબુદ્ધિ મૂર્ખાઓએ એવો મિથ્યા ચઢાવ્યો કે તમેજ આ જગતના ધણી અને સઘળે વસી રહેનાર વાસુદેવ છો. તમેજ જગતના પાલન કરનાર વિષ્ણુરૂપ છો. આ પૃથ્વિતલમાં તમારા સમાન બીજું કોઈ નથી. એ વિગેરે મિથ્યા વચનો કહીને તેને ભરમાવ્યો. ત્યારે મંદ મતિવાળો તે પૌંડ્રક પણ મૂર્ખાએ કરેલા આરોપથી પોતે ભ્રાંતિવડે પોતાને વિષ્ણુરૂપ, જગત્‌નો પાલક તથા સત્તાવડે સઘળે વ્યાપેલો વાસુદેવ માનવા લાગ્યો. વિષ્ણુનાં ચિન્હરૂપ ખોટાં શંખ, ચક્ર, ગદા અને પદ્માદિકને પણ ધારણ કરવા લાગ્યો; ખોટા ગરૂડઉપર પણ બેસવા લાગ્યો. આ પ્રકારે તેના મિથ્યા વેષને જોઈને સઘળા સુજ્ઞ પુરૂષો તેનું મિથ્યા વાસુદેવ નામથી ઓળખાણ કરવા કરાવવા લાગ્યા. તે મિથ્યા વાસુદેવ પણ ક્રમે કરીને મોટા ગર્વવાળો થતો ગયો. હે સ્ત્રિ જ્યાં પર્યંત મનુષ્ય પોતાની દુષ્ટ કૃતિનાં દુષ્ટ ફળને એકવાર પણ પામતો નથી,

ત્યાં પર્યંત તે આ વિશ્વપતિ કર્મફલપ્રદાતાના મહિમાને જાણી ભય પામતા નથી. તે નિયમે તે મિથ્યા વાસુદેવ પૌંડ્રક પણ દિનપ્રતિદિન ઉન્મત્તથતો ગયો, પણ વિવેક વિચારથી પાછો ફરયો નહિ. એમ કરતાં જ્યારે વિષ્ણુના લીલાતનુરૂપે શ્રી કૃષ્ણ ભગવાનનું પ્રકટવું થયું, ત્યારે તેમની યશકીર્તિને સઘળે પ્રસરેલાં જાણીને મૃત્યુનો પ્રેરયો તે મિથ્યા વાસુદેવ આ શ્રી કૃષ્ણભગવાન્ જે ખરા વાસુદેવ હતા, તેમનો ભારી દ્વેષ કરવા લાગ્યો, અને એમના દિશાઓમાં પ્રસરતા પ્રતાપરૂપ અગ્નિની જ્વાળાથી તે મિથ્યા વાસુદેવ અંતરમાં દગ્ધ થવા લાગ્યો. તે તાપ ન સહન થવાથી, તથા અનિષ્ટરૂપ મૃત્યુ સમીપ આવવાથી તે મંદમતિ પૌંડ્રકે એક દૂતને દ્વારકાં પ્રતિ મોકલ્યો. તે દૂતે પરાક્રમિ અને સાક્ષાત્ વિષ્ણુસ્વરૂપ શ્રી કૃષ્ણભગવાન્‌વડે શોભતી યાદવોની સભામાં આવીને સર્વ સાંભળતાં આ પ્રકારનાં વચનોનો સંદેશો કહ્યો. 'પ્રાણીઓ ઉપર દયા કરવાને હું એકજ વાસુદેવ આ ભૂલોકમાં અવતર્યો છું, બીજો કોઈ નથી, માટે હે કૃષ્ણ! તમે મિથ્યા ધારણ કરેલા નામનો પરિત્યાગ કરો. હે સાત્વત! તમે જે મારાં ચિન્હો ખોટાં ધારણ કરો છો તે મુકી દેઇ મારે શરણે આવો, નહિ તો મારી સાથે યુદ્ધ કરો.' હે સ્ત્રી! આ પ્રકારનાં તે અલ્પ મતિવાળા પૌંડ્રકનાં મિથ્યા ગર્વનાં વચન સાંભળીને ઉગ્રસેન વિગેરે સભાજનો મોટે સાદે ખડખડ હસ્યા. હાસ્યની સમાપ્તિ થયા પછી શ્રીકૃષ્ણ ભગવાને દૂતને કહ્યું કે 'હે મૂઢ! જે ચિન્હો વડે તું આવડો બકબકાટ કરે છે, તે ચિન્હો હું છોડાવી દઈશ. હે મૂર્ખ! તું તારું મુખ ઢાંકીને કાગડા, ગીધ વિગેરે જનાવરોથી વીંટાયલો મૃત થઇને પડીશ, અને કુતરાઓને શરણ થઈશ, અર્થાત્ કુતરાઓ તને ખાઈ જશે[1]

---

૧ આ પૌંડ્રકને માટે શ્રીમદ્‌ભાગવતના દશમ સ્કધના ૬૬ અધ્યાયમાં આ શ્લોકો છે.

नंद व्रजं गते रामे करुषाधिपति नृप

वासुदेवो ऽहमित्यज्ञो दूतं कृष्णाय प्राहिणोत् ॥

त्वं वासुदेवो भगवानवतीर्णो जगत्पतिः

इति प्रस्तोभितो बालैर्मेन आत्मानमच्युतम् ॥

दूतंच प्राहिणोन्मंदः कृष्णायाव्यक्तवर्त्मने

આ પ્રકારનો સંદેશો મોકલ્યા પછી તે મિથ્યા વાસુદેવને મારવા અર્થે યાદવો સહીત શ્રી કૃષ્ણે પ્રયાણ કર્યું છે, તે અહંકારી, મતિહીન પૌંડ્રક પણ પોતાના લાકડાના ગરૂડપર બેશીને ખોટાં શંખ, ચક્ર, ગદા, પદ્મ

---

द्वारकायां यथा बालो नृपो बाल कृतोऽबुधः ॥
दूतस्तु द्वारकामेत्य सभायामास्थितं प्रभुम्
कृष्णं कमलपत्राक्षं राजसंदेश मब्रवीत् ॥
वासुदेवोऽवतीर्णोऽ हमेक एव न चापरः
भूतानामनुकंपार्थं त्वंतु मिथ्याभिधां त्यज ॥
यानित्वमस्मच्चिह्नानि मौढ्याद् बिभर्षि सात्वत
त्यक्त्वैहिमाम् त्वं शरणं नो चेन् देहि ममावहम् ॥
श्री शुकउवाच ॥ कत्थनं तदुपाकर्ण्य पौंड्रकस्याल्पमेधसः
उग्रसेनादयः सभ्या उच्चकैर्जहसुस्तदा ॥
उवाच दूतं भगवान् परिहास कथामनु
उत्स्रक्ष्ये मूढ चिह्नानियैस्त्वमेवंविकत्थसे ॥
मुखं तदापिधायाज्ञ कंकगृध्रवटैर्वृतः
शयिष्यसे हतस्तत्र भविता शरणं शुनाम् ॥

અર્થ—બળરામ નંદરાયના વ્રજમાં પધાર્યા પછી કરૂષ દેશનો રાજા પૌંડ્રક કે જે પોતાને વાસુદેવ સમજતો હતો તેણે મૂર્ખે શ્રીકૃષ્ણ પાસે એક દૂત મોકલ્યો. તે પૌંડ્રકને બાળક જેવી મતિવાળા મનુષ્યોએ 'તુંજ વાસુદેવ ભગવાન્ છે, તેંજ જગતના પતિએ અવતાર લીધો છે', એમ કહી ચઢાવી મુકયો હતો, તેથી તે પણ પોતાને ભગવાન્ માનતો હતો. બાળકોએ રમતમાં માનેલા રાજાની પેઠે આ મુર્ખ તથા મંદમતિ રાજાએ તે અકળ ગતિ શ્રીકૃષ્ણપાસે દૂત મોકલ્યો. તે દૂત દ્વારકામાં આવીને સભામાં વિરાજેલા કમળસરખાં નેત્રવાળા શ્રીકૃષ્ણ ભગવાનને રાજાનો સંદેસો આ પ્રમાણે કહેવા લાગ્યો; પ્રાણિઓ ઉપર દયા કરવાને હું એકજ વાસુદેવ આ ભૂલોકમાં અવતર્યો છું, બીજો કોઈ નથી. માટે હે કૃષ્ણ! તમે મિથ્યા ધારણ

આદિ ધારણ કરીને યુદ્ધ ભૂમિમાં આવ્યો છે, કૃષ્ણના સરખો સઘળો વેષ કર્યો છે, પરંતુ અંતમાં અસંત દુર્બળ અને ખોટા સુદર્શન ચક્રના ધરનાર તે પૌંડ્રકના મસ્તકને છેદવાને શ્રી કૃષ્ણભગવાને ખરું સુદર્શન ચક્ર છોડયું છે, અને મહામાયાના પતિ મહેશ્વર સ્વરૂપ મહાકાળને અધીન વર્તનાર કાળ ભગવાનની સત્તાથી પ્રેરાયલા સુદર્શન ચક્રવડે તે પૌંડ્રકનું મસ્તક છેદાયું છે.

હે અહંકારને શરણ થયેલી અબળા! આ પ્રકારનાં મિથ્યાઅભિમાનને ધારણ કરનાર પોતાના મૂર્ખપણાથી હણાય છે, માટે તું તારા મૂર્ખપણાને છોડ અને સુવિચારવડે અહંકાર રહીત થા.

હે સ્ત્રી તું સ્વતંત્રતાથી વ્યવહાર કરવાની ઈચ્છાવાળી થાય છે, તે અત્યંત અયોગ્ય છે. સ્ત્રી જાતિએ સ્વતંત્રપણે કદાચિત્ પણ વ્યવહાર કરવો નહિ, એ ધર્મશાસ્ત્રનાવચનોને તું સ્મરણમાં રાખઃ—

बालया वा युवत्या वा वृद्धयावापि योषिता
नस्वातंत्र्येण कर्त्तव्यं किंचत् कार्यं गृहेष्वपि ॥
बाल्येपितुर्वशे तिष्ठेत् पाणिग्राहस्य यौवने
पुत्राणां भर्तरि प्रेते न भजेत् स्त्री स्वतंत्रताम् ॥
पित्राभर्ता सुतैर्वापि नेच्छ द्विरहमात्मनः
एषां हि विरहेण स्त्री गर्ह्ये कुर्यादुभे कुले ॥
मनुस्मृति अ० ९ श्लो. १४७--१४९.

ભાવાર્થ—બાળક અવસ્થામાં કે યુવાવસ્થામાં કે વૃદ્ધાવસ્થામાં સ્ત્રી જાતિએ કોઈનાનુંસરખું કાર્ય પણ પતિ આદિ પુરૂષની સંમતિ લેઇને કરવું.

---

કરેલાં નામનો પરિત્યાગ કરો. હે સાત્વતો તમે જે મારાં ચિન્હોખોટાં ધારણ કરો છો, તે મુકી દેઈ મારે શરણે આવો, નહિતો મારી સાથે યુદ્ધ કરો.

શ્રીશુકદેવ બોલ્યા. તે અલ્પ બુદ્ધિના પૌંડ્રકનું મિથ્યા ભાષણ સાંભળીને ઉગ્રસેન વિગેરે સભાજનો ખડખડ હસ્યા. તે હાસ્ય પૂરૂં થયા પછી શ્રી ભગવાને દૂતને કહ્યું કે 'હે મૂઢ ? જે ચિન્હોવડે તું આવડો બકબકાટ કરે છે, તે ચિન્હો હું તારી પાસે છોડાવી દેઈશ. હે મુર્ખ! પછી તું તારું કાળું મોં ઢાંકી કાગડા, ગીધ વિગેરે જનાવરોથી વીંટાએલો મૃત થઈને પડશે, ને કુતરાઓ તને ખાઈ જશે.'

કદાચિત્ પણ સ્ત્રી જાતિએ સ્વતંત્રતાથી કોઈ કામ કરવું નહિ. બાળક અવસ્થામાં પિતાના વશમાં, યુવાવસ્થામાં પતિના વશમાં; અને પતિ ન હોય તો પુત્રના વશમાં, અને પુત્ર ન હોયતો સસરા કે પિયેરના કોઈપણ વડિલ સબંધીના વશમાં રહેવું; સ્વતંત્રતા તો કદાચિત્ પણ સેવવી નહિ. પિતા, પતિ કે પુત્રના વિયોગમાં કદાચિત્ પણ સ્ત્રી જાતિએ રહેવું નહિ. કારણ કે એ પ્રકારના રક્ષક પુરૂષના વિયોગવાળી સ્ત્રી બંને કુળને નિંદા પાત્ર કરે છે.

હે શાસ્ત્ર દૃષ્ટિવાળી છતાં યોગ્ય અનુભવ દૃષ્ટિવિનાની ! તું આ દૃશ્ય પ્રપંચનો તથા એના અધિષ્ઠાનરૂપ પરમ તત્વનો રૂડે પ્રકારે અનુભવ કર, અને શાંત ચિત્તવાળી થા. તારી દોષરૂપ ચપળતાનો ત્યાગ કરી સ્થૈર્યને ધારણ કર. આ જગત્‌માં પ્રાણિ માત્રને ચિત્તની વ્યર્થ ચપળતા દુઃખને પ્રાપ્ત કરનાર હોય છે. સ્ત્રી જાતિએ પોતાના પતિને અધીન વર્તવું, તથા પતિની પ્રસન્નતા જાળવવી, અને નિરંતર પતિની આજ્ઞાનું પાલન કરવું. પતિના અંતઃકરણમાં વ્યર્થ વિરોધ ન ઉપજાવતાં સદા સંતોષ આપવો, એ કુલવતી યુવતીના વિધાન કરેલા ધર્મને તું પાલન કરનાર થા. લગ્ન સમયે સપ્તપદીમાં પ્રતિપદે કન્યાના મુખે એક એક પ્રતિજ્ઞારૂપ વાક્યને બોલાવે છે, તે આ પ્રકારનાં વચનોનું તું આ કાળે સ્મરણ કર. (અપૂર્ણ)

---

॥ ॐ श्री सद्गुरवे परमात्मने नमः ॥

# सामान्य साधक तथा यथार्थ साधक वच्चे संवाद.

सामान्य साधक—પૂજ્ય બન્ધુ ! શ્રી સદ્‌ગુરુદ્વારા પરમાર્થ માર્ગમાં પ્રવેશ કર્યાને આજે મને કેટલો બધો કાળ થયો તોપણ આશ્ચર્ય જેવું છે કે આ મન હજુ યથાર્થ નિર્વિકારપણાને પ્રાપ્ત થયું હોય, એમ મને અનુભવમાં આવતું નથી. ઉલટો પૂર્વ કરતાં અધિક વિકારોનો પ્રાદુર્ભાવ આ અંતઃકરણમાં ઘણે પ્રસંગે થતો હોય, એમ લાગે છે. શ્રીસદ્‌ગુરૂપદિષ્ટ ક્રિયાઓ યથાશક્તિ નિત્ય કર્યા કરતાં છતાં પણ આ મનનું ચાંચલ્ય લેશ પણ ન્યૂન થયું હોય, એમ મને જણાતું નથી. વિવિધ ધારણાઓ

સાધતાં, તેમજ શ્રેયસ્કર ઉપદિષ્ટમંત્રનો જપ કરતાં, આ મનમાં એટલાં બધાં સ્ફુરણનો દુસ્તર પ્રવાહ ચાલે છે કે વૃત્તિ ભાવનાકાર પરિણામને કે મંત્રાકાર પરિણામને એક ક્ષણ પામી શકતી નથી. સંસારરૂપ દીર્ઘ રોગનું મહૌષધ જે સદ્વિચાર વર્ણાય છે, તે સદ્વિચારની સત્તા, વિષયની અસમીપતાએ આ અંતઃકરણમાં યત્કિંચિત્ ભાસે છે, તોપણ વિષયની સન્નિધી થતાં, તે સદ્વિચાર સત્તાની છાયા સરખી પણ આ દુષ્ટ અંતઃકરણમાં ન જણાતાં, પશુની પેઠે વિષયોમાં આ વૃત્તિ આકર્ષાઈ જાય છે. વળી કોઈ પ્રસંગે વિષયના વિયોગ કાળે તે તે વિષયની પ્રાપ્તિરૂપ ઈચ્છા, એટલા પ્રબલ વેગથી અંતઃકરણમાં ઉદય પામે છે કે તે વિષયની પ્રાપ્તિ થતા પર્યંત આ અભિમાની કોઈપણ સદ્વિચારમાં અથવા શ્રેયસ્કર ક્રિયામાં એક ક્ષણપણ યોજાવા સમર્થ થતો નથી. અધિકારિગણેન્દ્ર ! શ્રી સદ્ગુરુના શરણને અથવા તેમની કૃપાને પ્રાપ્ત કરેલા સાધકો, એક ક્ષણમાં આ સંસાર સાગરને અતિક્રમણ કરી જાય છે, એમ સત્પુરુષો, તથા સત્શાસ્ત્રો અનેક સ્થલે અનેક પ્રસંગે વર્ણી ગયાં છે, તો શ્રી સદ્ગુરુને શરણ થયાને આજે મને કેટલો બધો કાળ થયો, છતાં હું મને તેવો ને તેવોજ જોઉં છું, તેથી મારૂં મન અનેક સંશયવિપર્યયરૂપ ધૂમથી મુંગળાઈ જાય છે.

યથાર્થ સાધક—હે સદ્વિવેકિન્! શ્રી સદ્ગુરુ કૃપાથી તમે સંશયમુક્ત થશો, માટે ધૈર્ય ધરો. શ્રી સદ્ગુરુને અભિમુખ થએલા કોઈપણ સાધકનું અકલ્યાણ થયું હોય એવું સૃષ્ટિના આદિ કાલથી આજ સુધી બન્યું નથી, અને ભવિષ્યમાં બને એમ પણ નથી, અર્થાત્ તમારૂં ભવિષ્યત્ કલ્યાણ સિદ્ધજ છે. માત્ર શ્રી સદ્ગુરુને અભિમુખ થઈ જે તાત્કાલિક સંપૂર્ણ શ્રેયસ્સિદ્ધિની તમે ધારણા રાખી છે, તે નિશ્ચયને સદ્વિચારથી યત્કિંચિત્ સુધારવાની આવશ્યકતા છે. શ્રી સદ્ગુરુનું શરણ પ્રાપ્ત થતાં અથવા તો તેમનો કૃપાકટાક્ષ થતાં એક ક્ષણમાં અનેક સાધકો પૂર્વે કૃતકૃત્ય થઈ ગયા છે એ વાર્તા સત્યજ છે, અને વર્તમાનકાળમાં પણ એવા અનેક પ્રસંગો બને છે, અને ભવિષ્યમાં પણ બનશે; પરંતુ કૃતકૃત્ય થવા જેવું શરણ અથવા તેનો કૃપાકટાક્ષ સાધકે પોતાના પુરુષાર્થ દ્વારા પ્રાપ્ત નથી કર્યો હોતો, તો કેવળ શ્રી સદ્ગુરુની સંનિધિથી સંપૂર્ણ કૃતકૃત્યતા પમાતી નથી. જો પુરુષાર્થદ્વારા શ્રી સદ્ગુરુ પરમાત્મામાં વૃત્તિનો તૈલધારાવત્ પ્રવાહ ચલાવવા રૂપ અભિમુખતા કર્યાવિના, શ્રીસદ્ગુરુ

प्रपन्नम्* એમ વદી અર્જુન શ્રી કૃષ્ણ ભગવાનને શરણ થયા પછી તેમને અમાનિત્વ, અદંભીત્વ, ઇંદ્રિયના અર્થમાં વૈરાગ્ય આદિ સાધનો સાધવા કૃષ્ણે આપેલા ઊપદેશ ઊપરથી, તથા શ્રી પિપ્પલાદ ઋષિને શરણે ગ પછી પણ શ્રી ભરદ્વાજ આદિ મુનિયોને એક વર્ષ પર્યંત પોતાના આશ્રમ માં બ્રહ્મચર્યાદિ સાધન પૂર્વક સ્થિતિ કરવા પછીજ તેમને જ્ઞાનોપદેશ કર તું શ્રી પિપ્પલાદે સ્વીકારવાથી, તેમજ શ્રી વસિષ્ઠને શરણ થયા પછી ણુ વૈરાગ્યાદિ સંપન્ન શ્રીરામને, વિષયોમાં વૈરાગ્ય બુદ્ધિ રાખી તેથી ઉપર મ થવા માટે, તથા દ્રવ્ય માત્રમાં સત્યત્વ બુદ્ધિનો બાધ થવા માટે, નિ અને અનિત્ય વસ્તુનો વિવેક અનેક યુક્તિઓ વડે શ્રી વસિષ્ઠે પુનઃપુનઃ સ મજાવેલો હોવાથી—આદિ અનેક આખ્યાયિકાઓથી સિદ્ધ થાય છે. તાત્ યં કે સાધનોની યથાર્થ સિદ્ધિ—પછી અંતરંગ કે બહિરંગ ગમે તેની— સદ્ગુરૂને શરણ થયા પછીજ સુગમતાથી થાય છે, અન્યથા નહિ, એ વર્ણવવામાં શાસ્ત્રોનો ઉદ્દેશ છે. આમ હોવાથી શ્રી સદ્ગુરૂને આશ્રયે યોગ્ય પુરૂષાર્થ સાધવાથીંજ એયની સિદ્ધિ સંભવે છે, કેવળ વાણીથી શરણ થઇ પુરૂષાર્થનો અનાદર કરી યથેચ્છ વ્યવહાર કરવાથી સંપૂર્ણ કૃત્યતા સંભવતી નથી.

વળી કેટલાક પુરૂષાર્થશત્રુઓ એટલે સુધી વદે છે કે જેમ સ્પર્શ ણિના સંબંધથી વા સ્પર્શથી લોહ કાંચન ન થયું, તો તે સ્પર્શમણિ ગ ણાયજ નહિ, તેમ શ્રી સદ્ગુરૂના દર્શનમાત્રથી, વા તેમના એક ક્ષ માત્રના સમાગમથી શિષ્ય કૃતકૃત્ય ન થયો, તો તે મહાત્મા શ્રીસદ્ગુરૂ ગ ણાયજ નહિ. આવા વારતવે યથાર્થ, પણ અન્યથા સમજાયાથી અયથા નિશ્ચયો પણ અતિ મંદમતિ કાયર મનુષ્યોનાં અંતઃકરણમાંજ સ્થિતિ પામે છે. સ્પર્શમણિ અને લોહ ઉભયનો સંબંધ કરાવનાર કોઈ તૃતિય હો છે, ત્યારેજ લોહ સુવર્ણ થાય છે; ઉભયના સંબંધ વિના સુવર્ણ થતું નથ

તમે સૂક્ષ્મ રીતે વિચારો કે આમાં શિષ્યનો અને સદ્‌ગુરૂનો લેશ પણ સંબંધ થયો છે ? શું પૃથિવ્યાદિ તત્ત્વનાં વિશુદ્ધ પરમાણુંનાં બનેલાં અસ્થિ, ત્વક્, માંસ આદિ ધાતુમય ચરણકમળ કે હસ્તકમળ શ્રી સદ્‌ગુરૂ છે ? અથવા પૃથિવ્યાદિ તત્ત્વોનાં કેવળ મલિન પરમાણુઓથી બનેલું નેત્ર, કર્ણ, અને મુખાદિ ઈન્દ્રિયોવાળું માથું એજ શિષ્ય છે ? અને આ ચરણકમળ અને મસ્તકનો સંબંધ, અથવા તો સ્ફુટ રીતે કહીએ તો શ્રી સદ્‌ગુરૂનાં શુદ્ધ પરમાણું રચિત સ્થૂલ દેહનો, અને શિષ્યના મલિન પરમાણુથી બનેલા સ્થૂલ દેહનો સંબંધ,-એ શું શ્રી સદ્‌ગુરૂનો અને શિષ્યનો સંબંધ થયો ! સુવર્ણની દાબડીમાં સ્પર્શમણિ મુકયો હોય, અને કાદવની કુલડીમાં લોહ મુકયું હોય, અને પછી પેલી સુવર્ણની દાબડી અને કાદવની કુલડીને પરસ્પર અડાડવાથી લોહનું સુવર્ણ થશે કે ? શ્રી સદ્‌ગુરૂ એ સ્થૂલથી અતિરિક્ત, અતિ ઉચ્ચ, અવાચ્ય, પરમ તત્વ છે, અને એ પરમ તત્વનેજ શાસ્ત્રકારોએ સ્પર્શમણિ કહી વર્ણવ્યું છે, સ્થૂલ દેહને નહિ. મલિન અવિદ્યા ઉપાધિથી આવૃત્ત થયેલું, -હૃદયના પ્રાદેશ ભાગમાં રહેલું, વાસનાત્મક જીવ ચૈતન્ય, એ લોહ છે, શિષ્યનો સ્થૂલ દેહ નહિ. આ પ્રકારના સ્પર્શમણિ અને લોહના સંબંધથી, લોહ સુવર્ણરૂપ ન થતાં સ્પર્શમણિજ થઈ જાય છે, એટલી શ્રી સદ્‌ગુરૂની અધિકતા છે. અને શ્રી સદ્‌ગુરૂના પરમ તત્વનો અને શિષ્યના ચૈતન્ય તત્વનો એક ક્ષણનો પણ સંબંધજ કૃતકૃત્યતામાં કારણભૂત છે, એ હેતુને દર્શાવવાનેજ શ્રુતિકારે તે સંબંધની સ્તુતિ કરતાં

स्नातं तेन समस्ततीर्थसलिले सर्वापिदत्तावनि ।
यैज्ञानां च कृतं सहस्रमखिला देवाश्च संपूजितः ॥
संसाराच्चसमुद्धृताः स्वपितरस्त्रैलोक्य पूज्योप्यसौ ।
यस्य ब्रह्मविचारणे क्षणमपि स्थैर्यं मनः प्राप्नुयात् * ॥

---

* અર્થ—જે સાધકનું મન એક ક્ષણ માત્ર પણ પરમતત્વ શ્રી સદ્‌ગુરૂ અર્થાત્ બ્રહ્મના વિચારમાં સ્થિરતાને પ્રાપ્ત થયું છે, તે સાધકે ગંગા, સિંધુ, સરસ્વતી આદિ સમસ્ત તીર્થોનાં જલ વિષે સ્નાન કર્યું છે, સુવર્ણ, રત્ન, ધાન્યાદિથી યુક્ત સર્વ પૃથ્વીનું પણ તેણે દાન કર્યું છે, સ્વર્ગાદિ વિભવયુક્ત લોકને પમાડનાર સહસ્ત્ર યજ્ઞ પણ તેણે કર્યા છે, બ્રહ્માદિ સર્વ દેવતાને પણ તેણે પૂજ્યા છે, પોતાના પિતરોને સંસાર સમુદ્રથી તેણે ઉદ્ધાર્યા છે, તથા તે પુરૂષ ત્રિલોકથી પૂજવા યોગ્ય છે.

એ આદિ વાક્ય કહ્યાં છે. ઉભયનાં, અર્થાત્ શ્રી સદ્ગુરૂના અને શિષ્યના સ્થૂલના સંબંધથી શિષ્ય સંપૂર્ણ ગુરૂત્વને પામે છે, એવો શાસ્ત્રકારનો અભિપ્રાય છેજ નહિ. ત્યાં જેમ લોહને અને સ્પર્શમણિને સંબંધ કરાવનાર કોઇ તૃતીયની આવશ્યકતા રહે છે, તેમ આ શ્રી સદ્ગુરૂના પરમતત્વ અને શિષ્યના જીવ ચૈતન્યનો સંબંધ થવામાં પુરૂપાર્થની આવશ્યકતા છે. સ્વાભાવિક સંબંધ થતોજ નથી. શ્રી સદ્ગુરૂ પોતે આપ્તકામ અને સમદર્શી હોવાથી નિષ્કારણ શિષ્યના ચૈતન્ય સાથે સંબંધ પામતા નથી, અર્થાત્ શિષ્યેજ પોતાના પુરૂપાર્થદ્વારા શ્રી સદ્ગુરૂના પરમતત્વનો સંબંધ પ્રાપ્ત કરી લેવો જોઇએ. જો શ્રીસદ્ગુરૂના સ્થૂલસંબંધથીજ શિષ્યો કૃતકૃત્યતાને પ્રાપ્ત થતા હોત, અથવા સાધકના પુરૂષાર્થ વિનાજ સંબંધ માત્રથી શ્રીસદ્ગુરૂની નિષ્કારણ કૃપાદૃષ્ટિ થતી હોત. તો તો શ્રી કૃષ્ણ ભગવાનના નિત્ય સંબંધમાં આવનાર પાંડવો, સંપૂર્ણ યાદવો, તથા તે સમયની સંપૂર્ણ સૃષ્ટિ એક ક્ષણે જીવનમુક્ત થઇ ગઇ હોત. પરંતુ આપણે જાણીએ છીએ કે કુરૂક્ષેત્રના યુદ્ધપર્યંત શ્રી કૃષ્ણના પરમ સખા શ્રી અર્જુનને, યથાર્થ જ્ઞાનને અપ્રાપ્ત સરખા, તથા શ્રીકૃષ્ણે કરેલા ગીતારૂપ શાસ્ત્રના બોધથી અંતમાં મોહથી મુક્ત થયેલા ભારતમાં વર્ણ્યા છે. ત્યારે આ સ્થળે શ્રીકૃષ્ણના નિત્ય સંબંધમાં રહેતાં છતાં પણ અર્જુનને છેક કુરૂક્ષેત્રના યુદ્ધપર્યંત કૃતકૃત્યતા નહિ પ્રાપ્ત થવાથી શ્રીકૃષ્ણ ભગવાનમાં શ્રીસદ્ગુરૂપણાનો અભાવ કહેવોકે કેમ? વળી શ્રીકૃષ્ણના પરમ શિષ્ય ઊધ્ધવજી શ્રીકૃષ્ણના સ્વધામ પધારવા પર્યન્ત યથાર્થ અપરોક્ષાનુભવથી રહિત હતા એમ ઉધ્ધવજીને તે વખતે કરેલા બોધથી સુસ્પષ્ટ થાય છે. તદ્વતજ શ્રી રામચંદ્રની અનન્યભક્તિ કરનાર લક્ષ્મણ આદિ તે સમયના અનેક પુરૂષો, શ્રીરામના સંબંધમાત્રથી ક્ષણ માત્રમાં સંપૂર્ણ કૃતકૃત્યતા પામ્યાનું વર્ણ્યું ગયું નથી, એજ પ્રકારે શ્રીવ્યાસ, શ્રીવાલ્મીકિ, શ્રીભરદ્વાજ, શ્રીયાજ્ઞવલ્કય આદિ અનેક ઋષિ મુનિ, યોગી મહાત્માઓના અનેક શિષ્યો પોતપોતાના ગુરૂઓને શરણ થઇને સ્વરૂપજ્ઞાન મેળવવા યોગ્ય પુરૂષાર્થ કર્યા વિના, મુક્તત્વ પામ્યા હોય એવું ક્યારે પણ બન્યું નથી. અધિકારની પરાવધિએ પહોંચેલા શ્રી શુકદેવજી સરખા મહાત્માને સ્વયંભરૂપ પુરૂષાર્થની ન્યૂનતા હોવાથી, पुत्रेति तन्मयतया तरवोभिनेदु આદિ વાક્ય

થી સૂચિત અગાધ પિતુસ્સ્નેહથી જેમની દૃષ્ટિમાંથી નિરંતર કૃપાવર્ષણજ વર્ષતું હતું એવા શ્રીવ્યાસની સંપૂર્ણ કૃપા છતાં પણ, સ્વસ્વરૂપાકાર પરિણામને પામવા માટે જનક પાસેથી સંયમની યોગ્ય યુક્તિયો પ્રાપ્ત કરી લેવી પડી હતી. તો શ્રીવ્યાસમાં શ્રીસદ્ગુરૂત્વનો શું અભાવ હતો? નહિજ. શ્રીવ્યાસ યથાર્થ સદ્ગુરૂજ હતા. પરંતુ મોક્ષરૂપ દુર્લભ ફળને ઉત્પન્ન કરનારી કૃપા, તે કૃપાને ઉત્પન્ન કરે એવા સાધકના યથાર્થ પુરૂષાર્થ વિના, નિષ્કારણ શ્રી સદ્ગુરૂમાં ઉત્પન્ન થતીજ નથી એવી આદિનીતિ હોવાથી શુકદેવ ઉપર શ્રી વ્યાસનો સંપૂર્ણ પિતુસ્સ્નેહ છતાં પણ શ્રીવ્યાસની તેવી કૃપા તેમના ઉપર થઇ નથી; અર્થાત્ મોક્ષરૂપ ફ્લોત્પાદક કૃપા એ શિષ્યના પુરૂષાર્થનુંજ ફળ છે.

सामान्य साधक—પૂજ્ય મહાત્મન્! આપના કહેવામાંથી એવો ભાવ નીકળે છે કે મુક્તત્વની સિદ્ધિ સાધકના પુરૂષાર્થનુંજ ફળ છે, તો પછી શ્રી સદ્ગુરૂને શરણ થવાનું પ્રયોજનજ શું? શ્રી સદ્ગુરૂને શરણ થયા પછી પણ સ્વપુરૂષાર્થથીજ ફળ મળવાનું છે, તો પછી શ્રી સદ્ગુરૂને શરણ થયા વિના, આપણે ઘેર બેઠા બેઠા, પુરૂષાર્થ કરવા કરવામાં શી હાનિ છે?

यथार्थ साधक—હે સદ્વિવેકિન્! શ્રી સદ્ગુરૂને શરણ થયા વિના ઘેર બેઠા બેઠા પુરૂષાર્થ કરનાર સાધક કદી પણ યથેચ્છ ફળને પામી શકતો નથી. મુક્તત્વનું સાક્ષાત્ કારણ શ્રી સદ્ગુરૂની કૃપા છે, અને કૃપાનું સાક્ષાત કારણ સાધકે કરેલું શ્રી સદ્ગુરૂઉપદિષ્ટ યોગ્ય પુરૂષાર્થ છે, જેમ શાસ્ત્રમાં ज्ञानादेवहि मुक्तिस्स्यात् એ આદિ અર્થવાળાં વાક્યોથી મોક્ષનું કારણ જ્ઞાનજ કહ્યું છે, પણ તે ઉપરથી જ્ઞાનને ઉત્પન્ન કરનાર મોક્ષનાં પરંપરા કર્મઉપાસના નિષ્ફળ થતાં નથી, તેમ શ્રી સદ્ગુરૂની પરાભક્તિદ્વારા તેમની કૃપા પ્રાપ્ત કર્યા વિના મુક્તત્વ કદી પણ પ્રાપ્ત થતું નથી, એમ ઘણે સ્થળે વર્ણવ્યું છે.‡ પરંતુ તેટલા ઉપરથી કૃપાને ઉત્પન્ન કરનાર પુરૂ-

‡यस्य देवे पराभक्तिर्यथा देवे तथा गुरौ
तस्यैते कथिताह्यर्थाः प्रकाशंते महात्मनः ॥ श्वेताश्वेतर उपनिषद्.

અર્થ:—જે પુરૂષની પરમેશ્વર વિષે પરાભક્તિ હોય છે, તથા પરમેશ્વરના જેવીજ, શ્રી સદ્ગુરૂમાં પરમભક્તિ હોય છે, તે પુરૂષનેજ આ વેદે પ્રતિપાદન કરેલા અર્થનો સમ્યક્ પ્રકારે બોધ થાય છે.

થાય નિષ્ફળ કરતું નથી, અર્થાત્ પુરૂષાર્થ તથા તદ્દારા ઉત્પન્ન થતી શ્રી સદ્ગુરૂની કૃપા ઉભય મુક્તાત્વમાં કારણ છે, કેવળ પુરૂષાર્થ નહિ. આમ શ્રી સદ્ગુરૂની કૃપા એ મોક્ષમાં સાક્ષાત્કારણભૂત હોવાથી મોક્ષેચ્છાવાન્ અધિકારિએ શ્રી સદ્ગુરૂને શરણ થઈ પુરૂષાર્થ સાધવું આવશ્યક છે. કારણ કે શ્રી સદ્ગુરૂને શરણ થયા વિના ઘેર બેઠા બેઠા પુરૂષાર્થ કરનાર માણસને પુરૂષાર્થનું ફળ જે કૃપા, તે કૃપા ઉત્પન્ન થવાનું અધિકરણ કોઇપણ નથી; અને તેમ હોવાથી જેમ વૃષ્ટિકાળનું જળ, કોઈ એક સ્થળે એકઠું થવાનું અધિકરણ નથી કરતું હોતું તો આતું આવળું ગમે ત્યાં વહી જાય છે, તેમ સાધકનું પુરૂષાર્થ પણ ઈચ્છિત ફળોત્પત્તિ કરવામાં અસમર્થ થાયછે. ત્યાં करोमियद्यत्सकलं परस्मै नारायणायेति समर्पयामि એવા, સાધકને નિત્ય ક્રિયાના અંતમાં સંકલ્પ પૂર્વક ઉચ્ચરવાના નિયમરૂપ વાક્યથી, સર્વ પુરૂષાર્થ ઈશ્વરને અથવા ઈશ્વરરૂપ શ્રી સદ્ગુરૂને અર્પણ કરી કૃતકર્મના ફળમાં નિષ્કામ બુદ્ધિ ધરવાનો શાસ્ત્ર આદેશ પણ પૂર્વ પ્રતિપાદિત અર્થનેજ સૂચવે છે. નિત્ય કરવામાં આવતું પુરૂષાર્થ આ પ્રકારે નિષ્કામ બુદ્ધિથી શ્રી સદ્ગુરૂને અર્પણ થઈ, એકત્ર થઈ, પૂર્ણાવસ્થાને પામતાં, પરિણામે શ્રી સદ્ગુરૂરૂપ અધિકરણમાં કૃપારૂપ ફળને ઉપજાવી સાધકને કૃતકૃત્ય કરે છે. પરંતુ શ્રી સદ્ગુરૂને શરણ ન થનાર પુરૂષને, પોતાના પુરૂષાર્થનું ફળ જે કૃપા તેને ઉદ્ભવ થવાનું અધિકરણ ન હોવાથી એ પુરૂષાર્થ યથેચ્છ ફળ સિદ્ધિપ્રદ નીવડતું નથી.

વળી જેમ કોઈ બળવાન્ રાજાના આશ્રયમાં બેઠેલો મનુષ્ય શસ્ત્ર અસ્ત્રાદિથી રહિત હોવા છતાં પણ તેના રિપુઓ તે રાજાની સમક્ષ તેને કિંચિત્ પણ હાનિ કરવા સમર્થ થઈ શકતા નથી, તેમ શ્રી સદ્ગુરૂના આશ્રયમાં બેઠેલો સાધક યદ્યપિ આ ષડ્રિપુઓનો જય કરવાની વિવિધ યુક્તિરૂપ શસ્ત્રઅસ્ત્રથી સંપન્ન ન હોય તોપણ તે ષડ્રિપુઓ, અવિદ્યા અને વિદ્યા ઉભયની સત્તાનું અતિક્રમણ કરનાર શ્રી સદ્ગુરૂના આશ્રય તળે બેઠેલા તે સાધકને જોઈને, તે સ્થળે તેને કિંચિત્ પણ હાનિ કરવા સમર્થ થઈ શકતા નથી.

વળી જેમ અનુભવી માર્ગદર્શક વિના નેત્રહીન અંધ પુરૂષ આગાત ગંતવ્યસ્થાનના માર્ગને જાણી શકતો નથી, તેમ મોક્ષના માર્ગને દર્શાવનાર શ્રી સદ્ગુરૂરૂપ અનુભવી માર્ગદર્શક વિના, પુરૂષાર્થ અનેક યુક્તિઓ કરતાં છતાં પણ શોધી શકતો નથી. ( અપૂર્ણ )

ॐ श्रीँ ऍँ ह्रीँ क्लीँ महाकालायनमः





# महाकाल.

(માસિક.)

---

रूप(पुस्तक) २. अधिकभाद्रपदकृष्ण-१४सं. १९४६

•दर्शन-अधिक.

---

ॐ अघोरेभ्योथघोरेभ्योघोरघोरतरेभ्यः ॥

सर्वेभ्यःसर्वसर्वेभ्योनमोस्तुरुद्ररूपेभ्यः ॥

પ્રતિષ્ઠા કરનાર.

उपाधिबाधकवर्ग.

---


રાજનગર ( અમદાવાદ )

"એંગ્લો વર્નાક્યુલર પ્રિંટિંગ પ્રેસ"માં છાપી પ્રસિદ્ધ કરનાર

નથુભાઈ રતનચંદ મારફતીયા.

સંવત ૧૯૪૬. પેહેલો આ. સને ૧૮૯૦.

વાર્ષિક ઉપહાર. રૂ. ૨ અગાઉથીજ.




વર્ષ અંતે રૂ. ૨-૮-

દરેક છુટી નક

લનો ૩ આ



अनुक्रमणिका.



## જાહેર ખબર.



## સુચના.

મહાકાલના જે ઉપાસકોને પ્રત્યેક માસની કૃષ્ણ ચતુર્દશી પછી પંદર દિવસમાં શ્રી મહાકાલનાં દર્શન ન થાય તેઓએ મહાકાલના (મેનેજરને) નિયામકને ખબર આપવી. ઘણી મોડી ખબર આપનારનાપત્ર ઉપર ધ્યાન દેવામાં નહીં આવે.

મેનેજર મહાકાલ.

C/o. N. P. Sangavi.
Sankadi Shori.
Lalavasa pol
Ahmedabad.

# श्री महाकाल.

रूप(पुस्तक)२,–अधिक भाद्रपद कृष्ण १४सं. १९४६दर्शन(अधिक.

## ॥ ॐ श्रीं ॥

### मानुषी तथा अमानुषी शक्ति.

(અનુસંધાન પૃષ્ઠ ૨૨૪.)

એ શક્તિયો પ્રકટ પ્રતીત થવાનું મૂલસ્થાન અંતઃકરણ છે. "અંતઃકરણરૂપ દ્વારથીજ એ શક્તિયો પ્રતીત થાય છે." પ્રતીત થવામાં અથવા ન થવામાં, થોડી પ્રતીત થવામાં અથવા ઘણી પ્રતીત થવામાં મૂલ કારણ અંતઃકરણ છે. એ શક્તિયોનું સાક્ષાત્ ઉપાદાન કારણજ અંતઃકરણ છે એમ કહીએ તો ચાલે. તેમને પ્રાપ્ત કરવાને જે સાધનોની અપેક્ષા છે તે સાધનો પણ અંતઃકરણનાં નિયામક છે. તેથી પ્રથમ અંતઃકરણનું સ્વરૂપ વર્ણવવું આવશ્યક છે.

જેમ ઘટરૂપ ઉપાધિને લીધે ઘટવિશિષ્ટ જલ સમુદ્રના જલથી ભિન્ન જણાય છે, તેમ જે ઉપાધિને લીધે જીવરૂપ વસ્તુ પરમાત્મતત્વથી ભિન્ન જણાય છે, તે ઉપાધિનું બીજું નામ અંતઃકરણ ઉપાધિ છે. અંતઃકરણ વિશિષ્ટ ચેતન તે જીવ એવા જીવ તે આ ભૂલોક શિવાય અન્ય અનેક લોકમાં તથા અનેક બ્રહ્માંડોમાં હોય છે. પરંતુ આ બ્રહ્માંડમાં, આ લોકમાં મનુષ્યશરીરસંયુક્ત જીવ તે માણસ કહેવાય છે. એ અંતઃકરણ ઉપાધિ સર્વ માણસોમાં એક સરખી નથી, તેથી સર્વ માણસો એક સરખી બુદ્ધિવાળા, એક સરખા શરીરસામર્થ્યવાળા, તથા સ્વરૂપમાં એક સરખી અનુકૂળતાપ્રતિકૂળતા અથવા સુખદુઃખવાળા હોતા નથી. કેટલાંએક માણસો માત્ર મનુષ્યના જેવાં વાણીસ્થાનવાળાં, સ્ત્રીપુરૂષની કંઈક મર્યાદાવાળાં તથા સ્વહસ્તે પાક તથા વસ્ત્ર તૈયાર કરવાની શક્તિવાળાં હોવાને લીધેજ

પશુઓથી જુદા પાડી શકાય એવા સર્વ પ્રકારે કુરૂપ તથા અજ્ઞાન હોય છે. તથા કેટલાંએક વિલક્ષણ અદૃષ્ટયોગમાં જન્મેલાં તો એવાં હોય છે કે માત્ર મનુષ્યાકૃતિ શિવાય બીજી કોઈ પણ રીતે અન્ય પ્રાણીઓથી જુદાં પાડી શકાય નહિ. તેમની સર્વ પ્રવૃત્તિ જનાવરો જેવીજ હોય છે; કૂતરા વિગેરે કેટલાએક જનાવરો ઉલટાં તેમના કરતાં વધારે નિયતપ્રવૃત્તિ કરતાં જણાય છે. અને વળી કેટલાંએકનાં તો થોડાં અથવા બધાં અંગો પણ કોઈ કોઈ પશુ પક્ષિના સદૃશ હોય છે. અન્ય પક્ષથી કેટલાંએક સર્વોત્કૃષ્ટબુદ્ધિ સંપન્ન રમ્યશરીરયુક્ત, તથા લોકોને "જેમના વિષે" સ્વાભાવિક પૂજ્યબુદ્ધિનો ઉદય થાય એવા દેવ નહિ પણ દેવ જેવા હોય છે.તેઓ યોગ ભ્રષ્ટ અથવા એવાજ કોઇ અતિ ઉજ્વલ સંસ્કારવાળાહોયછે. અદૃષ્ટવિશેષજન્ય,સિદ્ધતનુઓ,તથા લીલાતનુઓનો અત્ર કંઈ સંબંધ નથી,યદ્યપિ તેમણે પણ આગંતુક અંતઃકરણો અમુક સંકેતને લઇને ધારણ કરી રાખેલા હોય છે.માત્ર ન્યૂનાધિક સામર્થ્યના મૂલરૂપ ભિન્ન ભિન્ન અંતઃકરણઉપાધિવાળા મનુષ્યજ અત્ર વિવક્ષિત છે. આ ભૂલોકનાં ઘણાં મનુષ્યો તો વિદ્યાભ્યાસ અથવા સૂક્ષ્મ તર્ક કરવા યોગ્યજ નથી. તેમજ તેમને તેવી અનુકૂળતા નથી. અન્ય ઘણાઓને સર્વ પ્રકારની અનુકૂળતા છે અને તેઓ દેશકાળ પ્રમાણે સર્વોત્કૃષ્ટ વિદ્યા સંપાદન કરેલામાં ગણાય છે. તથા સૂક્ષ્મ તર્કો કરે છે. બુદ્ધિની સૂક્ષ્મતા, શરીર સંપત્તિ, દ્રવ્યની અનુકૂળતા, તથા કુટુંબ, જ્ઞાતિ તથા દેશ વગેરેની અનુકૂળતા સર્વને સરખી હોતી નથી. કોઇ વિદ્વાન્ દ્રવ્યવાન્ પણ છે. કોઇ વિદ્વાન્ ભુખે મરે છે. કોઇ અવિદ્વાન્ ધનવાન છે, અને ઘણા અવિદ્વાનો મહાપ્રયત્ને શરીરને પોષે છે. કોઇ પ્રયત્ન કરી ધન મેળવતા જણાય છે. કોઇને અનેક તેવાજ પ્રયત્ન કરતાં છતાં પણ ધન મળતું નથી. કોઇને વિના પ્રયત્ને ધન મળે છે. તથા કોઇ પ્રયત્ન વિનાના અને દરિદ્ર જણાય છે. કેટલાએક જન્મથીજ શ્રીમાન હોય છે, અને કેટલાએક જન્મથીજ દરિદ્ર છે. કેટલાએક આરંભથી અંત સુધી શ્રીમાન્ રહે છે. કેટલાએક આરંભથી અંત સુધી દરિદ્ર રહે છે. કેટલાએક આરંભમાં શ્રીમાન્, અથવા દરિદ્ર અને પાછળથી દરિદ્ર અથવા શ્રીમાન્ થતા જોવામાં આવે છે. તેજ પ્રમાણે કેટલાએક જન્મથી આમરણાંત રોગી હોય છે. કેટલાએક તાવ અથવા માથું દુઃખવું શું છે તે વૃદ્ધ થયાં છતાં જાણતા નથી—અર્થાત્ નિરોગી રહે છે. કેટલાએક-પૂર્વ વયમાં રોગી અથવા નિરોગી અને ઉત્તર વયમાં નિરોગી અથવા રોગી રહે છે.

આ પ્રમાણે મનુષ્યો તથા તેમની સંપત્તિઓ ઉપર વિચાર કરતાં, અર્થાત્ આ સંપત્તિઓ મનુષ્યોમાં ક્યા નિયમાનુસાર વહેંચાયલી હશે, અથવા એમના કારણરૂપ નિયમ કેવા હશે એ વિષે વિચાર કરતાં ભલા ભલા સમર્થ વિદ્વાન્ ગણાતાઓની બુદ્ધિ પણ બુડી ગઈ છે તથા હાલ પણ બુડે છે. એ સુખદુઃખની વહેંચણ એવી અટપટી જણાય છે તથા એ વહેંચણના નિયમની સ્વપરાક્રમથી શોધ કરવાનું અભિમાન ધરાવનાર વિદ્વાન્ ગણાતો મનુષ્ય તેમાં એવો તો ગુંચવાઇ જાય છે કે પરિણામે ત્રાસ પામીને ગમે તેમ આડુંઅવળું અનુમાન બાંધી બેસે છે ધર્મ ખોટો છે, શાસ્ત્ર ખોટાં છે, પ્રારબ્ધ ગપ છે, ઈશ્વર ગપ છે વગેરે ગમે તેમ નજરમાં આવે તેમ બોલે છે. અને બીજા અસંખ્ય લોકો આવા 'ઉજડ ગામમાં એરંડો પ્રધાન' જેવાઓને વિદ્વાન્ માની તેમનાં વાક્યને આપ્તવાક્ય ગણી સ્વીકારીને દુઃખપરંપરાને મુંગે મોઢે સહન કરે છે. આવા વિષયોમાં પોતાની બુદ્ધિનો પ્રવેશ ન થવાને લીધે વિપરીત નિશ્ચય કરી બેસનારાઓએ શબ્દજ્ઞાનપ્રતિપાદક અનેક પુસ્તકો વાંચવારૂપ ગમે તેટલી મજુરી કરી હોય તોપણ અવિદ્યાપ્રધાનઅંતઃકરણવાળા હોવાથી તેઓ અવિદ્યાવાન્ અથવા અવિદ્વાનજ છે. જેમના અંતઃકરણોને કંઇક પણ સપ્રમાણ તર્ક કરવાની ટેવ હોય છે, તેઓ તો પોતાને જે વિષયમાં મુંઝવણ પડે તે વિષયમાં પોતાનું અજ્ઞાન સ્વીકારી અનુમાન બાંધવારૂપ ક્રિયાથીજ નિવૃત્ત રહે છે. તેઓ તો "આમ છેજ" અથવા "આમ નથીજ" એવા દૃઢ નિશ્ચય કરતા નથી. દૃઢનિશ્ચયનો અભાવ (Suspension of Judgment) એજ તેમનું ભૂષણ છે. આ દૃશ્ય જગત્‌ની સર્વ વસ્તુઓનું, તથા દ્રષ્ટાના સ્વરૂપનું, તથા આ જગત્‌માં સ્વભાવ જે જે નિયમાનુસાર પ્રવર્તે છે તે સર્વ નિયમોનું જ્ઞાન "સર્વજ્ઞ પુરૂષના આશ્રય વિના કેવળ" સ્વપરાક્રમથી એકજ જન્મમાં થઈ શકે એમ નથી. તો સર્વ વસ્તુનું જ્ઞાન ન હોવાથી અર્થાત્ સર્વજ્ઞ ન હોવાથી આપણને એવા વિષયોમાં મુંઝવણ પડે એ કેવળ સ્વાભાવિક છે. સ્વભાવના નિયમોનું યથાર્થ જ્ઞાન સર્વજ્ઞ પુરૂષોના આશ્રય વિના મળી શકતું નથી, માટે જ્યાં સુધી પોતે સર્વજ્ઞ નથી ત્યાં સુધી પોતાનું અજ્ઞાન સ્વીકારી કોઈ પણ વિષયમાં દૃઢ નિશ્ચય બાંધી દેવાથી નિવૃત્ત રહેવું એજ ન્યાય માર્ગે તર્ક કરનારને ઘટે છે. તેવાજ પુરૂષો બુદ્ધિમાન્ સંજ્ઞાને યોગ્ય છે. ઉપર વર્ણેલા પંડિતંમન્યમાંને અવિદ્વાનોને માટે આગળ વિવેચન થવાનું છે. હાલ પ્र-

સ્તુતં એ છે કે આ જગતમાં મનુષ્યોમાં તથા ઈતર પ્રાણીઓમાં સુખદુઃખની વહેંચણના નિયમ અત્યંત ગુંઝવણ ભરેલા જણાય છે; અને તે સત્ય છે. અવિદ્યાવૃત્તઅંતઃકરણથી તેમનું યથાર્થ જ્ઞાન થવાનો અસંભવ છે. શાસ્ત્રકારોએ શ્રીમહામાયા સત્તાની પ્રવૃત્તિ અનિર્વચનીય તથા અકળ ગણી છે. આલ્સલેબ નામનો કવિ કહે છે કેઃ—

The economy of Heaven is dark,
And wisest clerks have missed the mark.

અર્થ—આ સ્વભાવની પ્રવૃત્તિનો નિયમો અગમ્ય છે, અને અત્યંત સૂક્ષ્મ બુદ્ધિવાળા વિદ્વાનો પણ એ નિયમોની શોધ કરતા ભુલા પડી ગયા છે; પરં જોતાં વિદ્વાનો તો ભુલા પડતાજ નથી; જ્યાંસુધી ભુલા પડવાપણું છે ત્યાંસુધી વિદ્વાનજ નથી. જેઓ વિદ્વાન્ શબ્દના વાસ્તવિક અર્થમાં વિદ્વાન્ છે તેઓ તો પોતાનું એટલે દૃશં (Subject) નું અને પોતાથી ભિન્નપ્રતીત થતા સંપૂર્ણ દૃશ્ય (Object-Phenomena) નું સ્વરૂપ નિઃસંદેહ નિરંતર અનુભવે છે; તેમને સર્વ સ્પષ્ટ છે. તેઓજ માત્ર આવા વિષયોમાં આપ્ત તથા સ્વતઃપ્રમાણરૂપ છે. તેમના જે વિચારો છે તેજ શાસ્ત્રો છે. તેમને આ સંપત્તિઓની વહેંચણ ગુંઝવણું ભરેલી નથી. તેઓ પ્રત્યેક મનુષ્યના તથા ઈતર પ્રાણીમાત્રનાં ભૂત, વર્તમાન તથા ભવિષ્યત્ જન્મોના સ્વરૂપને યથાવત્ જાણવા સમર્થ છે. અન્ય સર્વને એટલે ગૌણ અર્થમાં ગણાતા વિદ્વાનોને જે જે અગમ્ય છે તે તે સર્વ એમને સહજગમ્ય છે. તેઓ સ્પષ્ટ જણાવે છે કે આ વિશ્વપ્રવર્તક શ્રી મહેશ્વર ભગવાન્ પોતાના અનંત સ્વરૂપમાંથી અનંત ભિન્ન ભિન્ન રૂપે પ્રતીત થતી અનંત સત્તાઓ દ્વારા આ વિશ્વની ઉત્પત્તિ, સ્થિતિ તથા લય પ્રતીત કરાવે છે, તથા આ વિશ્વમાં પ્રતીત થતા અસંખ્ય પદાર્થોની ગતિ આગતિ, સંયોગ વિભાગ, તથા રૂપાંતર અમુક સિદ્ધ નિયમાનુસાર કર્યાજ કરે છે. એ સત્તાઓની પ્રવૃત્તિના નિયમો સર્ગ કાલથીજ પ્રવર્તે છે. જેને આદિનીતિઓ (Ultimate Laws of nature) કહે છે તે નિયમો અચલ છે. સંપૂર્ણ વસ્તુનાં સર્વ પ્રકારનાં સ્થિત્યંતર એ અચલ નિયમાનુસાર થાય છે. જીવત્વને પ્રાપ્ત કરનાર અંતઃકરણોપાધિ પણ એજ નિયમોને અધીન છે. નાના પ્રકારનાં સુખ દુઃખ અથવા સંપત્તિ વિપત્તિ પ્રાપ્ત થવામાં અંતઃકરણના સ્થિત્યંતરજ કારણ છે. અંતઃકરણની અમુક સ્થિતિ તેજ બદ્ધાવસ્થા

અથવા મુક્તાવસ્થા કહેવાય છે. એજ અંતઃકરણ અમુક પ્રકારની અવસ્થામાં લિંગ શરીર કહેવાય છે. તે લિંગ શરીર, સંસ્કારના પ્રબળ વેગથી બીજ સંસ્કારનાં ફળ ભોગવવાની સંધિ ઉપર આવે છે ત્યારે સૂક્ષ્મ શરીરરૂપ વિશેષ ઉપાધિવાળું થાય છે. તે સૂક્ષ્મશરીર પુનઃ યોનિજ તથા અયોનિજ-માંનું કોઈ પણ સંસ્કારાનુકૂળ શરીર ધારણ કરવા સમર્થ થાય છે. સંસ્કાર જે જાતિના સ્થૂલને પ્રાપ્ત કરાવવાને સૂક્ષ્મ શરીરને ઉપજાવે છે, તે જાતિના સદૃશ આકારનાજ સૂક્ષ્મ શરીરને પ્રથમ કરે છે અને પછી દ્રવ્ય સંયોગથી તેવીજ યોગ્ય આકૃતિવાળું પરમાણુવિકારયુક્ત સ્થૂલ રચાય છે. અર્થાત્ આ દશ્ય પ્રતીત થતું સ્થૂલ શરીર તો લિંગ શરીરની પણ ઉપાધિરૂપ સૂક્ષ્મ શરીરની પ્રતિમા માત્ર છે. મનુષ્યનું સૂક્ષ્મ શરીર મનુષ્યાકૃતિનું હોય છે. શ્વાન ગર્દભાદિનાં સૂક્ષ્મ શરીર તત્સદૃશ આકારનાં હોય છે. સ્થૂલ શરીર તો પરમાણુ રચિત છે. તે, તેના તેજ પરમાણુઓ જેવું જેવું સૂક્ષ્મ શરીર હોય છે. તેવા તેવા આકારના સ્થૂલરૂપમાં ગોઠવાઈ તે તે સંજ્ઞાને પ્રાપ્ત થાય છે. સ્થૂલ શરીર સૂક્ષ્મ શરીરનું કાર્યરૂપ છતાં સંપૂર્ણ વ્યવહાર સંધાવનાર સાધનરૂપ પણ છે. લિંગ શરીર તથા સૂક્ષ્મ શરીર વિના સ્થૂલ શરીર શવસંજ્ઞાને યોગ્ય છે. અર્થાત્ સ્થૂલ શરીર એ સુખદુઃખ પ્રાપ્તિમાં કોઈ સ્વતંત્ર સત્તાવાળો પદાર્થ નથી. સ્થૂલ શરીરમાં જે જે સામર્થ્ય પ્રતીત થાય છે તે સર્વ લિંગ શરીરરૂપ ઉપાદાન કારણનાં માત્ર કાર્યરૂપ છે. જેવી રીતે એક લોહચુંબક અમુક આકૃતિનું હોય અને તેને લોઢાખંડ અથવા ત્રાંબાના અત્યંત ઝીણા રજકણોના સમીપ ધર્યું હોય તો તે રજકણો સ્વભાવના નિયમાનુસાર તે લોહચુંબકથી આકર્ષાઈ તેને ચોટે છે, તથા અમુક આકારમાં ગોઠવાય છે, તેવી રીતે આ ભૂલોકમાં રહેલા અસંખ્ય ભૌતિક રજકણોને સ્વભાવના નિયમાનુસાર આકર્ષી તેમને મનુષ્ય, પશુ, પક્ષી આદિના સ્થૂલ શરીરના આકારમાં ગોઠવાયલા પ્રતીત કરાવનાર લોહચુંબક આ લિંગ શરીરથી પણ સૂક્ષ્મ શરીર છે; જેથી લિંગ શરીર અથવા માનસિક શક્તિઓ, આ સ્થૂલ શરીરનાં કાર્ય નથી પણ આ સ્થૂલ શરીર લિંગ શરીરનું પરંપરા કાર્ય છે. એ લિંગ શરીર પણ પુનઃ સ્વભાવના નિયમાનુસાર એ અંતઃકરણ ઉપાધિનુંજ રૂપાંતર માત્ર છે. સ્થૂલ સૂક્ષ્મ ભોગ આપવા યોગ્ય અંતઃકરણની સ્વભાવના નિયમાનુસાર અમુક સ્થિતિવિશેષ તેજ લિંગ શરીર છે; અને એનેજ કારણ શરીર કહીએ તો ચાલે એમ છે; જેથી પરિ-

ણામે સંપૂર્ણ સુખ દુઃખ તથા શક્તિરૂપે સંપત્તિ અને વિપત્તિનું મૂલ ઉપાદાન કારણ અંતઃકરણઉપાધિજ છે. તેથી એ અંતઃકરણ તથા અંતઃકરણને લાગુ પડતા સ્વભાવના નિયમો ( Laws of Mind ) નું યથાર્થ જ્ઞાન થવાથી ઉપર વર્ણેલી સર્વ ગુંચવણનો અંત આવે છે. એ અંતઃકરણ કર્મસંસ્કારનું તથા સ્વભાવસંસ્કારનું આધાર, સ્થાનરૂપ દ્રવ્ય છે. એ દ્રવ્ય બે પ્રકારના સંસ્કારને ધારણ કરનાર હોવાથી બે પ્રકારનું ગણાય છે. વર્તમાન શરીરનો ગર્ભ રહેતા પૂર્વના સર્વ કાલમાં જે કર્મો કરાયલાં છે અને તેમાંથી જેમનાં ફલ ભોગવવાના અવશિષ્ટ રહેલાં, તે સર્વ કર્મના સંસ્કારો પહેલા દ્રવ્યમાં હોય છે. શરીરના આરંભમાં એ કર્મ સંસ્કારો બે વર્ગના હોય છે. પ્રારબ્ધ તથા સંચિત. વર્તમાન મનુષ્ય શરીરમાં ફલ આપવા જેવી પરિપાક અવસ્થાને પામેલાં કર્મો, અથવા જે કર્મોનાં ફલ આપવા માટેજ આ અમુક લોકમાં, તથા અમુક દેશ, વર્ણ, આશ્રમમાં શરીર ધારણ કરાયું છે, અથવા આ મનુષ્ય શરીરજ જે કર્મોની પ્રતિમા છે તે કર્મો પ્રારબ્ધ કર્મ કહેવાય છે. એ શિવાય અન્ય ઉત્તરશરીરમાં યોગ્ય કાલે ફલ આપનાર બાકી રહેલા સર્વ કર્મસંસ્કારો સંચિતમાં ગણાય છે.

આ સંસ્કારનાં સ્વરૂપ તથા નિયમો ઘણાજ ગહન છે. શ્રી સદ્ગુરુના શ્રીમુખથી પુનઃ પુનઃ સાક્ષાત્ શ્રવણ કર્યા વિના એમનું નિઃસંદેહ જ્ઞાન થવું દુર્લભ છે. અત્ર તત્સંબંધી જણાવવા યોગ્ય માત્ર એટલુંજ છે કે પ્રાણીઓનાં સુખદુઃખ જો કેવળ પૂર્વ કર્મ સંસ્કારનેજ અધીન હોત તો તો તે પ્રાણીઓ પૂર્વ કર્મના ફલને અન્યથા કરવામાં અસમર્થજ હોત. તો તો તેમની મુગે મોંઢે કેવલ સ્વકર્માનુસારજ પ્રવૃત્તિ થતી હોત. તથા તેમનાથી બીજી કોઇ પણ પ્રકારની પ્રવૃત્તિ થવી અસંભવ હોવાથી તેમને કરેલો સદ્બોધ તથા શાસ્ત્રકારોનો તેમને બોધ કરવા રચેલા ગ્રંથોનો શ્રમ કેવલ નિષ્ફલજ હોત. કેમકે તેમને ગમે તેટલો બોધ કરત તોપણ તેઓની પ્રવૃત્તિ તો તેમનાં પૂર્વકર્માનુસારજ થાત; પરંતુ તેમ નથી. સમગ્ર વિશ્વનો હસ્તામલકવત્ અનુભવ કરનાર અસાધારણ બુદ્ધિના એક કરતાં અધિક ભાષ્યકારોવડે ભાષ્યો રચાયલાં છતાં જે શાસ્ત્રોના ગૂઢાર્થ વિદ્વાનોને અગાધજ રહે છે, એવા અનેક સત્શાસ્ત્ર પ્રતિપાદક ગ્રંથોના રચનાર પ્રયોજન વિના મિથ્યાપ્રવૃત્તિ કરેજ નહિ. અપૌરુષેય વેદ નિરર્થક હોયજ નહિ. પ્રાણીમાત્રમાં કર્મસંસ્કારના દ્રવ્ય સાથે સ્વભાવસંસ્કારનું દ્રવ્ય પણ છે. તે વડે નવા શુ-

અશુભ કર્મો રચાવાનો સંભવ છે, અને રચાય છેજ. તેનેજ ક્રિયમાણ કર્મ એવી સંજ્ઞા આપાયલી છે. પણ એ સ્વભાવ તથા કર્મના સંસ્કારો સર્વ મનુષ્યોમાં એકજ પ્રકારનાં નથી. "मनुष्यरूपेण मृगाश्चरन्ति" એ ચરણમાં હેતુરૂપ મનુષ્યાકૃતિસંયુક્ત જીવો એવા પણ ઘણા છે કે જેમની અશુભ કર્મસત્તા વિશેષ બલવતી છે તથા સ્વભાવસત્તા રજઃતમ પ્રધાન છે. તેવા બધા प्रज्ञापि तं नरं नरज्ञयति એ ચરણને સદૃઢ કરનારા છે. એ વિષે વિવરણ આગળ આવશે. હાલ વિવક્ષિત માત્ર એટલુંજ છે કે એવા પણ થોડા પુરૂષો (તથા સ્ત્રીઓ) છે કે જેઓનાં કર્મ તથા સ્વભાવ સંસ્કારો ઉજ્વલ એટલે સત્વ તથા શુદ્ધ સત્વ પ્રધાન છે, તથા રજઃતમના સંસ્કારો ગૌણ હોય છે. એવા પુરૂષો પૂર્વોક્ત બોધ તથા સત્શાસ્ત્રોના અધિકારી છે. તેમનાવડેજ તે ગ્રંથોની સફલતા છે. સત્સંગવડે તેવા પુરૂષોની સ્વભાવસત્તાથી નવા સત્કર્મો રચી શકાય છે. તે નવાં રચાયલાં સત્કર્મોનું બલ જો પ્રારબ્ધકર્મના વેગ કરતાં વિશેષ બલવાન્ થાય તો પ્રારબ્ધકર્મને તેઓ અન્યથા કરી શકે છે.

અત્ર પ્રસંગ આવ્યો ત્યારે એક વસ્તુતઃ સરલ છતાં હાલ સર્વત્ર મોટા વિવાદનો પ્રશ્ન લઇ જોઈશું. "પ્રારબ્ધ મોટું કે પુરૂષાર્થ, ઉદ્યમ મોટો કે દૈવ, પ્રારબ્ધકર્મનો ભોગ શિવાય ક્ષય થઈ શકે કે કેમ, પ્રારબ્ધ અન્યથા કરી શકાય કે નહિ?" આ સર્વ એકજ પ્રશ્ન ભિન્ન ભિન્ન શબ્દરચનાના વિશિષ્ટ છે. ખરૂં જોતાં આ આખો વિષયજ આ પ્રશ્નના ઉત્તરમાં છે એમ કહીએ તો ચાલે. તથા એ પ્રશ્નનું કંઇક સંતોષકારક સમાધાન પણ આ વિષય પૂર્ણ થયેજ આવશે. તેથી અત્ર સંબંધપરત્વે એ પ્રશ્નનું સંક્ષેપમાં સમાધાન નીચે પ્રમાણે છે. પૂર્વ પક્ષકારને સામું એમ પુછવામાં આવે કે હિંદુસ્થાનનો કોઇ રહીશ ઇંગ્લંડની પારલામેંટનો મેંબર થઇ શકે કે નહિ; ઐટબ્રિટનના રહીશને ત્યાંની પાર્લામેંટના મુખ્ય મંત્રીનું પદ ભગવવાનો અધિકાર છે કે નહિ; તથા આ દેશનો પણ કોઈ રહિશ કોઇ દેશી રાજ્યના મુખ્ય મંત્રીનું પદ મેળવી શકે કે નહિ? તેનો યોગ્ય ઉત્તર એવો મળવાનો કે હિંદુસ્થાનના સર્વ મનુષ્યોને યોગ્ય ઉપાયવડે પારલામેંટમાં મેંબર થવા સંભવ છે. તે દેશના નિયમ પ્રમાણે ખાસ પ્રતિબંધ તો નથી. કેવળ અ-

સાધ્ય નથી. પરંતુ એ પ્રમાણે થવું એ એટલું બધું કઠિન છે કે "જાણ્યા પ્રમાણે" હજી સુધી કોઈ થઈ શક્યો નથી. કોઈ કોઈ પ્રયત્ન કરે છે પરંતુ સહજ પ્રતિબંધને લીધે નિષ્ફલ થાય છે. તેમજ ગ્રેટબ્રિટનના મુખ્ય મંત્રિપદને પ્રાપ્ત કરવાનું યત્ન કરવા સર્વને છુટ છે; અને તેમાંથી ગમે તે એક તે પદપર હોય છે પણ ખરા. એ પદ પ્રાપ્ત કરવા સર્વને છુટ છે, તથાપિ અનેક પ્રતિબંધક કારણોને લીધે ઘણો ભાગ તો પારલ્યામેંટનો મેંબરજ હોતો નથી. અને તે મેંબરો પૈકી સમર્થ પુરૂષોમાં પણ અગ્રગણ્યમાં ગણના કરાવવી એ કંઈ સર્વને સુલભ નથી. તેથીજ આખા દેશમાંથી કોઈ એક શિવાય અન્ય સર્વ એ પદને પ્રાપ્ત કરી શકતા નથી. તેમજ કોઈ દેશી રાજ્યના મંત્રી થવા, અથવા હાઇકોર્ટના જડ્જ થવા, અથવા ગવર્નરોની કાંઉન્સીલના મેંબર થવા પ્રજા માત્રને હક છે. પરંતુ અસંખ્ય અભણ મનુષ્યોને માટે તો એ પદો દુર્લભજ કહેવાય છે. કોઈ નાનાં દેશી રાજ્યનું મંત્રીપદ પણ કોઈકજ પ્રાપ્ત કરી શકે છે. અને તદ્ વ્યતિરિક્ત બીજા પંદો તો સમર્થ વિદ્વાનોમાંથી પણ કોઈ એકજ પ્રાપ્ત કરી શકે છે. જેથી વસ્તુતઃ એક પણ અસાધ્ય ન હોવા છતાં, તથા સર્વને પ્રયત્ન કરવાની સ્વતંત્રતા છતાં પણ લગભગ ઘણો ભાગ તો પ્રયત્ન કરવાજ અસમર્થ છે તેથી તેમને તો એ પદ અસાધ્યજ કહીએ તો ચાલે. પ્રયત્ન કરનારાઓમાંના ઘણાને પણ અસાધ્યજ કહીએ તો ચાલે. કેમ કે તેમનું પ્રયત્ન યોગ્ય હોતું નથી તથા પ્રયત્ન સાથે પ્રતિબંધક ભાવરૂપ બીજાં સહકારી સાધનો જે જોઇએ તે સર્વની તેમને અનુકૂળતા હોતી નથી; જેથી અસંખ્ય પ્રયત્ન કરનારાઓમાંથી જે થોડા એવા પદ માટે યોગ્ય જેવા હોય છે તેમાંથી પણ કોઈ એકજ એવા પદને પ્રાપ્ત કરી શકે છે. જેથી मनुष्याणाम् सहस्रेषु આદિ ન્યાય જે પરમાત્મસ્વરૂપના યથાર્થ જ્ઞાન માટે છે તે તે પદની અપેક્ષાથી અત્યંત તુચ્છ ગણાતા લૌકિક પદને માટે પણ તેટલોજ અંશે ઘટે છે એ આશ્ચર્ય છે.

તેજ પ્રમાણે પ્રાણીમાત્રના અંતઃકરણમાં સ્વભાવસત્તાના સંસ્કારો છે. સર્વને શુભાશુભ નવાં કર્મો રચવા જેટલી સ્વતંત્રતા છે. તે પ્રમાણે નિરંતર રચાયાંજ જાય છે. જે ક્રિયમાણ કર્મો નવાં થાય છે તે, તે પ્રાણીનાં પ્રારબ્ધ તથા સંચિત કર્મસંસ્કારના કોષમાં ન્યૂનાધિકતા કરે છેજ.

॥ ॐ श्री ॥

## વેદાન્તસાર.

(અનુસંધાન પૃષ્ઠ ૨૪૦ થી.)

આ પ્રમાણે અવશ્ય કર્તવ્ય પદાર્થોની કોટિમાં મંગલ મુકાએલું હોવાથી આ ગ્રંથકારે અંતરમાં મંગલ કરી ઉત્તરકાળે થનાર ગ્રંથકારોની સૂચનાવાસ્તે ગ્રંથારંભે લખ્યું છે.

પરમાત્માથી અભિન્નરૂપ આત્મામાં सर्वदेवमयो हरिः ઈત્યાદિ વચનોથી પ્રતિપાદન કર્યા પ્રમાણે સર્વ દેવો આવી ગયેલા હોવાથી આત્મતત્વના સ્મરણથી ગણેશ આદિ સર્વ દેવોનું સ્મરણ થઇ ગયેલું છે, તેથી ગ્રંથારંભે ગણેશ વા સરસ્વતી વગેરે દેવતાનું અનુસંધાન કેમ નથી કરયું એ શંકાનો અવકાશજ રહેતો નથી.

अर्थतोऽप्यद्वयानन्दानतीतद्वैतभानतः।
गुरूनाराध्यवेदान्तसारंवक्ष्येयथामति ॥ २ ॥

અર્થઃ—પ્રત્યગાત્મતત્વના સાક્ષાત્કારથી જે, અર્થે કરીને પણ અદ્વયાનંદ છે તે શ્રીગુરૂને પરમ પ્રેમથી નમસ્કાર કરી વેદાંતસારને યથામતિ પ્રતિપાદન કરૂંછું.

પ્રથમ શ્લોકમાં શાસ્ત્રપ્રતિપાદ્ય પરબ્રહ્મના સ્મરણરૂપ મંગલાચરણ કરી,यस्यदेवे पराभक्तिर्यथादेवे तथागुरौ। तस्यैते कथिताह्यर्थाःप्रकाशन्ते महात्मनः॥ જેમ પરમેશ્વરમાં દાસત્વ, સખ્યત્વ તથા આત્મનિવેદન આદિથી જન્મને પામેલી પ્રેમલક્ષણા ભક્તિરૂપ પરાભક્તિ થાય છે તેમ જે વિવેકી સાધકને તેવી ભક્તિ શ્રીસદ્ગુરૂમાં હોય છે તો એ ભક્તિના યોગથી મહાત્મા સંજ્ઞાને યથાર્થ રીતે પામેલા તે પુરૂષને આ કહી ગયેલી બ્રહ્મવિદ્યાનો યથાર્થ પ્રકાશ થાય છે એ શ્વેતાશ્વતરશ્રુતિથી, देवमिवाचार्यमुपासीत સર્વ શક્તિમાન્ પરમાત્માની માફક આચાર્યશ્રીની સાધકે ઉપાસના કરવી, ઈત્યાદિ સ્મૃતિ વિધિથી, आचार्यो ब्रह्मणो मूर्तिः શ્રી સદ્ગુરૂ મૂર્તિમાન્ ઈશ્વર છે. એ મનુસ્મૃતિના વચન વગેરે વિવિધ પ્રમાણોથી શ્રી સદ્ગુરૂ પ્ર-

બ્રહ્મવિદ્યાનું મુખ્ય સાધન સિદ્ધ થવાથી, તેમને આ શ્લોકથી નમસ્કાર કરવા રૂપ નમસ્કારાત્મક મંગલાચરણ કરી પોતાના ચિકીર્ષિત ગ્રંથની પ્રતિજ્ઞા કરે છે.

अर्थे तोऽपि. અર્થે કરીને પણ. એ તો દરેક વિચારવાનને સહજ વિચારથી સ્પષ્ટ જણાય છે કે નામ તો કેવળ વ્યવહારાર્થે આરોપિત છે. નામ આરોપિત નહિં હોય તો શંકર નામ ધારણ કરનારથી કોઈનું અહિત ન થવું જોઈએ, ત્રિપુરારિ નામ ધારણ કરનાર અંધકારમાં વઢતી બિલાડીને મારવા જતાં પણ ભયયુક્ત થવાપણારૂપ બાયલાના લક્ષણવાળા નહિં હોવા જોઈએ, મોતી નામ ધારણ કરનાર ટકાના શેર નહિ વેચાવા જોઈએ, મણિ નામ ધારણકરનાર નિસ્તેજ નહિ હોવા જોઈએ વગેરે. પણ વ્યવહારમાં જોતાં ઘણીવાર તે નામના વ્યવહારમાં થતાં અર્થવાળા તે સંજ્ઞાધારી માણસો નથી હોતા. તેથી જો अर्थतः પદ નહિ મુક્યું હોત તો નામના અદ્વયાનંદ થાત અને તેથી યથાર્થ ગુરુત્વ વિનાના પણ હોય એવી શંકાનો અવકાશ રહેત. अर्थतः પદ મુકવાથી એ સ્પષ્ટ રીતે દૂર થાય છે. જો માત્ર અર્થતઃ એ પદજ કહ્યું હોત તો એ ગુરુનું શું નામ છે ને નહિ જણાત અને તેથી સંપ્રદાય અજ્ઞાનમાં રહેવાથી ગ્રંથકર્તા શ્રદ્ધા રાખવા યોગ્ય નહિ ઠરત. એ સર્વ અટકાવવા અર્થાત્ પોતાના ગુરુનું નામ કહી પોતાનું સંપ્રદાયિકત્વ ખ્યાપન કરવા अपि શબ્દ વાપર્યો છે. अपि શબ્દથી शब्दतः—नामतः(નામે કરીને) એનો સમુચ્ચય થાય છે. તેથી अर्थतोऽपि થી એ અર્થ થયો કે જેમનું નામ અદ્વયાનંદ છે તથા એ નામ અન્વર્થક છે.

अद्वयानंदान् (गुरून्):—अद्वयाश्च ते आनंदाश्च જે અદ્વય આનંદરૂપ છે, પરમાનંદરૂપ છે અર્થાત્ સચ્ચિદાનંદ બ્રહ્મરૂપ છે. શ્રીસદ્‌ગુરુના કેવળ નામનું કદાપિ ઉચ્ચારણ નહિ કરવું પણ પૂજ્યત્વ બતાવનાર શબ્દસહિતજ ઉચ્ચારણ કરવું એ, મહાત્માઓની શુદ્ધ નીતિનું પાલન કરવા આ વિવેકી ગ્રંથકારે આ સ્થળે પૂજાર્થે બહુ વચન વાપર્યું છે, તથા એથી કરીને એ પણ સૂચવ્યું કે ગમે તેવો શિષ્ય વિદ્વાન્ હોય અથવા કર્મોપાસનાના અનુષ્ઠાનમાં કુશળ હોય તોપણ જ્ઞાનદાતા ઈશ્વરમૂર્તિ શ્રીસદ્‌ગુરુ વિષે તેણે પૂજ્ય બુદ્ધિ રાખવીજ જોઈએ.

આ સ્થળે એ શંકા થાય છે કે એ ગુરૂને સચ્ચિદાનંદ બ્રહ્મરૂપ કહ્યા તે કેવી રીતે, અર્થાત્ જીવ પોતે અલ્પજ્ઞ છે, વિકારી છે, તે કેવી રીતે બ્રહ્મત્વની પ્રાપ્તિ કરી શકે? એનો ઉત્તર દેવા કહે છે કે

अतीतद्वैतमानतः—अतीतं गतं द्वैतभानं यस्मात्—દ્વૈતનું એટલે બ્રહ્મથી અતિરિક્તવત્ અજ્ઞાનીને ભાસતા જગત્ પ્રપંચનું ભાન જતું રહ્યું છે તેથી, અથવા अतीतं द्वैतं यस्मात्तद् अतीतद्वैतं, तस्यभानं साक्षात्कारः तस्मात्—દ્વૈત જેનામાંથી જતું રહ્યું છે એવા પ્રત્યગાત્મતત્વનો સાક્ષાત્કારરૂપ હેતુથી. આ પદથી એ ગુરૂ પરબ્રહ્મરૂપ છે એમાં એ હેતુ બતાવ્યો કે એ ગુરૂને પ્રત્યગાત્મતત્વનો સાક્ષાત્કાર થયેલો છે, અને તેથી એ પરબ્રહ્મરૂપ છે.

આ સ્થળે એ પ્રશ્ન ઉઠે છે કે પ્રત્યગાત્મતત્વના સાક્ષાત્કારથી પરબ્રહ્મ સ્વરૂપની પ્રાપ્તિ કહી તે અયોગ્ય છે, કેમકે કોઈપણ વસ્તુના સાક્ષાત્કારથી માત્ર તે વસ્તુવિષયક અપરોક્ષ જ્ઞાન થાય, પણ તેથી અન્ય વસ્તુના સ્વરૂપનું જ્ઞાન પણ થતું નથી, તેમજ તે અન્યના સ્વરૂપની પ્રાપ્તિ પણ થતી નથી. જેમ ગૌવ્યક્તિના સાક્ષાત્કારથી ગોગત વિશેષનો અપરોક્ષ અનુભવ થાય છે પણ ગોથી અન્ય મહિષઆદિ વ્યક્તિના સ્વરૂપનું ભાન પણ એ ગોવિષયક પ્રત્યક્ષથી થતું નથી, તેમજ મહિષસ્વરૂપની પ્રાપ્તિ પણ થતી નથી. તે પ્રમાણે પ્રત્યગુતત્વના સાક્ષાત્કારથી માત્ર પ્રત્યક્તત્વનું જ્ઞાન થાય પણ એથી પરબ્રહ્મના સ્વરૂપનું જ્ઞાન નહિ થાય તો પછી પરબ્રહ્મના સ્વરૂપની પ્રાપ્તિ તો દૂર રહી.

એનું સમાધાન એ કે ઉપર જે નિયમ કહ્યો તે જ્યારે ભિન્ન ભિન્ન વ્યક્તિઓ હોય ત્યારેજ લાગુ પડે છે. ગોવ્યક્તિ અને મહિષવ્યક્તિ ભિન્ન ભિન્ન છે તેથી ગોવ્યક્તિવિષયક જ્ઞાનથી મહિષવ્યક્તિવિષયકજ્ઞાન થતું નથી તથા તદ્રુપની પ્રાપ્તિ થતી નથી. તેમ જો પ્રત્યગાત્મા તથા પરબ્રહ્મ ભિન્ન ભિન્ન પદાર્થો હોય તો પ્રત્યગાત્માના સાક્ષાત્કારથી પરબ્રહ્મનો સાક્ષાત્કાર વગેરે નહિ થાય. પણ શ્રુતિ આદિથી સિદ્ધ ન થતું હોવાથી તેમ નથી. એકજ શુદ્ધ ચૈતન્ય અમર્યાદ સ્વરૂપે સિદ્ધ છે, તથા શુદ્ધસત્વા અને મલિનસત્વા માયા જે પોતાનો સ્વરૂપ ચમત્કાર છે, તેના યોગથી ઈશ્વર અને જીવ એ સંજ્ઞાને ધારણ કરનાર થાય છે, અર્થાત્ જીવતત્વ તથા ઈશ્વર તત્વ, બંને સ્વસ્વરૂપે તો પૂર્ણાનંદરૂપજ છે, પણ ઉક્ત અવિદ્યાના યોગથી સર્વજ્ઞ, સર્વ શક્તિમાન

આદિ તથા અલ્પજ્ઞ, અલ્પશક્તિમાન્આદિ એ અવિદ્યાના વિશેષવાળો પ્રિતીત થાય છે. ત્યાં જીવ એ અવિદ્યાના વિશેષોને અનાદિ કાળથી ચાલતાં આવેલા અધ્યાસથી પોતામાં આરોપ કરે છે તેથી પોતાને બદ્ધ થયેલો માને છે, અને જેમ શૈલુષ નાટકમાં સ્ત્રી આદિ વેષને તે રૂપ જાણી સેવે છે તેથી પોતે સ્ત્રીત્વાદિ ધર્મવાળો છે એ પ્રકારના અધ્યાસથી રહિતજ હોય છે તેમ સર્વજ્ઞત્વ, સર્વ શક્તિમત્ત્વ આદિ માયાના વિશેષોને તે રૂપ જાણીને ઈશ્વર સેવનાર હોવાથી ત્રણે કાળમાં તત્કૃત બંધથી રહિતજ છે અર્થાત્ સદા મુક્ત છે. આ પ્રમાણે વ્યવસ્થા હોવાથી જ્યારે પ્રત્યગાત્માનો સાક્ષાત્કાર થાય છે ત્યારે સાક્ષીને સ્વસ્વરૂપનું યથાર્થ ભાન થાય છે; એટલે પૂર્વકાળ વિષે પોતામાં જે અવિદ્યાના વિશેષોનો આરોપ અભિમાની કરતો હતો તે સર્વ વિશેષો પોતાના નથી પણ પોતે એ સર્વ વિશેષથી રહિત નિર્વિશેષ ચિન્માત્ર સ્વરૂપ છે એમ સ્પષ્ટ રીતે તે અનુભવે છે. એ નિર્વિશેષ પ્રત્યક્ ચેતન અદ્વયાનંદરૂપ છે તેથી પ્રત્યગાત્માનો સાક્ષાત્કાર એજ અદ્વયાનંદસ્વરૂપનો સાક્ષાત્કાર છે. તેથી પ્રત્યક્ ચેતનના સાક્ષાત્કારથી પૂર્ણાનંદરૂપ બ્રહ્મનો સાક્ષાત્કાર કેવી રીતે થાય એ જે શંકા કરી હતી તે અનુચિત ઠરે છે, કેમકે પ્રત્યક્ ચેતન પોતેજ અવિદ્યાનો નાશ થયે પૂર્ણાનંદ બ્રહ્મરૂપ છે. અને એ અવિદ્યા આગળ કહેવામાં આવશે તે પ્રમાણે અધિષ્ઠાનના અજ્ઞાનરૂપજ છે તેથી પ્રત્યક્ ચેતનરૂપ અધિષ્ઠાનના અપરોક્ષ જ્ઞાનથી એ વિલય જાય છે અર્થાત્ પ્રત્યક્ ચેતન સાક્ષાત્કાર સમયે પૂર્ણાનંદ બ્રહ્મરૂપ છે.

બીજી જે શંકા કરી હતી કે પ્રત્યક્ ચેતનના સાક્ષાત્કારથી બ્રહ્મત્વની પ્રાપ્તિ કેવી રીતે થાય તે પણ આથીજ ખંડિત થાય છે. પ્રત્યક્ ચેતન પોતેજ બ્રહ્મરૂપ છે પણ અજ્ઞાનના સદ્ભાવથી વિપરીત ભાસે છે. એ અજ્ઞાનનો બાધ થવાથી ચેતનની વિપર્યયથી રહિતપણે સ્થિતિ એજ બ્રહ્મત્વની પ્રાપ્તિ વેદાન્તશાસ્ત્ર માન્ય કરે છે, અર્થાત્ પ્રતીતિ એજ પ્રાપ્તિ છે. અન્ય રીતે સર્વ વ્યાપકબ્રહ્મની પ્રાપ્તિ ઘટતી નથી, કેમકે જે જે પદાર્થ, જેવું કે ગ્રામ વગેરે, પ્રાપ્ય ગણાય છે તે તેના પ્રાપ્ત કરનારની અંતર બહિર્ રહેલું નથી જોવામાં આવતું તેથી ગ્રામાદિવત્ જો બ્રહ્મને પ્રાપ્ય લઈએ તો તે સર્વવ્યાપક નહિ ઠરે. આ તો બ્રહ્મને જીવથી ભિન્ન લઈએ ત્યારે છે. પણ જ્યારે શ્રુતિ સ્મૃતિ આદિ પ્રમાણો, શ્રી સદ્ગુરુ ભગવાનના ઉપદેશથી તથા

સ્વાનુભવથી એ બ્રહ્મ પોતાનુંજ સ્વરૂપ સિદ્ધ થાય છે ત્યારે તો સુતરામ્ પ્રાપ્ય કોટિથી નિવૃત્ત થાય છે, અર્થાત્ બ્રહ્મ સ્વસ્વરૂપ હોવાથી નિત્યપ્રાપ્ત છે તો પણ અજ્ઞાન દશામાં અભિમાનીને તેમ ભાસતું નથી; એ અજ્ઞાનનો જ્યારે બાધ થાય છે ત્યારે સ્વસ્વરૂપ બ્રહ્મની પ્રતીતિ થાય છે તેજ બ્રહ્મત્વની પ્રાપ્તિ છે. લોકોમાં પણ એમ ઉપચારથી પ્રાપ્તિ શબ્દનો પ્રયોગ કરાતો દેખાય છે. કોઈ કારણને લીધે જેનામાં ભ્રમ થયો છે એવી, પોતાના હાથમાં કંકણને ધારણ કરનાર સ્ત્રી તે ભ્રમવશાત્ કંકણને જોતી નથી તેથી તેને શોધતી ફરે છે તથા પછી જ્યારે દેશિકના ઉપદેશથી તેની નજર પોતાના હાથપર પડે છે ત્યારે તે મારૂં કાંકણ જડયું એવો પ્રયોગ કરે છે. એ સ્થળે પણ ખરૂં જોતાં કંકણ તેના હાથથી વિયુક્ત થયુંજ નહોતું, તેથી જડયું એ જાણ્યુંના અર્થમાં પ્રયુક્ત કરાય છે.

આ સર્વથી એ સિદ્ધ થયું કે પરમાત્માનો સાક્ષાત્કાર જે શ્રવણ, મનન તથા નિદિધ્યાસન દ્વારા સિદ્ધ થતી આત્મવિષયક નિર્વિકલ્પક સમાધિનું ફળ છે તેજ અદ્વયાનંદ રૂપ જીવન્મુક્તના લક્ષણની પ્રાપ્તિનો ઉપાય છે. આજ કારણથી શ્રુતિમાં ब्रह्मवेद ब्रह्मैव भवति, तदात्मानमेवावेद अहं ब्रह्माऽस्मीति. નિર્વિશેષ ચિન્માત્ર વિભુ આત્માને અપરોક્ષ રીતે અનુભવનાર પૂર્ણાનંદ બ્રહ્મરૂપ થાય છે, નિર્વિકલ્પ સમાધિજન્ય સાક્ષાત્કાર સમયે હું બ્રહ્મ છું એ પ્રકારે તેને આત્મજ્ઞાન થયું ઈત્યાદિ વચનોથી આત્મસાક્ષાત્કાર એજ બ્રહ્મત્વની પ્રાપ્તિ કહી છે, તેથી શ્લોકમાં अतीतद्वैतमानतः એ અદ્વયાનંદત્વની પ્રાપ્તિમાં હેતુ આપ્યો તે યોગ્યજ છે,

આ પ્રમાણે પોતાના ગુરૂનું નામ, તેમની સ્થિતિ તથા તે સ્થિતિની પ્રાપ્તિનું સાધન કહી હવે તેમને વિષે પોતાની ભક્તિ વગેરે સૂચવવા કહે છે કે,

आराध्यः—આરાધના કરીને ત્યાં શ્રીસદ્ગુરૂ વિષે જેમ પુજ્ય બુદ્ધિ રાખવી એ એક નીતિ છે તેમ તેમને વિષે સાધકે પ્રેમ લક્ષણાભક્તિ, અતિશય શ્રદ્ધા, આદર વગેરે પણ અવશ્ય રાખવાં જોઈએ એ બતાવવા ગ્રંથકારે નમસ્કાર કરીને એ અર્થવાળું પદ ન વાપરતાં आराध्य પદ વાપર્યું છે. आराध्य એટલે ભક્તિ, શ્રદ્ધા, આદર આદિસહિત નમસ્કાર કરીને, અર્થાત્ નમસ્કાર કરીને તથા પછી.

અહિંસુધી ગ્રંથકારે શ્રીસદ્ગુરૂને નમસ્કાર કરવારૂપ મંગલાચરણ કર્યું છે. તથા શિષ્ટ પરોક્ષી ચિકીર્ષિતગ્રંથની પ્રતિજ્ઞા કરે છે.

वेदान्तसारम्—વક્ષ્યમાણ લક્ષણ જે વેદાન્તશાસ્ત્ર તેના સારને હાં ખરૂં જોતાં તો અનંત શાખાવાળા તથા અતિગંભીર અર્થવાળા વેદાન્ત શાસ્ત્રનો પરિચ્છેદ તો સર્વજ્ઞ ઈશ્વર તથા તેમનાં લીલાતનુઓથીજ કરી શકાય એમ છે, અન્યથી થાય એમ નથી. એ હેતુથી શ્રી સર્વજ્ઞ ઈશ્વર પ્રણીત શિવાયના અન્ય સર્વ વેદાન્તના ગ્રંથો વેદાન્તનું સંક્ષેપે કરીનેજ પ્રતિપાદન કરનાર હોવાથી વેદાંતના સારરૂપ છે. તોપણ એ વેદાંતશાસ્ત્રોના નામથી ઓળખાતા ગ્રંથોની અપેક્ષાથી પણ આ ગ્રંથમાં સંક્ષિપ્ત પ્રતિપાદન છે તથા વેદાન્તનો સારરૂપ વિષય જે મહાવાક્યથી લક્ષ્ય નિર્ગુણ બ્રહ્મ તેનુંજ આ ગ્રંથમાં પ્રતિપાદન છે તેથી પણ આ ગ્રંથ વિશેષે કરી વેદાન્તસાર છે.

वक्ष्ये यथामति—ઉક્ત વેદાન્તસારનું હું યથામતિ પ્રતિપાદન કરૂંછું. આ સ્થળે यथामति (મતિ અનુસાર) એ પદ ગ્રંથકારે માત્ર વિવેકને અર્થેજ મુક્યું છે, કંઈ એથી ગ્રંથકારને વાદિનો ભય છે અથવા તો વેદાન્ત શાસ્ત્રનો પોતાની ઈચ્છાનુસાર અર્થ કરી તેનો મતિઅનુસાર સાર કાઢયો છે વગેરે ક્લિષ્ટ અનુમાનો કરવાં યોગ્ય નથી.

આ પ્રમાણે આ શ્લોકથી વેદાંતસારને આરંભ કરવાની પ્રતિજ્ઞા કરી. ત્યાં વેદાન્તસાર એટલે તો વેદાન્તનો સાર. પણ વેદાન્ત એટલે શું એ સમજ્યા વિના વેદાન્તસારનો અર્થ સ્પષ્ટ થતો નથી તેથી વેદાન્તનો અર્થ જાણવાની થતી આકાંક્ષા નિવૃત્ત કરવા કહે છે કે.

वेदान्तोनामउपनिषत्प्रमाणं तदुपकारिणिशारीरकसूत्रादीनिच ॥३॥

વાક્યાર્થ—વેદાન્ત એટલે બ્રહ્મવિદ્યાના પ્રમાણરૂપ ઈશાવાસ્યાદિ શ્રુતિઓ તથા તેનાં ઉપકારક શારીરક સૂત્રો વગેરે. (૩).

वेदान्तः—એટલે વેદનો અંત. વેદ શબ્દ જ્ઞાનાર્થક विद् ધાતુપરથી આવે છે તેથી જ્ઞાનવાચક છે, અને તેથી વેદાન્તનો અર્થ જ્ઞાનનો અંત થાય છે. જ્ઞાનનો અંત એટલે જે જ્ઞાન થયાં પછી અન્ય કશું જાણવાનું અવશિષ્ટ ન રહે તે. એ જ્ઞાન બ્રહ્માત્મૈક્ય સાક્ષાત્કાર છે, કેમકે એ સાક્ષાત્કારને પામ્યાથી સર્વનું જ્ઞાન થાય છે જેથી કોઈ પ્રકારનું જ્ઞાતવ્ય બાકી રહેતું નથી. અથર્વવેદના મુણ્ડકોપનિષદ્માં પણ कस्मिन्नु भगवो विज्ञाते

सर्वं मिदं विज्ञातं भवति—શિષ્ય પૂછે છે, હે ભગવન્! એવું શું છે કે જેનું વિશેષરૂપે જ્ઞાન થયાથી અર્થાત્ અપરોક્ષાનુભવ થયાથી આ સર્વનું યથાર્થ જ્ઞાન થાય છે—એ પ્રશ્નના ઉત્તરરૂપે બ્રહ્મવિદ્યાજ કહી છે. તેથી વેદાન્ત શબ્દનો મુખ્યાર્થ બ્રહ્મવિદ્યા છે. અને એ બ્રહ્મવિદ્યાનું પ્રતિપાદન કરનાર ગ્રંથો ઉપચારથી વેદાન્ત કહેવાય છે. એ બન્ને અર્થ ગ્રંથકારે ઉત્તર પદોથી કહ્યા છે. ત્યાં नाम એ પદ વાક્યાલંકારરૂપે છે.

उपनिषत्प्रमाणम्—આ પદથી ઉપરના બન્ને અર્થ કહ્યા છે, ત્યાં એ સમાસનો કર્મધારય તથા ષષ્ઠિતત્પુરૂષ બે રીતે વિગ્રહ કરાય છે. તેમાં મુખ્યાર્થ કર્મધારય સમાસ લેવાથી બોધન કરાય છે અને તત્પુરૂષ સમાસ લેવાથી ઉપચરિત અર્થ બોધન કરાય છે. તે આ પ્રમાણેઃ—ઉપનિષદ્ શબ્દમાં उप અને नि એ બે ઉપસર્ગ છે અને सद् ધાતુ છે. उप સામીપ્યનો તથા नि. નિશ્ચયનો દ્યોતક છે. सद् ધાતુના વિશરણ, ગતિ અને અવસાદન એ ત્રણ અર્થ છે. એ ત્રણે અર્થમાં सद् ધાતુ उपनि પૂર્વક હોય છે ત્યારે બ્રહ્મવિદ્યાનો વાચક થાય છે. એ વિષે શ્રીકઠોપનિષદ્ ભાષ્યમાં શ્રીમદ્ શંકરાચાર્યે ये मुमुक्षवः दृष्टानुश्रविकविषयवितृष्णाःसन्तः उपनिषच्छब्दवाच्यां वक्ष्यमाणलक्षणां विद्यामुपसद्यउपगम्य तन्निष्ठतया निश्चयेन शीलयन्ति तेषाम् ઈત્યાદિથી આ પ્રમાણે કહ્યું છે કે જે મુમુક્ષુઓ ઐહિક અને પારલૌકિક વિષયમાં આરૂઢ વિતૃષ્ણાવાળા થઈને ઉપનિષદ્ શબ્દથી બોધન કરાતી બ્રહ્મવિદ્યાની પાસે જઈને (उप) અર્થાત્ આશ્રય લઈને તેમાં નિષ્ઠા રાખવારૂપ નિશ્ચયવાળા (नि) હોય છે તેવા પુરૂષની સંસાર બીજરૂપ અવિદ્યાને જે વિદ્યા નાશ કરનાર [विशरण કરનાર] છે તે ઉપનિષદ્ છે. ત્યાં સંસાર બીજરૂપ અવિદ્યાનો નાશ निचाय्यतं मृत्युमुखात्प्रमुच्यते. તે આત્માના અપરોક્ષાનુભવથી અવિદ્યાના મુખમાંથી છૂટાય છે એ શ્રુતિબોધ પ્રમાણે બ્રહ્માત્મૈક્ય સાક્ષાત્કારથી થાય છે. તેથી બ્રહ્માત્મૈક્ય સાક્ષાત્કારરૂપ બ્રહ્મવિદ્યા એ સદ્ ધાતુના વિશરણ અર્થમાં ઉપનિષદ્ શબ્દનો અર્થ થયો. તેમજ ઉક્ત મુમુક્ષુને परं ब्रह्म गमयति. નિર્ગુણ બ્રહ્મને પમા-

કનાર જે વિદ્યા તે ઉપનિષદ્ એ પ્રમાણે સદ્‌નો ગતિરૂપ અર્થ લેવાથી અર્થ થાય છે. તો એ અર્થમાં પણ એ બ્રહ્મવિદ્યાજ છે કેમકે ब्रह्म वेद ब्रह्मैव भवति બ્રહ્મનો સાક્ષાત્કાર કરનાર માણસ બ્રહ્મને પામે છે ઈત્યાદિ શ્રુતિઓ બ્રહ્માત્મૈક્ય સાક્ષાત્કારનેજ બ્રહ્મપ્રાપ્તિનો હેતુ કહે છે. તેથી ગતિરૂપ અર્થમાં પણ ઉપનિષદ્‌નો અર્થ બ્રહ્મવિદ્યાજ થાય છે. તેમજ એ બ્રહ્મવિદ્યાજ ઉક્ત મુમુક્ષુની संसारसारतामार्ति सादयति સંસાર વિષે થયેલી સારબુદ્ધિને અવસાદન–ઉન્મૂલન–કરનાર છે તેથી सद् ધાતુના અવસાદન અર્થમાં પણ ઉપનિષદ્ શબ્દથી વાચ્ય છે.

એ બ્રહ્મવિદ્યારૂપ ઉપનિષદ્ એજ પ્રમાણ છે, કેમકે એ સાક્ષાત્કારાત્મકપ્રમા પૌરુષેયપ્રમેયરૂપ પ્રમાનું કારણ છે. એ ઉપનિષદ્‌રૂપ પ્રમાણ વેદાન્ત શબ્દનો એક અર્થ થાય છે. અને એ મુખ્યાર્થ છે એ તો સ્પષ્ટ છે.

એ સમાસનો બીજો વિગ્રહ उपनिषदः प्रमाणं–ઉપનિષદ્‌નું પ્રમાણ એમ પણ થાય છે. તેથી એ અર્થ થયો કે બ્રહ્માત્મસાક્ષાત્કારરૂપ બ્રહ્મવિદ્યાનું પ્રતિપાદન કરનાર શાસ્ત્ર જે અનુભવી મહાત્માના અનુભવ પ્રદર્શક વચનરૂપ અને તેથી એ વિદ્યાનું પ્રમાણ છે તે અર્થાત્ उपनिषदमधीमहेऽध्यापयाम:—અમે ઉપનિષદ્‌નું અધ્યયન કરીએ છીએ, અધ્યાપન કરીએ છીએ ઈત્યાદિ લોકવ્યવહારમાં પ્રસિદ્ધ જે ईशावास्यादि શ્રુતિઓ છે તે. એ શ્રુતિઓ પણ ઋગ્, યજુસ્, સામ અને અર્થવ એ ચાર, જે કર્મોપાસના આદિનું જ્ઞાન આપનાર હોવાથી ઉપચારથી વેદસંજ્ઞાથી પ્રસિદ્ધ છે તે ચાર વેદની શાખાના અંત ભાગમાં પ્રાયશઃ છે તેથી વેદાન્ત છે.

આ પ્રમાણે આ પદથી વેદાન્ત શબ્દનો મુખ્યાર્થ બ્રહ્મવિદ્યા છે, અને ઉપચરિત અર્થ એ બ્રહ્મવિદ્યાની પ્રતિપાદક શ્રુતિઓ છે એ અર્થનું બોધન કર્યું. ત્યાં ઉપચરિત અર્થમાં શ્રુતિઓનુંજ માત્ર ગ્રહણ થાય છે એમ નથી, પણ બ્રહ્મસૂત્ર વગેરે બ્રહ્મવિદ્યાના પ્રતિપાદક ગ્રંથ માત્રનું ગ્રહણ થાય છે એ કહેલા પ્રકારે ઉત્તરપદો મુક્યાં છે.—

तदुपकारीणि એટલે બ્રહ્મવિદ્યાના વિષયમાં સાધક બાધક યુક્તિઓનું પ્રતિપાદન કરનાર તથા બ્રહ્મવિદ્યાની પ્રતિપાદક શ્રુતિઓના અર્થને સાધક બાધક યુક્તિથી સ્પષ્ટ કરનાર હોવાથી ઉપનિષદ્‌નાં સાધનભૂત (બ્રહ્મમીમાંસા શાસ્ત્ર વગેરે.) (અપૂર્ણ)

# ॥ ગૃહસ્થાશ્રમ. ॥

(સંધાણુ ગયા દર્શનના ૨૦૭ ના પૃષ્ઠથી.)

દશ વર્ષની વય લગી અર્થાત્ જે સમયમાં પુત્ર પુત્રીરૂપ પ્રજાને ખાવું પીવું અને રમવું એજ પ્રધાન કાર્ય્ય છે અને એ શિવાય ઈતર કાર્ય્ય ગૌણ છે તે સમયમાં તો માતા અને પિતાની સત્તા પ્રજા ઉપર એક સરખી રીતેજ ચાલી શકે તેમ છે; પણ એ વય પછી પુત્રી ઉપર પ્રધાનપણે માતાનું અને પિતાનું ગૌણ ધ્યાન રહેવું જોઈએ એવો નૈસર્ગિક નિયમ છે. પુત્રના સંબંધમાં એથી ઉલટું છે. અર્થાત્ દશ વર્ષની વયના પુત્ર ઉપર પિતાનો લક્ષ પ્રધાન અને માતાનો લક્ષ ગૌણ રહેવો જોઈએ એ સ્વાભાવિક નિયમ છે. જેમ જેમ પુત્ર અથવા પુત્રી દશ વર્ષની વયથી વધારે વધારે આગળ વધતાં જાય છે તેમ તેમ પૂર્વોક્ત સ્વાભાવિક નિયમ વધારે વધારે પ્રબળતાથી લાગુ પડતો જાય છે. એ સ્વાભાવિક નિયમથી જે માતા પિતા જાણતાં કિંવા અજાણે વિરૂદ્ધ વર્ત્તે છે તેઓ પોતાનું કર્ત્તવ્ય યથાર્થ રીતે કરી શકતાં નથી; અને કર્ત્તવ્ય કરવાને અસમર્થ થયેલાં મનુષ્યોને પોતાની કર્ત્તવ્ય ભ્રષ્ટતાના પ્રમાણમાં વિવિધ પ્રકારના અપાય પ્રાપ્ત થાય છે. આ વાર્ત્તાનો મૂળ સિદ્ધાન્ત સત્ય છે એમ વર્ત્તમાન લોકવ્યવહાર ઉપરથી પણ સર્વથા સિદ્ધ થાય છે. હાલના સમયમાં નારી વર્ગની જે પતિત અવસ્થા થયેલી છે તેનું કારણ માતાનાં અજ્ઞાન અને (પુત્રીના આચાર વિચાર તરફ) ઉપેક્ષામાં રહેલું છે. માતાની પદવીએ પહોંચેલી ઘણી ગૃહિણીઓ પોતાનું કર્ત્તવ્ય કેવળ સમજતી નથી અથવા અવળી રીતે સમજે છે તેથી એ વિષયમાં અત્રે કાંઈ વિશેષ કહેવું યોગ્ય છે.

પુત્રીની માતાએ પોતાનું ઘર છોડીને દેવ દર્શનાદિક કાર્યને અર્થે રઝળવું યોગ્ય નથી. માતાનું નિરન્તર સામીપ્ય અને માતાએ પોતાના કથન અને વર્ત્તનદ્વારા આપેલો શુભ ઉપદેશ એ પુત્રીના સદ્ગુણનું મુખ્ય કારણ છે. આ સૂચના જ્યાં લગી પુત્રી યથાર્થ સમજણવાળી અર્થાત્ પોતાના સદ્ગુણનું રક્ષણ કરવામાં સ્વતઃ આગ્રહવાળી થાય ત્યાં લગી ધ્યાનમાં રાખવાની છે; તથા તે પ્રમાણે આચરવાનું છે. જે પુત્રીઓની માતાઓ તેમને મૂકીને માતા, મહાદેવ, ભજન, કીર્ત્તન કે દર્શન વગેરેનીધૂનમાં ફરતી ફરે છે, તેઓ એકાન્ત પ્રાપ્ત થતાં અથવા પોતાના કરતાં અધિક બળવાન સત્તાથી દબાઈને પ્રથમ દુરાચારમાં પ્રવેશ કરે છે. અને માતા પિતાને

પોતાની પુત્રી તરફ ઉપેક્ષાને લીધે પરતાવું પડે છે. આવા બનાવ ઓછામાં ઓછા સેંકડે પચાસ ટકા પ્રમાણે બને છે એમ આધુનિક સમયમાં અવલોકન કરતાં સુસ્ફુટ રીત્યે જણાય છે.

પુત્રીરૂપ પ્રજાની વ્યવસ્થા કરવામાં અતિ ધ્યાનમાં રાખવા યોગ્ય એક વિષય ઉપર માતાપિતાનું ધ્યાન હવે અમો ખેંચવા માગીએ છીએ. તે વિષય પુત્રીને પરણાવવા વિષે છે. પુત્રીને માટે યોગ્ય વર પસંદ કરવો એ માતાપિતાના કર્તવ્યનું શિખર છે. જે માતાપિતા પોતાના આ કર્તવ્યમાં કોઈ પણ રીત્યે અસાવધાન રહે છે તેઓ પોતાની પુત્રીને કેવળ દુઃખના ખાડામાં, અથવા દુઃખદ્વારા કુનીતિના ખાડામાં, અથવા કુનીતિમાં, અથવા કુનીતિદ્વારા દુઃખના ખાડામાં ઝીકી દે છે એમાં લેશ માત્ર પણ સંશય નથી. કુપાત્રને અર્થાત્ અયોગ્ય માણસને વ્યવહારની સામાન્ય વસ્તુઓનું પણ દાન કરવાથી પુણ્યને બદલે પાપજ થાય તો આર્ય સમુદાય વડે પૂજ્ય ગણાયલી ગાયની તુલનાને પ્રાપ્ત થએલી પુત્રીનું દાન અયોગ્ય વરને કરવાથી મહાપાપ થાય એમાં શો સંદેહ છે? શાસ્ત્રમાં પણ અનેક સ્થળે એ વિષયે લખેલું છે; અયોગ્ય વરને કન્યાદાન કરનાર માતપિતા ઘોરનરકનાં અધિકારી છે, અને તેઓના ઉપર તેમના પિતૃલોક શાપનીજ વૃષ્ટિ કરે છે. કન્યાદાનના સંબંધમાં, આધુનિક સમયમાં વર પરીક્ષણના સંબંધમાં કન્યાનાં માતાપિતા એટલાં તો બેદરકાર રહે છે કે અમારા અંતઃકરણમાં એવું ભાન થાય છે કે આ ભારતવર્ષનું સૌભાગ્ય અયોગ્ય વરના દુઃખથી બળતી આર્ય-પુત્રીઓના બળતા હૃદયમાંથી નીકળતા નિઃશ્વાસમય શાપાગ્નિથી દગ્ધ તો નહીં થઈ જતું હોય?

યોગ્ય વર શોધી કાઢવામાં પણ માતાપિતાએ કેવળ પોતાનોજ મત ચલાવવો યોગ્ય નથી. જો પુત્રીમાં બુદ્ધિના કાંઈ પણ અંકુર ફૂટયાં હોય તો માતાએજ પુત્રીના અંતઃકરણનો પાર કાંઈ નહીં તો પરોક્ષ રીતિએ પણ લેવો જોઈએ; અર્થાત્ જો પુત્રી અમુક વર પ્રતિ સ્વભાવિક રીત્યે પણ અભાવ ધરાવતી હોય તો તેનીજ સાથે પુત્રીનું લગ્ન કરવામાં દુરાગ્રહ નજ કરવો. કેમકે એવો દુરાગ્રહ કરવાથી સારો પરિણામ આવવા કરતાં ખોટો પરિણામ આવવાનો વધારે સંભવ છે.

પ્રજાવ્યવસ્થાના સંબંધમાં અમો ઉપર જેજે સૂચનાઓ કરી ગયા છીએ તે તે સૂચનાઓ લક્ષમાં રાખી માતાપિતા વર્તે તો પ્રજાવ્યવસ્થાના

સંબંધમાં તેઓએ પોતાનું કર્તવ્ય તો સંતોષકારકરીતે કર્યું એમ કહેવામાં કોઈ પણ પ્રકારે બાધ જેવું રહે નહીં.

ઉપર કરવામાં આવેલી સૂચનાઓ તો માતાપિતાએ પ્રથમથીજ ધ્યાનમાં રાખવાની છે. એ સૂચનાઓ પ્રમાણે વર્તવાથી આધુનિક સમયમાં જેવા વિકારો પ્રજામાં નજરે પડે છે તેવા વિકારો અસ્તિત્વમાંજ આવવાના નહીં. પરન્તુ હાલની વિકૃત પ્રજાને નિયમમાં રાખવાને માટે માતાપિતાએ કેવા પ્રકારનું આચરણ કરવું જોઈએ એ સંબંધી અદ્યાપિ સુધી કાંઈ પણ કહેવામાં આવ્યું નથી તેટલા માટે પ્રજાવ્યવસ્થાના વિષયની ઉપયોગિતાનો વધારો કરવાના હેતુથી અમો પ્રજાની વર્તમાન સ્થિતિમાં માતાપિતાએ કેમ વર્તવું તે પણ સંક્ષેપમાં દર્શાવવું ઉચિત ધારીએ છીએ.

હાલના સમયમાં જોઈએ છીએ તો પુત્ર તેમજ પુત્રી રૂપ પ્રજાને અયોગ્ય રીતે સ્વાતંત્ર્ય આપવામાં આવે છે. ' અયોગ્ય રીતે સ્વાતંત્ર્ય આપવામાં આવે છે' એ કથનનો અર્થ એ છે કે જે બાબતમાં સ્વાતંત્ર્ય આપવું જોઈએ તે બાબતમાં લેશ પણ સ્વાતંત્ર્ય પ્રજાને આપવામાં આવતું નથી; અને જે સ્થળે સ્વાતંત્ર્યનો લેશ પણ આપવો જોઈએ નહીં તે સ્થળે અનર્ગલ સ્વાતંત્ર્ય આપવામાં આવે છે. અમારૂં આ કહેવું સ્પષ્ટ સમજાય તેને માટે કોઈ એક ઉદાહરણ લેઈએ:—ઘણી ખરી જ્ઞાતિયોમાં એવો રિવાજ છે કે પુત્રથી બાંધે બારે પણ તેની વહુ ઉભી હોય તો વડીલનાં દેખતાં પાણી જોઈએ છીએ એટલો પણ ઉચ્ચાર થાય નહીં; પરન્તુ ભવાઈ, નાટક, ગરબા અથવા ભજન મંડળી વગેરેમાં પુત્ર પોતાના સરખા સરખીના ભાઈબંધો સાથે આખી રાત્રીને રાતી બહાર ગાળે તો વડીલ અથવા કોઈ પણ તેની દરકાર કરતું નથી; હજારો સ્ત્રીઓનો મેળો થાય ત્યાં મેળો જોવા જતાં કે દર્શન કરવા જતાં માતાપિતા પોતાના પુત્રને જરીકે રોકતાં નથી; આનાં પરિણામ પણ આપણા દેશના યુવકોના આચારવિચાર ઉપરથી પ્રત્યક્ષ જણાઈ આવે છે.—તેમજ પુત્રી માતાપિતાની સ્પષ્ટ આજ્ઞા વિના પોતાની મરજી પ્રમાણે અથવા પોતાના પતિની શુદ્ધ આજ્ઞા પ્રમાણે સાસરે જઈ શકતી નથી; પણ જ્યાં પુરૂષોની અને સ્ત્રીઓની ભચડાભચડી થાય છે, વસ્ત્રાદિક તણાઈ ખેંચાઈ જાય છે, અને અનેક પ્રકારની કુનીતિ પોતાના વિવિધરૂપે વર્તી રહે છે, તેવાં દેવમંદિરમાં, સ્નાનાદિકમાં અને ભજન મંડળીઓનાં જાગરણ વગેરેમાં પુત્રીને જતાં માતાપિતા લેશ પણ રોકતાં નથી; આનાં ફળ પણ

લગભગ આપણી આર્ય પ્રજા અને મુખ્યત્વેકરીને ગુર્જર બંધુઓએ ચાખ્યાં છે, અને જ્યાં લગી નહીં ચેતે ત્યાં લગી ચાખ્યા કરશે, માટે અત્રે વધારે સ્પષ્ટ કરીને કહેવાની જરૂર નથી. પુત્ર પોતાની પત્ની તરફ હસતી આંખે જુએ તો પોતાના વડીલ ધર્મ પ્રમાણે આંખ આડા કાન કરવાને બદલે માતાપિતા વગેરે વડીલો એક મોટી ચર્ચા ચલાવવા માંડે છે એટલુંજ નહીં પણ કોઈ વાર મોઢે ચઢી પુત્રને મર્યાદા પ્રમાણે ચાલવાનો હાસ્યજનક અને તિરસ્કારજનક બોધ આપવા બેસે છે; તેઓ કહે છે કે 'આતે શું મારા ભાઈ ! ! કાંઈ નાનાં મોટાંની મરજાદા તો રાખો ? ! ! રાંડને હાળો બન્ને એક બીજાના સામું જોઈને પોમાઇ જાવછો એ જોઈને અમે ઘરડાં તો લાજને લોટ થઈ ગયાં ! અમારા ઘરમાં આ હડહડ તો કળજુગ ક્યાંથી પેઠો? જો આમ કરવું હોય તો નિકળો ઘરમાંથી અને રહો જુદાં !! અમારાં મરજાદાદાર ઘરમાં આ નહીં નભે ! અતિસે ફાટી ના જાવ ફાટી! આ વગેરે બીજા અનેક કટુ શબ્દોવડે માતાપિતા પોતાનું વડીલપણું બજાવે છે; પણ પુત્ર જ્યારે પોતાનાં સગાં અથવા પાડોશીના છોકરાની વહુઓ જોડે અબિલ, ગુલાલ, કે કાદવથી ચોળાચોળી કરી હોળી રમે છે ત્યારે તો માતાપિતા પોતાના પુત્ર જોડે હોળી રમનારીઓને ગોળનાં પૈસા અને ખજુર અપાવવામાં લહાવો સમજે છે. મહાશોચનીય વાર્ત્તા છે કે આર્યભૂમિમાં વિપરીત વડીલપણાનું ભૂત ભરાયું છે. પુત્રવધુઓ અને પુત્રીઓનો પોતાના પતિપ્રતિ ભાવ પ્રકટ થતાં તેઓએ માથે છેડો નાંખ્યો એમ વડીલો માને છે, પણ જ્યારે તેઓ સીમંતનો લહાવો લેવા માટે ઉંટ વૈદાં કરનાર પોમલીઓ, વાઘરણો, અને દુરાચારી લાલભટો, જોગી જતી, ગરોડા વગેરે આગળ ખોળા પાથરે છે અને વખતે દુરાચારમાં ભૂશકો મારે છે અને ન કરવાનાં કાર્ય કરે છે ત્યારે તો માતા પણ પોતાની શાણી!! દીકરીનું અને સાસુ પણ પોતાની કુલદીપક વહુનું વખાણ કરે છે; પિતા તથા સસરાઓ મંતર જંતરના ઢોંગ કરનાર જાર જોશીઓ લાલભટો વગેરેને પાઘડી શેલાંના શિરપાવ આપવા તૈયાર થાય છે!!! જુઓ હિન્દુ હેવાનોની કુળ મરજાદ જાળવવાની રીતિ! આર્ય તરૂણોનાં અનાડી (અનાર્ય) વડીલો પ્રજાને વાસ્તવ સ્વાતંત્ર્ય આપી જાણતાં નથી, અને હાનિપ્રદ અવાસ્તવસ્વાતંત્ર્ય આપી આર્યભૂમિ ઉપર પાપી પ્રજાદ્વારા

પાપનો ભાર વધારે છે. આ સર્વ ઉપરથી અમારો લક્ષ્ય ઉપદેશ એ છે કે પ્રજા વ્યવસ્થાના કાર્યમાં પ્રજાની સુનીતિ સાહાય્યક સ્વતંત્રતામાં વડીલપણાનું નકામું વલોણું વલોવવું છોડી અને નીતિનો ભંગ થાય એવાં પર્વ, દર્શન, સ્નાન, વસ્ત્રધારણ, ભોજન, મેળા, વ્રત, ધર્મ આદિથી તમારી પ્રજાનું હે આર્યો! ધૈર્ય ધારી મૂર્ખ લોકના અપવાદથી નિડર રહી સંરક્ષણ કરો.

૩. ઉપર પ્રમાણે પ્રજાવ્યવસ્થાના સંબંધમાં મુખ્ય મુખ્ય સૂચનાઓ કરી ગયા. હવે ગૃહસ્થાશ્રમનું ત્રીજું અંગ જે ધન તેની વ્યવસ્થાના સંબંધમાં વિવેચન કરવાનું શરૂ કરીએ છીએ. સ્ત્રી અને પ્રજાની જે અવ્યવસ્થા હાલ વર્તે છે, તે ઉપરથીજ સામાન્ય રીતે ધનની અવ્યવસ્થાનું સૂચન થાય છે. ધનની પ્રાપ્તિનું કારણ ઉદ્યોગ, ધનના રક્ષણનું કારણ વિવેક, તથા ધનના ફળની પ્રાપ્તિનું કારણ વ્યય છે. વ્યયમાં પણ વિવેકનું પ્રાધાન્ય જરૂરનું છે.

ઉદ્યોગના સંબંધમાં આપણે આગળ દિગ્દર્શન કરાવી ગયા છીએ કે ઉદ્યોગના સમગ્ર સાધન પ્રાપ્ત કરવાને સમયે સ્ત્રી તથા પ્રજાની પ્રાપ્તિ થતી આર્ય બંધુઓમાં નજરે પડે છે, તેથી તેઓનો ઉદ્યોગ–સાધનનો સમય પ્રતિબંધ યુક્ત થાય છે, અને તેથી ઉપાર્જન શક્તિનો જોઇએ તેવો પ્રકાશ થતો નથી, અને આખો જન્મ દરિદ્ર જેવી અવસ્થામાંજ આપણા આર્ય બંધુઓ વ્યતીત કરે છે. આ વિષયના સંબંધમાં સવિસ્તાર ચિત્ર આપવાનું આ સ્થાન ન હોવાથી અત્રેતો આટલા સંક્ષેપથીજ સંતોષ માનીએ છીએ. સવિસ્તાર ચિત્ર આપવાને માટે પ્રસ્તુત વિષયનો લખનાર 'બાળા વરનોં વિપત્તિ' અથવા 'બાળ ગોવિન્દનો વક્રાપો' એ નામનું નાટક રચી પ્રસિદ્ધ કરવાનો વિચાર રાખે છે.

ઉપર આપણે દર્શાવી ગયા તે પ્રમાણે આર્યોની ધન ઉપાર્જન કરવાની શક્તિ પ્રતિબંધવાળી હોય છે તેથી બહુ પરિમિત ધનથી ગૃહસ્થાશ્રમ ચલાવવો પડે છે એટલુંજ નહીં પણ ધનના રક્ષણમાં તથા વ્યયમાં વિવેકનો ઉપયોગ કરવામાં નથી આવતો માટે આર્યોનો સંસાર તેમના પૂર્વજોના સંસારની પેઠે સુખપ્રદ ન નીવડતાં અતિ દુઃખપ્રદ નીવડે છે; તેમનો સંસાર પરમેશ્વરની માયાના સુંદર બગીચા જેવો ન નીવડતાં સ્વર્ગની નીસરણીમાં વર્ણવેલા કાંટા અને ગોખરૂનાં વન જેવો નીવડે છે; તેમનું ઘર સુખ લેવા-

ના સ્થળને બદલે જુલમી દરોગાને તાબે રહેલા કેદખાના જેવુંજ થઈ પડે છે; સ્ત્રી સુખદ રમણીને બદલે ચૂડેલ જેવીજ ભાસે છે; પ્રજા સ્મશાનવાસી પિશાચ મંડળના જેવી ભાસે છે; સગાં અને મિત્રો યમદૂત જેવાં ભાસે છે; તથા પોતાનુંજ અંતઃકરણ એક કટ્ટા દુશ્મનની ગરજ સારે છે. આતો એક નિર્ધન આર્ય ગૃહસ્થાશ્રમી પુરૂષનું વર્ણન થયું.

સામાન્ય ધનવાળા ગૃહસ્થાશ્રમીઓ પણ પોતાના ધનની યોગ્ય રીતિએ વ્યવસ્થા કરતા નથી તેથી તેમની પણ બહુ શોચનીય સ્થિતિ થતી દષ્ટિગોચર થાય છે. મિથ્યાભિમાનદર્શક નાતવરા, વરઘોડા, ઐહિક અથવા આમુષ્મિક બોધ વગેરે કરવામાં અસમર્થ બ્રાહ્મણ, સાધુ અને આચાર્યોને મિથ્યા દાન વગરેમાં આપણા આર્યબંધુઓ જે ખરચ કરે છે તેથી તેમને પોતાને અથવા પ્રજાસમુદાયને શો લાભ છે? અતિ શોકની વાર્તા એજ છે કે વ્યય કરવામાં આર્યબંધુઓ કોઇપણ પ્રકારે પોતાની વિવેક-બુદ્ધિનો ઉપયોગ કરતા નથી. એવાં ખરચ કરવાથી એ ખરચ કરનાર માણસને તો નીચે પ્રમાણે અનર્થની પ્રાપ્તિ થાય છે.

બહાર જે મિથ્યા ઉદારતા દર્શાવવામાં આવે છે તેથી જાણે પોતાના ઘરમાં તંગી થાય છે એ તો પ્રથમ વાર્તા છે. તંગી એ ચિન્તાની માતા છે એ વાર્તાનો કોઈ ઈનકાર કરે તેમ છે? અને ચિન્તાથી જે આધિ અને વ્યાધિ ઉત્પન્ન થાય છે તે જગત્ જાહેરજ છે. ઘરમાં જે સ્ત્રી અને પ્રજાનું સંતોષકારક રીતે ભરણપોષણ કરવાને શાસ્ત્ર પ્રમાણે અને વ્યવહાર પ્રમાણે બંધાયલા છીએ તેમનું ભરણપોષણ કરવામાં ટૂંટિયાં વાળવાં પડે છે. આમ કરવાથી શાસ્ત્ર પ્રમાણે મહા પાપ લાગે છે એના અનેક પ્રમાણ શાસ્ત્રના ગ્રન્થોમાંથી જડી આવે છે. સ્ત્રી અને પ્રજા એ આશ્રિત કહેવાય છે, અને આશ્રિતના રક્ષણમાં જે ખામી રહે તે પરલોકમાં અનર્થની ઉત્પત્તિ કરનાર છે એમ શાસ્ત્ર પોકારીને કહે છે. આશ્રિત જનોના ભરણપોષણમાં બાધ આવે તે પ્રમાણે કરેલાં ધર્મદાનાદિક કાર્યો પણ નિષ્ફલ છે એટલુંજ નહીં પણ એવાં કાર્યો કરનાર ઉલટો પાપી થાય છે એવો અભિપ્રાય એક કરતાં વધારે સ્મૃતિકાર ઋષિઓનો છે. જો આમ છે તો કુટુંબ પોષણરૂપ સ્વધર્મને હાનિ પહોચે એવી રીતિએ જે વ્યાવહારિક વ્યય કરવામાં આવે છે તે પણ પરલોકમાં અહિત કરનારોજ છે એમાં કોઇ પ્રકારે શંકા કરવા જેવું નથી.

તેમજ આ લોકમાં પણ એવા વ્યયથી કોઈપણ પ્રકારનું શુભ ફલ પ્રાપ્ત ન થતાં અનર્થનીજ પ્રાપ્તિ થાય છે. આ વાર્તાનો અનુભવ આપણને પ્રત્યક્ષજ છે. આપણા આર્યબંધુઓ અર્થ–સંચય–પરાયણ તથા સદુપદેશ આપવામાં અસમર્થ અને કોઇ કોઈ વાર તો પોતાના દુરાચાર તથા દુર્વિચાર દ્વારા પાપમય ઉપદેશજ આપનાર આચાર્ય, મહાન્ત, સાધુ, બ્રાહ્મણ વગેરેને દાનાદિક આપે છે તેથી તેવા આચાર્ય, મહાન્ત, સાધુ, બ્રાહ્મણ વગેરે નિર્વાહને માટે બેફિકરા થઈ પોતાની મરજીમાં આવે તેવાં આચરણ ચલાવી પ્રજાસમુદાયમાં એક પ્રકારનો ચેપ ફેલાવે છે અને પાપરૂપ મહારોગમાં હજારો સ્ત્રી પુરૂષોનાં અંતઃકરણ હોમાઇ જાય છે. પાપાચરણી પ્રજાને એક ગળી એક અનેક અનર્થની પ્રાપ્તિ થાય છે; અને છેવટે આખી પ્રજાનો નિપાત થાય છે. કેવલ લોકમાં વાહવાહ કહેવડાવવા માત્ર જોયા વિના દાનાદિક કરવાથી માણસ પોતાનું એકલાનું અહિત કરે છે એટલુંજ નહીં, પણ આખા દેશની પ્રજાના સુખમાં ઝેર ભેળવે છે. તેમજ વ્યાવહારિક વરા, નાતો વગેરે કરવાથી પણ એક દિવસ વાહવાહ થાય છે; પણ પરિણામે સ્ત્રી અને પ્રજા ઘરમાં લુખો સુકો રોટલો પણ મહા મહેનતે મેળવે છે; વાઘરી જેવા વેશે રહેવું પડે છે; શરીર સામર્થ્ય ઘસાઈ જાય એવી રીતે અનિયમિત મહેનત કરવી પડે છે; દેવું થાય છે; અને અંતે ઘરબાર વેચાઈ જાય છે; જે અબળાનો હાથ ઝાલ્યો તેનો જન્મ દુઃખમાં કે દુરાચારમાં જાય છે; જે છોકરાં છઈયા હોય છે તેમને કેળવણી ન આપી શકવાથી તેઓ વ્યવહાર પરમાર્થ નીતિ રહિત થઈ આખા કુટુંબને લાંછન લાગે એવી સ્થિતિમાં આવી પડે છે; અને જેઓ આપણે ઘેર જમીને આપણી વાહવાહ કહેતા તેઓજ આપણને અને આપણાં સંતાનને તિરસ્કારની નજરે નિહાળે છે. આ સઘળું ધનની વ્યવસ્થા કરવામાં વિવેકનો અભાવ હોવાથીજ નિપજે છે.

હવે આપણા શ્રીમંત આર્ય બધુઓ જે ધન વ્યવસ્થા કરે છે, તેના સંબંધમાં પણ અત્રે કાંઈક લખવું જાઈએ. અમારૂં કહેવું કાંઇ એવું નથી કે સઘળા શ્રીમંતો પોતાના ધનની વ્યવસ્થા યોગ્ય રીતે કરતા નથી; અલબત આર્યભૂમિમાં એવા પણ વિવેકી આર્યો છે કે જેઓ પોતાના ધનની વ્યવસ્થા ઘણી પ્રશંસાપાત્ર રીતે કરે છે; પરંતુ એવા વિવેકી આર્ય બંધુઓ ઘણા થોડા છે.

## अनुक्रमणिका.

| વિષય. | પૃષ્ઠ. |
| --- | --- |


---

### જાહેર ખબર.

આ મહાકાલના ઉપાસક થવાની ખાસ વિજ્ઞપ્તિ કોઈને કરવામાં ન આવે, માટે જેને એના ઉપાસક થવાની ઈચ્છા હોય, તેણે પત્રદ્વારા મહાકાલના મેનેજરને પોતાની ઇચ્છા જણાવવી.

---

### સુચના.

મહાકાલના જે ઉપાસકોને પ્રત્યેક માસની પૂર્ણ ચતુર્દશી પછી પાંચ દિવસમાં શ્રી મહાકાલનાં દર્શન ન થાય તેઓએ મહાકાલના (મેનેજર) વિતરકને ખબર આપવી. ઘણી મોડી ખબર આપનારના પત્ર ઉપર ધ્યાન દેવામાં નહીં આવે.

મેનેજર 'મહાકાલ.'
C/o V. G. Vyas,
Mandvi's pole,
Padi pole
Ahmedabad.

### સૂચના.

મહાકાલના જે ઉપાસકોએ ઉપહાર વસ્તુઓ મોકલાવ્યા નથી તેમને વિજ્ઞપ્તિ કરવામાં આવે છે કે તેમણે ઉપહાર જેમ બને તેમ તાકીદે મોકલી આપવા

रूप (पुस्तक) २,—आश्विन कृष्ण १४ सं. १९४६ दर्शन (अंक) १२.

## ॥ रुद्रोक्तम् ॥

### श्रीमन्महाकालपूजाष्टकम्.

श्लोकाः

नमः श्रीमते-सर्वभूतात्मने
नमो निश्वमालैकसूत्रात्मने ।
नमः कालकालाय ते शंभवे
प्रभो पाहि चास्मान्निगां शाम्भवे ॥ १ ॥
विभो सर्वदेशात्मक त्वासनम्
गृहाणाद्य भावेन संकल्पितम् ।
यदाचैकदेशे स्थितिः सभोन्
तदा तिष्ठ चित्तेऽस्मदीय पिनर् ॥ २ ॥
महाभक्तिभागीरथी निर्मला
तदीयं जलं प्रेमरूपं वरम् ।
वयं ते ऽभिषेकं गुरो कुर्महे
सदा तेन तस्मात्प्रसीदेश्वर ॥ ३ ॥
अनेकौषधीवर्गसंभूषिता
सुगन्धप्रमाना च सर्वाश्रया ।

धरा, तन्मयं गन्धलेपं शुचिम्
वयं कल्पयामः प्रसीदेश्वर ॥ ४ ॥
न भारेण युक्तं तथा व्यापकम्
नमस्तेऽर्चने सर्वथैवोचितम् ।
सुपुष्पं सुभावेन संकल्पितम्
गृहीत्वा सदा त्वं प्रसीदेश्वर ॥ ५ ॥
मनोहारिगन्धाढ्यपुष्पोत्तमैः
सुगन्धीकृतो वायुरेव प्रभो ।
सुधूपत्वमारोप्य संकल्पितः
तमाघ्राय तुष्टो महात्मन्भव ॥ ६ ॥
सुतत्त्वं च तेजः समग्रं महत्
जगद्वस्तुमात्रं नु दृग्गोचरम् ।
कृतं येन दीपं शुभं तन्मयम्
वयं कुर्महे त्वं प्रसीदेश्वर ॥ ७ ॥
सुताम्बुलमेतच्च सर्वात्मकम्
सुवर्णात्मिकां दक्षिणां स्वीकुरु ।
महाकाल साष्टाङ्गपातांनतिम्
प्रसन्न स्त्वमस्मद्गुरो स्वीकुरु ॥ ८ ॥
॥ इति ॥

અર્થ—સર્વ ઐશ્વર્યના પતિ તથા સર્વ પ્રાણિના અંતરાત્મા (રૂપ આપને) નમસ્કાર છે; સંપૂર્ણ વિશ્વરૂપ માળા જેમાં પ્રોવાયલી છે, તે આપ અખંડ સૂત્રાત્માને નમસ્કાર છે; મહા કલ્યાણના સ્થાનરૂપ આપ મહાકાલ ભગવાનને નમસ્કાર છે. હે પ્રભો! તમારા અંશરૂપ અમને આ ભવમાં રક્ષજો. ૧૮

હે સર્વ વ્યાપક ભગવન્! શુદ્ધ ભાવથી રૂડે પ્રકારે કલ્પાએલા સર્વ

દેશને આજ આપ આસનરૂપે સ્વીકારો; અને જો આપની એક પ્રદેશમાં સ્થિતિ થઈ શકતી હોય તો હે પિતા! આ (અમારા) ચિત્તવિષે આપ આસન કરો. ૨

ભક્તિરૂપ મહા ભાગીરથી જે અતિ શુદ્ધ છે, તેના પ્રેમરૂપ શ્રેષ્ઠ જળવડે હે ગુરો! અમે આપને અભિષેક કરીએ છીએ, તેથી હે પરમેશ્વર! આપ પ્રસન્ન થાઓ. ૩

નાના ઓષધીગણથી રૂડે પ્રકારે શોભા પામેલી તથા વિવિધ પરિમલોથી સુવાસિત થયેલી એવી, સર્વને આશ્રય આપનારી જે આ પૃથ્વી છે, તેને પવિત્ર ગંધલેપ રૂપે અમે કલ્પી અર્પીએ છીએ, જે સ્વીકાર કરતા હે પરમાત્મન્! આપ પ્રસન્ન થાઓ. ૪

સર્વત્ર વ્યાપી રહેલું છતાં ભારરહિત આ આકાશ જે આપના અર્ચનમાટે સર્વ પ્રકારે યોગ્ય છે, તેને અમે શુદ્ધ ભાવથી સુંદર પુષ્પરૂપે અર્પીએ છીએ, તેનું ગ્રહણ કરી, હે પરમેશ્વર! આપ નિરંતર પ્રસન્ન હોજો. ૫

હે ભગવન્! ચિત્તનું આકર્ષણ કરનાર ગંધથી ભરપૂર શ્રેષ્ઠ પુષ્પોથી સુવાસિત થયેલો જે વાયુ, તેમાં શ્રેષ્ઠ ધૂપપણાનો આરોપ કરી અમે અર્પણ કરીએ છીએ, તેનો સુવાસ લેઇ હે વિભો! તથા સર્વ શ્રેષ્ઠ પ્રભો! આપ (અમારા પ્રતિ) સંતુષ્ટ થાઓ. ૬

જેવડે જગતની વસ્તુમાત્ર પ્રભુના વિશ્વરૂપ ધામ છે, તે વિશાલ શ્રેષ્ઠ તત્વરૂપ સમગ્ર તેજસ્ને શુભ દીપકસ્થાને કલ્પી અમે અર્પણ કરીએ છીએ; હે ભગવન્! તે ગ્રહણ કરી આપ પ્રસન્ન થાઓ. ૭

આ સંપૂર્ણ દૃશ્ય પ્રપંચને આપના શ્રેષ્ઠ તાંબૂલરૂપે, તથા આ શ્રેષ્ઠ વર્ણાત્મક સ્તુતિને સુવર્ણમયી દક્ષિણારૂપે આપ ગ્રહણ કરો. હે મહાકાલરૂપ અમારા શ્રીસદ્ગુરો! આપ પ્રસન્ન થઈ આ સાષ્ટાંગ દંડવત્ પ્રણામરૂપ નમસ્કારને સ્વીકારો. ૮

---

# ज्ञान प्राप्त करवुं एज खरुं कर्त्तव्यछे.

પદ રાગ કલ્યાણ. (વણઝારાના રાગે પણ ગવાશે.)

લો જ્ઞાનનો સુજનો લ્હાવો, ફરી નાવે પ્રસંગ શુભ આવો. ટેક.

આ નરતનું ધારી વિચારો, છે શાવિણ દુઃખનો ગારો રે;
કરી સિદ્ધ હૃદય ન રીબાવો, ફરી ના'વે૦ ૧
ધરી જન્મ સુનીતિ ધારો, કરી હૃદય સુગુણનો ક્યારો રે;
જો હોય જગમાં યશ લ્હાવો, ફરી ના'વે૦ ૨
છે સમરાંગણ ભૂ આ તો, જ્યાં જય ન સહજમાં થાતો રે;
માટે સઘ સમજ ઉર લાવો, ફરી ના'વે૦ ૩
પડ્રિપુ સઘળે સંતાપે, તેનું બળ કળ કરીને કાપે રે;
એવો નૃપ નરમાં ક્યાં થાવો? સો ગ્રાનનો૦ ૪
પરદુઃખ હરવા બહુ ઈચ્છે, નિજ સુખને પણ નવ પ્રીછે રે;
તેનો કીર્તિમંડપ ક્યાં છાવો? સો ગ્રાનનો૦ ૫
સુખ સાચું સમજી વિવેક, કરી યત્ન મેળવવું ટેક રે;
પછી ઘટ ઘટમાં ઉપજાવો, ફરી ના'વે૦ ૬
જગહિત કો વિધિએ થાશે; તે કો વિધિ જાણ્યું જાશે રે;
તે વિણ જાણે શું તાવો? ફરી ના'વે૦ ૭
જો સુખને ધર્મ જ જાણો, તો તે ધર્મ ઉર આણો રે;
કરી અન્ય તણો જ અભાવો, ફરી ના'વે૦ ૮
કર્તવ્ય સકળનું એ છે, નથી પ્રાપ્ત મેળવવું તે છે રે;
નથી અન્યતણે શિર દાવો, સો ગ્રાનનો૦ ૯
કોઈ વીર જગતમાં કહાવો, જો સુખપર મુછ ધરાવો રે;
તો ત્રિવિધિ તાપ શમાવો, ફરી ના'વે૦ ૧૦
આ ભવરણ મધ્યે આવી, જેણે વિજયવાણ વર્તાવી રે;
તેનો નૃસિંહ જને યશ ગાવે, ફરી ના'વે૦ ૧૧

---

## દ્રશ્ય પદાર્થોમાં મોહ ન ધરવા વિષે.

પદ રાગ બિરહ પ્રારમારીનો.

૧ ભગવાનને રક્ષજો. ૧૦ — છંદ છાંડ ચલે બન ગોધુ, એ રાહે.

ભાઈ,

હે સર્વ વ્યાપક ભગવા, જગમાં. ટેક.

દૃશ્ય સકલ સ્થિર નથી દેખાતું, સુજનો અનુભવથી જાણો રે;
હું મારું કરી કરીને સજવું, તદપિ દુઃખદ કાં ના નાણો રે. જગમાં૦
ધન યૌવન સુત ગૃહ કે દારા, નથી અધિકાર અખંડ રહેતા રે;
સત્તા-રાજ્ય સહુ જન જોયા, રાયને રંક સહુ વહેતા રે. જગમાં૦
જ્યાં નગરો ત્યાં ઉજડ થાતું, ઉજડ ત્યાં વસતિ થાતી રે;
જ્યાં જલ ત્યાં સ્થલ ભાસતું કાલે, કારમી કાયા અળપાતી રે. જગમાં૦
ચંચળ પ્રાણ તથા લક્ષ્મી છે, એક દિવસ લય તો થાશે રે;
તેશું પ્રીત ધરી સુખ આશા,-રાખ્યે દુઃખ અતિ દેખાશે રે, જગમાં૦
(મારે) નાના છળ રચી વસુ વસુધાને, મેળવવા મતિ ના ધારો રે;
ન્યાયવડે પગલાં ભરી વીરો, નિજબળથી જનને તારો રે. જગમાં૦
જેમ બાજીગર બાજી રચીને, ક્ષણમાં ભરી પેટે ચાલે રે;
તેમ જગબાજી નથી રહેનારી, જીવ વૃથા વસશે બાજે રે. જગમાં૦
જાણે સહુ જગ નિત્ય નથી આ, તોપણ મોહ નથી ટળતો રે;
પ્રતિદિન તો અભિમાન વધે છે, મનથી ગર્વ નથી ગળતો રે; જગમાં૦
માટે સુજન વિચારી ચાલો, નીતિનિયમને સંભારી રે;
નૃસિંહ એક શ્રીપતિને ભજી લો, નહિ તો અંત જવું હારી રે. જગમાં૦

---

# सामान्य साधक तथा यथार्थ साधक वच्चे संवाद.

( અનુસંધાન પૃષ્ઠ ૨૮૮ થી )

सामान्य साधक—ઘણા મનુષ્યો પોતાનો આત્મા એજ યથાર્થ સદ્ગુરૂ છે એમ ગણી, કોઈ અન્ય સદ્ગુરૂને શરણ થવાની આવશ્યકતા સ્વીકારતા નથી. તેવા મનુષ્યો તે પોતાના આત્મારૂપ સદ્ગુરૂને શરણ થઈ ઘેર બેઠા બેઠા પુરૂષાર્થ સાધે, તો તેમનો પુરૂષાર્થ તે આત્મારૂપ સદ્ગુરૂની કૃપારૂપ ફળ ઉપજાવવામાં સમર્થ થઈ શકે કે નહિ?

यथार्थ साधक—હે અધિકારવાન્! પોતાના આત્માની કૃપારૂપ ફળ ઉપજે યાગ છે, એ વાર્તા શાસ્ત્ર અને અનુભવથી યદ્યપિ સાચી છે, તોપણ

અંતરાત્માને ગુરૂ માની તેને શરણ થઇ પુરૂષાર્થ કરીએ છીએ, એવું વદનારા અસંખ્ય પુરૂષોમાંના કોઈક જ આત્માને શરણ થયા હોય છે; બાકી ઘણા તો દુર્ગુણના આગાર, અને મિથ્યાભિમાનની મૂર્તિ હોવાથી, સદ્ગુરૂને શરણ થઈ શિષ્યના શુશ્રૂષા આદિ મહા કઠિણ નિયમો પાળવા અસમર્થ હોય છે, અને તેથી અંતરાત્માને સદ્ગુરૂ ગણી તેને શરણ થવાનું ભ્રાંતિથી સુલભ જાણી, આત્મા એ જ અમારો ગુરૂ છે, એમ મિથ્યા બોલી જાણનાર જ હોય છે. જે આત્માને શરણ થઈને પુરૂષાર્થ કર્યાથી મોક્ષપ્રદ કૃપારૂપ ફળ ઉપજ઼ થાય છે, તે આત્મા અને શ્રીસદ્ગુરૂનું સ્વરૂપ કાંઈ ભિન્ન નથી. માત્ર શ્રીસદ્ગુરૂની સંપૂર્ણ અભિવ્યક્તિ તેમના સ્થૂલના સદ્ભાવથી એક સાધકને પોતાનાથી બહિર્ પ્રદેશમાં થાય છે, અને બીજા સાધકને આત્મારૂપ શ્રીસદ્ગુરૂ પોતાના અંતરૂતમ પ્રદેશમાં જ પ્રતીત થાય છે. પણ આ, શ્રીસદ્ગુરૂથી અભિન્ન આત્મારૂપ શ્રીસદ્ગુરૂનું સ્વરૂપ, અમાનિત્વાદિ સાધનોથી રહિત આ બકબક કરનાર મનુષ્યોને સમજાયું હોય છે કે? શું તેઓ તે સત્ય આત્માને શરણ થયા હોય છે કે? અંતરૂતમ પ્રદેશમાંથી ઉઠતા એ આત્માના સત્ય આદેશો આ મિથ્યાભિમાનીઓ શું સમજી શકતા હોય છે કે? પોતાનો જીવાત્મા અને આ શ્રીસદ્ગુરૂસ્વરૂપ શુદ્ધાત્મા, એ ઉભયનાં ..રૂપ તેઓના અનુભવમાં યથાર્થ આવ્યાં હોય છે કે? વાસ્તવે જોઈએ તો આ આત્માને શરણ થયાનું કહેનાર મિથ્યા સાધકોને પોતાના શુદ્ધાત્માનું કિંચિત્ પણ ભાન ન હોવાથી, પોતાના અશુદ્ધાત્માને જ શરણ થયેલા હોય છે, પરંતુ ભ્રાંતિથી શુદ્ધાત્માને શરણ થયાનું માને છે. તેમના મલિન અંતઃકરણમાં રહેલી અનંત વાસનાનુસાર ઉઠતાં અનેક કામનારૂપ સ્ફુરણને તેઓ શુદ્ધાત્માનો આદેશ (inspiration) માને છે, અને આ પ્રમાણે તેઓ પોતે પોતાથી જ ઠગાય છે. આ શુદ્ધાત્માનો જ્ઞાનજ્યોતિ તે જ સાધકોનાં શુદ્ધ અંતઃકરણમાં પ્રકટે છે કે જે સાધકો શ્રીસદ્ગુરૂને શરણ થયા હોય છે, અને તદ્ઉપદિષ્ટ પુરૂષાર્થ કરતા હોય છે; ખરો ગુરૂ આત્મા જ છે, એમ ગ્રંથમાંથી વાંચી પોતાના મલિનાત્માને (Lower self) ભ્રાંતિથી શુદ્ધાત્મા (Higher self) માની, તદાદેશાનુસાર વર્તનારનાં મલિન અંતઃકરણમાં પ્રકટતો નથી. વાસ્તવે જોતાં તો શ્રીસદ્ગુરૂને શરણ થયેલા સાધકના શુદ્ધ પુરૂષાર્થથી પ્રસન્ન થયેલા શ્રીસદ્ગુરૂ પોતાનું સાધકના અંતઃકરણમાં રહેલું વ્યાપક સ્વરૂપ, જે અન્ય શબ્દોમાં કહીએ તો સાધકનો શુદ્ધાત્મા જ છે, તેને

સાધકના અંતઃકરણમાં આવરણરહિત કરે છે, અર્થાત્ પ્રકટ કરે છે. અને જે વિરલ સંસ્કારીના હૃદયમંદિરમાં એ જ્યોતિ પ્રકટ થયો છે, તે સાધકને તે જ્ઞાનજ્યોતિ અમુક વ્યક્તિગત શ્રીસદ્‌ગુરુ કરતાં નિત્ય અપરોક્ષ હોવાથી, સર્વકાળ તે જ્યોતિષ્પ્રકાશની સંનિધિથી તેનું આખું જીવન શ્રીસદ્‌ગુરુની ઈચ્છાનુકૂળ નિયમન થઈ રહે છે, તેથી આ શુદ્ધાત્મા એ જ ખરા શ્રીસદ્‌ગુરુ છે, એમ તેમના અનુભવમાં આવે છે; અને એવા અનુભવી સાધકોનાં વદેલાં આનંદાવેશાત્મક વાક્યોને વગર સમજ્યે પકડી લેઈ, શુદ્ધાત્મારૂપ જ્યોતિનો અંતરમાં ઉદય થયાવિના મલિન જીવાત્માને જ ગુરુ માની લેઈ, શ્રીસદ્‌ગુરુની આવશ્યકતા જ નથી, એમ વદનાર માણસો તો અતિમંદ જ છે, એમાં કશો સંશય નથી. હે સન્મતિવાળા! આટલું કહેવાથી એ સિદ્ધ થયું કે શ્રીસદ્‌ગુરુને શરણ થઈ તેમની કૃપાદ્વારા, પોતાના અંતઃકરણમાં રહેલા શુદ્ધાત્મારૂપ શ્રીસદ્‌ગુરુને જે શરણ થયા છે, તે સાધકો કૃતકૃત્ય થાય છે, પરંતુ શ્રીસદ્‌ગુરુને શરણ નહિ થનાર, અને અન્યના અનુભવને પોતાની વાણીમાં આરૂઢ કરી મલિન જીવાત્માને સદ્‌ગુરુ સમજી તેને શરણ થઈ, મુક્તાવસ્થામાં હેતુભૂત કૃપાને પ્રાપ્ત કરવાની ઈચ્છા રાખનાર સાધકની ઈચ્છા, સિંહકુળમાં જન્મ્યાવિના સિંહચર્મ પરિધાન કરવાથી, ગર્ધવની જેમ વનપતિ થવાની ઈચ્છા સિદ્ધ થતી નથી, તેમ સિદ્ધ થતી નથી.

સામાન્ય સાધક—શ્રી સદ્‌ગુરુને શરણ થઈ પુરુષાર્થ સાધવાથી અભિષ્ટ અર્થની સિદ્ધિ થાય છે, એ આપની વાર્તાથી યથાર્થ સમજાયું, તથા પૂર્વે આપે પ્રતિપાદન કરેલી વાર્તાથી એ પણ સમજાયું કે શ્રી સદ્‌ગુરુના સ્થૂલ શરીરના સંબંધ માત્રથી કાંઈ ફળ થતું નથી.

યથાર્થ સાધક—હે સદ્વિચારવાળા! શ્રી સદ્‌ગુરુના સ્થૂલ શરીરના સંબંધથી કાંઈ જ ફળ થતું નથી, એમ પૂર્વે પ્રતિપાદિત વાર્તાનું તાત્પર્ય નથી. પૂર્વે પ્રતિપાદિત વાર્તાનું તાત્પર્ય એ છે કે શ્રી સદ્‌ગુરુના સ્થૂલ શરીરના સંબંધ માત્રથી સંપૂર્ણ કૃતકૃત્યતા તત્ક્ષણ થતી નથી. બાકી તેમના સ્થૂલના સંબંધ માત્રથી થતા અનેક લાભ તો સર્વત્ર સુપ્રસિદ્ધ જ છે. અગર, ચંદન વા એવાજ કોઇ અન્ય સુગંધી પદાર્થના ગુણધર્મથી રહિત પદાર્થોમાં અગર ચંદન આદિ પદાર્થોના સંબંધમાં થોડો વા ઘણો કાળ રહેવાથી, તે અગરચંદન આદિ પદાર્થોના ગુણધર્મ થોડે વા ઘણે અંશે પ્રાપ્ત થાય છે, તો શુદ્ધસત્વમયપરમાણુરચિત શ્રી સદ્‌ગુરુના સ્થૂલ શરીરના

સંબંધમાં આવનાર સાધકમાં શ્રી સદ્‌ગુરૂના શુદ્ધ સત્વમય પરમાણુઓનો યત્નવિના પણ નૈસર્ગિક આવિર્ભાવ થાય, એમાં શું આશ્ચર્ય? કેવળ સુગંધમય વા દુર્ગંધમય પદાર્થોના સંબંધમાં આવનાર અન્ય ગુણધર્મવાળા પદાર્થો, સુગંધમય વા દુર્ગંધમય થાય છે, એટલુંજ નહિ, પણ અન્ય ગુણધર્મવાળા પદાર્થો પોતાથી અન્ય ગુણધર્મવાળા પદાર્થના સંબંધમાં આવતાં; નિર્બળમાં પ્રબળના ગુણધર્મનો, અને પ્રબળમાં બહુ જ ન્યૂન અંશે નિર્બળના ગુણધર્મનો પાશ બેસનો સર્વ સ્થળે અનુભવમાં આવે છે. લોહચુંબકના નિત્ય સંબંધમાં રહેનાર લોહના કકડામાં કાંઈક આકર્ષક શક્તિ પ્રાપ્ત થયેલી જોવામાં આવે છે; અને તેજ પ્રકારે સર્વ પદાર્થોમાં બને છે. પરંતુ ઘણા પદાર્થોના ગુણધર્મ અગરચંદન, વા લોહચુંબકના ધર્મની પેઠે સર્વને ઇંદ્રિયગમ્ય ન હોવાથી, સામાન્ય બુદ્ધિવાળા મનુષ્યોને પદાર્થમાત્રના સંબંધથી થતી અસર સમજાતી નથી. આ સૃષ્ટિના સ્થૂલ વા સૂક્ષ્મ પ્રત્યેક પદાર્થમાંથી પોતાના સજાતીય ગુણધર્મવાળું દ્રવ્ય, તે પદાર્થના ક્ષયપર્યંત સર્વદા વહ્યા કરે છે.* લીમડાની છાયા નીચે વસનાર મનુષ્ય આરોગ્યતાનો, અને

---

* * * Every substance in being has its atmospheric emanation. * * Each substance has an atmospheric emanation peculiar to itself, and by which it can be discovered by man or by some other living creature. *The camel on the desert will detect water twenty miles distant* — J. B. Dods.

અર્થ—સૃષ્ટિમાં પ્રત્યેક પદાર્થમાંથી, પોતાનો સૂક્ષ્મ વાયુમય પ્રવાહ વહ્યા કરે છે. * * પ્રત્યેક પદાર્થને પોતાના ખાસ ગુણધર્મવાળો સૂક્ષ્મ વાયુમય પ્રવાહ હોય છે, અને તે પ્રવાહથી તે પદાર્થ, મનુષ્ય વા અન્ય કોઈ જીવંત પ્રાણિથી જાણી શકાય છે. અરણ્યમાં પ્રવાસ કરતું ઉંટ વીસ કોશને અંતરેથી જળને જાણી શકે છે.—જે. બી. ડોડ્ઝ.

(યદ્યપિ આપણાં આર્યશાસ્ત્ર તત્વજ્ઞાન આદિ અનેક વિદ્યામાં પાશ્ચાત્ય વિદ્યાઓ કરતાં અનેક સહસ્ત્રગુણ ઉત્કૃષ્ટ સ્થિતિ ભોગવે છે, તો પણ કેવળ પાશ્ચાત્ય જડવાદના સંસ્કાર પામેલા અત્રેના ઘણા આધુનિક વિદ્વાનો, પાશ્ચાત્ય વિદ્વાનોના મુખમાંથી નીકળતાં વચનોનેજ સર્વ પ્રકારે પ્રમાણરૂપ માને છે. અને જનસ્વભાવ પણ બહુ પ્રસંગે એવો અવલોકવામાં આવે છે. એક વિદ્વાને

આગાસીની છાયાં નીચે વસનાર મનુષ્ય શૈથિલ્ય, ગાત્રભંગઆદિ વ્યાધિનો અનુભવ કરે છે, એમાં તે તે વૃક્ષોમાંથી વહેતા પ્રવાહરૂપ દ્રવ્યનો, તે તે મનુષ્યના શરીરમાં પ્રવેશજ કારણભૂત છે. ચેતકી જાતિની હરિતકીને હસ્તમાં જ્યાં પર્યંત રાખી હોય ત્યાં પર્યંત વિરેચન થયા કરે છે, એ તે હરિતકીમાંથી વહેતા દ્રવ્યનો હસ્તમાર્ગે જઠરમાં પ્રવેશ થવાને લીધેજ થાયછે. વાદી લોકો અતિ ભયંકર ઝેરી સર્પ, નાગઆદિને પોતાના નેત્રમાંથી વહેતા એ દ્રવ્યના પ્રભાવથીજ એક ક્ષણમાં એક પ્રકારની તંદ્રા પ્રાપ્ત કરી દીન કરી મૂકે છે. અમેરિકાના સર્પ વૃક્ષ ઉપર બેઠેલા વા ઉડતા પક્ષિને, સ્થિર દૃષ્ટિથી કેટલીક વાર અવલોકી, નેત્રમાંથી વહેતા એ જ દ્રવ્યની સાહાય્યથી સમીપ આકર્ષી ભક્ષ કરી જાય છે. આપણા લોકમાં 'દૃષ્ટિ દોષ' અથવા જેને 'નજર લાગવી' કહે છે, તેની ઉત્પત્તિ પણ અમુક સ્વભાવનાં મનુષ્યોના નેત્રમાંથી વહેતા આ દ્રવ્યમાંજ રહેલી છે.* વિશુચિકા, અમુક પ્રકારના જ્વર, રક્તપિત્ત, આદિ અનેક વ્યાધિઓમાં, તે તે વ્યાધિગ્રસ્ત રોગીઓના ગુણધર્મવાળા દ્રવ્યના સંબંધમાં અમુક કાળે આવનાર રોગરહિત મનુષ્યમાં

---

કહ્યું છે કે निजांगना यद्यपि रूपराशिः । तथापि लोकः परदारसक्तः 'આપણા ગૃહવિષે સ્થિત સ્વસ્ત્રી યદ્યપિ રૂપરાશિ હોય, તોપણ આ લોકસમૂહ પરદારામાંજ આસક્ત રહે છે.' જે વિચારો પાશ્ચાત્ય વિદ્વાનો હવે વર્ણવવા લાગ્યા છે, તેના તેજ વિચારો અધિક સ્ફુટ રીતે યથાર્થ અનુભવપૂર્વક આપણા આર્ય ઋષિ મહાત્માઓ વર્ણી ગયા છે, તોપણ આટલા દિવસસુધી પાશ્ચાત્ય વિદ્વાનોના મુખથી, તે વિચારો નહિ નીકળેલા હોવાથી આપણા સુધારાવાળા તેને 'ઢોંગ,' ગપ્પાં, પેટ ભરવાને માટે બ્રાહ્મણોએ લડાવેલી યુક્તિયો' વિગેરે કહી નિંદી કાઢે છે. આ પ્રકારે પાશ્ચાત્ય વિદ્વાનોના વિચારને પ્રમાણરૂપ સ્વીકારતા પુરૂષોને અર્થે અત્ર આ વિષયના સંબંધમાં, આવશ્યક સ્થલે, પાશ્ચાત્ય વિદ્વાનોના વિચાર ઉતારી લેવા ઉચિત ગણ્યા છે.)

* When, as a result of special constitution, a person disengages fluid of a bad nature, it may throw into convulsions, and even kill little animals, such as chickens, goslings &c. It is the Evil Eye, which has been often denied, but which none the less is based upon authentic facts; and I have known personally a

પણ, તે તે વ્યાધિઓનો પ્રાદુર્ભાવ થવામાં રોગીઓના શરીરમાંથી વહેતા તે તે વ્યાધિરૂપ ગુણધર્મવાળા દ્રવ્યનો સંબંધજ કારણભૂત હોયછે. થોડા સમય ઉપર 'ઇન્ફ્લુએન્ઝા' નામના યુરોપીય વ્યાધિનો ઘણી ખરી સમગ્ર પૃથ્વીમાં પ્રવાસ થવામાં તે વ્યાધિગ્રસ્ત મનુષ્યોનાં શરીરમાંથી વહેતું વ્યાધિયુક્ત દ્રવ્ય જ હેતુભૂત થયું હતું. આવા મહા વ્યાધિના પ્રસંગે રોગીના શરીરમાંથી આમય ધર્મવાળું દ્રવ્ય વહેછે, એટલુંજ નહિ, પણ ક્ષુદ્ર અને મહાન્ સર્વ વ્યાધિઓમાં, તે તે વ્યાધિના ધર્મવાળું દ્રવ્ય વહ્યાજ કરેછે; પરંતુ મહા વ્યાધિના દ્રવ્યની સત્તા પ્રબળ હોવાથી તે સત્વર અનુભવમાં આવેછે, અને ક્ષુદ્ર વ્યાધિયોના દ્રવ્યની સત્તા ઘણી જ નિર્બળ હોવાથી, યદ્યપિ તેની સહજ અસર તે તે દ્રવ્યના સંબંધમાં આવનાર સર્વને થાય છે, તો પણ તે સ્ફુટ રીતે જણાઈ આવતી નથી. આ વિગેરે નિત્ય અનુભવમાં આવતાં અનેક ઉદાહરણોથી સહજ સિદ્ધ થાય છે કે આ સૃષ્ટિના

---

woman attacked with this infirmity. The serpent in particular shows us daily undeniable examples of the Evil Eye. No one is ignorant of the fact that when it fixes its glance upon a bird perched on a tree the latter soon loses confidence and flutters from branch until *he falls a prey to the fascination.* (Posthumous Humanity— Adolphe D'assier.)

'અમુક શારીરક બંધારણના મનુષ્યમાંથી જ્યારે દુષ્ટ સ્વભાવનું દ્રવ્ય પૃથક્ પડી વહે છે, ત્યારે તે દ્રવ્યના સંબંધથી મરઘાં, જાતકનાં બચ્ચાં વિગેરે નાનાં પ્રાણિઓને ઘણી વાર આંકડી આવે છે, અને વળી તેઓ મરી પણ જાય છે. દૂષિત દૃષ્ટિ, અર્થાત્ નજર લગાડવાની શક્તિ, જેનો (ઢોંગ ગપ આદિ શબ્દોથી) વારંવાર અસ્વીકાર કરી કાઢવામાં આવે છે, એમ છતાં પણ જે સપ્રમાણ વાર્તાઓથી સત્ય છે, તે દૂષિત દૃષ્ટિથી આ બને છે; અને આવી નજર લગાડવાની શક્તિવાળી એક સ્ત્રીને મેં જાતે જોઈ છે. ખાસ કરીને નજર લગાડવાની શક્તિનાં અબાધિત ઉદાહરણો સર્પ આપણને નિરંતર આપે છે. સર્વ કોઈ એ વાર્તાથી સજ્ઞાત જ છે કે જ્યારે તે વૃક્ષઉપર બેઠેલા કોઇ પક્ષી ઉપર અચલપણે પોતાની દૃષ્ટિ સ્થાપે છે, ત્યારે તરતજ તે પક્ષી ભયભીત થાય છે, અને આ ડાળેથી પેલી ડાળે ઉડી પરિણામમાં તેની દૃષ્ટિથી થયેલા શક્તિપાતનો ભક્ષ થઈ પડે છે.'

પ્રત્યેક પદાર્થમાંથી, તે તે પદાર્થના ગુણધર્મવાળું દ્રવ્ય સર્વદા પ્રવાહરૂપે વહ્યા કરે છે. એ દ્રવ્ય અતિ સૂક્ષ્મ હોવાથી સામાન્ય મનુષ્યોની દૃષ્ટિથી દેખી શકાતું નથી. અમુક યોગક્રિયાથી નેત્રની તિવ્ર શક્તિ પ્રાપ્ત કરનાર પુરૂષો, અથવા અમુક પ્રકારના શરીરના બંધારણથી વા વ્યાધિથી નેત્રની વા મનની કોઈ અમર્યાદ તિવ્ર સ્થિતિ પ્રાપ્ત થઈ જવાથી કોઈ કોઈ પુરૂષો એ દ્રવ્યને સર્વ પદાર્થમાંથી વહેતું પ્રત્યક્ષ જુએ છે, સ્પર્શથી અનુભવે છે, અને તેની તન કે મન ઉપર થતી સારી વા નઠારી અસર સ્પષ્ટ રીતે તત્ક્ષણ જાણી શકે છે.* રાત્રે પૂર્ણ અંધારામાં હસ્તની અંગુલિયોના અગ્રો-

* થોડા વર્ષ થયાં અમેરિકામાં Dr. J. R. Buchanan નામના વિદ્વાન્ તત્ત્વશોધકે psychometry (આત્મિયાશક્તિમિતિ) નામની વિદ્યાને પ્રકાશમાં આણી પદાર્થોમાંથી વહેતા આ સૂક્ષ્મ દ્રવ્યપ્રવાહને અનેક પ્રમાણ તથા પ્રયોગાદિથી સિદ્ધ કરચો છે. હરકોઈ વનસ્પતિ, વા ધાતુનો કટકો, કે એવોજ કોઈ અન્ય પદાર્થ હસ્તમાં વા ભ્રુની મધ્ય સ્થિત અમુક જ્ઞાનતંતુના સંબંધમાં કેટલોક કાળ રાખવાથી તે તે પદાર્થમાંથી વહેતું સત્ત્વ તે અમુક જ્ઞાનતંતુના સંબંધમાં આવતાં તે તે પદાર્થના ગુણદોષ અમુક પ્રકારના સંસ્કારવાળાં, વા સંસ્કાર આપેલાં મનુષ્યો સ્ફુટ રીતે જાણી શકે છે. યદ્યપિ સર્વ મનુષ્યોમાં તે તે દ્રવ્યના સંબંધથી, તે તે દ્રવ્યના યથાર્થ ગુણદોષ જાણવાની શક્તિ રહેલી હોય છે, તોપણ ભિન્ન ભિન્ન કારણોને લીધે ઘણામાં તે શક્તિ સુપ્ત હોય છે, અને કોઈ કોઈમાં સ્વાભાવિક, અને કોઈ કોઈમાં અમુક ક્રિયાથી જાગ્રત્ પ્રતીત થાય છે. આવી જાગ્રત્ શક્તિવાળા મનુષ્યની પરીક્ષા કરવા ડૉ. બ્યુકેનન, તિવ્ર વમનની વા રેચનની માત્રા અમુક પ્રમાણમાં તે માણસ ન જાણે એમ કાગળના પડીકામાં વીંટી તેના હાથમાં આપી ૨૦ થી ૨૫ પળ સુધી રહેવા દે છે, અને પરિણામમાં તે આપેલી ઔષધિના સ્વભાવાનુસાર જાગ્રત્ શક્તિવાળા મનુષ્યને વમન યા રેચન થાય છે. આમ ઔષધિમાંથી વહેતા સત્વપ્રવાહની અસરને અમુક મનુષ્યમાં સિદ્ધ કરી, કોઈ એક મનુષ્યે ઉગ્ર આવેશમાં લખેલા એકાદ પત્રને તે જાગ્રત્ શક્તિવાળો મનુષ્ય તેને વાંચી ન શકે એમ તેના લલાટ ઉપર સ્થાપે છે; અને થોડીવાર પછી તે મનુષ્ય તે પત્ર લખનારના ગુણદોષનું, તેની સ્થિતિનું, તેની આશાઓનું, તેના જ્ઞાનનું, સ્વરૂપમાં તેના મનના, તનના, અને બુદ્ધિના સ્વરૂપનું યથાર્થ વર્ણન કરવા

પર અમુક કાળપર્યંત નિસ બળથી ઘટિકા ત્રાટક કરનાર અભ્યાસકો, અંગુલિમાંથી વહેતા એ દ્રવ્યપ્રવાહને કાંઇક આસમાની રંગની બળતી જ્વાલાઓરૂપે જોઇ શકે છે. શરમાઉ વા લાજુલાડી નામના છોડનાં પત્રો અંગુલિના સ્પર્શથી બીડાઈ જવામાં, અંગુલિઓમાંથી વહેતા આ દ્રવ્યની સિદ્ધિનું સર્વને પ્રત્યક્ષ પ્રમાણ મળી આવે એમ છે જીવનમુક્ત મહાત્માઓ, તથા સિદ્ધ પુરૂષોના વદનેન્દુઉપર, એ દ્રવ્યનો શુક્લ શાંત જ્યોતિર્મય પરિવેષ (halo) નિર્મળ અંતઃકરણવાળા સાધુ પુરૂષો સર્વદા જુએ છે; તદ્વત્ અંતરથી દુરાત્મા છતાં પણ, શુદ્ધાંતઃકરણનો મિથ્યા દંભ કરનાર પતિતમન્ય મનુષ્યોનાં મુખ ઉપર આવી રહેલો, તે દ્રવ્યનો તેઓનાં હૃદય અનુરૂપ શ્યામ પરિવેષ પણ તેઓ જુએ છે.

જેમ પૃથિવ્યાદિ ગ્રહોને પોતપોતાના વાતાવરણની અમુક મર્યાદા હોયછે, તેમ પ્રત્યેક પદાર્થમાંથી વહેતા આ દ્રવ્યને પણ તે તે પદાર્થગત સ્વભાવના પ્રમાણમાં, તે તે પદાર્થથી અમુક અંતરપર્યંત અખંડિત વહ્યા કરવાની મર્યાદા હોય છે. પારિજાતાદિ સુગંધમય પુષ્પનાં વૃક્ષોનો સુવાસ, તે તે વૃક્ષોનાં સ્થિતિસ્થાનથી અમુક અંતરપર્યંત સ્વાભાવિક જણાય છે. ઘણી વાર વાયુથી તે વૃક્ષોમાંથી વહેતું સુવાસિત દ્રવ્ય દૂરના પ્રદેશોમાં વહ્યું આવતું અનુભવાય છે, પરંતુ પવનના અભાવે તેટલે દૂર તે દ્રવ્ય જતું નથી, તેથી કરીને પવન આદિ પ્રવર્તક સાધનોવિના સ્વાભાવિક જેટલે પર્યંત, તે તે દ્રવ્યની સત્તાની અસર જણાય, ત્યાં પર્યંત તે દ્રવ્યની મર્યાદા નિશ્ચય કરાય છે. ઘણા પદાર્થોમાંથી વહેતા આ દ્રવ્યની મર્યાદા, તેઓનાથી અતિરિક્ત દેશમાં અનુભવવા યોગ્ય થોડીજ હોય છે, અને સૂર્યાદિ ગ્રહો જેવા કેટલાક મહાન્ પદાર્થોમાંથી વહેતા દ્રવ્યની મર્યાદા તો કરોડો કોશ પર્યંત પણ અનુભવાય છે. મનુષ્યોમાં પણ સર્વ મનુષ્યના દ્રવ્યની મર્યાદા સરખી હોતી નથી. ઘણા સામાન્ય મનુષ્યોના દ્રવ્યની મર્યાદા તેમનાથી અતિરિક્ત દેશમાં ઘણેજ થોડે સુધી પહોંચી હોય છે, અને શુદ્ધ સત્વબળ પ્રાપ્ત કરેલા યોગીમહાત્માઓના દ્રવ્યની મર્યાદા દૂર દેશપર્યંત પણ પહોંચી

ખાંડે છે. આમ થવામાં પત્ર લખતી વખતે લેખકનાં આંગુલી, નેત્ર આદિ અવયવોમાંથી, વહેલું દ્રવ્ય, જે લેખકના સ્વભાવઆદિના સંસ્કારવાળું હોય છે, તથા જે પત્ર ઉપર ઠરેલું હોય છે, તે દ્રવ્યનો સંબંધજ કારણ છે, એમ ડૉ. બ્યુકેનને પોતાના ગ્રંથમાં સિદ્ધ કર્યું છે.

ગયું હોય છે; અને આથી કરીનેજ યોગીઓના ઈશ્વર શ્રીકૃષ્ણપરમાત્મા જે જે ગ્રામ વા નગરમાં પ્રવેશ કરતા, તે તે ગ્રામ વા નગરનાં સર્વે બધિર, મુક, પંગુ, અંધ તથા અન્ય રોગગ્રસ્ત મનુષ્યો-તેમના શુદ્ધ સત્વબળની મર્યાદામાં પ્રાપ્ત થવાથી, તત્કાળ વ્યાધિમુક્ત થયેલાં મહાભારતાદિ શાસ્ત્રમાં વર્ણવેલાંછે. વળી જેમ પારિજાતાદિ વૃક્ષોનું સુવાસરૂપ દ્રવ્ય, પવન આદિ પ્રવર્તક સાધનોદ્વારા સ્વાભાવિક મર્યાદાથી અતિ દૂર વહી જાયછે, તેમજ મનુષ્યોમાંથી વહેતું એ દ્રવ્ય પણ મનુષ્યોના સંકલ્પદ્વારા સ્વાભાવિક મર્યાદા કરતાં અનંત દૂર પ્રદેશમાં વહ્યું જાયછે; અને એમ હોવાથીજ યોગીઓનાં સ્થૂલ શરીરથી દૂર સ્થિત યોગીઓના શિષ્યો, તે યોગી મહાત્માની ભક્તિદ્વારા તેમના અંતઃકરણમાં પોતાના સંબંધી કલ્યાણકર સંકલ્પ ઉદ્ભવ કરી શ્રેયને સાધી શકેછે. વળી આ જગત્ ત્રિગુણમય હોવાથી પદાર્થ માત્રમાંથી વહેતું એ દ્રવ્ય પણ સાત્વિક, રાજસ, અને તામસ એમ ત્રિગુણ ભેદવાળું છે. તેમાં પણ ઉત્તમ, મધ્યમ, તથા મંદ એમ ત્રણ ક્રમ હોવાથી પ્રત્યેક દ્રવ્ય ત્રણ ત્રણ ભેદવાળું છે. મંદ સાત્વિક દ્રવ્ય કરતાં મધ્યમ સાત્વિક દ્રવ્ય શ્રેષ્ઠછે, અને મધ્યમ સાત્વિક કરતાં ઉત્તમ સાત્વિક શ્રેષ્ઠછે. એજ પ્રકારે રાજસ તથા તામસ દ્રવ્યના પણ ત્રણ ત્રણ ભેદ તથા ઉત્તરોત્તર શ્રેષ્ઠતા સમજી લેવી. ત્યાં સજાતીય દ્રવ્યનો સંયોગ, સજાતીય દ્રવ્યગત ગુણનીજ માત્ર સહજ વૃદ્ધિ કરેછે, પણ કાંઈ ઉત્કૃષ્ટ લાભ કે હાનિ કરતો નથી. પણ વિજાતીય દ્રવ્યનો સંબંધ તો સંબંધના પ્રમાણમાં વિશેષ લાભ વા હાનિપ્રદ નિવડેછે. જેમ બે સમાન શ્રીમાનનો અનુકૂળ સંબંધ ઉભયને દ્રવ્ય વિષયમાં લાભદાતા નિવડતો નથી. પણ નિર્ધન અને શ્રીમાનનો અનુકુળ સંબંધ નિર્ધનને શ્રીમાન્ કરી મુકેછે, તેમ સમાન ઉત્તમ સાત્વિક દ્રવ્યવાળા બે પુરૂષોનો સંબંધ ઉભયને તદ્દ્રવ્ય વિષયમાં વિશેષ લાભકારક નથી, પરંતુ મંદ સાત્વિક દ્રવ્યવાળા, અને ઉત્તમ સાત્વિક દ્રવ્યવાળા પુરૂષનો અનુકૂળ સંબંધ મંદને ઉત્તમ સાત્વિક કરી મુકેછે; અર્થાત્ પ્રબળ અને નિર્બળ દ્રવ્યવાળાનો અનુકૂળ સંબંધ જ નિર્બળને હિત કરેછે. સત્વવિનિમય નામની તંત્ર વિદ્યામાં પણ પ્રબળ અને નિર્બળ સત્વવાળાનો અનુકૂળ સંબંધ જ વિનિમયની સિદ્ધિ કરેછે, અને ઉભય પ્રબળ સત્વવાળા મનુષ્યોનો પ્રતિકૂળ સંબંધ તો બહુવાર ઉલટો અનર્થજ કરેછે. આ પ્રકારે નિર્બળ સત્વવાળો સાધક, શ્રી સદ્ગુરૂ કે જેમના સ્થૂલ શરીરમાંથી વહેતું સત્વ આખા

જગતમાં સર્વોત્કૃષ્ટ પ્રબળ સત્તાવાળું હોયછે, તે શ્રી સદ્‌ગુરૂના સ્થૂલમાંથી વહેતા શુદ્ધસત્વમય દ્રવ્યની મર્યાદામાં પ્રાપ્ત થતાં, જેમ સમુદ્રતટે સ્થિત કોઈ રોગગ્રસ્ત મનુષ્ય, યત્ન કરે અથવા ન કરે તોપણ સમુદ્રની આરોગ્યતાવર્ધક નિરામય હવા નિત્ય ગ્રહણ કરતાં થોડે કાળે વ્યાધિમુક્ત થાયછે, તેમ તે શ્રી સદ્‌ગુરૂના શુદ્ધસત્વમય દ્રવ્યના અધિક સંબંધથી કાળે કરી અનાયાસ તેના અંતઃકરણમાં રજતમની સત્તાનો તિરોભાવ થઇ સત્વસત્તાનો પ્રાદુર્ભાવ થાય છે. ત્યાં શ્રી સદ્‌ગુરૂનું સત્વબળ એટલી પ્રબળ સત્તાવાળું છે કે વિરોધપૂર્વક સંબંધ કરી રહેનાર મનુષ્યોના વિરોધનું પણ કાળે કરી નિર્મૂલન કરી તેમનામાં અનુકૂળતા રૂપ સારલ્ય આણી સ્વસત્તાનું સ્થાપન કરે છે, તો અવિરોધી અનુકૂળ સાધકમાં સ્વલ્પ કાળમાંજ, ઈચ્છિતાર્થની સિદ્ધિ કરે એવા શુદ્ધસાત્વિક દ્રવ્યનો પ્રાદુર્ભાવ કરે એમાં શું આશ્ચર્ય જેવું છે?

( અપૂર્ણ. )

---

# वाणीनिरोध.

## (અનુસંધાન રૂપ બીજાના પૃષ્ટ ૧૨૦ થી.)

આ પ્રમાણે વૈખરીની દૂષિત પ્રવૃત્તિથી થતા અનેક અલાભ, અને નિરોધથી થતા અસામાન્ય લાભવિષે આપણે વિચાર કરી ગયા. એ જ પ્રકારે મધ્યમાની પ્રવૃત્તિ અને નિરોધમાં રહેલા અલાભ અને લાભ, બુદ્ધિમાનને સહજ વિચારથી લક્ષમાં ઉતરી શકે એમ છે, અર્થાત્ અત્ર તેનો તે જ વિષય વિસ્તારથી પુનઃ ન ચર્ચતાં સંક્ષેપમાં તત્પ્રતિ લક્ષ કરાવવું ઉચિત ગણ્યું છે. ત્યાં મધ્યમા વૈખરીનું પૂર્વ રૂપ હોવાથી વૈખરીની અપેક્ષાએ મધ્યમા સૂક્ષ્મ છે, અને વૈખરી સ્થૂલ છે; અર્થાત્ વૈખરીની પ્રવૃત્તિથી થતા દોષો સ્થૂલ, અને મધ્યમાની પ્રવૃત્તિથી થતા દોષો સૂક્ષ્મ ગણવા ગયા છે. યદ્યપિ દૂષિત મધ્યમા એજ દૂષિત વૈખરીનું કારણ છે, એ વાર્તા સત્ય છે, અને તેથી દૂષિત મધ્યમાને સ્થૂલ દોષનું આશ્રયસ્થાન સ્થાપિત કરવા કોઈ મથે, તોપણ મધ્યમામાં પ્રકટેલા દોષની, મધ્યમાના નિરોધથી, વૈખરીમાં પ્રાપ્ત થઈ સ્થૂલ હાનિ કરવામાં અશક્તિ સર્વને અનુભવસિદ્ધ હોવાથી, મધ્યમાની પ્રવૃત્તિ સૂક્ષ્મ દોષવાન્, અને વૈખરીની પ્રવૃત્તિ સ્થૂલ

દોષવાન્ ગણી છે. કોઈ વ્યક્તિપ્રતિ કઠોર-વચન મધ્યમામાં સ્ફુરાયમાન થયા છતાં પણ, જો વૈખરીદ્વારા તે બાહ્ય પ્રકટ નથી થતાં, તો કોઈ સ્થૂલ હાનિ થતી અનુભવમાં આવતી નથી. આમ હોવાથી વૈખરીને નિરોધનાર સાધક વૈખરીની પ્રવૃત્તિથી થતી સર્વ પ્રકારની સ્થૂલ હાનિથી મુક્ત થાય છે. પરંતુ આ દૃશ્ય પ્રપંચમાં પ્રતીત થતા સમગ્ર સ્થૂલ પદાર્થો, આદિમાં સૂક્ષ્મરૂપે હોવાના તત્વવિત્ પુરૂષોના અનુભવથી, સૂક્ષ્મ પદાર્થો જ પરિણામે સ્થૂલત્વને પામે છે, એ નિશ્ચય હોવાથી, મધ્યમાની પ્રવૃત્તિથી થતા સૂક્ષ્મ દોષો, અંતમાં અવશ્ય સ્થૂલ થવાના સંભવથી, દોષનું નિઃશેષ નિર્મૂલન ઈચ્છનાર સાધકને મધ્યમાની પ્રવૃત્તિનો નિરોધ અનિવાર્ય છે, એ સહજ સમજાય છે.

ત્યાં જેમ વૈખરીની શુભ અને અશુભ ઉભય વિધિની પ્રવૃત્તિ હોય છે, તેમ મધ્યમાની પણ શુભ અને અશુભ બે પ્રકારની પ્રવૃત્તિ છે. પરમાત્મા, વા પરમાત્માથી અભિન્ન બ્રહ્મવિદ્યોપદેષ્ટા શ્રીસદ્ગુરૂના યશગુણાદિનું ગાન કરવું, તેમનાં શ્રેયસ્કર મંગળમય નામાત્મકાદિ મંત્રોનું જપરૂપે ઉચ્ચરવું, વેદાદિ સત્શાસ્ત્રોનાં પઠનાવૃત્તિ આદિ વ્યાપારમાં વાણીની પ્રવૃત્તિ કરવી, પ્રાણિમાત્રના અસાધારણ શ્રેયાર્થે ઉપદેશરૂપ પ્રવૃત્તિમાં વાણીને યોજવી, આદિ કાર્યોમાં થતો વૈખરીનો વ્યાપાર વૈખરીની શુભ પ્રવૃત્તિ ગણાય છે; અને પ્રાણિઓને દુઃખોત્પત્તિ કરનાર કઠોર ક્રૂર વાક્યોને વદવાં, પરમાર્થ માર્ગથી ભ્રષ્ટ કરનાર તથા પરમાર્થને સિદ્ધ ન કરાવનાર ગ્રંથોના પઠન પાઠનરૂપ વ્યાપાર કરવો, કાળક્ષેપ કરવા અથવા પૂર્વે પ્રતિપાદિત અન્યવ્યક્તિગતલક્ષણાને સંતોષવા મિથ્યા કુથલી કરવી, અથવા અન્યની નિંદા કસ્સા કરવી, વિષયવર્ધક ગાનતાનમાં વાણીને પ્રવર્તાવવી, એ આદિ ક્રિયામાં થતો વૈખરીનો વ્યાપાર વૈખરીની અશુભ પ્રવૃત્તિ છે* તદ્વતજ ઇશ્વર વા ઈશ્વરસ્વરૂપાકાર તત્વવિત્ મહાત્માઓના યશગુ-

* આ વૈખરીની શુભાશુભ પ્રવૃત્તિના સ્વરૂપ અન્ય પ્રકારે શ્રી સિદ્ધાન્ત સિન્ધુ પ્રથમ રત્નમાં અતિસ્ફુટ રીતે આ પ્રમાણે સુશ્લિષ્ટ શૈલિમાં વર્ણાયાંછેઃ—......જે શબ્દો વડે અન્યનો વ્યવહાર સુધરેછે, તથા આપણો વ્યવહાર સિદ્ધ થાયછે, તથા જેમાં અન્યની સાક્ષાત્ હાનિનો સંભવ નથી, તથા જે શબ્દોથી અન્યને દુઃખ ઉત્પન્ન થવાનો સંભવ નથી, એવા નીતિના વ્યાવહારિક શબ્દો બોલવા, એ તો (વાણીના) વિહિત અર્થ તથા

ણાદિનું મનોગય ચિંતન કરવું, ભૂત માત્રના હિતરૂપ સંકલ્પ કરવા, અનધિકારી તથા અધિકારી જનોની પરમાર્થ માર્ગમાં પ્રવૃત્તિ તથા વૃદ્ધિ થવા અર્થે જ્ઞેયધ્યેય-વસ્તુને પ્રતિપાદન કરનાર તથા સિદ્ધ કરાવનાર સત્શાસ્ત્રોને રચવા અર્થે મધ્યમાના વિવિધ વ્યાપાર કરવા, એ આદિ મધ્યમાની શુભ પ્રવૃત્તિ ગણાયછે; તથા અન્યનું અહિત વાંછનાર સંકલ્પો કરયા કરવા, માનસિક લૌલ્ય વધારનાર તથા પરમાર્થ માર્ગનો જેમાં ગંધ પણ નથી એવા વિષય પ્રતિપાદક તથા મૃત્યુ પછી જે અહીંજ રહેવાનુંછે એવા ક્ષુલ્લક કહેવાતા જ્ઞાનને પણ વાસ્તવે અજ્ઞાનને પ્રતિપાદન કરનાર ગ્રંથોનું માનસિક અવલોકન કરવું, ગત કાળમાં અનુભવેલા, ભાવમાં અનુભવવા અનુમાન કરેલા, તથા વર્તમાનમાં અનુભવાતા સાંસારિક પદાર્થોનું ચિંતન કરયા કરવું, વાસનાજન્ય અનેક તર્કવિતર્કાદિને અધીન થવું, આદિ થતી માનસિક પ્રવૃત્તિ મધ્યમાની અશુભ પ્રવૃત્તિ ગણાયછે. પરિણામ સ્થિતિમાં તો ઉભય પ્રવૃત્તિનો નિરોધ કર્તવ્યછે, એ પૂર્વે સૂચવાયુંછે. તોપણ એ ઉભય પ્રવૃત્તિનો નિરોધ એકે કાળે સધાવો અશક્ય હોવાથી, પ્રથમ અશુભ પ્રવૃત્તિનો નિરોધ સાધી, પશ્ચાત્ શુભનો નિરોધ સાધવા સાધકે યત્નવાન્ થવું જોઇએ.

મધ્યમામાં થતી વાણીની સૂક્ષ્મ પ્રવૃત્તિ, એજ પરિણામે વૈખરીરૂપે સ્થૂલત્વને પ્રાપ્ત થાય છે. મધ્યમામાં જે વિચારોનો અભાવ હોય છે, તેવા વિચારો વૈખરીમાં પ્રકટેલા ક્યાંહિ અનુભવમાં આવતા નથી, અસાવધ ગ-

---

કામછે; તથા જે શબ્દોવડે આપણા શુદ્ધ વ્યવહારમાં તથા અન્યના શુદ્ધ વ્યવહારમાં હાનિનો સંભવ છે, તથા અન્યને સાંભળવાથી દુઃખની ઉત્પત્તિ થાય એવું નીતિવિરૂદ્ધ તથા અપશબ્દો વિગેરે બોલવું, એ (વાણીના) નિષિદ્ધ અર્થ તથા કામછે; અને માતાપિતા તથા ઈષ્ટ આદિની સ્તુતિ વિગેરેના વચનોનું તથા વર્ણના ધર્મોનું, તથા શાસ્ત્રપ્રતિપાદિત ધર્મનીતિનું કથન કરવું, તથા સકામ મંત્રોના જાપ કરવા, એનો લૌકિક ધર્મછે, તથા આશ્રમ ધર્મનું તથા સત્શાસ્ત્રના સિદ્ધાન્તનું તથા શ્રી સદ્ગુરૂની તથા જ્ઞેયધ્યેયરૂપ નિર્ગુણ બ્રહ્મની સ્તુતિ આદિનું, તથા ઉપાસનાની સિદ્ધિઅર્થે શ્રેયસ્કર નિષ્કામ મંત્રોનું વારંવાર ઉચ્ચારણ કરવું, એ તો (વાણીના) પારમાર્થિક ધર્મ છે. અને અર્થવિનાનું તથા પ્રયોજન વિનાનું અપ્રસંગે બોલબોલ કરવું એ વાગીંદ્રિયનું ઉન્મત્તપણું જાણવું.

નુષ્યોની મધ્યમામાં જેટલું જેટલું સ્ફુરે છે, તેટલું તેટલું તેઓ તત્કાળ જ વૈખરીદ્વારા બહાર દર્શાવી દેછે, અને સાવધ મનુષ્યો મધ્યમામાં સ્ફુરતા અનેક વિચારોના યોગ્યાયોગ્ય સ્વરૂપનો નિર્ણય કરી માત્ર યોગ્ય વિચારોનેજ વૈખરીદ્વારા બહાર પ્રકટવા દેછે. આમ વૈખરી, એ મધ્યમામાં પ્રકટ થતા સૂક્ષ્મ વિચારોનું સ્થૂલ રૂપ હોવાથી કેવળ વૈખરીના નિરોધ સાધનાર સાધકે મધ્યમાનો નિરોધ સાધ્યો નથી હોતો, તો જેમ કારણરૂપ બીજકના વિદ્યમાનપણાથી વૃક્ષોત્પત્તિનો સંભવ સિદ્ધ રહે છે, તેમ મધ્યમા વાણીરૂપ કારણના વિદ્યમાનપણાથી વૈખરી વાણી રૂપ કાર્યનું અનુકૂળ દેશકાળે ઉદ્‌ભવવું સિદ્ધજ રહે છે, અને તેથી કરીને વૈખરીના અશેષ લયનિમિત્તે મધ્યમાનો અશેષ લય અપેક્ષિત છે; અને એ મધ્યમાનો અશેષ લય એકે કાળે સિદ્ધ થવો અશક્ય હોવાથી, પ્રથમ સાધકે મધ્યમાના દૂષિત પ્રવાહને નિરોધી અદૂષિત એકાકાર પ્રવાહ ચલાવવો આવશ્યક છે. ત્યાં જેમ શત્રુને જાણ્યાવિના શત્રુનો જય થવો સંભવતો નથી, તેમ મધ્યમાના દૂષિત વ્યાપારોનું જ્ઞાન થયાવિના તે તે વ્યપારોથી બચવા યત્નવાન્ થવાતું નથી. આથી કરીને મધ્યમાના સામાન્ય દૂષિત વ્યાપારોનું ઉપર દિઙ્‌પ્રદર્શન થયા છતાં પણ સહજ સ્વરૂપ અત્ર સ્ફુટ રીતે વર્ણવવું પ્રાપ્ત થાય છે.

મધ્યમાની સંપૂર્ણ પ્રવૃત્તિના મુખ્ય હેતુ, પૂર્વ કર્માનુસાર દૃઢ થયેલી વાસના, પ્રાપ્ત સ્વભાવ, તથા જ્ઞાનેંદ્રિયપંચક અને વિષયોનો સંબંધ બહુધા હોય છે. ત્યાં નેત્ર જે જે સુરૂપ વા કુરૂપ વિષયોને અવલોકે છે, તે તે વિષયોનું તત્કાળ મધ્યમામાં ચિંતન થવા માંડે છે; કર્ણ જે જે પ્રિય વા અપ્રિય શબ્દોને શ્રવણ કરે છે, તે તે શબ્દવિષયક અનેક વિચારો મધ્યમામાં થવા માંડે છે; રસનેંદ્રિય જે જે સ્વાદુ વા ગ્લાનિકર લેહ્ય ચોષ્યાદિ પદાર્થોના સંબંધમાં આવે છે, તે તે પદાર્થના સંબંધનાં સ્ફુરણનો પ્રવાહ મધ્યમામાં ચાલે છે, અને તેજ પ્રમાણે સ્પર્શેંદ્રિય અને ઘ્રાણેંદ્રિય પણ પોતપોતાના વિષયની પ્રાપ્તિદ્વારા મધ્યમાની વિવિધ પ્રવૃત્તિરૂપ થવામાં

---

૧ ત્યાં,

મન જાય તો જાને દે, તું મત જા શરીર,
બિન ચઢાઈ કામઠી, ક્યોં લગેગો તીર.

એ આદિ અર્થસૂચક લોકપ્રચલિત વાક્યનું તાત્પર્ય, સ્થૂલ દેહવાન્ સાધકને ક્રમે ક્રમે ચઢાવવાના ઉદ્દેશમાં નિગૂઢ રહેલું છે, કાંઈ શારિરક પ્રવૃત્તિ નિરોધાયા પછી મનની પ્રવૃત્તિ ન નિરોધવામાં રહ્યું નથી.

સાધનરૂપ થઈ પડે છે. આ પ્રકારે આ જ્ઞાનેંદ્રિયપંચક અને વિષયનો સંબંધ થતાં આરંભમાં તે પ્રાપ્ત વિષયના વિચાર મધ્યમામાં ઉદય પામે છે. અને પશ્ચાત્ તે તે વિચારના સંબંધક અનેક વિચારો જે અંતઃકરણમાં સંસ્કારરૂપે સુપ્ત પડ્યા હોય છે, તે જાગ્રત્ થઈ મધ્યમામાં પ્રવાહરૂપે વહેવા માંડે છે. આ પ્રકારે વહેવા માંડેલા પ્રવાહમાં અભિમાનીનું વહન થતાં તે પ્રવાહના કોઈએક વિચારમાં સ્વભાવથી વા પૂર્વ કર્માનુસાર દૃઢ થયેલી વાસનાના પ્રબળથી અભિમાનીનું જોડાવું થતાં, વળી તે વિચારના સંબંધક અનેક સુપ્ત સંસ્કારોનો ક્ષોભ થતાં, તદ્વિષયક વિચારોનો દ્વિતીય પ્રવાહ મધ્યમામાં વહેવા માંડે છે. તે પ્રવાહમાં વહેતાં, વળી કોઈએક સ્ફુરણમાં વાસના વા સ્વભાવબળથી અભિમાની આસક્ત થતાં, તત્સ્ફુરણવિષયક અનેક અનુદ્ભૂત સંસ્કારો ઉદ્‌ભૂતાવસ્થાને પામી, તત્સંબંધી અનેક વિચારોનો એક તૃતીય પ્રવાહ મધ્યમામાં વહેવા માંડે છે. આ પ્રવાહ ચાલતો હોય છે, તેવામાં વળી અન્ય જ્ઞાનેંદ્રિયનો અન્ય વિષય સાથે સંબંધ થાય છે, તો આ ચાલતા પ્રવાહની અવિચ્છિન્ન ધારા મધ્યમાંથીજ ખંડિત થઈ વળી એક નવિન વિચારોનીજ શ્રેણી મહાવેગે મધ્યમામાં વહેવા માંડે છે, અને આમ જાગ્રદવસ્થાના આરંભથી તે અંતસુધી, પ્રત્યેક અવિદ્યાથી આવૃતપ્રાણીની મધ્યમામાં ન્યૂન વા અધિક અંશે વિચારોના પ્રવાહના પ્રવાહ વહ્યાજ કરે છે. સ્વપ્નાવસ્થામાં જ્ઞાનેંદ્રિયપંચકને પ્રત્યક્ષ સ્થૂલ વિષયોના સંબંધનો અભાવ હોવાથી, ત્યાં વાસનાથીજ સૂક્ષ્મ વિષયોનાં સ્વરૂપો રચાઇ, જ્ઞાનેંદ્રિયપંચક સાક્ષાત્ તે વિષયો સાથે સંબંધ પામે છે, અને પશ્ચાત્ મધ્યમામાં જાગ્રત્‌ની પેઠેજ પાછો વિચારોનો અનંત પ્રવાહ વહેવા માંડે છે. ગ્રંથ લખનાર, કોઈ પણ વિષયનું મનન કરનાર, અને એવાજ પ્રકારના અન્ય વ્યાપારો કરનાર કે જેમને વિષયોનો સંબંધ થયેલો પ્રતીત નથી થતો, તેમના મધ્યમામાં થતા વ્યાપારની જનક તેમની શુભાશુભ વાસના જ મનાય છે; અને એ જ પ્રકારે જે જે સાધકો સર્વ વિષયોના સંબંધથી જ્ઞાનેંદ્રિયપંચકને વિયુક્ત કરી એકાંતમાં ક્રિયામાં સ્થિત થયા હોય છે, તે તે સાધકોને તે તે ક્રિયાની આપકર અવસ્થામાં તેમની શુભાશુભ સ્ફુરત વાસનાજ આ મધ્યમાના વિવિધ વ્યાપારોમાં કારણભૂત હોય છે. આથી જ્ઞાનેંદ્રિયપંચકને વિષયોનો સં-

બંધ, અને તે સંબંધના અભાવે વાસનાનું અથવા સ્વભાવનું પ્રબળ એ હેતુઓજ બહુધા મધ્યમાની શુભ વા અશુભ પ્રવૃત્તિમાં કારણભૂત છે, અને આ હેતુ નિર્ણય થવાથી એ હેતુદ્વારા ઉત્પન્ન થતા મધ્યમાના વ્યાપારોનાં સ્વરૂપો, તથા તેમના નિરોધમાં આવશ્યક યુક્તિઓનાં સ્વરૂપોને પણ આપણે સહજ સમજી શકીશું.

(અપૂર્ણ.)

---

# सुज्ञ पतिए पोतानी विदुषी छतां दुरभिमान-वाळी स्त्रीने आपलो सुबोध.

(અનુસંધાન રૂપ ૨ ના પૃષ્ઠ ૨૮૦ થી).

सुखदुःखानि सर्वाणि विभज्यन्ते त्वया सह
यत्र त्वं तदहं तत्र प्रथमे साऽब्रवीदिदम् ॥ १ ॥
रक्षिष्यामि कुटुंबं नः आवृद्धबालकादिकम्
यथा प्राप्ते च संतुष्टा द्वितीये साऽब्रवीदिदम् ॥ २ ॥
भर्तुभक्तिरता नित्यं सदैव प्रियभाषणी
भविष्यामि पदे चैव तृतीये साऽब्रवीदिदम् ॥ ३ ॥
आर्ते आर्ता भविष्यामि सुखिनि सुखिनी तथा
तवाज्ञां पालयिष्यामि कन्या तुर्यपदेऽब्रवीद् ॥ ४ ॥
ऋतुकाले विधिस्नाता रमिष्येऽहं त्वयासह
अन्यन्नरं न यास्यामि कन्येदं पंचमेऽब्रवीद् ॥ ५ ॥
इह साक्षी महाविष्णुरयं विश्वानरस्तथा
विप्रलंभ्या त्वयानाऽहं कन्या षष्टे पदेऽब्रवीद् ॥ ६ ॥

होमयज्ञादि कार्येषु भवामि च सहायिनी
स्वधर्माचारिणी भूत्वा कन्येदं सप्तमेऽब्रवीद् ॥ ७ ॥

અર્થ—પ્રથમ પદે કન્યા કહેછે, કે હું તમારી સાથે સઘળા પ્રકારનાં સુખદુઃખની સમભાગિની થઈશ, તથા જ્યાં તમે ત્યાં હું રહીશ. દ્વિતીય પદે કન્યા કહેછે કે યથાપ્રાપ્ત પદાર્થમાં સંતોષવાળી થઈને વૃદ્ધથી તે બાલકપર્યંતના આપણા કુટુંબનું હું રક્ષણ કરીશ. તૃતીય પદે કન્યા કહેછે કે હું પતિભક્તિમાં નિરંતર પ્રીતિ રાખનારી તથા સદા પ્રેય બોલનારી થઈશ. ચતુર્થપદે કન્યા કહેછે કે (તમને) દુઃખી દેખીને દુઃખ માનનારી, તથા સુખી દેખીને સુખ માનનારી હું થઈશ, તથા તમારી આજ્ઞાનું નિરંતર પાલન કરીશ. પંચમપદે કન્યા કહેછે કે ઋતુસમયે વિધિપૂર્વક ઋતુસ્નાન કરીને તમારી સાથે હું રમણ કરનારી થઈશ, તથા અન્ય પુરૂષપ્રતિ કદાપિ ગમન કરીશ નહિ. કન્યા છઠ્ઠે પદે કહેછે કે આ સ્થલે શ્રીવિષ્ણુ ભગવાન્ તથા આ પ્રકટ (જ્યોતિરૂપ) વૈશ્વાનર સાક્ષી છે; તમારે મને છેહ દેવો નહિ. કન્યા સાતમે પદે કહે છે કે હું મારાં ધર્માચરણ કરીને હોમયજ્ઞ વિગેરે કાર્યોમાં તમને સાહાય્ય કરનારી થઈશ.

આ પ્રકારની પ્રતિજ્ઞાને કદાચિત નાની વયમાં તું વિસરી ગઈ હઈશ. પણ હવે તો મોટી વયની થઈ છે, અને સઘળા ડહાપણવાળી થઈ જણાવે છે. તેમ છતાં સ્મરણમાં લાવી કેમ કુશળ થતી નથી.

હે અસાવધાન ચિત્તવાળી! તું તારા ચિત્તને વ્યવસ્થામાં રાખવાને યોગ્યતાવાળી જણાય છે, છતાં કેમ અવ્યવસ્થ રાખે છે, તે જણાતું નથી. કોઈ પણ સ્ત્રી આ લોકમાં પતિની આજ્ઞાનું ઉલ્લંઘન કરીને તથા ઉન્મત્ત આચરણ કરીને સુખપ્રાપ્ત રહી હોય એમ જણાયું નથી; તેમ છતાં પણ તું ઉત્તરોત્તર ઉન્મત્તપણું ધારણ કરતી જાય છે, એ જ તારી વિકળ અવસ્થાને સ્પષ્ટ કરી જણાવે છે. પતિને અનુકૂળ વર્તનારી તથા સંપૂર્ણ દોષોથી રહિત રહેનારી, તથા આપણા વર્ણાશ્રમાદિના પ્રાપ્ત વ્યવહાર ધર્મને નિરંતર રૂડે

પ્રકારે સેવનારી સ્રી જ-આ જગતમાં માન પામીને ભાવિ સુખને ભોગવનારી થાય છે; માટે હે સુખની આશાવાળી! તું તારા કેવળ મૂર્ખપણાના પ્રતિકૂળ વિચારોનો સત્વર પરિત્યાગ કર.

હે સ્રી! આ સંસારમાં સ્રીજાતિને સ્રીત્વથી તથા પુરૂષને પુરૂષત્વથી જ સુખ તથા સંતોષ મળે છે. પુરૂષને પુરૂષપણાથી અને સ્રીને સ્રીપણાથી ભ્રષ્ટ થતાં જે ત્રીજી અવસ્થા પ્રાપ્ત થાય છે, તે અવસ્થા તો સદા કલેશને જ આપનારી થાય છે, માટે તું તારા સ્રીપણાને યોગ્ય પ્રકારે જાળવનારી થા, અને પુરૂષની પંક્તિમાં પ્રવેશવાની પંડિતાઇનો પરિત્યાગ કર. (આ સ્થળે, નિર્લજ્જપણે પુરૂષોની સભામાં પ્રવેશ કરવો, તથા પુરૂષના સરખા હાવભાવ વિગેરે લક્ષણપૂર્વક વક્તા થવું, તથા સ્રીએ પરપુરૂષોની સમક્ષ ન ચર્ચવા યોગ્ય વિષયને ચર્ચવા. એ વિગેરે દૂષણો 'પુરૂષની પંક્તિમાં પ્રવેશવાની પંડિતાઈ' એ શબ્દસમુદાયથી સમજવાં.)

સ્રી જાતિપ્રતિ પુરૂષોની પ્રીતિનું કારણ તેનું સ્રીપણું જ છે, અને તે સ્રીપણું તેના પ્રિયભાષણ, પ્રિય હાવભાવ, તથા મર્યાદાપૂર્વક રહેવું, વિગેરે સઘળા સુકોમળ વ્યવહારમાં રહ્યું છે, માટે તું તારા વખાણવા યોગ્ય સ્રીપણાનેજ આશ્રય આપીને રહે તો ઘણું સારું.

આત્મવર્ગનો પરિત્યાગ કરી અન્ય વર્ગનો સમાગમ કરવો પ્રાચીન પુરૂષોએ અનેક દૃષ્ટાંતોથી નિંદ્ય કહ્યો છે, તે ઉપર તું ધ્યાન આપ, અને નિરંતર પુરૂષોનાજ સહવાસની પ્રીતિનો પરિત્યાગ કર. સજાતીય, વિજાતીય, તથા સ્વગત ભેદના સ્વરૂપને જાણનારી તું પ્રાણિપદાર્થના સંબંધમાં આવતા પહેલાં ભેદનો યોગ્ય વિચાર કર. આપણા સમીપ રહેવા યોગ્ય અને અભય આપનાર પોતાનાં માનેલાંને તું નિરંતર સમીપ રાખ, અને જે સમીપ રહેવાને અયોગ્ય, વિરોધી સ્વભાવનાં, અને ભય આપનાર હોય, તેમને દૂર રાખ, અથવા તું તેમનાથી દૂર રહેવાને ખાતે રાખ, નહિતો વિરોધીનો સંબંધ વિનાશ કરનાર થશે. આ વિષયમાં જો તું શાણી છે, તો તારા વાંચેલા પંચતંત્રમાંહેલા મિત્રભેદમાં કહેલા કકુદ્રુમ રાજાના દૃષ્ટાંતનું *સ્મરણ

* (પંચતંત્રમાં પ્રથમ મિત્રભેદ નામના તંત્રમાં કથા ૧૦ મી) તેની ગતલબ એવી છે કેઃ—કોઈ વનમાં એક ચંડરવ નામનો શૃગાલ રહેતો હતો.

કર, અને સુગતિને ધારણ કર. એ કકુંદ્રુમ નામે રાજાના પદને મિથ્યા ધારણ કરનાર શિયાળે પોતાનાને દૂર તજી દીધાં, અને દૂર રહેવા યોગ્ય વિરોધી વિજાતીયને સંબંધ કરી સમીપ રાખ્યાં,તેનું ફળ તેણે પોતાનો વિનાશ એજ મેળવ્યું છે. તેમ તું પણ સમીપ રહેવા યોગ્ય કુળવતી યુવતીના સહવાસને ન સેવનારી થતાં વિનાશનેજ પ્રાપ્ત થઇશ.

સ્ત્રીઓને ચતુર્ગુણ લજ્જા અને અષ્ટગુણ કામ હોય છે, એમ સજ્જનોના મુખથી લોકપરંપરાએ સાંભળવામાં આવે છે. તેમાં તારામાં અષ્ટ ગુણથી પણ અધિક કામનાનો સદ્‌ભાવ પ્રતીત થાય છે, પણ લજ્જા તો એકગુણ પણ પૂર્ણ અનુમાન કરાતી નથી, માટે હે યશકીર્તિની લાલસાવાળી? જો તું સત્કીર્તિને પ્રાપ્ત કરવા ઇચ્છતી હોય તો તું વિરોધી અધિક કામનાનો પરિત્યાગ કર, અને યોગ્ય કામનાપૂર્વક લજ્જાને પાલન કરનારી થા.

આ લોકમાં સર્વે કોઈ પોતપોતાના પ્રાપ્ત ધર્મોનું રૂડે પ્રકારે પાલન કરીને ઉજ્વલ કીર્તિને પામ્યા છે, હાલ પણ તેજ પ્રકારથી પામે છે, અને હવે પછી પણ તેવે જ ક્રમે પામશે. આ સર્વ વાતોને જાણનારી છતાં પણ (दर्वी पाकरसंयथा જેમ કડછી સઘળી રસોઈમાં ફરી વળે છે,પણ એકના સ્વાદને યથાવત્ જાણતી નથી તેમ) તું જાણે જાણતી ન હોય તેની પેઠે વર્તે છે, તેનું કારણ આ તારૂં મિથ્યાભિમાન જ હોવું જોઈએ. હે સ્ત્રી તું જાણે છે કે આ મિથ્યાભિમાન માણસને યથાર્થ જ્ઞાન તથા નિશ્ચયથી ભ્રષ્ટ કરે છે, અને અધુરાને તો યોગ્ય નિશ્ચયમાં કે જ્ઞાનમાં પ્રવેશ કરવા દેતું નથી? ઘણો કાળ

તે કોઈ વેળા ભુખ્યો હોવાથી ભક્ષની લાલચે નગરમાં પેઠો. તેને જોઈને આજુબાજુથી કુતરાઓ બુમો પાડીને એકઠા થયા, અને તે શિયાળને કરડવા ગંડ્યા. પ્રાણસંકટમાં આવી પડેલો તે શિયાળ પાસે આવી ગયેલા એક રંગારાના ઘરમાં પેશી ગયો અને કુતરાઓના ભયંકર પોકારોથી ગભરાઈને એક ગળીના કુંડમાં પડ્યો, અને જ્યારે તે પાછો નીકળ્યો, ત્યારે તો ગળીના રંગમાં

મિથ્યાભિમાનને સેવનાર મનુષ્યનો જડ જેવા પરિણામનેજ પામે છે, જેથી તારા હિતનો વિચાર કરીને તું એ અભિમાનનો ત્યાગ કર.

હે વિપરીત બુદ્ધિવાળી! તું કઠોર વચનોને બોલતાં છતાં 'હું તો મિષ્ટ વચનોનેજ નિરંતર બોલું છું' એવું કહે છે, અસત્ય બોલવા છતાં પણ હું તો સત્યજ બોલું છું, એમ માને છે, અને અન્યવડે અપાએલા યથાર્થ બોધને પણ તું અયથાર્થ ગણે છે. આ કાંઈ તારો નાનો દોષ નથી. તું મારા સાથેજ કેવળ તારા આડા સ્વભાવનો ઉપયોગ કરે છે એમ નથી, પરંતુ આપણા ઘણા સજ્જન સંબંધીઓ સાથે તું એવાજ નિંધ સ્વભાવને પ્રવર્તાવે છે. જ્યારે જ્યારે તે સજ્જન સંબંધીઓ તારા વિપરીત આચરણને દોષરૂપે જણાવે છે, ત્યારે ત્યારે તું તારા આ દુરાગ્રહી સ્વાભિમાનવડે તેનો અનાદર કરી જણાવે છે કે 'જેમ તમે કહો છો'વા માનો છો,

---

રંગાઈને નીકળ્યો. રંગફેર થવાથી કુતરાઓ પણ એને શિયાળ ન જાણી આજુબાજુ જતા રહ્યા, અને તે શિયાળ પણ પોતાનો બચાવ કરતો વનમાં જતો રહ્યો. વનમાં ગયો, પણ વજ્રલેપ જેવો પેલો રંગ કાંઈ ગયો નહિ. જેમ વજ્રલેપ ઉખડતો નથી, મૂર્ખ તથા સ્ત્રી પોતાની લીધેલી મિથ્યા હઠને છોડતાં નથી, તેમજ આ કાળો કે ગળીનો રંગ પણ પેલા શિયાળનો ગયો નહિ. આમ હોવાથી તે રંગાયલા શિયાળને જોઈને વનમાં બીજા સિંહ, વ્યાઘ્ર, હાથી, વરૂ, આદિ વનવાસીઓ ભયથી વ્યાકુળ ચિત્તવાળાં થઈને આજુબાજુ નાસવા લાગ્યાં, અને એમ કહેવા લાગ્યાં કે જેનાં કુળ, પરાક્રમ અને ચેષ્ટા જાણવા જતાં નથી, તેનો પોતાનું કલ્યાણ ઈચ્છનારાએ વિશ્વાસ કરવો નહિ. પેલો ચંડરવ શિયાળ સર્વેને ભયથી ભાગતા જોઈને બોલ્યો, 'રે રે જનાવરો! તમે મને જોઈને ભયથી શામાટે નાસો છો? ભય પામશો નહિ. મને તો બ્રહ્મદેવે હમણાં ઉત્પન્ન કરીને મોકલ્યો છે. જનાવરોનો કોઈ રાજા નથી, તેથી મને રાજ્યાભિષેક કરીને ક-

એમ મેં કહ્યું કે કહ્યુંજ નથી' આ પ્રકારે અનેક વાર થવા છતાં પણ તને એટલું સમજાતું નથી કે સર્વને જ જ્યારે મારી કૃતિરીતિ દોષરૂપ જણાય છે, ત્યારે તે દોષરૂપ જ કેમ નહિ હોવી ઘટે ? હશે, કદાચિત્ તે સર્વને તું દોષરૂપ ગણતી હઈશ તો ભલે, પણ તું તારા સ્થાપિત નિશ્ચયમાં જ સર્વ કાળ સ્થિર રહેતી જણાતી નથી. ક્ષણમાં એક વાર્તાને યોગ્ય રૂપે પ્રતિપાદન કરે છે, અને અન્ય કોઈ ક્ષણે તેને જ પુનઃ અયોગ્યરૂપે વર્ણવે; તેમજ એક નિશ્ચયને એક ક્ષણે અયોગ્ય રૂપે પ્રતિપાદન કરેછે, અને તેને જ પુનઃ કોઈ ક્ષણે યોગ્ય ગણીને તું આદરથી સ્વીકારે છે. આ વિગેરે અનેક પ્રકારનું તારા ચિત્તનું વિપરીતપણું દેખાય છે, તેમ છતાં પણ તારો લક્ષ તે દોષપ્રતિ જતો નથી એ કેટલું શોકજનક છે ? ૨૮/૫/૧૯

(અપૂર્ણ.)

---

છું કે જો તું રૂડે પ્રકારે જનાવરોનું પાલન કરજે; તેથી હું અહીં આવ્યો છું, માટે તમે સર્વ મારી આજ્ઞા પ્રમાણે વર્તો. હું ત્રિલોકનો કકુદ્રુમ નામનો રાજા છું.' આ તે શિયાળનાં વચનો સાંભળીને સિંહવ્યાઘ્રાદિ જનાવરો, 'હે પ્રભો ! અમને કાંઈ આજ્ઞા કરો.' એવું બોલતા આજુબાજુ રહ્યા. પછી સિંહને પ્રધાનપદ આપ્યું, વ્યાઘ્રને શય્યાપાલકનું પદ આપ્યું, હાથીઓને પાનસોપારીનો અધિકાર આપ્યો, અને વરૂને દ્વારપાલનો અધિકાર આપ્યો. પોતાની જાતનાં શિયાળોની જોડે તો બોલ્યો પણ નહિ, અને સઘળાં શિયાળોને કાઢી મુક્યાં. આ પ્રમાણે તેનું રાજ્ય ચાલતાં સિંહાદિ નિત્ય બીજા પશુઓને મારી લાવીને તેના આગળ નાંખે, તે પેલો શિયાળ સૌને ભાગ વહેંચી આપે. એમ કેટલોક કાળ ગયા પછી એક વેળા દૂરથી શિયાળનો શબ્દ કાને પડ્યો, તે શબ્દ સાંભળીને રૂવાડાં ઉભાં થઈને આનંદનાં આંસુ આવીને ઉચ્ચ સ્વરવડે બોલવા માંડ્યો, તો શિયાળના સ્વરને સાંભળીને સિંહાદિએ કહ્યું કે અરે આ તો શિયાળ છે પછી લજ્જાથી ક્ષણવાર નીચું જોઈને બોલ્યા, એણે આપણને છેતરયા! આ ક્ષુદ્ર શિયાળને મારી નાંખો. આ સાંભળીને પેલા શિયાળે નાસવા માંડ્યું, પણ આખરે સિંહાદિએ તેના મારીને કડકે કડકા કરી નાંખ્યા.

ॐ श्रीँ ऐँ ह्रीँ क्लीँ

# महाकाल.

તૃતીયરૂપ.

ॐ अघोरेभ्योथघोरेभ्योघोरघोरतरेभ्यः ॥

सर्वेभ्यःसर्वसर्वेभ्योनमोस्तुरुद्ररूपेभ्यः ॥

પ્રતિષ્ઠા કરનાર.

उपाधिबाधकवर्ग.

---

રાજનગર (અમદાવાદ.)

" એંગ્લો વર્નાક્યુલર પ્રિંટિંગ પ્રેસ"માં છાપી પ્રસિદ્ધ કરનાર

નથુભાઈ રતનચંદ મારફતીયા.



संवत् १९४७



# તૃતીયરૂપની પ્રભાવલિ.

# महाकाल.

रूप (पुस्तक) ३,—कार्तिक कृष्ण १४ सं. १९४७ दर्शन (अंक) १.

## ॥ ॐ श्रीं ॥

### ज्ञेय, ध्येय, सेव्य अने उपास्य एक श्री महाकाल ज छे.

મનહર છંદ.

દૃશ્ય આ જગત જોઈ જન મન મોહ ધરે.
વિવિધ વિચાર કરે કારણને જાણવા,
જપ, તપ, યજ્ઞ, દાન, અનેક પ્રકારે કરી,
સત્કર્મને સાધે સદા નજાનંદ માણવા;
સુજ્ઞ ઘણા વિવેક વિચાર ને વિવિધ ક્રિયા,—
કરી મનોજય ચહે સ્વસ્વરૂપ નાણવા,
કોઈ મતિમંદ તો અનર્થંકર યુક્તિ રચી,
મચે છે મમત્વ ધરી મિથ્યાં તર્ક તાણવા.
કોઈતો મનુષ્યમાંહી ધનવાન, નૃપતિને,
મોટા ગણી સેવે સદા ઋદ્ધિ સિદ્ધિ પામવા,
કોઈ દેવ દાનવને ભાવવડે સેવ્ય ગણે,
વિવિધ પ્રકારે ભજે નિત્ય દુઃખ ડામવા;
બ્રહ્મા, વિષ્ણુ, રુદ્ર અને શક્તિને કો ઇષ્ટ ગણી,
ઉપાસના નાના વિધિ કરે કષ્ટ વામવા,
કોઈતો ધીમંત, આ અનંત મહાકાલ ભજી,
તાપત્રય દહી રહે વસ્તુરૂપે જાગવા.

મહેશ્વર મહાકાળ જેના વડે જગંજાળ,—
ઉપજે સ્થપાય ખપે, ગણના ન જેની છે,
સુરને અસુર આદિ, ત્રિભુવનવાસી અને,
બ્રહ્મા, વિષ્ણુ, રૂદ્ર, શક્તિ, વિભૂતિ જે તેની છે,
સર્વ તણા ઈશ અને સર્વરૂપ મહાકાલ,
પુણ્ય વિના સેવે એવી, મગદૂર કેની છે?
ઉગ્ર પુરૂષાર્થી ને ઉગ્ર બુધિવાન જન,
ભજે સદા જેના પર પૂર્ણ કૃપા એની છે.
મહેશ્વર મહાકાલ, અનંત અપાર જાણો,
જેના સમ મહિમા ન અન્ય તણો મેરો છે,
ખડ્ગ ધરી શક્તિ અને ત્રિશૂલ ધરીને રૂદ્ર,
ચક્ર ધરી વિષ્ણુ કરે ચોકી ત્યાં શો તોટો છે?
બ્રહ્માસ્ત્ર ચઢાવી બ્રહ્મા નિશ દિન સાવધાન,
દાખવે કો શાણો એવો ઇશનો ક્યાં જોરો છે?
ધુર્ત કો ભ્રમાવી જન ભોળાને ભટકાવે તો,
જાણે સહુ સુજ્ઞ જગે, તેનો દીન ખોટો છે.
અસંખ્ય બ્રહ્માંડ જે આ પ્રકૃતિમાં પ્રગટ છે,
તેજ મહામાયાતણા મહાકાલ પતિ છે,
બ્રહ્મા, વિષ્ણુ, રૂદ્ર, તો છે ઈશ એક બ્રહ્માંડના,
અંડકટાહ ભીતર જેમની તો ગતિ છે:
બ્રહ્મા વિષ્ણુ રૂદ્ર જે મહેશને નમાવે શિર,
તે જ મહાકાલ જાણે ન, તે ગંદમતિ છે,
અકલ અખંડ સેવ્ય સકલના મહાકાલ,
તેને નવ સેવે જેની અલ્પ ભાગ્યરતિ છે.

(અપૂર્ણ)

॥ ॐ ॥

## कालरात्रिनिमित्त रुद्रगणो, श्री रुद्र भगवान्, श्री विष्णु भगवान् तथा श्री ब्रह्मा भगवान् वडे करायेली महाकालरूप श्री महेश्वरनी स्तुति.

श्री रुद्र भगवान् स्तुति करेछे—હે મહાકાલ સ્વરૂપ મહેશ્વર ! આ

સત્વ, રજ તથા તમ, એ ત્રિગુણરૂપ મહા માયાના પતિ આપને નમસ્કાર. આ પ્રકૃતિ અથવા માયા જેમાં આપની સત્તાથીજ આ અસંખ્ય બ્રહ્માંડોની ઉત્પત્તિ, સ્થિતિ તથા લય થાય છે, તે સંપૂર્ણ બ્રહ્માંડોના, આધાર આધેય ભાવથી રહિત છતાં પણ આધારરૂપ મનાયલા આપ મહાકાલ સ્વરૂપ મહેશ્વરને નમસ્કાર. અસંખ્ય બ્રહ્માંડોના અધિપતિરૂપ અસંખ્ય રૂદ્રો, અસંખ્ય વિષ્ણુઓ, અને અસંખ્ય બ્રહ્માંડોવડે નિરંતર સ્તુતિ કરાતા એવા અને તે સર્વના વ્યવહારને પોતાની સત્તાવડે નિર્વાહ કરનાર મહા રૂદ્રરૂપ, મહા વિષ્ણુરૂપ, તથા પરબ્રહ્મસ્વરૂપ આપ મહાકાલને અંતઃકરણપૂર્વક નમસ્કાર. નિયમિત કાલપર્યંત આ બ્રહ્માંડના ઈશપણાને પ્રાપ્ત હું ક્રમે કરીને બ્રહ્માંડકાર્યના લયના સમયે જે સ્વરૂપને પરિણામમાં મારા સહિત પ્રકૃતિનું લયસ્થાન જાણું છું, તે પ્રલયસ્થાનરૂપ આપ અનંત સ્વરૂપ મહાકાલને દંડવત્ નમસ્કાર.

હે પરમાત્મસ્વરૂપ મહાકાલ! આ અસંખ્ય બ્રહ્માંડોમાં મારા સરખા અનંત રૂદ્રગણના અધિપતિરૂપ સદાશિવ આપ તંત્રીવડે જ ચલાયમાન થઈને પોતપોતાના સંહારકાર્યને કરે છે. આ મને જ ઈશ માનનાર એક બ્રહ્માંડની મર્યાદાનાં સંપૂર્ણ પરમાણુજન્ય વ્યષ્ટિ શરીરના અભિમાનીઓ, મારા પણ ઈશરૂપ આપ મહાકાલસ્વરૂપ મહેશ્વરને, પોતાની આવરણ કરનારી અવિદ્યાને વશવર્તિપણાથી યથાવત્ કેમ જ જાણી શકે? હે મહેશ! જેમ ભૂલોકાદિ લોકોમાં તંત્રીજ પોતાની સત્તાથી નાના પ્રકારનાં પુતળાંઓને નચાવે છે, તથા પરસ્પર યુદ્ધ કરાવે છે, તેમ આપ આ અસંખ્ય બ્રહ્માંડના એક જ સ્વતંત્ર તંત્રીરૂપ છો, અને આપનીજ સત્તાથી હું આદિ આ સઘળા દેવો તથા અસુરો તથા મનુષ્યાદિ અસંખ્ય પ્રાણિઓ નાના ચેષ્ટાને કરીએ છીએ. આપ મહાકાલરૂપ મહેશ્વરની જ સત્તાથી હું આ બ્રહ્માંડનો અધિપતિ થઈને આ ત્રિશૂલ તથા પિનાક ધનુષ્યને ધારણ કરીને પ્રકૃતિદ્વારા તે ત્રિશૂલાદિ આયુધોમાં મુકાયલી આપ મહાકાલની જ સત્તાથી આ ત્રિભુવનને વશ વર્તાવવા સમર્થ થયો છું. પ્રકૃતિ સ્વભાવને જાગ્રત્ કરનાર આપની સત્તા જ માયાના સ્વભાવપ્રમાણે કાર્યોનો વ્યવહાર કરવા અમને ત્રણ અભિમાનીને પ્રથમ કમથી પ્રકટાવે છે, અને તે આપની સત્તાના પ્રકાશવડે જ અમે આ બ્રહ્માંડકાર્યની ઉત્પત્તિ, સ્થિતિ તથા લય મૂળસ્વભાવસંકેતાનુસાર કરીએ

છીએ. હે સર્વેશ્વરસ્વરૂપ મહાકાલ ! આપ જ આ સર્વ પ્રપંચપરાયણ પ્રાણિઓનું પરાવધિસ્થાન, ધામ કે સ્વરૂપ છે. આપથી ભિન્ન કે અભિન્ન પણ અન્ય સેવ્ય કે ઉપાસ્ય કોઈ જ નથી, જેથી આપને જ પરમ પ્રાપ્તવ્યરૂપ માનતા આ સંપૂર્ણ જીવો યત્નવડે અનુભવે છે. આપ જે સ્વપ્રકાશ, સ્વતંત્ર, અને સર્વને સર્વ સ્પર્શે હોવાથી નિત્ય પ્રાપ્તરૂપ છો, તેને અવિદ્યામાયાથી આવૃત્ત અંતઃકરણવાળા આ અધમ જીવો હસ્તામલકવત્ નિત્ય પ્રાપ્તરૂપે કેમ જ અનુભવે? ન જ અનુભવે. હે અજન્મા! હે યોગીઓના ઈશ! આપ મહાકાલસ્વરૂપને જ જ્ઞેયધ્યેય માનીને જ્ઞેયાકાર કે ધ્યેયાકાર પરિણામને પામનાર યોગીમહાત્માઓના શરીરના નિર્વાહ કરનાર આયુરૂ પદાર્થનો, આપ જ્ઞેયધ્યેય સ્વરૂપથી ભેદભાવનાના ઉદયપર્યંત હું બ્રહ્માંડનો કાળસ્વરૂપ છતાં પણ મૂલનિયમાનુસાર સંહાર કરી શકતો નથી; તેથી જ આપને જ્ઞેયધ્યેયરૂપ નિશ્ચય કરી અભેદ ભાવથી આપસ્વરૂપે સ્થિર રહેનાર યોગીઓ ચિરકાલ પર્યંત આપણા આ ભૌતિક પરમાણુજન્ય શરીરથી જ આ બ્રહ્માંડમાં બેસી રહે છે. હે અનંતઐશ્વર્ય મહાકાલ! હે પરમાત્મન્! આપને સ્વરૂપે જ્ઞેયધ્યેયરૂપ ભાવદ્વારા સ્થિર થયેલ યોગીના આ વિકારી અને સ્થૂલ પદાર્થરૂપ દેહનો જ ધ્વંસ હું કાલ સ્વરૂપથી નિયતિ જોતાં થવો અશક્ય છે તો તે યોગ બળવાળાં આંતર્ તનુને સંબંધ કરી રહેનાર પદાર્થોનો ધ્વંસ તો મારાથી કેમ જ થાય? અર્થાત્ ન જ થાય. આ પ્રકારે આપનો પુરુષપ્રયત્નદ્વારા સંબંધ કરી રહેનાર પણ કેવળ નિર્ભય પદને પ્રાપ્ત રહે છે, તો અમે કે જેના આપ જ આદષ્ટ રૂપ છો, તેમને કદાચિત્ પણ ભય કેમ જ સંભવે? હે અભયવરદ! હે પરમતત્ત્વસ્વરૂપ મહાકાલ! આપ આ પ્રતીત થતા વિકારી પદાર્થરૂપ નથી, પરંતુ આ સંપૂર્ણ પદાર્થના મૂળ કારણરૂપ પ્રકૃતિના પણ આધારરૂપ, તથા તે પ્રકૃતિના પોષક પતિરૂપ અને પરિણામે તે પ્રકૃતિની ગતિરૂપ છો એવા અભેદઅભેદાદિ અવર્ણનીય વિભવવાળા આપને હું મર્યાદાવાળી પ્રકૃતિનાં આદિ કાર્યરૂપ પ્રતીત થતો વારંવાર નમસ્કાર કરું છું તથા જય જય ઉચ્ચરતો આપના પરમ પદમાં સ્થિર થાઉં છું.

श्री विष्णु भगवान् स्तुति कहेछे—હે મહાવિષ્ણુસ્વરૂપ મહાકાલ! આ અસંખ્ય બ્રહ્માંડોના અસંખ્ય વિષ્ણુઆદિ સંપૂર્ણ દેવતાઓનું જે આપ જ માત્ર પરમ સ્વરૂપ છો, તે આપને હું પુનઃપુનઃ નમસ્કાર કરું છું.

આપની જ સત્તાથી ચૈતનતાવાળી પ્રતીત થતી આ જડ પ્રકૃતિના કાર્યરૂપ બ્રહ્માંડમાં પ્રકૃતિસ્વભાવાનુસાર કાર્યની સ્થિતિના નિર્વાહ અર્થે, પ્રકૃતિસ્થ-આપની સત્તા બળે પ્રકૃતિના પ્રધાન ત્રણ કાર્યમાં મારો દ્વિતીય કાર્યરૂપે ઉદય છે. તે મારા ઉદયમાં તથા મારા વડે કરાતા મનના સઘળા વ્યવહારમાં, તથા પરિણામે આદી કાર્યદ્વારા પ્રકૃતિની સામ્યાવસ્થાના સમયે પ્રકૃતિદ્વારા આપના પદમાં અભેદ થવામાં આપ જ આપની સત્તાદ્વારા કારણ રૂપ છો. આપની સત્તાથી ભિન્ન વસ્તુતઃ મારૂં આ પૃથક્ પ્રતીત થતું સ્વરૂપ કાંઇજ નથી. તેમ છતાં પણ માયા સ્વભાવના નિર્વાહાર્થે આ પ્રામ પૃથક્ અભિમાનને અનુભવતાં આપ સર્વસ્વરૂપ મહાકાલને દંડવત્ નમસ્કાર કરૂં છું હે મહાકાલસ્વરૂપ સબલબ્રહ્મ આપની જ સત્તાથી આ જગતની સ્થિતિ રાખનાર તથા આ બ્રહ્માંડનો પાલક હું મનાયો છું, અને આપની જ સત્તાથી તે પાલક ધર્મને સ્વીકારીને આ જગત્ પ્રવાહમાં પ્રાણિઓની મોહવડે સ્થિતિ, નિયમિત કાલપર્યંત ઉત્તરોત્તર અખંડ રહે, એ હેતુથી આપની જ સત્તાબળે, આ સંપૂર્ણ પ્રાણીઓને મોહવશ કરનાર વૈષ્ણવ નામા વાયુને પ્રકટાવી મેં પ્રવર્તાવ્યો છે. એ વૈષ્ણવ નામા વાયુના સ્પર્શથી કેવળ બાળકથી તે વૃદ્ધપર્યંતનાં સર્વ પ્રાણીઓ મોહવશ થાય છે. તથાપી આપ માયાતીત મહાકાલસ્વરૂપના ઉપાસક યોગીઓ તથા મહાત્માઓ જે આપને જ સેવ્ય, ઊપાસ્ય, જ્ઞેય, તથા ધ્યેયરૂપે નિશ્ચય કરીને આપના સર્વાતીત સ્વરૂપથી અભેદ ભાવને પામી સ્થિર થાય છે. તેમને એ આપની સત્તારૂપ બળવાળો વૈષ્ણવ નામા વાયુ મોહ ઉપજાવવા નિમિત્ત સ્પર્શ કરવા પણ સમર્થ થઇ શકતો નથી એ આપ સ્વરૂપનો ન વર્ણવી શકાય એવો મહિમા છે.

આ બ્રહ્માંડના પાલનાદિ વ્યવહાર જે કર્તવ્યરૂપતાથી મારા વિષે સ્થપાયા છે, તે સંપૂર્ણ મારા વ્યવહારના નિર્વાહાર્થે સ્વભાવથી પરતંત્ર તથા જડ છતાં આપની સમીપતાવડે, અર્થાત્ આપની પ્રાપ્તસત્તાના બળે જ માન, ચૈતનતાવાળી પ્રતીત થતી આ મહામાયારૂપ પ્રકૃતિએ આ કૌમોદકી ગદા તથા સુદર્શન નામનું ચક્ર મારા હસ્તમાં અર્પ્યું છે. એ કૌમોદકી ગદા તથા સુદર્શન ચક્ર પણ સ્વભાવથીજ પરતંત્ર અને જડ છે, પરંતુ પ્રકૃતિ શક્તિદ્વારા આરોપાએલી આપની સત્તાના બળે તે મારા આધારરૂપ વિવિધ પ્રસંગે વિવિધ કાર્યને કરવામાં મારી ઇચ્છાનુ-

કૂલ પ્રવર્તે છે. હે અસંખ્ય બ્રહ્માંડાધિપતિ મહાકાલ! જેમ આ બ્રહ્માંડમાંહેલા ભૂઆદિ લોકોમાં ચક્રવર્તી રાજાઓ પોતાના ભૃત્યોને પ્રજારક્ષણ કે દારપાલનાદિ કાર્ય અર્થે અસિ, ખડ્ગ, દંડ, આદિ શસ્ત્રો આપે છે, તેમ આપની સત્તાબલે જ અસ્તિત્વરૂપે પ્રતીત થતી આ પ્રકૃતિના કાર્યરૂપ સંપૂર્ણ પ્રપંચના ચક્રવર્તીરૂપ ગણવા યોગ્ય આપ મહાકાલે જ મને આ કૌમોદકી નામની ગદા તથા સુદર્શન નામનું ચક્ર મારા કાર્યનિર્વાહાર્થે આપ્યું છે, એમ અંગીકાર કરવામાં કિંચિત્ પણ સંશય આણવા સરખું જણાતું નથી. હે અપાર મહિમાવાળા! આ અસંખ્ય બ્રહ્માંડોમાં પાલનાદિ વ્યવહાર કરવા નિમિત્ત સ્થપાયલા હું સરખા અસંખ્ય વિષ્ણુઓને આ પ્રકારે અસંખ્ય કૌમોદકી ગદા તથા અસંખ્ય સુદર્શન ચક્ર તેમના સર્વના પ્રાપ્ત વ્યવહારોને નિભાવવા અર્થે આપ, સર્વ બ્રહ્માંડના ચક્રવર્તી મહારાજરૂપ મહાકાલે જ કૃપાબલે પ્રાપ્ત કરાવ્યાં છે, એ નિઃસંદેહ સિદ્ધ વાર્તા છે.

એ ગદા તથા ચક્રાદિ આયુધો આ પૃથિવ્યાદિ જડ પદાર્થો સરખાં જડ છતાં પણ આપની સત્તાના બલે, ઈચ્છાનુકૂલ વ્યવહાર સાધવામાં ચૈતન્યતાવાળા અસંત અનુકૂલ ભૃત્યની પેઠે, ચૈતન્યતાયુક્ત પ્રતીત થતાં પ્રવર્તે છે; તોપણ આ અસંખ્ય બ્રહ્માંડની સ્થિતિના સ્થાનરૂપ પ્રકૃતિક્ષેત્રના એક અલ્પ દેશમાં રહેનાર આ બ્રહ્માંડ, અને આ બ્રહ્માંડના પણ એક અલ્પ દેશમાં સ્થપાએલો આ મારો વિષ્ણુલોક, અને એ વિષ્ણુ લોકનાપણ એક દેશમાં રહેલું મારૂં દિવ્ય ભુવન, અને તે દિવ્ય ભુવનના પણ એક દેશમાં રહેલું મારૂં દિવ્ય સિંહાસન, અને તે સિંહાસનના મધ્યે બેસનાર આ મારૂં દિવ્ય તનુ, અને આ મારા દિવ્ય તનુના એક અંશરૂપ મારા દિવ્ય હસ્ત, અને તે ચાર હસ્તના પણ એક એક ચતુર્થાંશમાં રહેનાર આ મારા હસ્ત, અને તે હસ્તોના પણ એક એક દેશમાંજ માત્ર રહેનાર મર્યાદાવાળા સામર્થ્યનાં આ કૌમોદકી ગદા તથા આ સુદર્શન ચક્ર વિગેરે આયુધો આપના દિગંત અપાર મહિમાને શું જ જાણી શકે! એમ છતાં પણ હે મહાકાલસ્વરૂપપરબ્રહ્મ! આ માયાથી અતીત છતાં પણ આપ, આપની અનન્ય ભક્તિ કરનાર ભક્તને આપણી સત્તાદ્વારા પ્રકટ થતાં અનેક દિવ્ય લીલા તનુઓવડે સાક્ષાત્ દર્શન આપો છો, એ આ ભૂરૂભુવરાદિ લોકોમાં મનાયેલી વાર્તા અસંભવિત નથી.

માયા પદાર્થરૂપ આ સઘળા બ્રહ્માંડના પદાર્થો જે, વિકારી હોવાથી

મિથ્યા સરખાજ છે, તે પણ આપની સત્તાવડે પ્રકાશતા હોવાથી, આ વૈષ્ણવ નામા મોહોત્પાદક વાયુના સ્પર્શવાળા સંપૂર્ણ લોકલોકાંતરના મનુષ્યાદિ પ્રાણિઓને આપના સ્વરૂપના અભાને નિત્ય સરખા પ્રતીત થાય છે. સર્વ પદાર્થ તથા પદાર્થાંતર્ગત તત્વ આપ પરમતત્વથી પૃથક્ રહ્યાં નિત્ય કદાચિત્ પણ હોઇ શકતાં નથી, અર્થાત્ આપજ માત્ર અજર, અમર આદિ શબ્દોના તાત્પર્યરૂપ છો, અને આપના નિત્ય સિદ્ધ સ્વરૂપથી સંબદ્ધ સર્વ દૃષ્ય છે, તેથા જીવોને આ પરિચ્છિન્ન પદાર્થોમાં પણ આપણા વ્યાપકપણાથી નિત્યબુદ્ધિ થવી કેવળ અનુચિત નથી.

હે સર્વ શબ્દના વિષયરૂપ! આ અસંખ્ય બ્રહ્માંડોના અંશરૂપ પ્રકૃતિની સામ્યાવસ્થાનો જ્યારે સમય આવવાની સંધિ થાય છે, ત્યારે સર્વથી પ્રથમ આ બ્રહ્મા અંતરૂબહિર્ રજસ્વભાવસહિત, પોતાની પ્રધાનતાવાળા સંપૂર્ણ લોકસહિત આ મારા સ્વરૂપમાં લયભાવને પામે છે, અને પછી મારી મર્યાદાનો અંત આવતાં આ હું મારી પ્રધાનતાવાળા સંપૂર્ણ લોકસહિત આ રૂદ્રના સ્વરૂપમાં લયભાવને પ્રાપ્ત થઈએ છીએ; અને આ મારાં કૌમોદકી ગદા તથા સુદર્શન ચક્ર આદિ શસ્ત્રઅસ્ત્રરૂપ સર્વ આયુધો આ રૂદ્રનાં આયુધોમાં લયભાવને પામે છે; અને આ રૂદ્રોની મર્યાદા પૂર્ણ થતાં એ રૂદ્રો પણ પોતાના સંપૂર્ણ અવશેષ રહેલા પ્રધાન લોકોસહિત પ્રકૃતિરૂપ મહામાયાશક્તિમાં લયભાવને પામે છે. અને આ એમનાં ત્રિશૂલ તથા પિનાક ધનુષ્યાદિ અસ્ત્ર શસ્ત્રરૂપ આયુધો મહામાયાશક્તિના શસ્ત્રઅસ્ત્રમાં લયભાવને પામે છે ત્યાર પછી તે દિવ્ય તનુવાળી મહામાયા શક્તિ પણ પોતાના સામાન્ય સ્વરૂપના વેગથી વિશેષ સ્વરૂપે પોતાની શસ્ત્ર અસ્ત્રાદિની ઉપાધિસહિત આપના વિશેષ સ્વરૂપમાં લયભાવને પામે છે; અને પછી આપ પણ પોતાના સિદ્ધ સામાન્ય સ્વરૂપે રહો છો. આ પ્રકારે સર્વના લયસ્થાન રૂપ સ્વરૂપ આપ મહાકાલને અનંત વિધિ નમસ્કાર કરતાં આપના પરમપદે સ્થિર રહું છું.

શ્રી બ્રહ્મા ભગવાન્ સ્તુતિ કરેછે—હે પરબ્રહ્મસ્વરૂપ મહાકાલ! આપ કે જે જગતના સાક્ષાત્ કારણરૂપ મહામાયાપ્રકૃતિના પતિરૂપ છો, તેમને હું મારૂં પરમસ્વરૂપ જાણીને નમસ્કાર કરૂંછું. આપનીજ સત્તાબલવડે આ પ્રકૃતિ હું બ્રહ્મા, વિષ્ણુ તથા રૂદ્રના ઉત્પત્તિ સ્થાનરૂપ થઈ રહ્યાં છે, તથા એ મહામાયાશક્તિ આપના સ્વપ્રકાશસ્વરૂપવડે જ આ-

મારા દ્વારા જગતની વ્યવસ્થા કરાવનાર હેતુરૂપ જણાયાં છે. જેથી આ-મારાં પરિણામસ્થાનરૂપ તથા આપની અભિન્ન થઈ રહેવાના કારણરૂપ એ મહામાયાશક્તિસહવર્તમાન આપ મહાકાલ સ્વરૂપ મહેશ્વરને હું વારં-વાર પ્રણામ અર્પું છું. હે સર્વરૂપ! આપને કયો પદાર્થ અપ્રાપ્ત છે કે તે અર્પણ કરી આપને પ્રસન્ન કરૂં? ઉપાધિસ્થ ચેતનરૂપ આ જીવોને આ-પના પ્રતિની એક અનુપમ અવ્યભિચારી ભક્તિભાવના જ માત્ર આપના સ્વરૂપમાં અભેદ કરી સ્થાપનાર કારણરૂપ છે. પરંતુ તે ભાવના યોગ્ય પ્ર-કારના હૃદયબલવિના થવી અત્યંત કઠિન છે માટે ઓછા અધિકારવાળા જીવોએ તો આપને વારંવાર પ્રેમપૂર્વક નમસ્કારજ કરવા. કારણ કે તે અ-તિ ઉત્તમ બળને પ્રાપ્ત કરાવનાર સુગમ સાધન ઈષ્ટપ્રતિ કરાયેલા પ્રેમયુક્ત નમસ્કાર જ છે.

આ બ્રહ્માંડ જેમાં મારે અધીન વર્તનાર ક્રિયા શક્તિ સહવર્તમાન હું, સ્થાપિત વ્યવહારને અવધિપર્યંત કરૂં છું, તે સંપૂર્ણ વ્યવહારને કરાવ-નાર સત્તા તે આપનો જ મહિમા છે. વિવિધ ક્રિયાના નિમિત્તરૂપ મનાયેલો હું મારી પ્રધાન સત્તાનું દ્રવ્ય રૂક્ષ થતાં મારી બ્રહ્માદિ વિગેરે સંપૂર્ણ વિ-ભૂતિસહિત વિષ્ણુના સ્વરૂપમાં લયભાવને પ્રાપ્ત થાઉં છું; અને તે વિ-ષ્ણુદ્વારા રૂદ્ર તથા પ્રકૃતિમાં ક્રમે કરી લયભાવને પ્રાપ્ત થતાં આપના સ્વરૂ-પમાં જ આ સ્થાનને પામું છું. જેથી મારા પરમ ધામરૂપ આપ મહેશ્વરને હું આ ક્ષણે ધ્યેયધ્યેયરૂપે અનુભવું છું. આપ કે જેને સ્તુતિઆદિ કોઇ પણ પદાર્થ પ્રસન્ન કરવામાં હેતુરૂપ નથી, તેને સ્તુતિથી કાંઈ અધિક નથી; તેમ છતાં પણ સ્તુતિ આદિ સત્ક્રિયાઓ જે સૃષ્ટિના નિયતનિયમાનુસારઉત્કૃષ્ટ ફળ આપનાર છે, તેને કર્તવ્યરૂપ ગણીને કરૂં છું, તેવડે પણ હે સર્વ નિ-યમના ફળરૂપ! આપ પ્રસન્ન હોજો. આપનું અંતરમાં ઈષ્ટસ્વરૂપે પ્રાપ્ત થ-યેલું એકવારનું સ્મરણ પણ ઉત્કૃષ્ટ ગતિને આપનાર કારણરૂપ થાય છે, તો નમસ્કારપૂર્વક આપનું વારંવાર સ્મરણ અનુપમ ફળ આપનાર થાય એમાં શું આશ્ચર્ય છે?

આ સૃષ્ટિકાર્યમાં ક્રિયાશક્તિવાળો હોવાથી કર્તારૂપ મનાયેલો હું પ-ણ કારણમાં રહેલ કાર્યના નિયમાનુસાર કાર્યની વ્યવસ્થાને કરૂં છું, જેથી કદાચિત્ મારામાં કર્તૃત્વાભિમાન પ્રતીત થાય, તોપણ તે વ્યર્થ જ છે; અ-ર્થાત્ અકર્તા હોવાથી અભોક્તારૂપ જ હું છું; અને તેથી જ આણ઼ધાયે

સત્તા આપમાં રહેલ સ્વતંત્ર સમ વર્તું છું, એમ છતાં પણ કાર્યના ક્રમમાં પ્રાપ્ત રહેલ હું આ ક્ષણે આપને ભિન્નભાવની પ્રતીતિ પૂર્વક સ્તવું છું.તે સ્વીકારતા આપ નિરંતર કૃતકૃત્યતાને પ્રાપ્ત રાખજો.

હે મહેશ્વર! હે સર્વના અવધિસ્વરૂપ મહાકાલ! આપના પ્રતિ કરેલી સંપૂર્ણ ચેષ્ટા આપત્તિ આપનાર ભેદભાવનાને પ્રતીત કરાવનાર છે, તો પણ ભેદભાવની પ્રતીતિ અનંતર કરાયેલી આ ચેષ્ટા તે ભેદભાવનાની વિધ્વંસક છે, માટે એને સાર્થક ગણીને હવે તે ચેષ્ટાના સમર્પણ પૂર્વક આપના અનંત, અપાર મહિમામાં સ્થિર થાઉં છું.

## ॥ ૐ ॥

## પુરુષાર્થ સાધવા વિષે ઉપદેશ.

### પદ. રાગ દેશ.

પ્રભુ આજ ગણો કાં ન્યારો, છું હું આદિ અનાદિ તમારો એ રાહે.
આલસ્યાદિ દોષ નિવારો, પુરૂષાર્થ હૃદયમાં ધારો, ટેક.
પ્રમાદ આદિ દોષો રિપુસમ, પ્રતિદિન કરતા ધસારો;
યુક્તિ ગ્રહી, બળહીન રિપુ કરીને, ક્રમથી સમૂળ સંહારો. પુરૂષાર્થ૦
જે જે કાર્ય અહો કરવા તે, સિદ્ધ થવા જ વિચારો;
વિઘ્ન અનેક વડે, પણ ન ડરી, સાધક યુક્તિ સંભારો પુરૂષાર્થ૦
પૂર્વે ભગીરથ રાજાએ જોગ, તપ આરંભ્યો સારો;
ઈચ્છિત અર્થને સાધી વિરામ્યો, તેમ કરો, નવ હારો. પુરૂષાર્થ૦
પદાર્થનિર્ણય કીધો કણાદે, વેઠીને કષ્ટ હજારો;
તેમ ધરી દૃઢ રત્ન વિવેક, કુળ, જાતિ, દેશને તારો. પુરૂષાર્થ૦
ટિટ્ટિભ પક્ષીએ રોષ ધરી, જલ—નિધિપર ચઢભ્યો ભારો;
ટિટ્ટિભન્યાય સ્મરી તે આજે, રિપુબળ સઘ વિદારો. પુરૂષાર્થ૦
અસંખ્ય અસુરોએ તપ કરીને, વર ગ્રહી કીધા હુંકારો;
તેમ ન કરી, પણ વર શુભ મેળવી, દુઃખથી જીવોને ઉગારો. પુરૂષાર્થ૦
જીવ સકળ આ જગમાં સહે છે, ત્રિવિધિ તાપતપારો;
ધીર વીર કો ધરાગાં પ્રકટી, સુખશાંતિ દઈ ઠારો. પુરૂષાર્થ૦
નિત્ય પુરૂષાર્થવડે આ અગસ્તે, ઉદધિ કીધો ખારો;
નૃસિંહ નથી શુભ યત્નવિના, આ—જગમાં નિર્ભય આરો. પુરૂષાર્થ૦

# सन्मित्रनुं मित्रप्रति पत्र.

(અનુસંધાન ૨૫ બીજાના પૃષ્ટ ૧૩૦ થી)

હે સદ્ગુણિ મિત્ર! સુખેચ્છાથી કામરાગદ્વારા બંધાતું મમત્વ જ દુઃખનું કારણ છે, એ વાર્તા જાણીને તું આપણા પ્રબલ મમત્વને ક્રમે કરી નિર્બલ કરવા યત્ન રાખજે, એમ હવે સ્પષ્ટ કરીને તને લખવાની આગલ નથી.

આ સંસારમાં પ્રાણિ માત્ર સુખની અભિલાષા રાખે છે, તેથી સુખ પામવાના ઉપાયને જાણવા તથા તે તે ઉપાયવડે સુખને પ્રાપ્ત કરવા સ્વભાવથી જ પ્રાણિઓ પ્રવર્તે છે. તેથી સુખના ઉપાય જણાવ્યા પછી સુખેચ્છકને 'તમે આ ઉપાયને અવશ્ય કરજો,' એમ કહેવાની અગત્ય રહેતી નથી. તોપણ સુખના સાધકને યોગ્ય માર્ગે જઈ સુખ પ્રાપ્ત કરવામાં જે જે અંતરાય આવી નડવા સંભવ હોય છે, તે તે અંતરાયોનું રૂડે પ્રકારે સાધકને ભાન થાય એવો બોધ તો ઉપદેષ્ટા પુરૂષોએ અવશ્ય કરવો ઘટે છે. આ સ્થળે હું પોતાને ઉપદેષ્ટારૂપ માનીને આ વચન લખું છું, એમ નથી પરંતુ તારી શંકાનાં સમાધાન આપવા જતાં એ પદનો મારામાં સહજ આરોપ થયો તું માનતો હોય તો ભલે આ શબ્દને એવા ભાવમાં ગ્રહણ કરજે. હું તો માત્ર તને સ્નેહના સંબંધથી મારો યોગ્ય વાર્તા કહેવાનો ધર્મ સમજી કહું છું.

સુખના સાધકોને પોતાના કર્તવ્યની સિદ્ધિમાં વિઘ્નરૂપ અંતરાયોને કહું છું, તે નિરંતર લક્ષમાં રાખવાયોગ્ય ગણજે.

સુખને પ્રાપ્ત કરવા જનારને વિઘ્ન કરનાર આ જગતમાં બે જ પદાર્થ છે. એક તો પાપ અને બીજો દુર્જન. ઘણે સ્થળે દુર્જન મનુષ્યને મૂર્તિમાન્ પાપ જ ગણ્યું છે, તેથી જો તેમ ગણના કરાય, તો કેવળ પાપ જ વિઘ્નરૂપ છે, એમ માનવું. હવે પાપ તથા દુર્જનના સ્વરૂપને સ્પષ્ટ કરીને લખું છું.

કોઈ પણ પ્રાણિને આપણાથી સાક્ષાત્ હાનિ કરવા શિવાય દુઃખ ઉપજે, એવી આપણાં મન, વાણી તથા શરીરની જે ચેષ્ટા તે પાપ છે.

આપણે રૂડે પ્રકારે નિશ્ચય કરેલા સિદ્ધાંતને કોઈ પ્રકારના પણ સ્વાર્થની અપેક્ષા રાખીને અન્ય પ્રકારે બીજાના અંતઃકરણમાં ઠસાવવાને કરાતું મન, વાણી તથા શરીરકૃત પ્રયત્ન તે પાપ છે.

ઉત્કૃષ્ટપણાને પામતા સજ્જનોનો આપણી નિકૃષ્ટતા જોઈને દ્વેષ કરવો, એ પાપ છે.

આપણા વર્ણાશ્રમ ધર્મનો અનાદર કરવો, તથા અન્યને તે પોતપોતાના ધર્મથી ભ્રષ્ટ કરનાર કોઈ પ્રકારનો પણ ઉદ્યમ કરવો, એ પાપ છે.

દુઃખસુખના સ્વરૂપનો યોગ્ય પ્રકારે નિશ્ચય કર્યાવિના જ દુઃખસુખનાં સ્વરૂપ કલ્પી તેનાં અયથાર્થ કારણોનો નિર્ણય જણાવવો, તથા તેમાં લોકોને સ્થાપવા, અને યથાર્થ વિચારથી ભ્રષ્ટતાને પ્રાપ્ત કરવા, એ પાપ છે.

આ શિવાય જે જે ક્રિયા અન્યના હિતનો ઉચ્છેદ કરીને અહિત કરનાર થઈ રહેતી હોય, તે તે સંપૂર્ણ ક્રિયાઓ પાપરૂપ જાણવી. હવે પાપના પરિણામથી પાપને જાણવાને કહું છું.

આપણાં અંતઃકરણમાં રાગદ્વેષ, કે શોક, કામ,ક્રોધ, મોહ, ભયાદિને ઉપજાવનાર જે કારણ છે તે પાપ છે.

આપણને જ્યાં ત્યાં અસંતોષ, અતૃપ્તિ, તથા અજ્ઞાનતાદ્વારા દુઃખની પ્રતીતિ કરાવનાર જે અંતરમાં રહેલ દોષ છે, તે દોષને નિરંતર પોષનાર પદાર્થ તે આ પાપ છે.

પાણિપદાર્થમાત્રમાં અથવા વિષયમાત્રમાં પૂર્વ પુણ્યના બળે અથવા પુણ્યરૂપ પ્રયત્નના બળે વિવેક વિચારદ્વારા ઉત્પન્ન થતી પ્રતિકૂળ ભાવનાવડે જેને દુઃખરૂપતા જણાઇ છે, એવા પ્રાપ્તવિવેકસરખા પુરૂષને પણ પુનઃ પુનઃ વિષય પદાર્થમાં નિરંતર સુખબુદ્ધિપૂર્વક આસક્તિ કરાવનાર જે કારણ છે, તે પાપ છે.

સુખની પ્રાપ્તિનિમિત્તે આરંભેલા સંપૂર્ણ વ્યવહારમાં, તેની સિદ્ધિ ન થવા દેનાર નાના વિઘ્નને આણનાર કારણ તે પાપ છે.

આ સંસારમાં જેમ સઘળા અનર્થનું મૂળ પાપ છે, તે જ પ્રમાણે દુર્જન મનુષ્ય પણ સઘળા અનર્થનું મૂળરૂપ છે; અને તેથીજ દુર્જન મનુષ્યને બુદ્ધિમાન પુરૂષે મૂર્તિમાન્ પાપ જ કહ્યું છે. હવે દુર્જનથી બચવામાટે દુર્જનનું સ્વરૂપ તથા લક્ષણ વિગેરે કહું છું.

સજ્જનના સરખો ઉપરથી સ્નેહ દેખાડનાર છતાં અંતરમાં મલિનતા રાખીને જે પાછળથી હણવાને તત્પર થઈ રહે છે, એવાને દુર્જન કહ્યો છે, માટે તેવાને ઓળખીને ત્યજવો.

જે મનુષ્યનાં આચરણ નઠારાં છે, જેની દ્રષ્ટિ પાપથી પૂર્ણ છે, જે

નઠારા મનુષ્યોની એટલે-પાપાચરણી પ્રાણિઓની સંગતિ કરનાર છે, અ જે લોકોમાં દુષ્ટપણાગાટે પ્રસિદ્ધ છે, એવાને દુર્જન જાણી ત્યજવો. કારણ તેના સાથેનો સ્નેહસંબંધ તરત જ વિનાશને કરનાર થઇ પડે છે.

આ જગતમાં અનિષ્ટ મનાએલું વિષ, સર્પની દાઢમાં, માંખીના મસ્તકમાં, વીંછીના આંકડામાં, એમ એકએક અંગમાં પ્રધાનપણે પ્રાણિઓમાં હોય છે, પણ દુર્જનનું તો સઘળું અંગ જ વિષરૂપ કહ્યું છે. મા બનતા સુધી દુષ્ટ દુર્જન મનુષ્યનો સ્પર્શ પણ કરવો નહિ.

નીતિમાન પુરૂષોએ દુર્જન મનુષ્યની તથા સર્પની તુલના કરતાં દુર્જન કરતાં સર્પને શ્રેષ્ઠ કહ્યો છે. કારણ કે સર્પ તો કોઇક વેળા જ દબાયે ચંપાયો દંશ કરે છે, પરંતુ દુર્જન તો ક્ષણે ક્ષણે હાનિ કરવા તત્પર રહે

ન સહન કરી શકાય એવી વીંછીના ડંખની વેદનાથી પણ અધિ વેદના કરનાર કટુ વચન છે, એમ મનાય છે, જે કઠિણ વચનને શત્રુ અત્યંત બળથી મારેલા તીક્ષ્ણ બાણ કરતાં પણ અધિક વેદના કરનાર કહ્યું છે. તે કઠિણ વચન તો દુર્જનના મુખમાંથી નદીના પ્રવાહની પેઠે નીકળ્યા કરે છે, તો તેવો દુર્જન સુખ આપનાર ક્યાંથી જ હોય ? મા તેને સજવો, અને બુદ્ધિમાન પુરૂષે અસહ્ય બાણથી પણ દુઃખદ કઠિ ...ને સહન કરવા યત્ન કરવું. કારણ કે કઠિણ વચનનો સહન કરન પુરૂષ જ સાધુપણાને પ્રાપ્ત થયો સુખાનુભવ કરે છે.

આ લોકમાં કેવળ તૃણથી જ જીવનાર મૃગ, તથા જળમાં જ જન્મી જીવી, મરનાર માંછલાં, તથા કેવળ સંતોષવૃત્તિથી રહેનાર સજ્જનો એ ત્રણ કોઇનો પણ બિગાડ કરી વૈર ઉપજાવતાં નથી; તોપણ કારણ વિના પારાધિ, ઢીમર, તથા દુર્જન મનુષ્ય તે ત્રણેના ક્રમે કરીને નિષ્કારણ વૈરી થાય છે. માટે દુર્જનોના વૈરથી સજ્જનો ભાગ્યે જ બચે છે એમ જાણવું.

કોઇને એવી શંકા થાય કે કારણવિના જ દુર્જનો સજ્જનોના વૈરી થઈ તેમની નિંદા શા માટે કરતા હશે ? તો ત્યાં કારણ પણ છે. પ્રાણિમાત્રને શ્રેષ્ઠ પદની નિરંતર ઇચ્છા હોય છે. તે ઇચ્છાપ્રમાણે પોતે તે પદને મેળવવામાં અસમર્થ જણાય છે, ત્યારે તે સજ્જનોની નિંદા કરી સંતોષ માને છે. એ વિષે નીતિમાં પણ કહ્યું છે કેઃ—

दह्यमानाः सुतीव्रेण नीचाः परयशोऽग्निना
अशक्ता स्तत्पदं गंतुं ततो निन्दां प्रकुर्वते ॥

ભાવાર્થ—પારકા યશરૂપી તીક્ષ્ણ અગ્નિવડે બળેલા દુર્જન તે પદને પામવા અશક્ત હોવાથી તેમની નિંદા કરે છે.

હે શાંત ચિત્તવાળા! વિદ્વાનોનું એવું કહેવું છે કે મૂર્ખ તથા દુર્જનને હમેશ દૂર રાખવા; અર્થાત્ તેમના સાથે કોઈ પ્રકારનો પણ સંબંધ રાખવો નહિ. કારણકે તે મનુષ્યસરખો છતાં પણ બે પગવાળો પશુ જ છે. જેમ માર્ગમાં પડેલો કાંટો અજાણતા પગ મુકનારને વાગે છે તેમ દુર્જનનો સંસર્ગ પણ કંટકસમાન વચનોથી ભેદે છે. આવા વિચારથી જ આપણા લોકોમાં કહેવાય છે કે ગાડાથી પાંચ હાથને અંતરે રહેવું, ઘોડાથી દશ હાથને અંતરે, અને હાથીથી હજાર હાથને છેટે રહેવું; પણ દુર્જનથી તો દેશાંતરે રહેવું.

હે ભાઈ! નિર્દયતા, સહજમાં લડાઈ, પરધન તથા પરસ્રીમાં ઈચ્છા અને સુજન તથા બંધુજનની અદેખાઈ, એ ઘણું કરીને દુર્જનમાં સ્વભાવથી જ હોય છે. નિરંતર પરના દોષ જોવામાં તથા ખરેખોટે માર્ગે પણ સજ્જનોને દોષવાન્ ઠેરવવામાં મિથ્યા પ્રયોજન ઉભાં કરીને પોતાને બુદ્ધિમાન્ ગણાવતો દુર્જન, લોકમાં આગળ પડે છે. પાપનાં ફળ દુઃખને ભોગવતો છતાં મહા પાતકના સંસ્કારનો પ્રેરેલો પાપકર્મને જાણતો છતો, પાપ કરવાથી ડરતો નથી. એવો દુર્જન કદાચિત્ પણ સંબંધ કરવાયોગ્ય ગણવો નથી. જેમ અતિ સુંદર શરીરમાં માંખીઓ વ્રણને જ શોધતી ફરે છે, તેમ સજ્જનોવડે કરાયલાં અતિ રમણીય કાર્યમાં, તેના કર્તાના ઉત્સાહને તોડવાઅર્થે દુર્જન દોષને જ શોધે છે.

પોતાની કીર્તિને વધારવાને યત્ન કરવા છતાં, જેની કીર્તિ શરત્કાળના અભ્રની પેઠે વેરાઈ જાય છે, પણ વર્ષાના અભ્રની પેઠે જામતી નથી, તે દુરાશાવાન્ દુર્જન પોતાના યત્નમાં નિષ્ફળ થતો સંતાપને પામતો, સજ્જનોની તોડવા ધારેલી છતાં ન ત્રુટતી કીર્તિને વિસ્તાર પામતી જોઈજાણીને વિના અગ્નિએ બળ્યા કરે છે; અને તેનો દગ્ધ થતા શરીરનો, સમીપવર્તિને પણ તાપ લાગે છે. માટે તેવા દુર્જનનો સંગ બુદ્ધિમાનોએ સદા તજવાયોગ્ય ગણ્યો છે. નીતિમાં પણ કહ્યું છે કે પીડા સમીપ આવે ત્યારે,

શત્રુની સેના પ્રબળ વેગથી ચડી આવે ત્યારે, ભયંકર દુષ્કાળ પ્રાપ્ત થાય ત્યારે, અને દુષ્ટ દુર્જનનો સંગ થાય ત્યારે જે નાશી છુટે છે તે જ જીવે છે.

જેમ દુધ પાઇને ઉછેરેલો છતાં પણ સર્પ નિરંતર વશમાં રહેતો નથી, કાળે કરીને પાળનારને જ દંશ કરે છે, તેમ શ્રેષ્ઠ જનોએ ઉપકાર કરેલો દુર્જન, તે શ્રેષ્ઠ જનનો જ વિરોધી થાય છે. માટે તેવા દુર્જનોનો આ લોકમાં લેશ માત્ર પણ વિશ્વાસ બુદ્ધિમાનોએ કરવો ઉચિત નથી.

સજ્જન તથા દુર્જનનું સદા વૈર ગનાય છે. પણ બીજાં નિરંતરના વૈરમાં બે પક્ષનો દોષ હોય છે, અને આંમાં ગાત્ર દુર્જનનો દુષ્ટ સ્વભાવ જ કારણરૂપ છે, એટલો ભેદ છે. ગુણમાં પણ દોષબુદ્ધિ કરવાનો દુર્જનોનો સ્વભાવ પ્રસિદ્ધ જ છે. કોઈ વિદ્વાને કહ્યું છે કે:—

जाड्यं ह्रीमति गण्यते व्रतरुचौ दंभः शुचौ कैतवं
शूरे निर्घृणता मुनौ विमतिता दैन्यं प्रियालापिनी ।
तेजस्विन्यवलिप्तता मुखरता वक्तर्यशक्तिः स्थिरे
तत्को नामगुणो भवे स्सुगुणिनां यो दुर्जनैर्नांकितः ॥

(આ શ્લોકનો ભાવાર્થ એવો છે કે) 'દુર્જન શરમાળમાં જડતા માને છે, વ્રતવાળામાં દંભ ગણે છે, પવિત્ર પુરૂષમાં કપટ સમજે છે, શૂરવીરમાં નિર્દયના લેખવે છે, મુનિમાં મતિહીનપણું જાણે છે, તેમ જ પ્રિય બોલનારમાં દીનતા, તેજસ્વીમાં ગર્વ, બોલનારમાં વાચાળપણું તથા સ્થિરમાં અશક્તિ સમજે છે. આ પ્રમાણે જોતાં ગુણિનો એવો કયો ગુણ છે કે જેને દુર્જને આંકિત કરયો નથી,' અર્થાત્ બીજાના સઘળા ગુણને જ દુષ્ટ સ્વભાવવાળો દુર્જન મનુષ્ય દુર્ગુણ ગણે છે! આમ છે માટે કોઈ પણ સજ્જન પુરૂષ દુર્જનવડે સ્તુતિ કરાય તો જ ઠીક, એવી દુરાશામાં પડતા નથી. સજ્જનો પોતાના હિત માટે જ સદ્ગુણને સેવનારા હોય છે. તે કાંઈ લોકમાં પોતાની સ્તુતિ કે ખ્યાતિ નિમિત્ત સદ્ગુણને સેવતા નથી. માટે કોઇવડે પણ સ્તુતિ થાય તો ઠીક, એવી સ્વપ્નમાં પણ ઇચ્છા ન કરનાર સજ્જન દુર્જનોપાસે સ્તુતિની આશા કેમ જ રાખે? ન જ રાખે. મૂર્ખ દુર્જનો સજ્જનપ્રતિ નિરંતર દ્વેષ રાખે છે, તેથી તે દુર્જન વિનાકારણ સજ્જનોની નિંદા કરે છે. જેથી એવા નિંદક માત્રને નીતિમાનોએ પૂર્ણ ચાંડાલ જ કહ્યા છે. કોઇ સ્થળે, કાગ, કુકડો, ક્રોધ, અને નિંદક એની ચાં-

કાળમાં ગણના કરી છે. એવા ચાંડાળવત્ સ્વભાવના મૂર્ખ દુર્જનને તેની વૃત્તિઅનુકૂળ ચાલનાર જ વશ કરી શકે છે. પણ સજ્જનોથી તેમ થાય નહિ, માટે જ તે દુર્જનના સંગથી દૂર રહેવાનું જ શ્રેષ્ઠ ગણ્યું છે. બુદ્ધિમાન્ પુરૂષોનો એવો નિશ્ચય છે કે તરૂણીના ચોટલાની પેઠે દુર્જન મનુષ્યને નિત્ય મસ્તકે રાખ્યો હોય, તથા યત્નવડે ઘણા સ્નેહથી સેવ્યો હોય તો પણ તે પોતાની કુટિલતાને છોડતો નથી. દુર્જન નિરંતર પોતાના જ હિતને સાધવામાં પ્રવીણ હોય છે. નાના છળવડે પારકું અહિત કરવામાં પ્રીતિવાળા એ દુર્જનોનાં લક્ષણ કહેનાર વિદ્વાને દુર્જન તથા મચ્છરના ચરિત્રની આ પ્રમાણે એકતા વર્ણી છે:—

प्राक् पादयोः पतति खादति पृष्ठ मांसं
कर्णे कलं किमपि रौति शनै र्विचित्रम् ।
छिद्रं निरूप्य सहसा प्रविशत्यशंकः
सर्वं करोति मशकस्य खलश्चरित्रम् ॥

ભાવાર્થ—પ્રથમ પગમાં આવી પડે છે, પછી પીઠનું માંસ ખાય છે, ધીરે ધીરે કાનઆગળ કાંઈક વિચિત્ર પ્રકારનો ગણગણાટ કરે છે, અને છિદ્ર જોઈને શંકા રાખ્યાવગર એકદમ પ્રવેશ કરે છે. આ રીતે મચ્છરનું સર્વ ચરિત્ર દુર્જન કરે છે.

આ લોકમાં જે જે પદાર્થમાં જેને સ્વાદ લાગે છે, તે તે પદાર્થને તે સેવે છે; તેમાં આ દુર્જનને સારા સ્વભાવરૂપ જે સદ્ગુણનો સમુદાય છે, તે રૂચિકર જણાતો નથી, પણ સ્વાદવિનાના નઠારા સ્વભાવરૂપ દુર્ગુણો, જે પોતાને તથા પરને અનર્થ આપનાર છે, તે પ્રિય લાગે છે. આથી કહ્યું છે કે 'જેમ પુષ્પ તથા ફળવિગેરે ઉત્તમ પદાર્થો છતાં પણ આ ઉંટ કાંટાના સમુદાયને જ ખાય છે, તેમ દુર્જન, સજ્જનના ગુણ છતાં પણ દોષને જ માત્ર ગ્રહણ કરે છે.'

હે મિત્ર! દુષ્ટ દુર્જનો બીજાને વિપત્તિમાં જોઈને જ રાજી થનાર હોય છે. તેથી તેમનો જન્મ પાપનાં ફળ ભોગવવા તથા નવાં પાપ રચવા અર્થે જ હોય છે ઘણા વ્યવહારકુશળ વિદ્વાનો કહેછે કે દુર્જનને તેની સાંમા થઈને જીતવો. કોઈ કહે છે કે હાથીને અંકુશથી, ઘોડાને ચાબુકથી, ગાયભેંસ ઈત્યાદિને લાકડીથી મારી સીધાં કરવાં, પણ દુર્જનને તો "ખડ્ગથી મારીને

સીવો કરવો. પણ પારકાં હિતને જ નિરંતર ઈચ્છનાર, રાગદ્વેષવિનાના સજ્જનોથી કદાચિત્ પણ તેમ કરાતું નથી. માટે સદા દુર્જનોથી દૂર રહેવું; એજ શ્રેષ્ઠ છે. આ સ્થલે સજ્જનોએ ક્ષમા ખડ્ગ જ સંગ્રહવું. કહ્યું છે કે क्षमाखड्गः करे यस्य दुर्जनःकिं करिष्यति.

કોઈ પરોપકારબુદ્ધિવાળા પુરૂષો એમ જાણે કે કોઈ ઉપાયથી પણ બોધ આપીને દુર્જનને સજ્જન કરાય તો ઠીક. કારણ કે દુર્જનથી આ જગતમાં મોટા અનર્થ થાય છે; માટે દુર્જનને સજ્જન કરવામાં મોટું પુણ્ય છે. આ વાર્તા સાચી છતાં પણ ઘણા વિચારવાન્ પુરૂષો એવું કહી ગયા છે કેઃ—

उपदेशोहि मूर्खाणां प्रकोपाय न शांतये
पयःपानं भुजंगानां केवलं विषवर्धनम् ॥

ભાવાર્થ—મૂર્ખ દુર્જનને ઉપદેશ આપવાથી તેને ક્રોધ ચડે છે, પણ કાંઈ શાંતી આવતી નથી. કારણ કે સર્પને દુધનું પાન કેવળ વિષ વધારનાર છે. તેમ જ વળી કહ્યું છે કે 'દુર્જનને સજ્જન કરવાનો ઉપાય ભૂતળમાં છે જ નહિ. પાયુ ઇંદ્રિયને સો વાર ધોવામાં આવે તોપણ તે કાંઈ શ્રેષ્ટ ઇંદ્રિયપણાને પામતી નથી; માટે દુર્જનને સુધારવાનું યત્ન કરવા કરતાં તેનાથી દૂર રહેવું જ શ્રેષ્ઠ છે. આમ છતાં પણ કોઈ કહે છે કે 'દુર્જનને ઘણા પ્રકારથી સેવ્યો હોય, અને અનુકૂળ યુક્તિથી ઉપદેશ આપ્યો હોય તો તે કાંઇક સાધુપણાને પામે.' પણ જેમ મૂળથી તે અગ્રપર્યંત દુધવડે પખાળેલા લીમડાના ઝાડમાં કોઈ દિવસ પણ મધુરતા આવતી નથી, તેમ કોઈ અતિ દુષ્ટ દુર્જનને તો અનેક યત્ન કરવા છતાં પણ સાધુતા આવતી નથી. માટે યોગ્યતા જોઈને કદાચિત્ દુર્જનને સુધારવા દૂરથી યત્ન કરવું પણ તેનો સંગસંબંધ તો સજ્જનોએ ન જ કરવો જોઈએ.

જે પ્રાણિના અંતરમાં જ અનેક પાપરૂપ મળ ભરેલા છે, તેને બહારના મળ ટાળનારં જળમાં અનેક વાર નવડાવ્યો તોપણ શું? અને તેને તીર્થમાં નવરાવ્યાથી પણ શું? તે પાપી તો ઉલટો વજ્રલેપસરખાં નવાં પાપને તીર્થમાં જઈને પણ ઉપજાવે છે. માટે જેમ સુરાપાત્ર અગ્નિમાં બાળ્યાથી પણ શુદ્ધ ગણાતું નથી, તેમ તે દુર્જન પાપી કોઈ પ્રકારે પણ નિષ્પાપ સજ્જનસમ થતો નથી.

ઉત્તમ પદાર્થ અધિકારવિનાનાને પ્રાપ્ત થાય છે તોપણ તે ઉત્તમ પ્રકારે પોતાના અર્થને સાધતો નથી; પણ કેવળ અનર્થને જ સાધે છે. વિદ્યા, ધન તથા શક્તિ સજ્જનને મળે છે તો તેનો સદુપયોગ કરે છે, અને દુર્જન દુરૂપયોગ કરે છે. દુર્જન તો વિદ્યાને વિવાદમાં, ધનને મદમાં, અને શક્તિને બીજાને પીડવામાં ખરચે છે; અને સજ્જન તો વિદ્યાને જ્ઞાનમાં, ધનને દાનમાં, અને શક્તિને પરના રક્ષણમાં વાવરે છે. માટે સજ્જનોની જ જગતમાં વિદ્વાનોએ શ્રેષ્ઠતા ગણી છે. પારકાના પણ રૂડામાં રળિયાત નહિ, એવા દુર્જનનો કોઈ કામમાં પણ સંસર્ગ સારો કહ્યો નથી. પછી તે લોકની દૃષ્ટિથી વિદ્વાન્ હોય કે અવિદ્વાન્. પાંચ માણસો કાર્યનો નિર્ણય કરવા બેસે તો તેમાં પણ દુર્જન હોય તો પોતાના દુરાગ્રહથી નિર્ણયઉપર વાતોને આવવા દેતો નથી. સભામાં પણ કોઈ હિતકર વાર્તાના વિચારસંબંધી ચર્ચા કરી ઉત્તમ નિશ્ચયને સ્થાપવા, એકઠા થયેલા સજ્જનોમાં, દુર્જનનો પ્રવેશ સારો ગણ્યો નથી. કારણ કે તે મિથ્યા અભિમાનવાળો, મિથ્યા આગ્રહી, તથા પોતાના જ મતને તાણતાણ કરનારો હોવાથી સજ્જનોના મતને મળતો આવતો નથી. આથી નીતિમાં પણ કહે છે કેઃ—

> विद्यया विमलयाप्यलंकृतो
> दुर्जनः सदसि मास्तु कश्चन ।
> साक्षरो हि विपरीततां गतः
> केवलं जगति सोऽपि राक्षसः ॥

ભાવાર્થ—નિર્મળ વિદ્યાવડે શોભતો પણ કોઈ દુર્જન મનુષ્ય સભામાં ન હોજો. કારણ કે તે વિપરીતપણાને પામેલો સાક્ષર, જગતમાં કેવળ રાક્ષસજેવો છે.

હે સારી બુદ્ધિવાળા! આવાં જ કારણોથી દુર્જનને અને પાપને સમાન ગણ્યાં છે, તથા કલ્યાણમાં વિઘ્ન કરનાર ગણ્યાં છે. અને એથી જ વિઘ્નથી બચવાની ઈચ્છાવાળા સજ્જનોએ, એ પાપથી તથા દુર્જનથી છેટે રહેવું એ શ્રેષ્ઠ ગણ્યું છે. પૂર્વથી પણ એવા વિચારથી જ કહેવાતું આવે છે કે દુર્જનની તથા કંટકની બે પ્રકારની જ પ્રતિક્રિયા છે. કાં તો જોડાથી તેનું મુખ ભાગવું, કે કાં તો દૂરથી જ ત્યાગ કરવો. આ બે

ભાવાર્થ—પતિએ કઠોર વચનો કહ્યાં હોય, તથા ક્રોધ દૃષ્ટિએ જોયું હોય તોપણ તેના પ્રત્યે જે સ્ત્રી રૂડે પ્રકારે પ્રસન્ન મુખવાળી રહે તે પતિવ્રતા કહેવાય છે.

હે દુરભિમાનવડે અધર્માચરણમાં પ્રવેશનારી! તું નિર્મળ ચિત્તવાળી થા, અને તારા મિથ્યા મમત્વને વશ રહી, પતિની અપ્રીતિનું પાત્ર થા માં. ઉત્તમ સ્ત્રીઓનાં વર્તન તો એવાં કહ્યાં છે કે તેણે ઉંચે સ્વરે બોલવું નહિ, કઠોર શબ્દો વદવા નહિ, જે વચનવડે પતિને વિના કારણ અધિક બોલવું પડે એવાં તથા અપ્રિય જણાય એવાં વચન કદાચિત્ પણ બોલવાં નહિ; કોઈ સાથે પણ વાદ કરવો નહિ; ન ચાલતાં વાદસરખો પ્રસંગ આવે તો તે વાદ કરતાં કદી અનર્થરૂપ વચન બોલવાં નહિ; પતિને ઘણું ખર્ચ કરાવનાર થવું નહિ; પતિના ધર્મ, અર્થ, વિગેરે સંપાદન કરવામાં વિરોધી થવું નહિ; તથા પતિ કદાચિત્ સ્ત્રીને પ્રસંગાનુસાર કઠોર વચન કહે તો તે સાંભળી રહેવાં ખરાં, પરંતુ પતિમાં પ્રીતિવાળી કુળવતિ યુવતિએ પતિને અપ્રિય વચન તો ન જ સંભળાવવાં જોઈએ. ઉત્તમ સ્ત્રીના સ્વભાવ તથા ધર્મને જણાવનાર કોઈ મહાત્માએ કહ્યું છે કેઃ—

नेक्षेत्पतिं क्रूरदृष्ट्या श्रावयेन्नैव दुर्वचः

नाप्रियं मनसा वापि चरेत्पत्युः पतिव्रता ॥

ભાવાર્થ—પતિવ્રતા સ્ત્રીએ પતિને ક્રૂર દૃષ્ટિવડે જોવો નહિ; તેને નઠારાં વચનો સંભળાવવાં નહિ, અને મનથી પણ તેનું અપ્રિય કરવું નહિ.

હે નારિ! તું મિથ્યા ગર્વથી ઉન્માદને પ્રાપ્ત થઈશ નહિ. તું તારો સુધારો કરવામાં જ અકુશળ જણાય છે, તો તું બીજાને સુધારવાની આશા વૃથા શીદ રાખે છે? સ્ત્રીજાતિએ નિર્લજ્જપણાથી પુરૂષના સમીપ ઉભા રહેવું જ અનુચિત ગણ્યું છે, તો પુરૂષના મંડળમાં વિલક્ષણ હાવભાવયુક્ત બોધ કરવા બેસવું કેમ સારું ગણાય? તમારો સ્ત્રીજાતિનો પુરૂષને બોધ કરવાનો ધર્મ જ નથી. રાંધેલા ધાનજેવી અર્થાત્ જેને બિગડતાં વિલંબ ન થાય એવી સ્ત્રીજાતિએ તો પતિની સેવા કરીને ગૃહમાં જ રહેવું. સ્ત્રીને એકલી ફરવામાં અનર્થ નિર્ણય થવાથી જ કહ્યું છે કે બુદ્ધિમાન્ પુરૂષે સ્ત્રીને ઉત્સવમાં, લોકના મેળામાં, તીર્થમાં, અને કોઈને ઘેર એકલી મોકલવી નહીં. પણ ખરા કારણસર જવાની અગત્ય હોય તો પુત્ર અથવા

વિશ્વાસપાત્ર મનુષ્ય સાથે મોકલવી. જો આ પ્રમાણે વ્યવસ્થા ન રાખવામાં આવે તો સ્ત્રીને મોટો દોષ પ્રાપ્ત થયાવિના રહે નહીં. કેવળ સ્ત્રીને દોષ પ્રાપ્ત થાય એટલું જ નહિ, પણ ઉભય કુળને કલંક લાગવા સંભવ આવે છે. વિવેકી પુરૂષે સ્ત્રીજાતિને છ વસ્તુ દૂષણરૂપ કહી છે, તે તું પણ લક્ષમાં રાખઃ—૧ મદિરાપાન, ૨ દુર્જનની સંગતિ, ૩ પતિનો વિયોગ, ૪ જ્યાં ત્યાં રખડતાં ફરવું, ૫ સમયવિના સુવું, ૬ પારકા ઘરમાં વસવું. આ છ દોષ તારામાં હજી નથી, પરંતુ એમાંના એકાએકને તું આદર કરતી થઇ છે, તેથી તારે માટે મોટું ભય રહે છે. એ વાર્તાને હજી તું જાણતી નથી કે ધનવાન્, વિદ્વાન્ તથા રાજા બહાર ફરવાથી પૂજાય છે, પણ સ્ત્રીઓ તો બહાર ફરવાથી ભ્રષ્ટ જ થાય છે કદાચિત્ સદ્ગુણમાં જ આયુષ્યને વ્યતીત કરનારી છેક ઉત્તર અવસ્થાવાળી સ્ત્રી બહાર જાય આવે તો તેનું અધિક ભય નથી. પરંતુ તું તો પ્રવેશતી યુવાવસ્થાવાળી છે, માટે સદ્વિચારને ધારણ કરીને શાંત ચિત્તવાળી થા. આ ઘર સંભાળવાનું તારૂં કામ સજીને તું બીજાબીજા વ્યવહારમાં જોડાય છે, એમાં તને જ કષ્ટ થનાર છે. તને યોગ્ય માર્ગમાં વાળવી એ જ મારો ધર્મ છે, માટે કહું છું કે તું ઘરના સઘળા વ્યવહારને સંભાળીને ચિત્તની પ્રસન્નતા અર્થે તથા બુદ્ધિની ઉજ્વલતા માટે આ યોગ્ય ગ્રંથોનું અવલોકન કર. ધર્મની વ્યવસ્થા કરનાર મોટા પુરૂષે પણ કહ્યું છે કે સ્ત્રીને ઘરખર્ચનું ધન સાચવવામાં, તેનો ખર્ચ કરવામાં, ઘર પવિત્ર રાખવામાં, પતિસંબંધી કાર્ય કરવામાં, રસોઈ તૈયાર કરવામાં, તથા ઘરમાંના વાસણવિગેરે સઘળા પદાર્થની સંભાળ લેવામાં યોજવી. તું તારી વૃત્તિને અનુકૂળ લાગે છે, તે વ્યવહારમાં સાવધાન રહે છે, અને તારા હિતની વાર્તા જે જે કહું છું, તે તે સાંભળી સ્મરણમાં રાખી તે પ્રમાણે વર્તવામાં અત્યંત ગાફલ કેમ રહે છે? ગાફલપણું, અવિવેક, ક્રોધ તથા અદેખાઈનાં વચનો, અત્યંત નિંદવાયોગ્ય ચાડી કરવાપણું, હિંસા, વિષયમાં મોહ, અહંકાર, પોતાની વડાઈ જણાવવાની ટેવ, ઈશ્વરમાં અનાસ્થારૂપ નાસ્તિકપણું, સાહસ, ચોરી તથા દંભ, એટલા દોષ તો સ્ત્રીજાતિએ જરૂર છોડવા જોઈએ. આવા દોષ તો પુરૂષોને પણ સદા દુઃખ આપનાર છે, તો તમને સ્ત્રીઓને સુખ આપનાર કયાંથી જ હોય?

હે કુલિન્ માતાપિતા તથા ભાઇઓવાળી! તું આપણા દોષોને તથા

બીજાના ગુણોને જોવામાં દૃષ્ટિવિનાની થઇ રહે છે, અને માત્ર પારકા દોષોને, અને આપણા ગુણોનેજ જોવામાં દૃષ્ટિવાળી થઈ રહે છે, એ તારા કુળને કલંક આણનાર મોટા દોષ છે, તેને ત્યજીને પારકા ગુણ તથા આપણા દોષોને જોનારી થા. મારી સાથે બોલવામાં પણ રાખવાયોગ્ય વિવેકને તું જાણતી નથી, તો પછી તને મારે વિદ્યાવાળી કહેવી કે મૂર્ખી કહેવી, તે તું જ કહે. સ્ત્રીએ પતિપ્રતિ કેમ વર્તવું, એ વિષે તારા વાંચવામાં પણ ઘણું આવ્યું છે, પણ તે ધૂળ ઉપર લીંપણની પેઠે તારી બુદ્ધિઉપર ઠરતું નથી. જો! આ સ્ત્રીએ વર્તવાના નિયમને જણાવનાર વચન છે તેને સાંભળી લક્ષમાં રાખ.

अभ्युत्थानमुपागते गृहपतौ तद्भाषणे नम्रता
तत्पादार्पितदृष्टिरासनविधि स्तस्योपचर्यास्वयम्
सुप्ते तत्र शयीत तत्प्रथमतो जह्याच्च शय्यामिति
प्राच्यैः पुत्रि निवेदितः कुलवधू सिद्धान्तधर्मागमः ॥

ભાવાર્થ—સ્ત્રીએ પતિ ઘરમાં આવે ત્યારે ઉઠી ઉભા થવું, તેની સાથે ભાષણ કરવામાં નમ્રતા રાખવી, તેનાં ચરણમાં દૃષ્ટિ રાખી આસન આપવું, તેની સેવામાં તૈયાર રહેવું, તેના સુતાપછી સુવું, અને તેના ઉઠયા પહેલાં ઉઠવું, એ હે પુત્રિ! પ્રાચીન પુરૂષોએ કુળવાન સ્ત્રીના ધર્મનો સિદ્ધાન્ત કહ્યો છે.

દરેક સારા સ્વભાવવાળી કુળવાન્ માતા પિતાની પુત્રીઓ તો પોતાના પતિસાથે આ પ્રકારે જ વર્તે છે, અને પોતાના પતિને પરમેશ્વરરૂપ જાણે છે. તેમને કાંઇ બોધની જરૂર પડતી નથી. પરંતુ યોગ્ય નીતિને ન શીખવનાર અવિવેકી માતપિતાની પુત્રીઓ એથી ઉલટી રીતે નાના કુચેષ્ટાથી વર્તે છે. તેમને સુધારવામાં તેના પતિને ભારે કષ્ટ પડે છે. કેટલીએક અધમ સ્વભાવની અને અધોગતિએ જવાયોગ્ય અનીતિવાળી કુટિલા સ્ત્રીઓ તો પોતાના પતિસાથે અત્યંત અવિવેકથી વર્તતાં પ્રસંગે તેને ગધેડો, કુતરો, કાગડો, અને ભુંડ વિગેરે કહે છે,* પણ તે મૂર્ખી એટલું સમજતી નથી કે તેનો પતિ ગધેડો હોય તો તે જાતે ગધેડી ઠરે છે. તેનો પતિ

(અપૂર્ણ.)

* આ વિગેરે અપ્રિય શબ્દોના શ્રવણથી થતા ક્લેશની નિવૃત્તિ કેવા પ્રકારના વિચારથી કરવી, એ વિગેરે આવતા માસમાં "સન્મિત્રના મિત્રપ્રતિના પત્રમાં" જોવું.

# महाकाल.

रूप (पुस्तक) ३,—मार्गशीर्ष कृष्ण १४ सं. १९४७ दर्शन (अंक) २.

## ज्ञेय, ध्येय, सेव्य अने उपास्य एक श्री महाकाल ज छे.

(અનુસંધાન ગત દર્શનના પૃષ્ટ ૨ થી.)

### મનહર છંદ.

ઉપાસક જગે જે જે ઉપાસ્ય ગણીને ગ્રહે,
તે તે ઉપાસ્યને લોકે, તે તે સદા જાય છે,
દેવને ઉપાસી સદા દેવલોકે વસી અંતે,
કાલાધીન થઇ વળી મોહમાં તણાય છે;
ભૂત, પ્રેત, યક્ષ આદિ ભજી અંતે પામી તેને,
પાછા વારવાર જન્મમૃત્યુથી હણાય છે,
જન પુણ્યવન્ત સેવ્ય મહાકાલ મુખ્ય ગણી,
સેવી સદા અજર અમરરૂપ થાય છે. ૬
દેશ, કાલ, વસ્તુથકી અંત ન જણાય જેનો,
એવા મહાકાલ સર્વે, સર્વરૂપ રહે છે,
રૂપથી અતીત છતાં દૃઢ ઉપાસના બલે,
દિવ્ય તનુ પ્રકટાવી, દુઃખ સઘ દહે છે;
જેમાં સર્વ દૃશ્યતણો અંત, નથી જેનો અંત,
એવા શ્રી અનંત મહાકાલ, સુજ્ઞ લહે છે,
યગદાર જાવા તણો અધિકાર જેનો તે તો,
નિંદક બનીને સદા વિષયમાં વહે છે. ૭
બ્રહ્મા, વિષ્ણુ, રૂદ્રને કાં શક્તિને ઉપાસે તોએ,

શુભ ફળ પામી અંતે મહેશને જાય છે,
પંચ આ ઉપાસ્યને જે નિંદે તે તો હીનગતિ,
ક્લેશ સહી મરી અંતે યમમાર ખાય છે;
પૂર્ણ ચાર ભજી ક્રમે મહાકાલ ભજે તે તો,
રહે જગમાંહી તોએ રાજતણો રાય છે,
સુખ જીવનમુક્તિનું, પામી પામે ઈશપદ,
જેનાં પદ જીવ જગે યશ ગાઈ ન્હાય છે. ૮
દૃશ્ય આ પદાર્થ પોતપોતાનાં કારણે ખપે,
તે તે સર્વ કારણો અકારણે શમાય છે,
અકારણ માયા પણ, કાર્ય ને કારણાતીત,—
મહાકાલપદે સદા પુષ્ટ થવા ધાય છે,
એવા મહામાયાતણા પતિ મહાકાલતણું,
નામ નવખંડમાં ને બ્રહ્માંડે ગવાય છે,
તેને નવ સેવે એવા તામસી કુમતિ જીવ,
પામી પીડ સદા ત્રય તાપથી તવાય છે. ૯
અહો બુદ્ધિશાળી જન, વચનના અર્થ ગ્રહી,
દુરાગ્રહ તજી ભજો, મહાકાલ દેવને,
ભવરૂપ મહારોગ,—ટળે, મળે સુખભોગ,
અવિચ્છિન્ન કરો એ, મહેશતણી સેવને;
અન્ય સર્વ સેવ્યને ઉપાસ્યને ન ભજો તોએ,
ત્યજો સદા ઉરથકી નિંદાની કુટેવને,
લોકપરલોકતણી વ્યથા સહુ ટળે સદ્ય,
મહાકાલ ભજી ત્યજો, દુષ્ટ અહમેવને. ૧૦
મૂઢ જન ઘણા નિંદે એકને, ઉપાસે એક,
એમ વારવાર સેવ્ય વિધવિધ ગ્રહે છે.
નિંદાવડે, સ્તુતિતણું શુભફળ ખોઈ બેસે,
ક્લેશ નવ ટાળ્યા કેમ, એમ મુખ કહે છે.
દોષરૂપ વૃત્તિવડે યોગ્ય ઈષ્ટ લહે નહિ,
તેથી ખોઈ કલ્યાણને, અકલ્યાણ ચહે છે,
નથી ત્રિભુવનમાંહી, એવા જન તણો તોટો,

જુઓ આ અસંખ્ય જીવ દુઃખભાર સહે છે. ૧૧
ગંધ રસમાંહીં, રસ રૂપમાંહી શમી જાય,
રૂપ સ્પર્શમાંહી, સ્પર્શ શબ્દમાંહી વળે છે,
પંચ તન્માત્રા એ તો, મનમાંહી શમે વળી,
મન ચિત્તમાંહી, ચિત્ત બુદ્ધિમાંહી ગળે છે,
બુદ્ધિ અહંકારમાંહી, સુમસમ શમી રહે,
અભિમાની, અષ્ટ એ પ્રકૃતિસહ ટળે છે,
અષ્ટપુર દેહ સહ જીવ, પ્રાણમાંહી ભળી,
કાં તો ભવચક્રમાં કાં બ્રહ્મમાંહી મળે છે. ૧૨
પ્રાણ પણ મહાપ્રાણમધ્યે મળી ક્રમવડે,
રાજસ સ્વભાવમાંહી કલાસહ ઠરે છે,
રાજસ સ્વભાવ જઈ બ્રહ્માંમાંહી લીન થાય,
બ્રહ્મા આ ઉપાધિસહ વિષ્ણુમાં જ ખરે છે;
વિષ્ણુ પણ આપણી ઉપાધિસહ રુદ્રમાંહી,
વિઘ્નવિઘ્ન કાળે કાળે નિયમથી સરે છે,
રુદ્ર પણ પ્રકૃતિમાં, પ્રકૃતિ મહેશે શમે,
જેથી નિત્ય અવિક્રિય મહાકાળ ઠરે છે. ૧૩
વિકારી અવસ્થા જેને પ્રાપ્ત નવ થાય કદી,
અનંત અપાર જે સ્વરૂપ સદા શોભે છે,
ચિત્ર ને વિચિત્ર આ પ્રતીત થાતી ઉપાધિ તે,
નિયમથી જાતાં જાતાં અંતે જેમાં થોભે છે;
જે સ્વરૂપે રહ્યા પછી પામવું ન શેષ રહે,
એવા શ્રીમહેશપદે સુજ્ઞમન લોભે છે,'
તે જ શ્રીમહેશ મહાકાલને ન ઉપાસે જે,
જાણો સુજ્ઞ જન તેનો જીવ ગયો ઝોબે* છે. ૧૪
અવિદ્યાઅજ્ઞાનવશ વસ્તુજ્ઞાનહીન જીવ,
જન્મ અને મરણને સેંતો ભવે ભમે છે,
દુઃખરૂપ વિષયમાં સુખબુદ્ધિ ધારી સદા,

* ઝોબો એટલે મૂર્છાસરખી અજ્ઞાનાવસ્થા. લોકમાં ઝોબો આવવો એ રૂઢ શબ્દ પ્રસિદ્ધ છે.

દુઃખ પામી રડે તોએ, વિષયમાં રમે છે.
સદ્‌ગુરુનો બોધ નવ ગ્રહે. મૂઢ મંદમતિ,
જેને ઉર વાત આ વિષયની જ ગમે છે,
જાણે કો મનનશીલ તત્ત્વના વિચારવડે,
સઘ મહાકાલ ભજ્યે જગજાલ ઝગે છે. ૧૫
(અપૂર્ણ)

---

# श्री पंचवरदवृत्तान्त.

(અનુસંધાન ૩૫ બીજાના પૃષ્ટ ૨૧૧ થી.)

હે શાપ તથા વરને વશ ન વર્તનાર છતાં પણ વરરૂપ શાપને ગ્રહણ કરી આ ત્રિભુવનના રચનાર! આપ સિદ્ધ લોકોના ઈશ્વરને હવે મેં ઓળખ્યા. સિદ્ધ લોકોના અધિપતિ આપ કે જે સદા સ્વતંત્ર ઈશ્વરસમાન સામર્થ્યયુક્ત, લોકમર્યાદાના અંતપર્યંત સિદ્ધ લોકોના ઈશપણાને પ્રાપ્ત રહો છો, તે આપની આ લીલા જોઇને હું પરમ આશ્ચર્યને પ્રાપ્ત થયો છું.

કોઈ કાળે રૂદ્રના અદૃષ્ટજન્યરૂપે એક ઉરસ્વાન્ નામના મહા સમર્થ મુનિ હતા. તે આપણી ઈચ્છાથી આ અંડકટાહના ભીતર જ્યાં ત્યાં વિચરતા. તેમની ઇચ્છા અવશ્ય થનાર વ્યવહારને અવલંબીને થતી હતી. કારણ કે અદૃષ્ટજન્ય શરીરોમાં સ્વકૃત કર્મ ઈચ્છાનાં કારણભૂત હોતાં નથી. તે ઈષ્ટસંકેતાનુસાર પ્રકટતી ઈચ્છાને અનુકૂળ પ્રવૃત્ત થનાર ઉરસ્વાન્ મુનિ એક સમયે સિદ્ધ લોકના અપ્રતિમ વિભવને જોતા સિદ્ધ લોકમાં જ્યાં ત્યાં વિચરતા હતા. અત્યંત મોદ ઉપજાવનાર તેજવાળા એ મુનિને જે જે સિદ્ધ મળ્યા તેમણે પ્રસન્ન વદનથી એમને વાણીવડે, લોકનિયમાનુસાર વર્ણોચ્ચારપૂર્વક નમસ્કાર કરયા. સઘળે જોતાજોતા તે ઉરસ્વાન્ મુનિ તે સિદ્ધ લોકોના ઈશરૂપ આપના સમીપ આવી ઉભા. આપે કાંઈ પણ બોલ્યા વિના તેમના સંમુખ મંદ હાસ્યથી જોયું, ત્યારે તે નિરભિમાન ઉરસ્વાન્ મુનિએ સિદ્ધ લોકમાં પરસ્પર વદાતા શબ્દના ઉચ્ચારવડે નમન સૂચવ્યું. તોપણ આપ અણબોલ્યા જ રહ્યા, ત્યારે તે ઉરસ્વાન્ મુનિ પોતાના મનમાં ઘણા પ્રકારનો યોગ્ય વિચાર કરીને પછી મંદમંદ હસતા આ વચનો બોલ્યા. 'હે સિદ્ધેશ્વર! આપણા દ્વારપ્રતિ આવેલા દુર્બળ અ-

તિથિનું પણ અપમાન ન કરવું, એ સંપૂર્ણ લોકની પ્રધાન નીતિ છે. હે લોકાધિપતિ ! કોઈ દુર્જને પણ કરસંપુટવડે, મસ્તકવડે, વા વાણીવડે, આપણને કરેલું નમન તેવા જ કોઇ પ્રતિકારથી ન સ્વીકાર કરનાર દોષપાત્ર ગાય છે. કદાચિત્ નમન, કરનારના નમનને ન જાણનાર તેને નમન ન કરી શકે તો તે દોષવાન્ ગણાય નહિ, કારણ કે નેત્રના મળવા શિવાય નમન ન કરવાનો નિયમ છે. આ પ્રકારના નિયમનું આ અત્યંત કરીને વિવેકના સ્થાનરૂપ લોકમાં રહીને આપે ઉલ્લંઘન કરયું છે, એ ઓછું દુર્ઘટ કાર્ય કરયું નથી. આપની આ કૃતિ અવિવેકની છે, માટે આ પ્રકારનો અવિવેક જ્યાં અત્યંત કરીને નિંદ્ય ગણાતો નથી, તથા અવિવેકી પ્રાણિઓનો પણ જ્યાં સમાવેશ થાય છે, એવા મૃત્યુલોકમાં આપ પધારો. આ ઉત્તમ લોકના નિયમને પાલન કરવામાં અસમર્થ તથા ઉત્તમ અધિકારથી ભ્રષ્ટ થયેલને તેમ જ કેવળ નીચ અધિકારને ન પ્રાપ્ત થયેલને એ ભૂલોકવિના અન્ય યોગ્ય સ્થાન કોઈ નથી.' આટલાં વચન બોલીને બંધ રહેલા તે ઉરસ્વાન્ મુનિને મંદમંદ હસતાં તે સિદ્ધેશ્વર આપ પણ આ પ્રકારનાં ઉત્તર વચનને સંભળાવવા લાગ્યા. 'હે મહામુનિ ! હું સ્વતંત્ર તથા નિત્ય મુક્ત છું, એ આપ જાણો છો, તે છતાં કોઈ ઈષ્ટસંકેતને વશવર્તી આપ ઈચ્છાનુસાર વચનોને બોલ્યા છો, તેને હું પ્રેમપૂર્વક સ્વીકારૂં છું. મોટા પુરૂષનાં વચનનો અનાદર મોટા સશક્તે પણ ન કરવો એવો નિયમ છે. હે સર્વજ્ઞ ! જે સંકેતાનુસાર આપ આ વચનોને બોલ્યા છો, તેવા જ સંકેતાનુસાર હું બોલું છું કે આપ પણ મહામોહાદિ નિમિત્તોવડે વ્યાકુલિભાવને પ્રાપ્ત થતા ભ્રમણ કરતા એ લોકમાં મને એક વાર દર્શન આપજો. કારણ કે ત્યારવિના આપણને નિવૃત્તિ થનાર નથી.' આ પ્રકારનાં વચનને બોલી તે મુનિને નમસ્કાર કરીને આપ ત્યાંથી આ લોકના અનુકૂળ શરીરને ધારણ કરતા આ ભૂમંડળઉપર આવી પ્રાપ્ત થયા. ભૂલોકના અધિપતિના સમીપ આપનું ગમન થતાં જ તેમણે પ્રસન્ન મુખથી આપનું સંમાન કરયું. આપે સ્થાન માગ્યું કે તત્કાળ તે ભૂલોકાધિપતિએ કહ્યું કે 'હે સિદ્ધેશ્વર ! આપને અર્થે આ સ્વતંત્રસરખું સ્થાન રાખેલું જ છે, ત્યાં ઈચ્છાનુસાર નિવાસ કરો.' આ વચન સાંભળી પ્રસન્ન થયેલ આપે આ સ્થાનમાં આવીને આ ત્રિભુવનને આપણા સિદ્ધ સંકલ્પથી રચ્યું, જે આ ત્રિભુવન આ મૂળ ત્રિભુવનકરતાં પણ કેટલીક વિશેષતાવાળું થયું છે. હે સર્વજ્ઞ ! આ ચિત્રારણ્યમાં સ્થિત ત્રિભુવનને હું જેતો આવ્યો

છું, તે સંપૂર્ણ વૃત્તાંતને હવે તો આ મારા શરીરરૂપ ચિત્રારણ્યમાં રહેલ ત્રિભુવનમાં પણ હું સ્પષ્ટ અનુભવું છું. જેથી આપના સમીપ આવ્યા પૂર્વે જે શોકમોહભયાદિ વડે મને વ્યાકુલિભાવ પ્રાપ્ત થયો હતો, તે સર્વ નિઃશેષ નષ્ટ થઈ ગયો છે. હવે મને સ્વસ્વરૂપાનંદ યથાર્થ અભિવ્યક્ત થયે છે. મેં આ ચિત્રારણ્યમાં પ્રથમ પ્રવેશ કરતાં જે ભયંકર સરખો સર્પાદિ પ્રાણિઓનો અનુભવ કર્યો હતો, તે પ્રકારનો સર્વ ભાસ મને આ શરીરાંતર્ગત ત્રિભુવનમાંહેલા કટયવકાશમાં સ્થિત નાગલોકના સ્થાનમાં તથા કુંડલિની શક્તિના સ્થાન પર્વતમાં સપળે આ ક્ષણે યથાવત્ થાય છે. આપ સર્વજ્ઞને તે જ્ઞાત જ છે, જેથી વિશેષ સ્પષ્ટ કરીને કહેવાની અત્ર આવશ્યકતા ગણી નથી. પછી આગળ આવતાં જે સ્ત્રીઓના ભારે સમુદાયવાળું, જળાશય સમીપનું દિવ્ય સ્થાન જોયું હતું, તે તો શ્રી ભુવનેશ્વરીનું સ્થાન હતું એ મને હવે જણાયું છે. એ પ્રકારનું જ ભુવનેશ્વરીનું દિવ્યસરખું પ્રતીત થતું સ્થાન મારા ઉદરાકાશમાં સ્થિત સમુદ્રના સ્થાન સમીપ આ ક્ષણે હું સ્પષ્ટ અનુભવું છું. આ મૂલ ત્રિભુવનમાં સ્થિત સંપૂર્ણ પ્રાણિઓને પોતાને વશ વર્તાવનાર જે મહાવાસના અથવા મૂલાવિદ્યા છે, તે જ ભુવનેશ્વરીરૂપે આ ત્રિભુવનમાં પ્રકટ થઇ રહે છે; અને તે જ પ્રમાણે આ ચિત્રારણ્યમાં રહેલ ત્રિભુવનના સંપૂર્ણ પ્રાણિઓની પ્રત્યેક પ્રવૃત્તિમાં હેતુભૂત આપના શરીરમાં રહેલ મહાવાસના જે આ સંકલ્પરૂપે સ્ફુરી છે, તે જ દિવ્યસરખા શરીરવાળી થઈને આ ત્રિભુવનની ભુવનેશ્વરીરૂપે એ દિવ્ય ભુવનમાં રહેલી છે. આ પ્રકારની જ આ મારા શરીરમાં રહેલી મહાવાસના જેના વડે આ શરીરાંતરસ્થિત ત્રિભુવન છે, તે ત્રિભુવનની ભુવનેશ્વરીરૂપે સ્થિત છે. આ મારા શરીરમાં રહેલ મહાવાસના કે જે નાના કામનાની જનેતા રૂપ છે, ને તે નાના કામના પણ આ નાના વિષયાત્મક વૃત્તિઓની જનેતારૂપ છે, તે સંપૂર્ણ કામનાઓને તથા આ કામનાઓજન્ય વૃત્તિઓને વિવિધ રમણીય રૂપવાળી સ્ત્રીઓનાં આકારમાં ભુવનેશ્વરીના સ્થાનસમીપ જોયેલી સ્ત્રીઓની પેઠે જ આ મારા શરીરમાં આ ક્ષણે હું જોઉં છું. હે

સિદ્ધેશ્વર! આ મારા વ્યષ્ટિ શરીરને પણ આ ક્ષણે હું મોટા વિસ્તારવાળા વિરાટસ્વરૂપજેવું અનુભવું છું. જેથી વિરાટના પદાર્થોની પેઠે જ આ મારા શરીરમાંહેલા પદાર્થને પણ હું જોઉં છું: આ ચિત્રારણ્યમાં જોયેલા સ્ત્રીઓના ચિત્તાકર્ષક સમુદાયને મેં જોયો હતો, તેવો જ સમુદાય મારા નાભિસ્થ દર

દલપદ્મના સમીપના ઉદરાકાશમાં હું જોઉં છું; તથાપિ તેના દર્શનથી તે ક્ષણે જેવી ચિત્તની વિલક્ષણ સ્થિતિ થઈ હતી, તેવી આ ક્ષણે વિષમતા થતી નથી, એટલી જ માત્ર તે ક્ષણ તથા આ ક્ષણમાં વિલક્ષણતા છે. વળી પૂર્વ પ્રતીત થયેલા સૂર્યાદિના પ્રકાશસમ પ્રકાશને પણ આ શરીરમાં આ નાભિના સમીપ રહેલ સૂર્યમંડળના પ્રભાવે આ ક્ષણે અંતરમાં પણ અનુભવું છું.

ભુવનેશ્વરીના સ્થાનથી કાંઈક અંતરે જઈને જોયેલા ઉર્ધ્વ લોકના માર્ગને પણ હવે મેં યથાવત્ જાણ્યો છે. આ મુખ્ય ત્રિભુવનમાં સર્વને સ્પષ્ટ એવો સ્વર્ગનો માર્ગ પ્રતીત થતો નથી. પણ આપના આ ત્રિભુવનમાં તો સર્વને સુગમ અને સ્પષ્ટ એવો એ અનેક સીઢીઓવાળો સ્વર્ગનો માર્ગ નિરંતર ખુલ્લો જ રહ્યો છે. એ માર્ગનું સ્મરણ થતાં હવે મને કિંચિત્ પણ આશ્ચર્ય થતું નથી. આ મારા શરીરમાં રહેલ ત્રિભુવનમાં પણ ઉર્ધ્વ લોકમાં સુખાનુભવ કરવા જવાના માર્ગરૂપ અનેક સીઢીઓને હું હવે સ્પષ્ટ અનુભવું છું. આ મૂલ સ્થાનથી વિતસ્તિ* માત્ર ઉંચે નાભિ તથા મેઢ્રના મધ્યમાં કંદનું સ્થાન છે, જ્યાંથી નીકળતી અનેક ઉર્ધ્વ પ્રદેશમાં વહેતી શિરાઓ વિગેરે તો નાના સીઢીરૂપ છે. તે નાના દ્વારથી નાના સ્થાનમાં જવાય છે. તેમાં એક સુષુમ્નામાર્ગ જે ઉપર જતાં પૂર્વપશ્ચિમ બે ભેદવાળો થાય છે, જે માર્ગો મુર્દ્ધમાં રહેલ ચંદ્રના સ્થાનનો સંબંધ કરી ગયા છે, તે ઘણા વિકટ જણાવાથી વિરલ પુરૂષો જ તે માર્ગથી ઉપર જઈ સુખાનુભવ કરે છે. એ માર્ગથી યોગીઓ જ ઉર્ધ્વગમન કરે છે. આ સ્વર્ગના માર્ગમાં પ્રથમ હું ચઢી સુકેલો છતાં જ્યારે આ આપના સ્વર્ગ ગમનના માર્ગને જોયો ત્યારે મને મોટું આશ્ચર્ય પ્રતીત થયું હતું. એ આશ્ચર્ય લાગવામાં મારો વ્યાકુલિભાવ કારણભૂત મને હવે સમજાય છે. તે સીઢીઓએ અસંખ્ય પ્રાણિઓને ચઢતાંઉતરતાં હું જોતો હતો, તેમ જ આ નાડીમાર્ગથી પણ અસંખ્ય શુભાશુભ સંસ્કારને ધારણ કરનાર પરમાણુઓ વેગવડે ચઢતાં ઉતરતાં મને જણાય છે. એ પ્રત્યેક પરમાણુઓ બીજરૂપ હોવાથી નાના જીવરૂપ જ છે, એમાં પણ સંદેહ નથી. આ ક્ષણે સૂક્ષ્મને પણ સ્થૂલવત્ જોતો હું તે પ્રત્યેક પરમાણુગત જીવના શુભાશુભ સંસ્કા-

---

* अंगुष्ठे स कनिष्टे स्याद्वितस्ति र्द्वादशांगुलः ॥ એક વેંત અથવા બાર આંગળ.

રાનુસાર બંધાયલા રૂપને પણ યથાવત્ જોઉં છું. જેથી તે આપના ત્રિભુવનની સ્વર્ગસીઢી, અને આ મારા શરીરમાંહેલી સ્વર્ગસીઢી એક સરખી જ છે, એમ માનવામાં બાધ જણાતો નથી. હે ત્રિલોકપતિ! આ સ્થાનથી આગળ ચાલીને જોયેલા નીચા પ્રદેશના પ્રાણિઓનાં સ્વરૂપને પણ હવે મેં જાણ્યું છે. એ તો આ ત્રિભુવનની તામસપ્રધાન આદિ મધ્યમ અધિકારની ઉત્તરોત્તર અધોગતિને પ્રાપ્ત થતી પ્રજા હતી. એના સમાન પ્રજાના પ્રસંગને આ મારા ત્રિભુવનમાં પણ આ ચતુર્દલ તથા ષડ્દલપદ્મસમીપવર્તી મર્યાદામાં હું અનુભવું છું, અને તેઓને સર્વને ત્યાંથી ગતિ કરીને આ રસ, રુધિરનાં સ્થાનરૂપ કુંડોમાં પ્રવેશીને ઉત્તરોત્તર અધોમાર્ગને પ્રાપ્ત થતા પણ જોઉં છું. આ અસંખ્ય પરમાણુસમૂહ જે પ્રત્યેક પરમાણુ તે તે જીવસદૃશ શરીરના અધિકારિરૂપ માનવામાં કિંચિત્ પણ બાધ ગણવા સરખું નથી, તે સંપૂર્ણને હું યથાવત્ ગતિ કરતાં અનુભવું છું. ત્યાંથી આગળ પ્રતીત થયેલ અરુચિકર પ્રાણિઓ પણ પ્રજાપીડક આસુરી સંપત્તિરૂપ હતા, તે પણ હવે મને યોગ્ય રીતે જણાયું છે. આ શરીરમાંહેલા ત્રિભુવનમાં પણ એવી આસુરીસંપત્તિને હું હવે અનુભવું છું, આ જીવોને ઉન્માદાદિ મહા રોગોના તથા તેવા જ અપ્રિય શારીરક તથા માનસિક દુઃખના પ્રસંગના સાક્ષાત્ કારણભૂત સંસ્કારવાન્ જે અનેક પરમાણુઓ છે, જેમનું આ શરીરમાં પ્રધાન સ્થાન પૃષ્ઠ દંડના સમીપમાં જ હોય છે. તે સર્વ તે આસુરીસંપત્તિરૂપ છે. આ મારા ત્રિભુવનમાં પણ એવા જ અરુચિકર આકારોની પ્રતીતિપૂર્વક તે આસુરીસંપત્તિને હું જોઉં છું. જેથી તે પ્રસંગ પણ આશ્ચર્ય કે નવિનતાજનક ભાસતો નથી. ત્યાંથી આગળ અસાવધ સરખો હું એક ગુહાના દ્વારની બાજુમાં બેઠો હતો, ત્યાં સુષુપ્તવત્ થયા પછી અદૃષ્ટ સત્તાવડે અચાનક આઠ સ્ત્રીઓની પ્રતિમાના મધ્ય મંડપમાં હું આની પ્રાપ્ત થયો હતો. એ વેળા મને સુગંધ તથા નાદનું ભાન થયું હતું, જેનાથી હું ક્રમે કરી જાગ્રત થયો હતો. મને ભાનવિના એકથી બીજે સ્થળે હું કેવી રીતે ગયો, અથવા મને કોણ લેઈ ગયું, એવી શંકા તે ક્ષણે મને પ્રાપ્ત થઈ હતી, પણ હવે મને તે શંકા થતી નથી. કારણ કે આ શરીરમાં અભિમાનીને અભાનમાં રાખીને હસ્તપાદાદિ ઇંદ્રિયોવડે યથાર્થ તથા અયથાર્થ ક્રિયાના કરાવનાર સંસ્કારો હોય છે. તે સંસ્કારો અગર જો મારામાં સ્વોપાર્જિત નહોતા પણ અદૃષ્ટરૂપે થપાએલા

હોવાથી હું તે અદષ્ટ સત્તાવડે ત્યાં લઈ જવાયો હતો, એમ ગ્રહણ કરું છું, તે અયોગ્ય નથી. અર્થાત્ હું જ ત્યાં અભાનાવસ્થામાં ચાલી ગયેલો એમાં સંદેહ નથી. આ લોકમાં ઘણા પ્રાણિઓ નિદ્રાવશ થયા પછી ઉંઘમાં ને ઉંઘમાં એક સ્થળથી બીજે સ્થળે જવા આવવારૂપ ક્રિયા કરે છે, તથા તેવી જ અન્ય વિવિધ ક્રિયાઓ કરે છે, અને પાછળથી જાગ્રત્ થતાં પણ તે કરેલી ક્રિયાના કર્તાપણારૂપે પોતાનું ભાન થતું નથી. આ પ્રકારે લોકમાં અનુભવસિદ્ધ હોવાથી અન્ય સામાન્ય મનુષ્યને પણ અસંભવસરખું ન જણાય તો મને પ્રત્યક્ષાનુભવ કરનારને અસંભવ ન જણાય એમાં શું આશ્ચર્ય છે?

હે મહાપુરુષ! પછી જે આઠ જડ સ્રીઓના મધ્ય મંડપમાં હું સાવધાન થયો, તે અષ્ટ સ્રીઓનાં, તથા તે સુગંધનાં, તથા તે નાદનાં સ્વરૂપને હું તે ક્ષણે જાણી શક્યો નહોતો, પરંતુ હવે તેને યથાવત્ સમજી શક્યો છું.

આ મૂલ ત્રિભુવન જે પ્રધાન કારણવડે રચાયું છે, તથા જે પ્રધાન કારણવડે પોષાય છે, તથા જે પ્રધાન કારણના રૂક્ષ ભાવવડે ક્ષયને પ્રાપ્ત થાય છે, તે પ્રધાન કારણ મૂળ પ્રકૃતિ છે. તે પ્રકૃતિ કાર્યાકાર પરિણામને પ્રકટ કરવા અર્થે અષ્ટ ભેદવાળી થાય છે. તે પૃથક્ પૃથક્ પ્રકૃતિના આઠ ભેદને એક એક પ્રકૃતિરૂપે ગ્રહણ કરવાથી અષ્ટ પ્રકૃતિ ગણાય છે. તે અષ્ટ પ્રકૃતિ આ દૃશ્ય જગતનું પ્રધાન નિર્વાહક કારણ હોવાથી તેની જગતના આરંભમાં જ પ્રતિષ્ઠા જગત્પતિવડે કરાય છે. તે જ અષ્ટ પ્રકૃતિની આ ત્રિભુવનસ્થાપક આપે આરંભમાં એ સ્થાનમાં પ્રતિષ્ઠા કરી છે આપના સ્થાપેલા આ ત્રિભુવનની પોષક એ અષ્ટ પ્રકૃતિઓ વસ્તુતઃ આ મૂળ ત્રિભુવનની પ્રકૃતિથી ભિન્ન નથી, તોપણ તે પ્રકૃતિ તે ભુવનપતિના સંકલ્પાનુસાર કાર્ય કરે છે, અને આ પ્રકૃતિઓ આપના સંકલ્પાનુસાર કાર્ય કરે છે, એટલો જ માત્ર પ્રવર્તક વ્યક્તિભેદથી ભેદ ગણવા સરખો છે. પ્રકૃતિ સ્વભાવથી જડ છે, માટે આ ત્રિભુવનમાં પણ મને તે પશ્ચાત્ જડરૂપ પ્રતીત થઈ હતી, અને ચેતનસત્તાથી ચેતનાયુક્ત પ્રતીત થઈ વ્યવહાર કરે છે, માટે મને પ્રથમ તે ચેતનવત્ પ્રતીત થઇ હતી. આ સંપૂર્ણ કાર્યપ્રપંચને પ્રકટ કરવામાં તથા તેને શુદ્ધ જ્ઞાનથી આચ્છાદિત રાખવામાં એ જ પ્રકૃતિ કારણરૂપ છે. પણ પ્રકૃતિને આચ્છાદન કરનાર બીજો કોઈ તેવો

પદાર્થ જ નથી. વસ્તુરૂપ ચેતન માત્ર પ્રકૃતિથી મહાન્ છે, પરંતુ તે સર્વને દૃશ્યરૂપે પ્રતીત થાય તેમ નથી, જેથી તે પ્રકૃતિને આચ્છાદન કરનાર અન્ય દૃશ્ય પદાર્થનો અભાવ જ છે. તેથી તેને પ્રકૃતિરૂપે ભાન કરાવવાને દિગ્વસ્ત્રયુક્ત જ સ્થાપવામાં આવી છે. આમ હોવાથી નગ્ન સ્થાપવાનો દોષ પણ સ્થાપકને બાધક ગણાતો નથી. એ સંપૂર્ણ સમાધાન આ ક્ષણે મને સ્પષ્ટ થયું છે. હવે જે સુગંધ તથા નાદની પ્રવૃત્તિ અભિવ્યક્ત થઈ હતી, તેવિષે કહેવા માટે કહું છું કે તે પ્રતીતિમાં પણ આ પ્રકૃતિસામર્થ્ય જ કારણ હતું. પ્રકૃતિ આઠ છે, તે આ છેઃ ૧ ભૂમિ અથવા ગંધ, ૨ આપ અથવા રસ, ૩ અગ્નિ અથવા રૂપ, ૪ વાયુ અથવા સ્પર્શ, ૫ આકાશ અથવા શબ્દ, ૬ મન અથવા સંકલ્પવિકલ્પશક્તિ, ૭ બુદ્ધિ અથવા નિશ્ચયશક્તિ, ૮ અહંકાર અથવા કર્તૃત્વાભિમાનપૂર્વક બાહ્ય ક્રિયામાં પ્રવૃત્તિરૂપ સામર્થ્યવિશેષ.

આ જગતની નિર્વાહક આઠ પ્રકૃતિઓને આઠ દિશામાં સ્થાપીને મધ્યે રમણીય ચોક સ્થાપ્યો છે. તે ચોકના મધ્યમાં હું દિવ્ય ગંધ તથા દિવ્ય નાદને જાણનો જાગ્રત્ થનો બેઠો હતો. પૂર્વે પેલા વિચિત્ર દૃશ્ય વિષયના સંબંધથી વિકળતાને પ્રાપ્ત થયેલો હું એક ગુહાના મુખમાં પ્રવેશીને બેઠો હતો, ત્યાંથી સુષુપ્તવત્ સ્થિતિમાં જ હું અદૃષ્ટના બળે આવી આ સ્થળે બેઠેલો. ત્યાં પ્રથમ જગતના પ્રાણિ માત્રને પોતામાં લીન કરનાર, દિવ્ય તથા અદિવ્ય ગંધને પ્રવર્તાવનાર હોવાથી ગંધ નામને પામેલી પ્રકૃતિએ પોતાના સ્વરૂપનો પ્રાદુર્ભાવ મને મોહપ્રાપ્ત કરવા નિમિત્તે કરયો હતો. ત્યાં આ દૃશ્યના સંબંધથી અદિવ્ય ગંધને તથા વિષયવતી પ્રવૃત્તિરૂપ આશ્વાસદ્વારા દિવ્ય શબ્દ, સ્પર્શ, રૂપ, રસ તથા ગંધને અનુભવનાર હોવાથી દિવ્ય ગંધ માત્રને જાણનાર મારા નિમિત્ત તે ક્ષણે દિવ્ય ગંધની જ પ્રવૃત્તિ કરી હતી; તથા મધ્યવર્તી ત્રણ અર્થાત્ સ્પર્શ, રૂપ, રસ, તથા અંતર્તમવર્તી ત્રણ અર્થાત્ મન, બુદ્ધિ, અહંકારને જાગ્રત્ કરવા નિમિત્તે દિવ્ય તથા અદિવ્ય શબ્દની પ્રવર્તક હોવાથી શબ્દસંજ્ઞાને જ પ્રાપ્ત થયેલી શબ્દપ્રકૃતિએ પોતાના સ્વરૂપનો પ્રાદુર્ભાવ કરયો હતો, જેથી દિવ્ય નાદનું શ્રવણ થયું હતું. એ બે પ્રકૃતિનું આ સફળ થવાથી તત્કાળ જ રૂપ પ્રકૃતિએ પોતાના બળનો ઉપયોગ કરયો હતો. પછી મન નામવાળી પ્રકૃતિએ પોતાનો સ્વભાવ જાગ્રત્ કરયો હતો, અને તેથી બુદ્ધિઆદિ સર્વ જાગ્રત્ થતાં અહંકારદ્વારા નેત્રદ્વારને ઉઘાડીને અંતર

પ્રકૃતિના બળે, બહારની આ સ્થાપન કરાવલી પ્રકૃતિના દર્શનનો યોગ આવ્યો હતો. આ પ્રકારે તે અંતર્ તથા બહાર રહેલ અષ્ટ પ્રકૃતિ એક જ હતી, તોપણ પ્રવર્તક વ્યક્તિના ભેદથી ભેદવાળી હતી. જેથી આ મારી શરીરસ્થ પ્રકૃતિ જેનો મેં પૂર્વે જય કરેલો, તે પણ વ્યર્થસરખો થઈને આપની પ્રકૃતિબળે હું વિકળતાને પ્રાપ્ત થતો નાના સંકલ્પ તથા નિશ્ચયને વશ વર્તવા લાગ્યો હતો. તેથી હું ભાનવાળો છતાં પણ તે સમયે અભાનવશ થયા સરખો વિલક્ષણ પ્રકારે વર્ત્યો હતો, અને અંતમાં સાવધાન થઈ પ્રકૃતિપ્રતિમાને જડરૂપ નિશ્ચય કરી ત્યાંથી આગળ ચાલી નીકળ્યો હતો. આ સ્થળે પ્રતીત થયેલ પ્રકાશ પણ જેવો વિશોકા વા જ્યોતિષ્મતી પ્રવૃત્તિરૂપ અભ્યાસના બળે પૂર્વે આ હૃત્પદ્મમાં મેં અનુભવેલો હતો તેવો જ હતો.

હે પુરૂષોત્તમ ! આ સઘળો પ્રસંગ આ મારા શરીરમાં તે સમયની પેઠે હું હવે અનુભવસિદ્ધ જોઇ શક્યો છું. જે ગુફાના મુખમાં હું વિકળ થઈ બેઠેલો, તે સ્થળ તો આ પચનેંદ્રિયના સમીપ રહેલી પુરીતત અથવા પુરીતતી નામની નાડીરૂપ છે. (પુરીતતીને જ આંતરડાં અથવા હોજરી પણ કોઈ સ્થળે કહે છે.) કારણ કે આ જીવ માત્ર વિષયવ્યવહારથી શ્રમિત થઈ વિકલાવસ્થાને પ્રાપ્ત થતાં જ, વિશ્રાંતિને આપનાર આત્માનાવસ્થારૂપ સુષુપ્તાવસ્થાને આ પુરીતતીના મુખમાં જ પ્રવેશીને પ્રાપ્ત થાય છે. ત્યાંથી જે અષ્ટ દિશામાં સ્થપાવેલી અષ્ટપ્રકૃતિના મધ્ય પ્રદેશમાં હું પ્રાપ્ત થતાં જ જાગ્રત્‌ની સંધિને પ્રાપ્ત થયો હતો, તે અષ્ટ પ્રકૃતિના સ્થાનરૂપ તો આ શરીરમાં મારૂં હૃદયપદ્મ છે, જે હૃત્પદ્મ અષ્ટ દલોવાળું છે, અને જેના અષ્ટ દિશાપ્રતિ રહેતાં અષ્ટ દલોમાં, આ પ્રથમ કહેલી જ અષ્ટ પ્રકૃતિઓને આ દેહનિર્વાહક વ્યવહારને કરવા અર્થે, આ શરીરાંતર્ગત ત્રિભુવનના પતિએ સ્થાપી છે. આ સંપૂર્ણ જીવો એ પ્રકારે સુષુપ્તિમાંથી પુનઃ જાગ્રત્‌ની સંધિમાં આવે છે ત્યારે તે સર્વને મારી પેઠે તેમના અદૃષ્ટ સંસ્કારબળે અથવા સ્વકૃત કર્મસંસ્કારબળે આ પ્રકૃતિના મધ્યમાં જ લાવી પ્રાપ્ત કરાય છે; અને ત્યાર પછી ક્રમે કરીને તે પ્રકૃતિ આ જીવોને મારી પેઠે જ નિશ્ચયાનુસંધાનદ્વારા જાગ્રત્ કરીને શોકમોહાદિને વશ વર્તાવે છે. ત્યાં અન્ય જીવોને અદિવ્ય વિષયોથી જોડે છે, અને મને દિવ્ય વિષયદ્વારા પ્રમત્ત કરેલો, એટલી મારા તથા અન્ય જીવોના પ્રસંગમાં વિલક્ષણતા છે. વળી

સર્વ જીવો જાગ્રત થઈને આ જડ પ્રકૃતિને જડ તથા દુઃખરૂપે નં નિશ્ચય કરીને તેમાં જ આસક્ત રહ્યા વર્તે છે, અને હું જાગ્રત થયા પછી તેને યથાવત્ જડાદિ સ્વભાવવાળી નિશ્ચય કરીને તેની મર્યાદાને અતિક્રમણ કરીને નીકળ્યો, એ પણ મારા તથા અન્ય જીવોના પ્રસંગમાં વિલક્ષણતા છે. તેમ જ અન્ય જીવો પ્રકૃતિદ્વારા વિષયમાં જોડાય છે, ત્યારે તો પ્રસન્ન થતા વિષયમગ્ન થાય છે, અને અંતમાં દુઃખ ભોગવતા પુનઃ પુનઃ પ્રકૃતિને જ વશ વર્ત્યા કરે છે; અને મેં તો પ્રકૃતિના પ્રપંચને જાણીને તેની જાળથી છૂટવા માટે યોગ્ય સમયે યોગ્ય પ્રકારે યોગ્ય ઈષ્ટની સ્તુતિ આદિ સત્ક્રિયાદ્વારા સાહાય્ય માગી, અને તે કષ્ટથી મુક્ત થઈ આ સુખસ્થાનમાં આવ્યો, આ પણ અન્ય તથા મારામાં ગણવા સરખો ભેદ છે.

હે આ ત્રિભુવનના સદાશિવ! એ પ્રકૃતિસ્થાનનું અતિક્રમણ કરીને આગળ ચાલ્યો, ત્યારે મને વિજયધ્વનિરૂપ અભય વચનને શ્રવણ કરવાની સંધિ આવી. જેમ યોગમાર્ગથી સ્વસ્વરૂપાકારને પ્રાપ્ત થવા યોગાભ્યાસી પુરૂષ પ્રવૃત્તિ કરે છે, અને જ્યારે તે હૃત્પદ્મરૂપ પ્રકૃતિસ્થાનનું અતિક્રમણ કરે છે, તથા નાના પ્રકારના દિવ્ય સરખા અનાહત નાદને શ્રવણ કરે છે, તથા દિવ્ય સ્પર્શને અનુભવે છે, તથા દિવ્ય રૂપોનો દેખે છે, તથા દિવ્ય રસનો સ્વાદ લે છે, તથા દિવ્ય ગંધને જાણે છે, તથાપિ તેમાં આસક્ત થતો નથી, અને જે તે સંપૂર્ણ દિવ્ય વિષયોથી નિરક્તસરખો દૃઢ વિરાગયુક્ત રહી આગળ વધે છે, ત્યારે તે હૃદયસ્થાનમાં રહેલી બ્રહ્મગ્રંથીના ભેદનપૂર્વક પ્રજાપતિ બ્રહ્માદ્વારા અભયને પામે છે, તથા તે અભયને પ્રાપ્ત થતો યોગ્ય માર્ગે વધતો જાય છે, તેમ આ પ્રકૃતિસ્થાનના અતિક્રમણપછી, તથા નાદાદિમાં દૃઢ વિરાગવૃત્તિના અવસ્થાનપછી મને પણ આ લોકના પ્રજાપતિરૂપ આપના સંકલ્પજન્ય શરીરદ્વારા અભય વચનનો સંબંધ થયો. પરંતુ તે શબ્દના અધિકરણરૂપ સ્થૂલને ન જાણવાથી વિકળ રહેલો હું, તેણે સંપૂર્ણ વિશ્વવિભવની સ્તુતિ કરી, અને ત્યાર પછી તે પ્રજાપતિરૂપ પુરૂષના દર્શનને પામ્યો. તેમના દર્શનથી કૃતકૃત્યસરખો થયેલો હું અધિક પ્રસન્ન થયો, પરંતુ કેવળ નિઃશંક થયો નહિ. તે પ્રજાપતિરૂપ પુરૂષે મને અભય આપી યોગ્ય માર્ગમાં લાવીને સ્થાપ્યો. પછી તે ગુહાનું અતિક્રમણ કરતાં એક દિવ્ય ભુવન જણાયું, તથા ત્યાં પણ એક મહાપુરૂષનાં દર્શન થયાં.

હે આ ત્રિભુવનના મહેશ્વરરૂપ! જેમ યોગાભ્યાસી પુરૂષ બ્રહ્મગ્રંથીના ભે-

દનથી અનંતર કંઠપ્રદેશમાં રહેલી વિષ્ણુગ્રંથીના ભેદનદ્વારા શ્રીવિષ્ણુભગવાનના અનુગ્રહના પાત્રરૂપ થાય છે, તેમ આ ત્રિભુવનના વિષ્ણુરૂપ સ્થાપેલા એ પુરૂષને હવે મેં જાણ્યા છે. એમના અનુગ્રહથી આગળના શુભ માર્ગનું મને યથાર્થ ભાન થયું હતું. તે શુભ દ્વારવડે પ્રવેશીને માર્ગ કાપતો હું આપના અનુપમ ધામપ્રતિ આવ્યો છું. જેમ યોગમાં તત્પર પુરૂષ વિષ્ણુગ્રંથીના ભેદનપછી આગળ વધીને જ્યારે ભ્રકુટિમધ્યસ્થ રૂદ્રગ્રંથીનું ભેદન કરે છે, ત્યારે તે નિર્વિઘ્ન તે રૂદ્ર ભગવાનના અનુગ્રહથી શ્રીમહેશ્વરના પરમ સ્વરૂપમાં ભળે છે, તેમ આ છેલ્લી રૂદ્રગ્રંથીના ભેદનરૂપ ગુહામાર્ગનું અતિક્રમણ કરીને આવ્યો ત્યારે તે રૂદ્ર ભગવાનરૂપ સ્થાપેલા આપના આ ત્રિલોકના રૂદ્ર ભગવાનરૂપ પુરૂષનાં મને દર્શન થયાં. અને જેમ કોઈ યોગાભ્યાસી પુરૂષ ત્રણ ગ્રંથીના ભેદનપછી ગુરૂઈશ્વરના અનુગ્રહથી બ્રહ્મરંધ્રરૂપ દ્વારમાં પ્રવેશીને સહસ્રદલપદ્મરૂપ અજરામર ચક્રમાં સ્થિત પરમાત્માના સ્વરૂપમાં ભળે છે, તેમ હું તેમના અનુગ્રહથી આ આપના સ્વરૂપની અનુપમ પ્રભામાં આ દ્વારથી આવી આ સ્થળે ભળ્યો છું. અને આ ચિલ્લારણ્યના પ્રવેશથી તે આ ક્ષણપર્યંતના વૃત્તાંતને આપના મૂલ વૃત્તાંત સહ સંક્ષેપમાં કહી સુણાવ્યો છું. હવે પૂર્વવત્ હું નિશ્ચિંત થયો છું; માટે જે કાંઈ કર્તવ્ય હોય તે કહો, અને આ આપની ઇંદ્રજાલસરખી વિભૂતિથી મને યોગ્ય ભાસે તેમ નિવૃત્ત કરો. આપના સમીપ આપના ત્રિભુવનના દેવ, મહર્ષિ તથા સિદ્ધાદિ પૂજ્ય પુરૂષોની સભા હતી; તે જેમ યોગીને નિરાવરણ થવાના સમયે આ મૂળ ત્રિભુવનના દેવાદિ સર્વ આવરણરૂપ ઉપાધિસહ ગુપ્ત થઈ જાય છે, તેમ ગુપ્ત થઈ ગઈ, એ પણ હવે મને આશ્ચર્ય પમાડનાર કથા નથી.

હે પંચવરદ મહાત્મન્! આ પ્રકારનાં વચનોને બોલતો હું તે સિદ્ધેશ્વરના સંમુખ જોતો નિર્ભયપણે અતિ પ્રસન્ન ચિત્તથી બેઠો રહ્યો; ત્યારે પ્રસન્ન મુખથી મંદમંદ હસતા તે સિદ્ધેશ્વર, ગભીર વાણીથી બોલ્યા, 'હે યોગતત્ત્વવિત્! આ મારૂં પૂર્વ વૃત્તાંત તમે મને કહી સંભળાવ્યું; પરંતુ પેલા ઉરસ્વાન્ મહામુનિનું શું થયું, એ કાંઈ કહ્યું નહિ. માટે આપની અતીતઅનાગત કાળને જાણવાની શક્તિવડે તે વાર્તાને પણ મારા સમીપ કથન કરો.'

આ પ્રકારનાં તે સિદ્ધેશ્વરનાં વચન શ્રવણ કરતાં જ તેમના મૂળ સંકલ્પથી જ મારા અંતઃકરણમાં જે અવશેષ પ્રતિબંધ રહ્યો હતો, તે તં-

ત્કાળ નિવારણ થયો. તેથી જેમ સૂર્યનો ઉદય થયા છતાં પણ કોઈ ગૃહ કે ગુહાના અંતર્ પ્રદેશમાં સામાન્ય અંધકાર રહે છે, તે પશ્ચાત્ જેમ દીપકાદિના સંભને નિવૃત્ત થાય છે, તેમ મારા અંતરનું શેષ અજ્ઞાનમાત્ર જતું રહ્યું, અને એમ થવાથી સંપૂર્ણ વાર્તાને યથાવત્ જાણી હું આ પ્રકારનાં વચનો બોલ્યોઃ—

અહો ! આ વિચિત્ર સ્વભાવસામર્થ્યવાળી માયાનાં કાર્યના પારને પણ પામવું કઠિણ છે, તો એ માયાના પારને પામવું અસંત કઠિણ હોય એમાં શું આશ્ચર્ય છે ? હે સિદ્ધેશ્વર ! હવે મેં મને પોતાને પણ જાણેલો છે. તે ઉરસ્વાન્ નામવાળો મુનિ તે હું જ છું. હવે મારા તે સ્વરૂપે જ થયો છું, એવું મને નિઃસંદેહ ભાસ્યું છે. આપના ત્યાંથી ચાલવા પછી હું ક્રમે કરીને ઘણા લોકોમાં ફરી વળ્યો. પછી આપના સિદ્ધ સંકલ્પના પ્રભાવે મારે ભૂલોકમાં આવવાનો સમય પ્રાપ્ત થયો.

આ ભૂલોકમાં આર્યાવર્તાતર્ગત કામાવતી નગરીમાં વસનાર શ્રીમહેશ્વરના પરમ ભક્ત અને સાક્ષાત્ મહેશ્વરના અનુગ્રહને પાત્ર થયેલા એક વૈશ્રવણ નામના પવિત્ર બ્રાહ્મણને ઘેર મારો જન્મ થયો. એ બ્રાહ્મણ ધનાધિપતિ કુબેરના સરખો ધનવાન્ છતાં ત્યાગીસરખી વૃત્તિવાળો હતો. તેમને ત્યાં મારો જન્મ થવાથી મહા આનંદ વર્ત્યો. નાના પ્રકારનાં દાન તથા યોગ્ય કાળે અનેક બ્રાહ્મણાદિને ભોજન કરાવ્યાં. ક્રમે કરીને હું મોટો થયો ત્યારે યોગ્ય સમયે મને ઉપનયનસંસ્કાર કરયો, તથા તેનિમિત્ત મહારુદ્રપૂજનાદિ કરીને મોટાં દાન કર્યાં. પછી મને વેદાધ્યયન કરાવ્યું, તથા સમય થતાં મારું યોગ્ય સ્થાને લગ્ન કર્યું. આ સઘળું મારા નિમિત્ત કરીને તેઓ પોતાને કૃતકૃત્ય માનવા લાગ્યાં. મને પણ અંતરના ઉજ્વલ સંસ્કારથી ત્યાગસરખી મતિ રહેવા લાગી, અને ધનનો સત્કર્મમાં વ્યય કરવા લાગ્યો. એમ કરતાં એ માતાપિતાના આયુષ્યનો ક્ષય થવાથી પ્રથમ માતા, તથા પછી પિતા, એમ બંને શ્રીમહેશ્વરના સ્વરૂપમાં લયભાવને પામ્યાં. ત્યાર પછી મેં મારે હાથે તેમની વિધિવત્ ઉત્તરક્રિયા કરી. પશ્ચાત્ મને પ્રાપ્ત થયેલ દિવ્ય રૂપવાળા પુત્રનું મેં વિધિવડે અન્ય સંસ્કારોપૂર્વક યથાકાળે લગ્ન કર્યું. એ સંધિમાં થોડા કાળપછી મારી ગનાએલી સ્ત્રીએ પણ દેહ છોડી દીધો. ત્યાર પછી પુત્રને અવશેષ સંપત્તિ સોંપીને હું તપનિમિત્ત ક્ષેત્રમાં જઈ રહ્યો. ત્યાં શ્રીમહેશ્વરના પ્રસાદથી મને સર્વજ્ઞ ઈશ્વરસરખા

શ્રીસદ્ગુરુના સંબંધથી યોગનો આરંભ કરવા વૃત્તિ થઈ, જેથી તે શ્રીસદ્ગુરુ ઉપદિષ્ટ માર્ગે તથા શાસ્ત્રપ્રતિપાદિત માર્ગે તથા અંતરથી શ્રીમહેશ્વરની પ્રેરણાવડે પ્રતીત થતા માર્ગે યોગની સંપૂર્ણ ક્રિયાઓનો અભ્યાસ કરયો. જેમ પૂર્વરચિત પદાર્થ પ્રાપ્ત થવામાં કષ્ટ પડતું નથી, તેમ પૂર્વરચિતની પેઠે આ યોગની થોડા કાળમાં જ પૂર્ણતા થઇ, અને શ્રીસદ્ગુરુ તથા શ્રીપરમગુરુરૂપ શ્રીમહેશ્વરની કૃપાથી આપ્તકામપણું તથા કૃતકૃત્યતા પ્રાપ્ત થયાં જાણ્યાં. ત્યાંથી પછી નાના સ્થાનમાં જીવનમુક્તિના આનંદને અનુભવતો વિચરતો હતો, એ કાળે મને આપના સિદ્ધ સંકલ્પરૂપ પ્રતિબંધના યોગે આ પૂર્વ સ્મૃતિનો લાભ થયેલ નહિ. ત્યાર પછી તીર્થાટન કરતાં કરતાં એક વૃદ્ધ મહાત્માના મુખથી એક અતિવર્ણાશ્રમી પુરુષની વાર્તા શ્રવણ કરી. અગર જો તેમની પાસે મારે પ્રાપ્ત કરવા યોગ્ય અવશેષ કાંઈ નહોતું, તથાપિ સહજ વૃત્તિ હોવાથી, તે મળશે તો ઠીક, એવા ભાવથી વિચરતાં પરિણામે આ ચિત્રારણ્યમાં પ્રવેશ કરયો. ત્યાર પછીનું સર્વ વૃત્તાંત આપને નિવેદન કરયું છે. એ મહાત્માને નિમિત્તરૂપ કરીને આ ચિત્રારણ્યમાં પ્રવેશ કરાવનાર આપનો પૂર્વ સંકલ્પ પણ હવે સ્પષ્ટ થયો છે.

આ પ્રકારે હું વાર્તા કહી રહ્યો કે તત્કાળ તે સિદ્ધેશ્વર પોતાના આસનથી ઉભા થયા, અને મને દૃઢ પ્રેમનું આલિંગન કરયું. પછી ત્યાંથી એક નિમેષમાં તે અદૃશ્ય થઈ ગયા, અને તેમના સાથે એ તેમનું ત્રિભુવન પણ નહિવત્ થઈ ગયું. હું પણ નિઃસંદેહ તથા અત્યંત નિર્ભય થયેલો ત્યાંથી માર્ગ જણાયો ત્યાં ચાલવા લાગ્યો. પછી ચાલતાં ચાલતાં ગ્રામનગરાદિને ત્યજતો ત્યજતો આ તમારી મર્યાદામાં આવ્યો છું. હવે થોડા સમયમાં આ સ્થૂલ દેહની નિવૃત્તિપૂર્વક મહેશ્વરના સ્વરૂપમાં અભેદને પ્રાપ્ત થઈશ.

આ પ્રકારનાં વચનને બોલીને તે મહાત્મા મૌન રહ્યા, તથા ઉઠવાની વૃત્તિવાળા જણાયા. ત્યારે પંચવરદ હાથ જોડી સંમુખ ઉભા રહી બોલ્યા, હે મહેશ્વરરૂપ! આપનાં દર્શનથી આજ હું કૃતકૃત્ય થયો છું. આપના વર્ણવેલા ચિત્રારણ્યના પ્રસંગને શ્રવણ કરી હું અત્યંત પ્રસન્ન થયો છું. આપનો મારા પ્રતિ નિરંતર અનુગ્રહ હોજો. આ ત્રિવિધ તાપમાં બળતા પ્રાણિઓને અનુપમ શાંતિ આપનાર આપનાં વચનસમાન આ જગતમાં અન્ય કોઈ પણ પદાર્થ નથી. આપ કૃપા કરીને આ ક્ષેત્રમાં થોડા દિવસ નિવાસ કરો, જેથી અનેક જીવનો ઉદ્ધાર થશે.

ઉપમા આપવામાં આવે છે.

મનુષ્યમાં સંગતિનું બળ મોટું છે. કારણ કે સંગતિથીજ ગુણ તથા દોષ પ્રાણિઓને પ્રાપ્ત થાય છે. દુધની દુકાને બેશી મદ્ય પીનારને લોક દુધ પીનાર જાણે છે, અને મદ્યની દુકાને બેશી દુધ પીનારને લોક મદ્ય પીનાર માને છે, માટે જ્યાં ત્યાં સંગતિની જ પ્રધાનતા જણાય છે. તેથી બુદ્ધિમાનોએ દુર્જનનો છાયો પણ સેવવો નહિ; અને સજ્જનનો તો છાયો પણ સેવવો કહ્યો છે. સ્નેહ પણ આપણા કરતાં ઉત્કૃષ્ટ મતિવાળા સાથે જ કરવો. નીતિ જાણનારાઓએ પણ કહ્યું છે કે—

हीयते हि मतिस्तात हीनैः सह समागमात्
समैश्च समतामेति विशिष्टैश्च विशिष्टताम् ॥

હે તાત! પોતાનાથી ઓછા ગુણવાળાની સંગતિથી મતિ હણાય છે, પોતાના સમાન ગુણવાળાની સંગતિથી સમાન રહે છે, અને પોતાનાથી વિશેષ ગુણવાળાની સંગતિથી વિશેષ ગુણવાન્ થાય છે. માટે સદા શ્રેષ્ઠ બુદ્ધિમાન્ સજ્જનની જ સંગતિમાં રહેજે, અને દુર્જનની સંગતિ હોય તો ત્યજજે.

હે સદ્‌ગુણને જ સેવનારા! આ પાપ તથા દુર્જન જેમ સુખ પ્રાપ્ત કરનારને અંતરાય કરનાર છે, તેમ જ આ જગતમાં આ પાંચ ઇંદ્રિયોના પાંચ વિષયમાં થતી અમર્યાદ આસક્તિ એ પણ સુખમાં અંતરાય કરનાર છે, માટે તે વિષયોનું પણ વિવેકથી સેવન કરવું, અને તે તે વિષયપ્રતિની અમર્યાદ આસક્તિ ત્યજવી, એ પણ સાધકનું કર્ત્તવ્ય છે, એમ જાણજે. તે વિષયો શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ એમ પાંચ છે. એ પાંચ વિષયોમાંના એક એકમાં પણ આસક્ત થઈ રહેનાર મૃગ, હાથી, પતંગ, માછલું, તથા ભમરો ક્રમે કરીને તે એક એકવડે જ હણાઈ જાય છે, તો એ પાંચને સેવનાર આપણે મનુષ્યો સત્વર હણાઈએ, એમાં કાંઈ આશ્ચર્ય નથી, એ વાર્તા તો તને જ્ઞાત જ છે માટે એને વિવેકથી સેવવા યત્ન રાખજે. આ લોકમાં શબ્દાદિ વિષયો અર્થને તથા અનર્થને પ્રાપ્ત કરનારા છે. જેથી તેમને વિવેકથી સેવવા ઉચિત છે.

પૂર્વે કહ્યાથી એ વાર્તા તો તારા લક્ષમાં રહેશે જ કે આ દુર્જનની મનવાણી તથા શરીરકૃત સંપૂર્ણ ચેષ્ટા સજ્જનોને તથા અન્ય સર્વને દુઃખપ્રદ હોવાથી અપ્રિય જ હોવી ઘટે છે. એમ છતાં પણ વિવેકવિના

રવડે પદાર્થ માત્રનો સંબંધ કરનાર પ્રામવિવેક સજ્જનોને તે દુર્જનનં દુઃખપ્રદ ગણાતી ચેષ્ટાઓ પણ દુઃખ આપનારે થઈ નીવડતી નથી. દુર્જન મનુષ્ય અન્યના શ્રેષ્ઠપણાને ન સહન કરી શકનાર હોવાથી પોતાન મનમાં સજ્જનોની શ્રેષ્ઠતાનો લોપ કરવા નિમિત્ત નાના પ્રકારના અનિષ્ટ સંકલ્પવિકલ્પ કરે છે. તથા નાના ક્લિષ્ટ કલ્પનાવડે વિવિધ નિંદ્ય યુક્તિઓ રચે છે. આ પ્રકારે તે મનવડે સજ્જનોનું અહિત કરવાના ઉદ્યમવાળો નિરંતર હોય છે, તથાપિ સજ્જન મહાત્માઓ જેમને કોઈ પદાર્થ પણ આ જગતમાં પ્રાપ્તવ્ય હોતો નથી, તેમને પ્રબળ કામનાના અભાવથી તેમ જ તેમના પ્રબળ સુકૃતના પ્રભાવથી આ દુર્જનના કરેલા અનિષ્ટજનક સંકલ્પ કાંઈ પણ અનિષ્ટને ઉપજાવી શકતા નથી. અને આપણા પ્રાચીન તત્ત્વવેત્તાઓનો દૃઢ નિશ્ચય પણ એવો જ છે કે રાગદ્વેષાદિ દોષવાળા દુર્જનના અંતઃકરણમાં થતા સંકલ્પો વંધ્યાની ક્રીડાસમાન વ્યર્થ જ હોય છે. તે કાંઈ તેની ઈચ્છાનુસાર ફળને ઉત્પન્ન કરવામાં સમર્થ થતા નથી. આપ્રમાણે હોવાથી સજ્જનોનું અહિત કરવાની ઇચ્છાવડે કરાતી દુર્જનની મનકૃત ચેષ્ટા તે સજ્જનોનું કિંચિત્પણ અહિત કરી શકતી નથી. પરંતુ ઉલટું તે દુર્જનનું જ અહિત કરનાર થાય છે. કારણ કે કોઈનું પણ અહિત થાય, એવા ભાવપૂર્વક કરાતી મન, વાણી તથા શરીરની ચેષ્ટા તેને હિંસા કહી છે. અને હિંસા એ જ મોટું પાપ ગણાય છે. અને પાપ જ દુઃખરૂપ ફળને આપનાર હોય છે. જેથી તે દુર્જનની અન્યને દુઃખ આપવા નિમિત્ત થતી મનની ક્રિયા તે દુર્જનને જ દુઃખ આપીને રહે છે.

હવે દુર્જનની વાણીવડે કરાયલી અન્યના અનર્થ નિમિત્તની ચેષ્ટા પણ તે દુર્જનને જ અનર્થ આપનાર હોય છે, એ વાર્તા પણ સ્પષ્ટ કરીને કહું છું તે લક્ષમાં રાખજો.

દુર્જનનો એવો સ્વભાવ જ હોય છે કે કોઈની પણ ઉત્કૃષ્ટતા સહન થાય નહિ, તેથી તે જે સજ્જનને બરાબર જાણતો હોય, તેને માટે અથવા ન જાણતો હોય તેને માટે પણ જ્યારે તેમની સ્તુતિ સાંભળે છે, ત્યારે કાંઈ પણ ખોટા આરોપો ગોઠવી, તે સ્તુતિ કરનારને સંભળાવે છે, તથા અનેક ખોટી યુક્તિઓથી તે સ્તુતિ કરનાર જો સદૃઢ મનનો ન હોય તો તેને શંકાશીલ કરે છે. આમ થવાથી પરિણામ એ આવે છે કે પેલો સજ્જનની સ્તુતિ કરનાર બુદ્ધિમાન્ હોય છે તો તેના બોલવાથી જ તેને દુર્જન

છે એમ જાણી લે છે. નહિ તો પાછળથી બન્નેનો પરિચય કરીને સજ્જનને સજ્જન તથા દુર્જનને દુર્જન જાણી નિશ્ચય કરી લે છે. જેથી તે દુર્જન જ અંતમાં દુર્જનરૂપે પ્રસિદ્ધ થવાથી હાનિને પામે છે.

અનેક ઉપાયવડે પણ સજ્જનોને નિરંતર ઉપદ્રવ જ કરવારૂપ દુષ્ટાચારને સેવનાર દુષ્ટ મતિવાન્ દુર્જનો સજ્જન પુરૂષોને સજ્જનતાથી ભ્રષ્ટ કરવા ઈચ્છા રાખે છે, સત્યવાદીને મિથ્યાવાદી કરવા ધારે છે, અક્રોધવાન્‌ને ક્રોધ ચઢાવવા તલ્પે છે, શોકમોહથી રહિત થયેલાને તથા થવા ઈચ્છનારને શોકમોહને પ્રાપ્ત કરવા ઉદ્યમી થાય છે, અને એ જ પ્રકારે સંપૂર્ણ ગુણવાનને તે તે ગુણથી ભ્રષ્ટ કરવાને આતુરતા રાખે છે. આ પ્રકારે પ્રયત્ન કરતાં છતાં પણ સજ્જનો દુર્જન થતા નથી. પ્રથમ તો દુર્જનો પરમુખનિંદા કરી સજ્જનોને હળવા પાડવા ધારે છે. પણ જ્યારે તે ધારણામાં તે દુષ્ટ દુર્જનો ફાવતા નથી, ત્યારે તે સંન્મુખનિંદા કરવા ગયે છે. તેથી પણ તે સજ્જનો ક્રોધાદિક દોષોને વશ થતા નથી, પણ તેને હાસ્યમાં કાઢી નાંખે છે. તે દુર્જનવડે વદાતા કઠોર શબ્દોની પણ તે સજ્જનો અનુકૂળ અર્થમાં ઉત્તમ પ્રકારની યોજના કરીને આપણી સજ્જનતાને સેવતા નિરંતર પ્રસન્ન રહે છે. તે યોજનાના સ્વરૂપને પણ તારા લક્ષમાં આણવા સૂક્ષ્મમાં લખું છું.

કોઈ વેળા તે દુર્જન મનુષ્ય સજ્જન પુરૂષોને દુઃખ લગાડવા તેમને શ્વાન જેવા કહે છે. ત્યારે તે સજ્જનો એવો વિચાર કરે છે કે આ જગતમાં કોઈ પણ પદાર્થ ગુણરહિત નથી. અને જે જે પ્રાણિપદાર્થમાં જે જે ગુણ હોય તે તે સંપાદન કરવાથી જ ગુણવાન્ થવાય છે. તો આ શ્વાનમાં પણ બુદ્ધિમાન્ વિદ્વાન્ પુરૂષોએ ગુણ શોધી નિશ્ચય કર્યા છે, અને તે અર્થે કહ્યું છે કેઃ—

बह्वाशीस्वल्प संतुष्टः सुनिद्रो लघुचेतनः
स्वामिभक्तश्चशूरश्च षडेते श्वानजागुणाः ॥

"સમયે ઘણું ખાઈને તથા સમયે થોડું ખાઈને પણ સંતોષ માનવો, સારી નિદ્રામાં છતાં પણ જલદી જાગ્રત્ થવું, સ્વામિની સેવામાં તત્પર રહેવું, અર્થાત્ નિમકહલાલપણું સેવવું, અને શૂરાપણું એ ગુણો કૂતરામાંથી સજ્જન થવા ઈચ્છનારે ગૃહણ કરવા." આમ હોવાથી કદાચિત્ શ્વાનના જેવા ગુણ આપણામાં જોઇને કોઇએ આપણને શ્વાનસમ કહ્યા તો

ગોટા ગોટાઇ છોડતા નથી તથા નીચ નીચપણું છોડતા નથી, એ જાણતાં કાંઈ ખોટી નથી.

આશિવાય તે દુર્જનો સજ્જનોને બક, વૃષભ, કુકકુટ, સુકર આદિ અનેક ક્ષુદ્ર પ્રાણિઓસમ વર્ણે છે. તે સર્વ સ્થળે આ પ્રકારે જ ગુણથી સજ્જન તે રૂપ છે, અને દોષથી દુર્જન તે રૂપ છે એમ સમજી લેવું.

કદાચિત્ કોઈ મનુષ્યને એવી શંકા થાય કે તે સજ્જનોને આવાં અપ્રિય વચનોના શ્રવણથી દુઃખ કેમ થતું નહિ હોય? તો તેનું સમાધાન એ જ છે કે તે સજ્જનનાં અંતઃકરણ ઉત્તમ સંસ્કાર તથા અભ્યાસના બળે ઉત્તમ સ્થિતિને પ્રાપ્ત થયાં હોય છે. જેથી તેમને સુખદુઃખવિગેરેનો અંતઃકરણમાં સ્પર્શ થતો નથી.

દરેક મનુષ્યે પોતાના અંતઃકરણની શ્રેષ્ઠતામાટે એવા જ અભ્યાસબળથી સહન કરનાર થવું ઘટે છે. દુઃખ તથા સુખનું ભાન, પોતાનાં શોક તથા હર્ષાદિ કાર્યપરિણામદ્વારા મનુષ્ય પ્રાણિના અંતઃકરણમાં જ્યારે જ્યારે થાય છે, ત્યારે ત્યારે તે, તે મનુષ્યના યોગબળ કે સિદ્ધબળની અવશ્ય હાનિ જ કરે છે. આ જ કારણથી શ્રીકૃષ્ણભગવાનના વચનવડે અર્જુનરૂપ સાધકને બોધ કરતાં કહેવાયું છે કે "सुखदुःख समे कृत्वा लाभालाभौ जयाजयौ" × × × × × × સુખમાં, તથા સુખના કારણરૂપ લાભમાં, તથા લાભના કારણરૂપ જયમાં, રાગ ન કરીને તથા દુઃખમાં, તથા દુઃખના કારણ રૂપ અલાભમાં, તથા તે અલાભના કારણરૂપ અજયમાં દ્વેષને નકરીને અર્થાત્ બન્નેમા સમતાભાવ કરીને આપણાં સ્વધર્મકર્મમાં પ્રવૃત્ત થા. (આ સ્પષ્ટેન્દ્રિયઇષ્ટઅનિષ્ટ પદાર્થની પ્રાપ્તિમાં જે રાગદ્વેષથી રહિતપણું છે તે સમુદ્ધિએ તોપં) આ પ્રકારનો સમતાભાવ દરેક સાધકને અપેક્ષિત છે. /છાયા છે એવો ચિત્તને સ્થિતપ્રજ્ઞ થવાને અર્થે જ સઘળાં પરમાર્થનાં /પ્રાપ્ત અપ્રાપ્ત આદિથી ...પડે છે. જે સ્થિતપ્રજ્ઞપણાને સાધક ઈચ્છે ...ાં એવી સહૃદયી મનુ" ગીતામાં આપ્રમાણે કહ્યું છે:—

...આ પ્રકારના ત્રણ ગુણો સજ્જનમાં तदप्यहः

...ાં કદાચિત્ કોઇ દુર્જને સજ્જનને ગર્દભજ્ઞેયાઽच्यते ॥

...વાનું નથી. પણ એથી ઉલટું જોતાં ગર્દ... નથી તથા વિષયસુખોમાં જેનીસ્પૃહાઓ સેવે છે, તેથી તે દુર્ગુણોથી તે દુર્...ા, દોષ નિરત થયાં છે એનો ભા...

નનશીલ પુરૂષ સ્થિતપ્રજ્ઞ કહેવાય છે. આ શ્લોકાર્થને જ સ્પષ્ટ કરી લખું છું. દુઃખ ત્રણ પ્રકારનાં છે આધ્યાત્મિક, આધિભૌતિક તથા આધિદૈવિક. ત્યાં શોકમોહાદિક આધિઓવડે તથા ઉદર રોગ, હૃદ્રોગ, જ્વર, ક્ષય, આદિ વ્યાધિઓવડે જન્ય જે દુઃખો છે, તે દુઃખોને આધ્યાત્મિક દુઃખ કહે છે. વ્યાઘ્રસર્પાદિકોવડે જન્ય જે દુઃખો છે તે આધિભૌતિક દુઃખો છે; અને અતિ વાયુ, અતિ ઉષ્ણતા, અતિ વૃષ્ટિ આદિકોવડે જન્ય જે દુઃખ તે આધિદૈવિક દુઃખ છે. આ સઘળાં દુઃખ રજો ગુણના પરિણામરૂપ તથા સંતાપરૂપ અંતઃકરણની વૃત્તિરૂપ હોય છે, તથા તે દુષ્ટ સ્વભાવજન્ય તથા પાપકર્મરૂપ પ્રારબ્ધજન્ય હોય છે. આ પ્રકારનાં દુઃખો પ્રાપ્ત થતાં છતાં તે દુઃખોને નિવારણ કરવાની અસામર્થ્યતાને યોગે જેના મનમાં ઉદ્વેગની પ્રાપ્તિ થતી નથી, તે ઉદ્વેગરહિત મનવાળો જાણવો. જેમ તે પુરૂષ આ પ્રકારનાં દુઃખોમાં ઉદ્વેગવાળો થતો નથી, તેમ તે પુરૂષ સુખોની પ્રાપ્તિવિષે પણ સ્પૃહાથી રહિત જ હોય છે. ત્યાં અંતઃકરણના સાત્વિક ભાવવડે પ્રવૃત્ત થતી અંતઃકરણની પ્રીતિરૂપ વૃત્તિ છે, તેને સુખ કહે છે. એ સુખ પણ આધ્યાત્મિક, આધિભૌતિક, તથા આધિદૈવિક એ ભેદથી ત્રણ પ્રકારનું છે. ત્યાં પ્રિયવસ્તુના ધ્યાનવડે તથા પંડિતાઇવિગેરેના અભિમાનવડે થતું સુખ તે આધ્યાત્મિક સુખ છે. સ્ત્રી, પુત્ર, મિત્રાદિકોવડે પ્રતીત થતું સુખ તે આધિભૌતિક સુખ છે; તથા સમયે મંદ મંદ વાતા પવનથી, યોગ્ય ઉષ્ણતાથી તથા યોગ્ય વૃષ્ટિ વિગેરેથી થતું સુખ તે આધિદૈવિક સુખ છે. તેમ જ અન્ય પ્રકારે સાત્વિક સુખ, રાજસ સુખ, તથા તામસ સુખ એમ ત્રણ ભેદવાળું પણ સુખ કહેવાય છે. કોઈ સ્થળે વૈષયિક, આભિમાનિક, માનોરથિક, તથા આભ્યાસિક એવા ભેદથી ચાર પ્રકારનું પણ સુખ કહ્યું છે. ત્યાં વિષયના સંબંધથી જે સુખ ભાસે તે વૈષયિક; રાજ્યસત્તા કે વિદ્વત્તા આદિથી પ્રતીત થાય તે આભિમાનિક; પ્રિય વિષયોનાં ધ્યાનવડે જે સુખ ભાસે તે માનોરથિક, તથા સૂર્યાદિ દેવતા કે શ્રી સદ્ગુરૂવિગેરેને નમસ્કારાદિથી પ્રતીત થાય તે આભ્યાસિક સુખ છે. આવિગરે અનેક પ્રકારનાં સુખો જે શુદ્ધસાત્વિક સ્વભાવબળથી કે પુણ્યકર્મરૂપ પ્રારબ્ધબળથી પ્રાપ્ત થાયછે, તે સર્વે સુખોમાં તે સ્થિતપ્રજ્ઞ પુરૂષ નિરંતર અસ્પૃહાવાળો હોય છે. ત્યાં કોઇ પણ એક પ્રકારના સુખનો અનુભવ થતો હોય, અને બીજાં તેવાજ પ્રકારનાં સુખને પ્રાપ્ત કરવાની

અંતરમાં ભાવના હોય, તથાપિ તે સુખને પ્રાપ્ત કરવાના જે ઉપાયો હોય તે ઉપાયોને ન કરવા છતાં પણ તે તે સુખની આકાંક્ષારૂપ જે અંતઃકરણની તામસી વૃત્તિ છે તેને સ્પૃહા કહેછે એ પ્રકારની સ્પૃહા ફલદ ન હોવાથી ભ્રાંતિરૂપ ગણાયછે. જેથી એવી ભ્રાંતિરૂપ સ્પૃહા કેવળ અવિવેકી પુરૂષોમાં જ હોયછે. કોઈ વિવેકવાન્ પુરૂષમાં હોતી નથી. અથવા હર્ષરૂપ જે અંતઃકરણની વૃત્તિ છે, તેને પણ સ્પૃહા કહે છે. જેમકે કોઈ પુરૂષો એક પોતાનું માનેલું ઉત્તમ સુખ મળ્યું હોય ત્યારે કહે કે "અહો! આવું ઉત્તમ સુખ મને મળ્યું છે, તેથી હું જગતમાં ધન્ય ધન્ય છું. આ ત્રિભુવનમાં મારા સમાન સુખવાળો કોઇ પ્રાણી પણ નહિ હશે. આ મારૂં સુખ હવે કોઈ ઉપાયથી પણ નાશ ન થાય એટલે બસ." આવિગેરે જે ઉત્કુલ્લતારૂપ અંતઃકરણની તામસી વૃત્તિ છે તેને હર્ષ કહે છે. એ હર્ષરૂપ સ્પૃહાથી પણ તે વિદ્વાન્ પુરૂષ રહિત હોયછે. વળી તે વિદ્વાન્ કેવો છે કે જેના રાગ, ભય, તથા ક્રોધ પણ નિવૃત્ત થયા હોય છે. ત્યાં આ વિષય ઘણો જ સુંદર છે, એ પ્રકારની શોભનબુદ્ધિરૂપ અધ્યાસથી ઉત્પન્ન થનાર જે રંજનરૂપ અંતઃકરણની વૃત્તિ છે, તે રાગ છે. અને તે રાગના વિષયરૂપ જે પદાર્થ હોય, તે પદાર્થનો નાશ કરનાર કોઈ કારણ આવીને પ્રાપ્ત થયું હોય, તે કારણને નિવારણ કરવામાં પોતાને અસમર્થ જાણનાર પુરૂષની જે દીનતારૂપ અંતઃકરણની વૃત્તિ છે, તેને ભય કહે છે. અને તે રાગના વિષયરૂપ પ્રિય વસ્તુનો નાશ કરનાર કોઈ કારણ પ્રાપ્ત થયું હોય, તે કારણને નિવૃત્ત કરવામાં પોતાને અસમર્થ માનનાર પુરૂષની જે પ્રજ્વલનરૂપ અંતઃકરણની વૃત્તિ છે, તેને ક્રોધ કહે છે. આ પ્રકારનો રાગ, ભય, તથા ક્રોધ એ ત્રણે જેનાં નિવૃત્ત થઈ ગયાં છે, તે જ પુરૂષ સ્થિતપ્રજ્ઞ કહેવાય છે. ત્યાં જ વળી કહ્યું છે કે—

यः सर्वत्रानभिस्नेहस्तत्तत्प्राप्यशुभाशुभम्
नाभिनंदति न द्वेष्टि तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥

(અપૂર્ણ)

# महाकाल.

रूप (पुस्तक) ३,—पौप कृष्ण १४ सं. १९४७ दर्शन (अंक) ६

## साधकनी इष्टप्रति प्रार्थना.

પદ. ગરબી. અધિકારી રે, આશ વિષયની ટાળો, એ રાહે.

મુજ મનથી રે, નાથ ! અવિદ્યા ટાળો,
ઉર પ્રકટી પ્રતિક્ષણ પાળો. ટેક.
લહી નિજ શિશુ રે, કાં ન હજી સંભાળો,
પ્રતિબંધ ન કેમ પ્રજાળો.
માયા મિથ્યા સકલ શાસ્ત્ર ગાયે રે,
મુજ મોહ ન તોયે વિલાયે રે,
અસત્યતા ઉરથી ના જાયે રે,
શક્તિપાતથી રે, આપ પદે મન વાળો, ઉર૦
પુરૂષાર્થે રે, નાથ ! પ્રવૃત્તિ કરૂં છું,
વિઘ્ન ભયદ નિહાળી ડરૂં છું;
થવા રક્ષા રે, આપ સ્વરૂપ સ્મરૂં છું,
તે ન થતાં પાછો ફરૂં છું.
વિણુ આશ્રય યત્ન શું ફળતાં રે ?
વિઘ્ન જીવયત્નથી શું ટળતાં રે ?
ફળ કરૂણાવિના શું મળતાં રે ?
સઉ જાણી રે, કાં ન કૃપાથી નિહાળો, ઉર૦
સત્ય ભક્તને રે, આપ કરૂણા કરતા,
સત્પુરૂષો એમ ઉચ્ચરતા;

પણ ભક્તિનાં, રે, ઉર અંકુર નથી સ્ફુરતાં,
જો આપ ન કર શિર ધરતા.
એમ અંતે કર્તૃત્વ તમારૂં રે,—
હરતું, લહિ સર્વમાં, હું પોકારૂં રે,
હરજો મુજ મનનું અંધારૂં રે,
ઉદય કરી રે, જ્ઞાનનો ભાનુ સુખાળો, ઉ૨૦



# ॥ श्री पंचवरदवृत्तान्त ॥

(અનુસંધાન ગત દર્શનના પૃષ્ઠ ૨૮ થી)

## श्री पंचवरदवृत्तान्तान्तर्गत द्वितीय समागम.

પંચવરદ રાજાની આજ્ઞાપ્રમાણે મુખ્ય સેવકે મહાત્માને અધિક સંમાનથી અંતઃપુરમાં પધરાવ્યા. શ્રી પંચવરદ પણ પ્રસન્ન મુખથી, દ્વારથી બહાર પર્યંત સંમુખ ચાલતા જઈને, નીતિપૂર્વક નમન કરીને, મહાત્માને 'પધારો, પધારો' એમ પ્રેમયુક્ત વદીને, આગળ પોતે ચાલી આવીને ઉંચા સિંહાસનઉપર બેસવા તેમને પ્રાર્થના કરવા લાગ્યા. શ્રી પંચવરદની પ્રાર્થના શ્રવણ કરતાં મહાત્મા સિંહાસનઉપર વિરાજમાન થયા. પછી તેમની આજ્ઞા થતાં શ્રી પંચવરદ પણ પોતાના નીચા આસનઉપર બેઠા. કિંચિત્ કાળ પરસ્પરની ચેષ્ટાને એકબીજાપ્રતિ દૃષ્ટિ માંડી અવલોકી રહ્યા પછી શ્રી પંચવરદ બે હાથ જોડીને આ પ્રકારે વિનયવડે વચન બોલ્યા.

પંચવરદ કહે છે, હે સૃષ્ટિ, સ્થિતિ, તથા પ્રલયના હેતુરૂપ મનાયેલા બ્રહ્મથી અભેદ થઈ રહેલા ! હે શાંતાત્મન્ ! હે ભગવન્ ! આપનાં ચરણકમલનો મારાં નેત્રને સંબંધ થવાથી આજ હું કૃતકૃત્ય થયો છું. આપ કે જે પરમાત્મામાં લીન ચિત્તવડે, પોતાના મધ્યે પ્રતીત થયેલા જીવભાવને નિવૃત્ત કરી વસ્તુરૂપ થયા છો, તે અધોગતિને પામનાર પાપાત્માની દૃષ્ટિએ ક્યાંથી જ આવો ? અર્થાત્ ન જ આવો. આપનાં દર્શન જ પ્રાણિનાં પ્રબળ પુણ્યના પ્રાદુર્ભાવને સૂચવે છે. આપ સ્વતંત્ર તથા સર્વજ્ઞ હોવાથી ઈશ્વરરૂપ પણ છો. આપ સ્વાર્થપ્રયોજનવિના દેહયુક્ત સ્થિત છો, એમાં અ-

મારાં પ્રારબ્ધ જ કારણરૂપ છે. કેમકે કૃતાર્થ થયેલા મહાત્માના શરીરને જીવનમુક્ત સ્થિતિને પ્રાપ્ત થયા પછી અન્ય જીવોનાં પુણ્યકર્મ જ આધાર થઈ ધરી રાખે છે. હે ગુણયુક્ત પ્રતીત થતા છતાં પણ ગુણાતીત! આપ જીવોના મુક્તત્વના સાધક હોવાથી સર્વ વિવેકી પ્રાણિઓના સેવ્ય તથા ઉપાસ્ય પણ છો. હે વિભો! આપ સ્વરૂપાનુભવવડે દેશ, કાલ તથા વસ્તુપરિચ્છેદથી રહિત પરમતત્વરૂપ જ છો; જેથી આપ ક્યાંથી પધાર્યા, અને કયા પ્રદેશને પવિત્ર કરતા વિચરનાર છો, એ આદિ પ્રશ્નોને અવકાશ મળે એમ નથી. તોપણ હું કે જે આ ભવાબ્ધિના એક પ્રદેશમાં રહેલ નાના દ્રહમાં પડી રહ્યો છું, તેને આપ સર્વજ્ઞનો યોગ થવાથી સુખાનુભવાર્થે કાંઈક પ્રશ્ન કરવાની વૃત્તિ થાય છે. સુખ શાથી પ્રાપ્ત થાય છે, એને ન જાણનાર અમે સુખ પામવાના ઉપાયને પૂછીએ, તોપણ તે ઉપાયની યથાર્થ યત્નવડે સિદ્ધિ થઈ પ્રાપ્યાર્થ થવું, એ અમારી સ્વતંત્ર સત્તામાં જણાતું નથી, માટે તે પૂછવું પણ સાર્થક ગણાય નહિ. જેથી આપને યોગ્ય જણાય તે સુખાનુભવ કરાવનાર યુક્તિનું કથન કરી અંતમાં અમને શાંત કરજો. પણ કંઈક શ્રવણની ઈચ્છાવાળા આ સમુદાયને ઉત્તરોત્તર અવધિપર્યંત જવાના માર્ગનું ભાન થાય, એવું કોઈ પુરૂષનું ચરિત્ર આપ કૃપા કરી કહો; જે ચરિત્રમાંથી આ સંસારચક્રમાં ભ્રમણ કરનાર આ પ્રાણિઓ પોતાના ભ્રમણના અંતને અર્થે અનેક યુક્તિને ધારણ કરી શકે. એવું અન્ય યોગ્ય જણાય તો તેમ, નહિ તો આપને કાંઈ પ્રતિબંધ ન જણાય તો આપનું જ પવિત્ર ચરિત્ર કથન કરવા કૃપા કરો. પ્રાચીન પુરૂષોનાં પવિત્ર ચરિત્રો ઘણાં શ્રવણ કરવામાં આવ્યાં છે, પરંતુ આપ સરખા સાક્ષાત્ દૃષ્ટિઆગળ સ્થિત પુરૂષનું ચરિત્ર શ્રવણ કરવાનો લાભ અમને ક્વચિત્ જ મળ્યો હોય છે. વળી વ્યતીત કાળમાં થયેલ પરોક્ષ પુરૂષના ચરિત્રકરતાં આ પ્રત્યક્ષ વિદ્યમાન પુરૂષનાં ચરિત્ર આ કાળાનુસાર કૃતિ, રીતિ આદિનાં જણાવનાર હોવાથી અમને વધારે ઉપયોગી થઈ પડે. માટે આપ નિઃસંદેહ પુરૂષને સાક્ષાત્ પ્રતિબંધ ન પ્રતીત થાય તો આપના ચરિત્રને જ શ્રવણ કરાવી અમારા અંતરોપ મળની નિવૃત્તિ કરો. ચરિત્રમાં મોક્ષનિમિત્ત કરાવલી સંપૂર્ણ પ્રવૃત્તિ, તથા પ્રાપ્ત થયેલ સંપૂર્ણ વિઘ્ન અવશ્ય પ્રતિપાદન થવાં જોઈએ. આપની પ્રવૃત્તિ તથા આપને આવેલ વિઘ્ન અન્ય જીવોના ભિન્નભિન્ન સંસ્કાર હોવાથી યથાવત્ ઉપયો-

ગી ન જણાય, તોપણ તે સર્વનું આપ કથન કરો. આપને આ લોકપરલોકના કોઈ પણ સુખની સ્પૃહા નથી, જેથી અમે અલ્પ સામર્થ્યવાળા ક્યા પદાર્થવડે આપને પ્રસન્ન કરીએ ? આપ કે જેમને પોતાના શરીરની પણ નિર્વિઘ્ન સ્થિતિની ઈચ્છા નથી, તથા પ્રાણિમાત્રના સંગમાં સુખબુદ્ધિ નથી, એવા આપને અમારા હિતવાસ્તે બોધ કરવાની પણ સ્પૃહા ન જ હોવી ઘટે. તથાપિ આપની આપ્તકામ થયા પછીની આ લોકમાં સ્થિતિ અમ સરખાના પ્રારબ્ધબળથી જ છે, જેથી તે અમારા પ્રારબ્ધસંસ્કારના જ્ઞાતા આપ તે સંસ્કારના બળાબળને અનુસાર, તથા આપના સ્વતંત્ર સ્વભાવસામર્થ્યના પ્રમાણમાં તથા આ અમારા અંતઃકરણના ધારણ કરવાના અધિકારના પ્રમાણમાં સુખોત્પાદક શ્રવણ કરાવવા સ્વતંત્ર છો. આપ સર્વજ્ઞને અધિક વિસ્તારથી પ્રશ્ન કરવા પ્રયોજન ન હોવાથી સ્વલ્પમાં એ જ કે જેવડે પ્રાણિનું ઉત્તરોત્તર હિત થાય, એવું આપનું મળહરનાર ચરિત્ર શ્રવણ કરાવવા કૃપાવાન્ થાઓ.

આ પ્રકારનાં શ્રીપંચવરદનાં પ્રિય વચનોને, પ્રિયઅપ્રિય ભાવ છૂટી ગયો છે જેમનો એવા તે મહાત્મા શ્રવણ કરીને અનુગ્રહવૃત્તિથી આ પ્રકારનાં વચનો બોલ્યા.

મહાત્મા કહે છે, હે સાધો ! પોતાના મુખથી પોતાના દોષોનું કથન કરવું હોય તો આ લોકમાં પ્રાપ્તવિવેક પુરુષો કરે છે, પરંતુ પોતાના ગુણોનું પોતાના મુખથી કથન કોઇ પણ પ્રાપ્તવિવેક પુરૂષ આ લોકમાં કરતા નથી. તમે મારા મુખથી મારા ચરિત્રને વદાવવા ઇચ્છો છો, તો તેમાં મારા ગુણોનું મારા મુખથી કથન થશે, એ લોકવિરુદ્ધ હોવાથી કેમ યોગ્ય ગણાશે ? માટે તમને અનુકૂળ જણાય તો અન્યના ચરિત્રને કહું.

પંચવરદ કહે છે, હે ભગવન્ ! આપ સંપૂર્ણ લૈકિક સત્તાનું અતિક્રમણ કરી ચુક્યા છો, તેથી તથા લોકવ્યવહારથી મુક્ત થઇ વિચરો છો, તેમ જ પ્રિયઅપ્રિય, સ્તુતિનિંદા, અનુકૂળપ્રતિકૂળ આદિ સંપૂર્ણ દ્વંદ્વ ધર્મોના સાક્ષીરૂપ થઇ રહ્યા છો. જેથી તે લોકવિરુદ્ધપણું આપને યત્કિંચિત્ પણ બાધક નથી; અને શ્રવણ કરનાર શ્રદ્ધારહિત હોય તો આપ સ્વતંત્ર છો. હું આ મારા અંતઃકરણના અનુમાનથી કહું છું કે આપનાં વચનમાં આત્મસ્તુતિરૂપ દોષના આરોપથી અશ્રદ્ધા થવાનો સંભવ નથી. અશ્રદ્ધાવાનપ્રતિ આપના ચરિત્રનું કથન દોષનિવૃત્તિરૂપ સત્ફલને આપનાર ન થવાના

હેતુથી ન કથન કરવું યોગ્ય છે. પણ આપ તેમ નથી. પછી તો આપ સર્વજ્ઞ છો, યોગ્ય જણાય તેમ કરો. મારી તો આપના જ યથાર્થ ચરિત્રશ્રવણમાં પ્રીતિ છે.

મહાત્મા કહે છે, હે નૃપેશ ! અતીત, અનાગત, તથા વર્તમાન જેને સ્પષ્ટ છે, અર્થાત્ ત્રિકાળમાં થયેલ, થતા તથા થવાના સંપૂર્ણ વ્યવહાર જેને સ્પષ્ટ છે, તેને તો કોઇ વ્યવહાર ભ્રમ કે મોહ ઉપજાવે એમ નથી. આ મારી મનાએલી શરીરસંપત્તિવડે જે જે વ્યવહાર અવશ્ય થનાર છે, તે તે વ્યવહાર કરવામાં મને ભ્રમ કે મોહ થતો નથી. નિષિદ્ધ વ્યવહારનું નિમિત્ત પ્રારબ્ધ તો વિશેષે કરીને પૂર્વાવસ્થામાં ક્ષય થઇ જાય છે તેથી જ્ઞાનોત્તરાવસ્થામાં તેના અસંભવે માત્ર વિધેય વ્યવહાર થવા સંભવે છે. તે કોઇ પ્રકારે પણ બાધક નથી. શાસ્ત્ર તો જ્ઞાનના ફલની સ્તુતિ કરતાં જણાવે છે કે કદાચિત્ કોઇ અવશેષ સૂક્ષ્મ સંસ્કારના અંશથી તત્ત્વવેત્તાની દોષરૂપ પ્રવૃત્તિ થાય તોપણ તે દોષ તેને જન્મમરણનું કારણ થતો નથી. આ લોકમાં એવો નિયમ તો પ્રસિદ્ધ જ છે કે આધારની સ્થિતિવિના આધેયની સ્થિતિ હોતી નથી. એ નિયમાનુસાર પણ અભિમાનરૂપ આધારવિના કર્મસંસ્કારરૂપ આધેયની સ્થિતિ હોતી નથી. હવે જે તત્ત્વવિત્ મહાત્માના બીજ અભિમાનરૂપ આધારનો ક્ષય થયો હોય છે, તે મહાત્માનાં કર્મરૂપ આધેય પણ નિરાધાર થવાથી ક્ષયને પ્રાપ્ત થાય છે. આ સ્થળે બીજ અભિમાનનો ક્ષય, એટલે તે બીજ અભિમાનની ગલિતાવસ્થા સમજવી. આ ગલિતાવસ્થાને પ્રાપ્ત અભિમાનીનાં કર્મ પણ ગલિતાવસ્થાને જ પ્રાપ્ત થાય છે. આ પ્રકારે તત્ત્વવિત્ મહાત્માનું અભિમાન શિથિલ થઇ જવાથી તેને ફળ આપનાર કર્મો પણ શિથિલતાને પ્રાપ્ત થયાં તેને ફળ આપવાને તત્પર થતાં નથી, અર્થાત્ ક્રમે કરીને દગ્ધ જ થાય છે. ज्ञानाग्नि सर्वकर्माणि भस्मसात्कुरुते तथा ઇત્યાદિ વચનોવડે કર્મનું દગ્ધ થવાપણું પૂર્વ પુરુષોએ પણ સ્વીકારેલું છે.

અન્ય એવો પણ એક નિયમ છે કે કૃતકર્મ કોઈ પ્રકારે પણ ફળ આપ્યાવિના નાશને પ્રાપ્ત થતાં નથી. તો તે નિયમને અનુસરીને જોતાં એ કર્મોએ તે મહાત્માને ફળ આપવું જોઈએ. તોપણ પૂર્વ નિયમથી અભિમાનના સંબંધવિના કર્મ ફળ આપતાં નથી, જેથી તે મહાત્માનાં કર્મો અભિમાનવિરહિત મહાત્માને ફળ ન આપતાં તેમનાં સ્થૂલાદિ શરીરોસા-

થે સંબંધ રાખનાર ઇતર મનુષ્યોને ફળ આપવા ગતિ કરે છે. ત્યાં જે પ્રાણિઓ તે તત્ત્વવિત્‌ની નિંદા આદિમાં પ્રવૃત્ત થાય છે, તે પ્રાણિઓ તો તે મહાત્મામાં અસદભિમાનવાળાં ગણાય છે, અને જે તે તત્ત્વવિત્‌ની સ્તુતિ આદિ કરવા પ્રવૃત્ત થાય છે, તે તો તે મહાત્મામાં સદભિમાનવાળાં ગણાય છે. આ પ્રકારનાં સત્‌ તથા અસદભિમાનથી સંબંધ રાખનાર સ્તુતિ તથા નિંદાનાં કરનાર પ્રાણિઓને, તે મહાત્માકૃત પુણ્યપાપનાં ફળ પ્રાપ્ત થાય છે. જેથી બીજ અભિમાનનો જ્ઞાનવડે ક્ષય કરનાર પુરૂષ નિષ્કર્મી થાય છે, એમાં સંદેહ નથી. બીજ અભિમાનનો ક્ષય થયો છે કે નહિ, એ સર્વ જીવોને પ્રત્યક્ષ હોતું નથી, તેથી પ્રસંગે એ વ્યવહારમાં જીવોને ભ્રાંતિ થાય છે. પરંતુ જેના બીજ અભિમાનનો ક્ષય થાય તેને તો તે વાત સ્વસંવેદ્ય હોવાથી અજ્ઞાત રહેતી નથી. મૂલાભિમાનના ક્ષયવાળા પુરૂષને ઓળખવાનાં વિશેષ લક્ષણ આગળ સ્પષ્ટ થશે, માટે હવે તમારી ઈચ્છાનુસાર ચરિત્રને ઉપયોગપૂરતું કહું છું. ખાસ પ્રતિબંધક પ્રસંગ જે શ્રવણ કરનાર સમુદાયને શ્રવણ કરવાથી સાક્ષાત્‌ સુખના સાધક નથી, તેને મધ્યે તજી દેવાશે. કારણ કે તેવા પ્રસંગ પ્રત્યેક અધિકારીપરત્વે ભિન્નભિન્ન હોય છે.

ઉત્તમ બ્રાહ્મણના કુળમાં ઉત્પન્ન થયા પછી વિધિવત્‌ સંસ્કારવડે હું વેદાધ્યયનને અનુકૂળ થયો. બ્રહ્મચર્યાદિ નિયમોના પાલનપૂર્વક શ્રીગુરૂની સેવામાં તત્પર રહીને મેં યથાશક્તિ વેદાધ્યયન કર્યું, તથા હું ઉત્તરોત્તર કર્મમાં પ્રવેશ કરવા લાગ્યો. અનુકૂળતાપ્રમાણે શાસ્ત્રમાં પણ પ્રવેશ કર્યો. ગુરૂમુખથી શાસ્ત્રના અર્થને લક્ષપૂર્વક જાણ્યો. યોગ્ય વય થતાના મેં શ્રી ગુરૂની આજ્ઞાવડે હું નાના તીર્થ કરવા નીકળ્યો. તીર્થમાં ભ્રમણ કર્યા પશ્ચાત્‌ માતાપિતાના સમીપ જઈને ગૃહસ્થાશ્રમને મારે કરવાનો હતો. તીર્થમાં ભ્રમણ કરતાં મને આ દૃશ્ય પ્રપંચવિષે તથા મારા વિષે જે પ્રકારના વિચારો થતા હતા, તેમાંના કેટલાક ઉપયોગના જાણી અત્ર કહું છું. 'અહો ! આશ્ચર્ય છે. શાસ્ત્ર જે સંસારપ્રપંચને મિથ્યા અર્થાત્‌ સારરહિત કહે છે, તે આ ક્ષણે તો જાણે સત્વસારભૂત આતિ સારરૂપ હોય એવો મારી દૃષ્ટિએ પડે છે! આ સર્વ મને દૃશ્યરૂપ છે અને હું આ અન્ય પ્રાણિઓના અનુભવે દૃશ્યરૂપ છું. આ રીતે એક પક્ષે હું દૃશ્યરૂપ છું, અને અન્યપક્ષે જોતાં આ ક્ષણે મને પોતાને આ સર્વનો દૃષ્ટા માનું છું. યથાર્થ જોતાં દૃષ્ટા તથા દૃશ્ય શું છે તે હવે પછી મારે સ્વાનુભવથી તત્ત્વ-

નિર્ણય કરતાં સિદ્ધ કરવાનું છે. આ સંસાર અસંખ્ય પ્રાણિપદાર્થનો સમુદાય માત્ર છે. જેમાંનું આ મારૂં શરીર પરમાણુજન્ય વ્યષ્ટિ શરીર છે; અને આ સંપૂર્ણ પદાર્થ પણ પરમાણુજન્ય હોય એમ જણાયછે.

આ સઘળો પ્રપંચ એક કારણમાંથી થયો હશે, કે નાના કારણથી થયો છે, એ પણ યથાર્થ તો તત્વાનુભવપશ્ચાત્ સિદ્ધ કરાશે. આ સંપૂર્ણ પ્રાણિઓનું જન્મમૃત્યુરૂપ સંસારમાં આવીને મુખ્ય કર્તવ્ય એક જ છે કે ભિન્નભિન્ન છે, એ વાર્તા પણ સહજ નિર્ણય થઇ શકે એમ નથી. આ પ્રાણિઓને પરમપ્રાપ્તવ્ય અર્થાત્ છેવટ મેળવવા યોગ્ય વસ્તુ એક જ હશે કે પૃથક્ પૃથક્ એ પણ કારણતત્વના નિશ્ચયવિના નિઃસંશયપણે સિદ્ધ કરાય નહિ. મેં અસંખ્ય પ્રાણિઓને પૂછયું છે, જેથી એક વાર્તા તો સિદ્ધ જણાય છે કે આમાં કોઇને પણ દુઃખ મેળવવાની ઈચ્છા નથી. અને સર્વને સુખ પામવાની ઈચ્છા છે. પામવા યોગ્ય પદાર્થ સુખ તો સર્વ કહે છે તથાપિ તે સુખનું સ્વરૂપ સર્વ એકસરખું સમજતા હોય એમ જણાતું નથી. સુખ પામવાની ઈચ્છાવાળાં સર્વ છતાં પણ આ સઘળાં પ્રાણિ સુખી જણાતાં નથી, તેથી તેઓ સુખને પામવાના યોગ્ય ઉપાયને જાણતાં નથી, એ સ્પષ્ટ છે. તેમ જ કોઈને દુઃખની ઈચ્છા નથી, તેમ છતાં સર્વ પોતાને દુઃખ પામતાં અનુભવે છે, તેથી દુઃખના દ્વારને તથા તેના નિરોધના ઉપાયને તેઓ જાણતાં નથી, એમ પણ સહજ સિદ્ધ થાય છે. આ પ્રાણિઓનો મોટો સમુદાય તો માત્ર વિષયજન્ય સુખને જ પરમ સુખ માનતો જણાય છે. કોઈકોઈ, વિષયથી અતિરિક્ત સુખને માને છે, તથાપિ તે, તે સુખાનુભવ કરતા જણાયા નથી. વિરલ પુરૂષ તે સુખાનુભવ કરતા હશે, પણ તે આ જીવોને પ્રત્યક્ષ નથી. જેથી વાસ્તવ સુખ ક્વચિત્‌તે જ અભિવ્યક્ત છે. દુઃખ શરીર તથા મનદ્વારા જણાય છે. શારીરિક દુઃખને વ્યાધિ પણ કહે છે, અને માનસ દુઃખને આધિ પણ કહે છે. તે આધિવ્યાધિ દુઃખને ભોગવનારાં સંપૂર્ણ પ્રાણિ સંસારઉપર અપ્રીતિ જણાવનારાં છે, પણ તે સર્વે આ વિષયના સંગને તજનારાં નથી. કેટલાએક આમાં દુઃખનો અનુભવ થતાં વિષયથી વેગળા ખસેલા સરખા વિચિત્ર વેષવાળા જણાય છે ખરાં, પણ તેઓમાંના કોઈક જ તે સ્થિતિને જાળવતા અંતપર્યંત રહે છે. તેમાંના ઘણા તો દુઃખના પ્રકટ સમયે વિરાગવાળા તથા દુઃખના અપ્રકટ સમયે રાગવાળા જણાય છે, જેથી તેઓ યથાર્થ જોતાં વિષયજન્ય કે વિ-

પયાતીત એમાંથી એકે સુખના ભોક્તા નથી. ઉલટા તે તો આ કાળે દુઃખને ભોગવતા છતા ઉત્તર કાળે અનિષ્ટ પ્રાપ્ત કરનાર દુઃખના કારણરૂપ દુરિતને જ રચતા રહે છે. આ સઘળું છતાં એટલું તો નિર્વિવાદ સમજાય છે કે આ જગતમાં મેળવવા યોગ્ય સુખ માત્ર છે; અને કર્તવ્ય તો જે સુખાભિવ્યંજક હોય તે છે. હવે સુખ પામવાના અધિકારવિષે વિવિધ પ્રકારે તપાસ કરતાં કોઇ તો કહે છે કે વિષયસંગનો ત્યાગ કરનાર વિરક્ત જ અખંડ સુખનો અધિકારી છે, અને કોઈ તો કહે છે કે માત્ર અંતઃકરણ જ જેનું રાગદ્વેષાદિથી રહિત થયું હોય તે જ અધિકારી છે. કોઈ કહે છે કે પોતપોતાના યથાર્થ વર્ણાશ્રમધર્મને પાલન કરનાર જ સુખનો અધિકારી છે. કોઈ કહે છે કે ગૃહી અથવા ત્યાગી હોય, પણ યથાર્થ તત્ત્વને જાણનારો જ્ઞાની જ સુખનો અધિકારી છે. કોઈ કહે છે કે કેવળ ભગવત્પરાયણ થઈને ભગવદ્ભક્તિ કરનાર જ સુખનો અધિકારી છે; અને કોઈ મંદમતિ તો ખાઈ પીને મસ્ત રહેનારને તથા યથેચ્છ વિચરનારને જ સુખનો અધિકારી માને છે. આ વિગેરે અનેક પ્રકારે જનવાર્તા તથા શાસ્ત્રાધાર છે; તથાપિ યોગ્ય સુખને પ્રાપ્ત કરનાર પુરૂષ જેમ છે તેમ જાણતા હોવા ઘટે છે. આ જગત્પ્રતિ દૃષ્ટિ કરતાં કોઇ તો ધનમાં જ સુખ માનનારા છે. કોઇ તો સ્ત્રીમાં, કોઇ પુત્રમાં, કોઇ ઉત્તમ ગૃહ તથા વસ્ત્રાલંકારમાં, કોઇ કીર્તિમાં, કોઇ પરોપકારમાં, કોઇ ખાનપાનમાં, કોઇ ઉંચી ઉંચી વ્યાવહારિક સત્તા મેળવવામાં, અને કોઇ તો અન્યની સ્તુતિ કરવામાં જ સુખને માનનાર છે. કોઇ શરીરના નીરોગીપણામાં, કોઇ નાના પ્રકારની લૌકિક વિદ્યામાં, કોઇ વૈદિક વિદ્યામાં, કોઇ વિવિધ કળામાં, કોઇ સંગ્રામમાં, અને કોઇ શારીર તથા માનસ બળવડે દિગ્વિજય કરવામાં સુખ માનનાર છે, વિગેરે. વળી કોઇ પાપાત્મા તો પારકા ધનાદિપદાર્થને હરણ કરી લેવામાં, તથા તેવા કોઇ તો અન્યને પીડા કરવામાં, તથા પુણ્યવાનની નિંદા કરવામાં, તથા અન્યનું શુભ થવાના સંભવે અશુભ કરવામાં, તથા અન્યના ગુણોમાં દોષારોપ કરવામાં, તથા છળકપટ કરવામાં વિગેરે અનેક નિષિદ્ધ વ્યવહારમાં જ સુખ માનનાર છે. કોઇ અધિક પુણ્યવાન્ પુરૂષો તો એકાંત સેવનના તીવ્ર તપમાં, અને વિવિધ પ્રકારે ઈશ્વરોપાસનામાં જ સુખ માનનારા છે. આ પ્રકારે અસંખ્ય પ્રાણિઓ અનેક પ્રકારે સુખ માનનાર છે, તેમ જ સુખની અભિલાષાવડે નાના ઉપાયને તેઓ રચતા જણાય છે.

કોઇ તો દેહપતનપર્યંત અગ્નિહોત્રાદિ કર્મને જ કરે છે. કોઈ તો અજ્ઞાની, કોઈ વિષ્ણુની, કોઈ શિવની, અને કોઈ તો અન્ય દેવતાઓની ઉપાસના સુખપ્રાપ્ત્યર્થે કરે છે. તે ઉપાસના કરનારમાં પણ કોઇ તો કેવળ જપ કરનાર છે. કોઈ તો ધારણા તથા ધ્યાનને કરનાર છે. કોઈ બહાર પોતાના ઈષ્ટનિમિત્ત પ્રતિમા આદિનાં સ્થાપન કરીને વિધિવત્ પૂજનાદિ સહિત ઉપાસના કરે છે, અને કોઈ તો માત્ર અંતરમાં પોતાના ઈષ્ટના નિશ્ચય કરેલા રૂપને ધારે છે, તથા ત્યાં જ માનસોપચારથી પૂજનાદિ કરીને અંતરૂપાસના કરે છે; કોઈ તો સંપૂર્ણ ગુણોના આરોપપૂર્વક ઈષ્ટના સગુણ સ્વરૂપને નિશ્ચય કરીને સગુણોપાસન કરે છે, અને કોઈ તો ગુણ માત્રના નિવારણપૂર્વક નિર્ગુણોપાસના કરે છે. કોઈ તો કેવળ પદાર્થના કે તત્ત્વના વિચારમાત્રને કરતા બેસી રહે છે. કોઈ તો શાસ્ત્રના ગ્રંથોના અવલોકનમાં જ આયુસ્ની અવધિપર્યંત સુખની અભિલાષાથી તત્પર રહે છે, અને કોઇ તો સિદ્ધાંત શ્રવણ કરવામાં આયુસને ગાળે છે. વળી અન્ય ક્ષુદ્રબુદ્ધિ પ્રાણિઓ ક્ષુદ્ર દેવાદિની ઉપાસનાઓ પણ સુખાર્થે નાના પ્રયત્નથી કરે છે. આ પ્રકારે પ્રાણિઓની અનેક ભાતિ પ્રવૃત્તિ સુખનિમિત્ત થતી જણાય છે, પણ સુખવડે તૃપ્ત થયેલા તો ક્વચિત્ જ જણાય છે. જેથી સુખ પામવાનો યથાર્થ ઉપાય, તથા સુખનું સ્વરૂપ શું છે, એ નિર્ણય કરવામાં અત્યંત યોગ્યતાનો ઉપયોગ છે, એમાં સંદેહ નથી.

આ પ્રકારે વિવિધ વૃત્તિનાં સ્વરૂપ જોઈ મને એકે વિચારમાં દઢપણે પ્રવેશવાની ઈચ્છા થઈ નહિ. કયો એક પ્રકારનો જ ઉદ્યમ કરું કે જેથી આ વિશ્વપ્રપંચનો યથાર્થ અનુભવ કરી અંતમાં કૃતાર્થ થાઉં; એવાં વિચારમાં ને વિચારમાં હું ભ્રમણ કરતો નાના તીર્થને સેવતો માતાપિતાસમીપ આવ્યો. ત્યાં મને માતાપિતા તથા અન્ય સંબંધીઓનાં ઘણે દિવસે દર્શન થવાથી અધિક આનંદનો ભાસ થયો, તેમ જ મારા આગમનથી તે સંબંધીઓને પણ અધિક પ્રસન્નતા થયેલી જણાઈ. ગૃહપ્રતિ આવવાથી પુનઃ મારા વિચારોમાં મોટો અંતર જણાવા લાગ્યો. ગૃહસ્થાશ્રમી સ્ત્રીપુરૂષોને નાના પ્રકારના આનંદનો અનુભવ થતો જોયો. રાત્રિદિવસ તેમની પોતપોતાના કામમાં પ્રવૃત્તિ જોઈ. બાળકોનાં લાલનપાલનમાં તેમનો અહોરાત્રનો કાળ ક્ષણની પેઠે વહ્યો જતો જણાયો. બાળકોનાં પ્રિય વચનોના શ્રવણથી તથા છેક નાનાં જેમનાં વાણીસ્થાન ઉઘડેલાં નહિ, એવાં બાળકોના હાસ્ય-

થી તેમનાં ચિત્ત આનંદમગ્ન જણાયાં. પુરુષોને પોતાના ગૃહમાં સ્ત્રી તથા અન્ય કનિષ્ઠ ગૃહવાસીઓપ્રતિ જેમ રાજ્યસત્તા મળી હોય તેમ સત્તાવાળા થયેલા જોયા, અને તે સત્તાથી અન્યવડે કરાતી સેવા આદિ નિમિત્તથી તેઓને મોટા સુખનો અનુભવ કરતા જોયા. તેમને ત્રિલોકમાં પોતાના પ્રાપ્ત સુખથી વિશેષ અન્ય સુખ હશે કે કેમ, એવિષે ક્વચિત્ જ વિચાર કરતા જોયા. આ વિધિ ગૃહીઓના બાહ્ય દેખાવઉપરથી સુખનું અનુમાન કરનાર હું તે કાળે તો તે આશ્રમીઓના દુઃખવિષે કિંચિત્ પણ વિચાર કે અનુમાન કરી શક્યો નહિ. ગૃહવાસીના વિશેષ સહવાસથી મને એ જ નિશ્ચય દૃઢ થતો ગયો કે આપણા શાસ્ત્રકર્તા પુરુષોએ आश्रमाद्वाश्रमंगच्छेत् આદિ વચનોવડે બાંધેલા નિયમ જ આ લોકને પાલન કરવા ઈષ્ટ છે. આ બ્રહ્મચર્યના અંતમાં હું સંસારનાં સુખદુઃખનો યથાર્થ વેત્તા ન હોવાથી કેવળ ત્યાગનો પણ અધિકારી નથી. કારણ કે આ મારું ચિત્ત એક ક્ષણમાં તો વિષયમાં સુખનાં અનુમાન કરે છે, અને અન્ય ક્ષણે તો તેમાં દુઃખનાં અનુમાન કરે છે. માટે જેનો વિશ્વાસ કરવો મોટા પુરુષોએ યોગ્ય ગણ્યો નથી, એવા આ અયથાર્થ નિશ્ચયવાળા અદૃઢ મનનો મારે પણ વિશ્વાસ કરવો યોગ્ય નથી. જેથી શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે મારે હવે યોગ્ય સંમય થયાથી ગૃહસ્થાશ્રમમાં જ પ્રવેશ કરવો ઉચિત છે. તેમાં યથાર્થ અનુભવવડે નિશ્ચય કરીને પછી આગળ ચાલવું યોગ્ય છે. આપણા મૂળ પુરુષોએ તિવ્ર વિરાગ થયા વિના ત્યાગાશ્રમને માટે યોગ્યતા ગણી નથી. તેમ જ મને પણ આ સંપૂર્ણ વિષયમાં દૃઢ અસ્પૃહાબુદ્ધિ પણ થઈ નથી. માટે અધિકારવિના ઉત્તમ વસ્તુ પ્રાપ્ત થાય તોપણ તે ઈષ્ટફળને આપનાર નથી, એ નિયમાનુસાર મને, સ્વરૂપથી ઉત્કૃષ્ટ છતાં પણ ત્યાગાશ્રમ ઈષ્ટ ફળ આપનાર નહિ જ થાય.

(અપૂર્ણ)

# ॥ ૐ શ્રીં ॥

## પ્રવાહોદ્દેશ.

(અનુસંધાન ગયા રૂપના પૃષ્ઠ ૧૮૫ થી)

ત્યાં પ્રથમ દૃષ્ટાન્ત કાગળ લઈએ. એ કાગળ ક્યા પદાર્થનો બને છે તેની સાથે હાલ વિશેષ સંબંધ નથી. કેમકે એનું પ્રતિપાદન એ કારણરૂપ પદાર્થના સ્થિત્યન્તરરૂપ પ્રવાહનું પ્રતિપાદન કરવા પ્રસંગે વિશેષ ઉપયોગી છે. જેને પેપરમિલ કહે છે તે સ્થળે એ કાગળ બને છે. તેથી એના એ રૂપને પામ્યા પછી થતા પ્રવાસમાં નીકળવાનું સ્થાન પેપરમિલ કહેવું અદોષ છે. એ પેપરમિલનો માલિક એ કાગળઉપર ગમત્વ રાખે છે તથા એ કાગળ પોતાનો સાક્ષાત્ વા પરંપરાથી ભોગરૂપ છે એમ સમજે છે. એ કાગળમાં અનંત સંસ્કારો હોય છે. એ સંસ્કારો બે પ્રકારના છે: (૧) પોતાપર ગમત્વ રાખનાર માણસને સુખદુઃખાદિ ભોગ આપવાના તથા (૨) પોતાનો સ્વસ્વરૂપે નિર્વાહ કરનાર. આ બીજા પ્રકારના સંસ્કાર (વા સામર્થ્ય) પ્રથમ સંસ્કારને અધીન છે એટલે જ્યાં સુધી એ કાગળમાં ભોગસંસ્કાર વિદ્યમાન છે ત્યાં સુધી જ એની એ રૂપે સ્થિતિ થાય એવું સામર્થ્ય છે. વિશેષ સ્પષ્ટ કરી કહીએ તો એ કાગળરૂપ ભોગ્ય પદાર્થ નાના જીવોના ભોગાર્થે સર્જાયેલો છે, એટલે એ કાગળથી ભોગ લેનાર પ્રાણિઓના ભોગના સંસ્કારના પ્રમાણમાં એ કાગળમાં ભોગ આપવાના સંસ્કારો છે. અને એ ભોગ લેવાના સંસ્કારોથી એ ભોગ સંપૂર્ણ અંશે મળી શકવા એ પદાર્થની ઉત્પત્તિ થઈ છે તથા સ્થિતિ થાય છે તથા એ ભોગસંસ્કારરૂપ મુખ્ય નિમિત્તનો અંત આવવાથી એ પદાર્થની સ્થિતિમાં હેતુરૂપ કોઈ અન્ય વસ્તુ નહિ રહેવાથી એ પદાર્થ પોતાની સ્વરૂપે થતી સ્થિતિથી ભ્રષ્ટ થાય છે, અર્થાત્ રૂપાન્તરે પ્રતીત થવા યોગ્ય સ્થિતિને પામે છે."

આ સ્થળે એ પ્રશ્ન ઊઠે છે કે જે ભોગસંસ્કારરૂપ નિમિત્તને લઈને એ કાગળની ઉત્પત્તિ થઈ છે તેટલા જ અર્થાત્ પોતાની ઉત્પત્તિથી પ્રાક્કાળ વિષે જ વિદ્યમાન થતા સંસ્કારોનો ક્ષય થવાથી એ પદાર્થનો લય થાય છે, કે એ પદાર્થની સ્વરૂપે સ્થિતિ થયા પછી એમાં નવા ભોગસંસ્કાર પણ આવી શકે છે, જેની પણ આવૃત્તિ થયે એ પદાર્થનો લય પા-

ય છે. એનું ઉત્તર આ પ્રમાણેઃ સંસ્કારો બે પ્રકારના છે. કેટલાક સાક્ષાત્ ભોગ આપનાર હોય છે અને કેટલાક સાક્ષાત્ નહિ આપતાં કોઈદ્વારા આપે છે. જેમ એક પદાર્થની કેટલાક સંસ્કારને લઈને ઉત્પત્તિ થઇ. એ સંસ્કારોમાંથી કેટલાક સંસ્કાર એવા હોય છે કે તે જીવોને સાક્ષાત્ ભોગ આપે છે; પણ અન્ય કેટલાક એવા પ્રકારના સંસ્કારો પણ હોય છે કે તે સંસ્કારો અન્ય યોગ્ય પદાર્થદ્વારા જીવને ભોગ અપાવે છે. તેથી એ સંસ્કારો તે યોગ્ય પદાર્થમાં મુકાય છે એટલે પોતાના આશ્રયમાંથી રૂક્ષ થઈ જાય છે. જે નવા પદાર્થમાં એ સંસ્કારો મુકાય છે તે નવા પદાર્થમાં એ સંસ્કારો નવા જ પડે છે કેમકે એ નવા પદાર્થની ઉત્પત્તિસમયે એ સંસ્કારો નહોતા. તેથી નવા સંસ્કારોનું પણ ગ્રહણ થાય છે એ સ્પષ્ટ છે. એ નવા સંસ્કારોથી તેના આશ્રયરૂપ થયેલા પદાર્થનું સત્ત્વ ન્યૂનાધિક થાય છે એટલે જો એ સંસ્કારો અનુકૂલ હોય છે તો સત્ત્વ વધારે છે તથા પ્રતિકૂલ હોય છે તો ન્યૂન કરે છે.* તથાપિ એ તો સિદ્ધ જ છે કે આરંભક સંસ્કારો તથા નવા સંસ્કારોનો અવધિ આવ્યો નથી ત્યાં સુધી તે પદાર્થનો પ્રવાસરૂપ પ્રવાહ ચાલે છે અને તેમ થવાથી રૂપભેદાત્મક પ્રવાહમાં એ પદાર્થ તણાયો જાય છે. આ નિયમ અત્ર અપાતાં સર્વ દૃષ્ટાન્તોમાં લગાડી લેવો.

અત્રાં પ્રસ્તુત દૃષ્ટાન્તરૂપ કાગળ છે. એમાં સ્વસ્વરૂપે સ્થિતિ થતા પૂર્વે તેમાં હેતુભૂત અનેક ભોગસંસ્કારો છે તથા અન્ય ભોગસંસ્કારો ગ્રહણ કરવાની યોગ્યતા છે. એ સંસ્કારોના ઉદયાનુસાર એ પદાર્થ પ્રવાહમાં વહન કરે છે. પેપરમિલના માલિકનો પ્રથમ તો એ ભોગરૂપ થાય છે. એ કાગ

---

* આ લક્ષણથી આયુસ્ વધી ઘટી શકે કે નહિ એ પ્રશ્નોનું પણ ઉત્તર આપાઈ જાય છે. તેમાં પણ એ જ નિયમ છે કે સાધારણ રીતે તો પ્રારબ્ધાનુસાર આયુનો કાળ નિશ્ચિત કરાયેલો હોય છે, તથાપિ વર્તમાન જન્મમાં ફલ આપી શકે એવાં પક્વ કર્મનું જો અનુષ્ઠાન કરાય છે તો તે કર્મો વર્તમાન શરીરની વિશેષ કાળસ્થિતિમાં હેતુરૂપ થઈ પડવાથી આયુષ્ વધે છે, તેમ જ શરીરારંભક કર્મથી અતિ બળવાન્ વિરોધી કર્મોનું અનુષ્ઠાન થાય છે તો તે વિરોધી કર્મો આરંભક કર્મોનો પરાભવ કરી આયુસ્નો વહેલો અને પ્રસંગે તત્કાળ પણ અંત આણે છે.

ળામાં એ માલિકને વિશેષ ભોગ આપવાના સંસ્કારનો જ્યાં સુધી ઉદય થનો નથી ત્યાં સુધી તો એ કાગળો તે માલિકને આ મારા છે અર્થાત્ જ્યારે ચાહું ત્યારે એનો વિશેષ ભોગ લેઈ શકું એમ છે, એ પ્રકારની વૃત્તિથી સંતોષ માત્રને આપે છે. જ્યાં સુધી આ સામાન્ય ભોગ આપવાના સંસ્કાર ઉત્તરોત્તર વેગથી વિદ્યમાન રહે છે તથા વિશેષ ભોગ આપનાર સંસ્કારનો ઉદય થતો નથી ત્યાંસુધી એ કાગળો તે માલિકનો સંયોગ છોડતા નથી, તેમ જ વિશેષ ભોગ આપતા નથી. એ કાગળોમાંથી કેટલાક કાગળોના તો પોતાપર મમત્વ રાખનાર પેપરમિલના માલિકને વિશેષ ભોગ આપવાના સંસ્કારો જ હોતા નથી તેવા કાગળો તો જ્યાંસુધી સામાન્ય ભોગ આપનાર સંસ્કારો હોય છે ત્યાં સુધી એ માલિકના મમત્વની મર્યાદામાં રહે છે, તથા એ સંસ્કારોનો ક્ષય થવાથી એના સાથેના સંબંધથી રહિત થાય છે. એ સમયે જો અન્ય કોઈ જીવને સામાન્ય વા વિશેષ ભોગ આપવાના સંસ્કારો એ કાગળોમાં ઉદય પામેલા હોય છે તો તો કર્મફલપ્રદાતા શ્રીમહાકાલ ભગવાનની શક્તિઓદ્વારા એ કાગળોનો તે તે અભિમાનીઓસાથે સંબંધ થાય છે, અને તે સંબંધ ભોગસંસ્કારની અવધિપર્યંત ટકી રહે છે. જો એ કાગળોના પેપરમિલના માલિકને સામાન્ય ભોગ આપવાના સંસ્કારોનો ક્ષય થયો હોય છે તથા અન્ય કોઈ જીવને સામાન્ય વા વિશેષ ભોગ આપવાના સંસ્કારોનો ઉદય થયો નથી હોતો તો પેપરમિલના માલિકને એ કાગળોનું વિસ્મરણ માત્ર થઈ રહે છે, જેથી આ કાગળો મારા છે, મારી સત્તામાં છે એ પ્રકારના ભાનદ્વારા જે સંતોષાત્મક વૃત્તિનો તે માલિક એ કાગળોદ્વારા અનુભવ કરતો હતો તેથી રહિત થાયછે.

આપ્રમાણે કેટલોક કાળ અર્થાત્ અન્ય ભોગસંસ્કારોનો ઉદય થતા સુધી આ સ્થિતિમાં પડી રહેવારૂપ પ્રવાહ એ કાગળોનો ચાલે છે. તથા ત્યાર પછી ઉપર પ્રમાણે અન્ય જીવોના સામાન્ય વા વિશેષ ભોગને પોતામાં રહેલા સંસ્કારાનુસાર આપવા એ કાગળોનું ભ્રમણ થવું ચાલવું જાય છે. પેપરમિલમાં રહેલા કાગળો જેનો પેપરમિલના માલિકને સંતોષાત્મક વૃત્તિરૂપ સામાન્ય ભોગથી અન્ય કંઈ વિશેષ ભોગ આપવાનો સંસ્કાર હોય છે તે કાગળો તો જ્યારે એ ભોગસંસ્કારનો દેશકાલ આદિ નિમિત્તે કરીને ઉદય થાય છે ત્યારે તે તે ઉદય પામેલા ભોગસંસ્કારની યોગ્યતાપ્રમાણે તે તે પ્રકારનો વિશેષ ભોગ ભોગવાવી તેની અપેક્ષાથી રૂક્ષ થઈ જાય છે.

એ અસંખ્ય કાગળોમાંથી કેટલાકનો ભોગસંસ્કાર માત્ર પેપરગિલના માલિકના ઉપયોગમાં જ આવવાનો હોય છે. જ્યારે તે માલિકને કંઈ લખવા કરવા પત્ર જોઈએ છીએ ત્યારે ક્યાં તો જે કાગળનો એ કાગદ્દારા ભોગ આપી નિવૃત્ત થવાનો સંસ્કાર હોય છે તે કાગળનો ને સંસ્કાર તે માલિકના અંતરમાં પોતાને મગાવારૂપ વૃત્તિનો ઉદય કરી એવી આજ્ઞા કરાવે છે કે અમુક થોકડીમાંથી એક કાગળ લાવ અને તે આણનાર માણસ જ્યારે તે થોકડીસમીપ જઈ તેમાંથી કાગળનું ગ્રહણ કરવા માંડે છે ત્યારે તેના અંતરમાં પણ એવી વૃત્તિનો ઉદય પમાડે છે કે લાવ આ કાગળ લેઈ જાઉં, તથા એપ્રમાણે પોતાનું ગ્રહણ કરાવે છે, અથવા તો જો તે માલિક માત્ર સામાન્ય આજ્ઞા કરે છે કે એક કાગળ લાવ, ત્યારે તે આણનારના અંતરમાં પોતાને ગ્રહણ કરવાની વૃત્તિનો ઉદય કરાવી પોતાનું ગ્રહણ કરાવે છે. સર્વથા એ કાગળ પોતે જેના મગાવની મર્યાદામાંથી બહાર જવા વેગવાળો થયો છે તે, તે માલિકપાસે આવે છે. એ કાગળપર જે લખવા કરવાનું હોય છે તે, તે માલિક લખે છે તથા છાપે છપાવે છે અને ત્યાર પછી એ કાગળ કે જેનો એ માલિકપ્રતિ ફલ આપવાનો સંસ્કાર શાંત થયો છે તે પોતામાં ઉદય થયેલા સંસ્કારાનુસાર અન્ય સ્થળે જાય છે. સાધારણ ચીઠીના કામમાં જો એ આવ્યો હોય છે તો તે જે માણસપર ચીઠી લખાયેલી હોય છે તેની પાસે જાય છે. ત્યાં તે માણસને સ્વસંસ્કારાનુસાર પોતાનું દર્શન થતાંજ સુખ વા દુઃખનો અનુભવ કરાવે છે. તથા જો એ કાગળનો તે માણસસાથે વિશેષ કાળ સંબંધ કરી રહેવાનો સંસ્કાર હોય છે તો તે માણસ એને સંઘરી રાખે છે, અને તેમ નથી હોતું તો તે ફાડી ફેંકી દે છે વા દાહ કરી સ્વરૂપથી ભ્રષ્ટ કરે છે. જો તે માણસપાસે રહે છે તો જેટલો વખત એ પ્રકારના સામાન્ય ભોગ આપવાના સંસ્કારવાળો હોય છે તેટલો વખત તો એમને એમ પડી રહે છે અને પછી દુઃખરૂપ વિશેષ ભોગ આપવાનો સંસ્કાર જ્યારે વેગને પામે છે ત્યારે તે હરકારે ખોવાઈ જાય છે અર્થાત્ અન્યનેહાથ જાય છે, તથા પોતાના ખોવાઈ જવાથી આગવા નહિ જડવાથી તે માણસને દુઃખનું ભાન કરાવે છે. જો એ માણસને ત્યાર પછી પણ કંઈ સુખનું ભાન કરાવવાના સંસ્કારવાળો એ હોય છે તો પુનઃ એ માણસને જડે છે, તથા પોતાના જડવાથી સુખનું ભાન કરાવે છે. એપ્રમાણે પ્રસંગે પ્રસંગે પોતામાં ઉદય થતા સંસ્કારાનુસાર સુખદુઃખાદિનું ભાન તે માણસને કરા-

વતો તે કાગળ જ્યારે તેની અપેક્ષાથી કિંચિત્ કાળમાટે અથવા સદા કાળમાટે રૂક્ષ થઈ જાય છે તથા અન્યના ભોગસાધનરૂપ થવા યોગ્ય થાય છે ત્યારે એ માણસની સાથેનો પોતાનો સંબંધ છોડે છે; તથા અન્ય માણસસાથે સંયોગને અનુભવે છે; તથા એપ્રમાણે પ્રવાસમાં પોતાની સ્થિતિના કાળસુધી વહેતો ચાલ્યો જાય છે.

અન્ય કાગળો જેઓ પૈસાદ્વારા ફલ આપવાના સંસ્કારવાળા હોય છે તેઓ એ પેપરમિલના માલિકને તેટલા જ પૈસા અપાવી તેની અપેક્ષાથી રૂક્ષ થાય છે. જ્યારે કોઈ ગ્રાહક આવે છે ત્યારે જે કાગળોના તેની પાસે જવાના સંસ્કારો ઉદય થયા હોય છે, તેઓ તે ગ્રાહકને પ્રસન્ન પડે છે તથા પોતાનો જેટલા પૈસા પેપરમિલના માલિકને અપાવવાનો સંસ્કાર હોય છે તેટલા પૈસા તે ગ્રાહકદ્વારા અપાવી તેની અપેક્ષાથી રૂક્ષ થાય છે. ત્યાર પછી એ કાગળો તે ગ્રાહકસાથે સંયોગસંબંધવાળા થાય છે. એ ગ્રાહકને કેટલોક વખત સંતોષરૂપ સામાન્ય ફલ ઉપર કહ્યા પ્રમાણે આપે છે તથા વિરોધી સંસ્કારોનો ઉદય થયે પ્રસંગે ચિન્તાત્મક દુઃખરૂપ ફલને પણ આપે છે. એપ્રમાણે એ ગ્રાહકપાસે વિશેષ સંસ્કારનો ઉદય થતા પર્યન્ત પડી રહે છે. તેમ થાય છે કે તેટલું ફલ આપી તેઓ અન્ય સ્થળે વહેતા થાય છે. દૃષ્ટાન્તરૂપે કોઈ પ્રેસના માલિકપાસે જાય છે. ત્યાં પર્યન્ત કેટલોક કાળ સંતોષ ચિન્તાવિગેરે સુખદુઃખ ભોગ ભોગવતી ક્યાં ગ્રંથ છપાવનાર માણસોદ્વારા પૈસા અપાવવારૂપ વિશેષ ફલને અપાવે છે અથવા તો ન્યુસપેપર વિગેરે જે તે પ્રેસનો માલિક કાઢતો હોય તે ઉપયોગમાં આવવારૂપ વિશેષ ફલને આપે છે. અને એ વિશેષ ફલને આપી રહેવાથી એ માણસસાથેના બલવત્તર સંસ્કારથી રહિત થયેલા એ કાગળો એ માણસરૂપ સ્થાનને છોડી ગ્રંથ વા ન્યુસપેપરના ગ્રાહકસાથે સંયુક્ત થાય છે, તથા એ સ્થાને પણ સંસ્કારાનુસાર સ્થિતિ કરે છે. ગ્રંથના ગ્રાહકને પોતાના અવલોકનદ્વારા પ્રસંગે સુખ અને પ્રસંગે દુઃખનું ભાન કરાવવારૂપ વિશેષ ભોગને આપે છે; જેમકે એ કાગળોપર લખાયેલા શુભ સિદ્ધાન્તો તેનિરભિમાન, સન્મતિવાન્, વિદ્વાન્, ગુણગ્રાહી ગ્રાહકને અનુકૂલ લાગે છે તો એ અનુકૂલબુદ્ધિપ્રયુક્ત સુખ તે ગુણગ્રાહી ગ્રાહકને એ કાગળો સ્વાશ્રિત લખાણદ્વારા આપે છે; અને અસૂયાદિ દોષથી દગ્ધ અંતઃકરણવડે તપિત હૃદયવાળા ઉદરાર્થીને, તથા અત્યંત નિષિદ્ધાચરણને સેવવામાં પ્રીતિવાળા હોવાથી જેમને પૂર્વકાળથી કર્મ-

ચાંડાલમાં ગણવામાં છે; તેમને તથા પોતાવડે વહન કરાતા ભારની ઉત્કૃષ્ટતા કે નિકૃષ્ટતાના ભાનથી રહિત હોવાથી ભણેલા છતાં પણ ગર્દભની પંક્તિમાં જ ગણના કરાઈ છે જેમની એવા સર્વને તો એ શ્રેષ્ઠ લખાણના આશ્રયરૂપ કાગળો નાખથી તે શિખાસુધી જ્વાળા ઉત્પન્ન કરી પોતાના દર્શનદ્વારા દગ્ધ કરે છે તથા પ્રસંગે એ મહા પાતકી ઢોંગી મૂર્ખને ઉજ્જ્વળકીર્તિ મહાત્માઓની મિથ્યા નિંદા કરવારૂપ મહાપાતકમાં તેના પાપાનુસાર પ્રેરી ઉત્તરકાળે પણ અપાર દુઃખ ભોગવવાની યોગ્યતાવાળો કરી મુકે છે. એ પ્રમાણે કેટલોક વર્ષતસુધી રહે છે. પછી જ્યારે એની સાથેનો સંયોગ ટકાવનાર સંસ્કારો ભોગથી ક્ષીણ થઇ જાય છે ત્યારે ક્યાંતો એ ગ્રંથ ચોરાઈ જાય છે, કોઈને બક્ષિસમાં અપાય છે, ગમે ત્યાં મુકાઇ જાય છે, અથવા તો ઉધેઈના મુખે ચઢે છે. જો ચોરાઈ જાય છે અથવા તો બક્ષિસમાં અપાય છે તો તે ચોરી કરનાર તથા બક્ષિસના પાત્રરૂપ થયેલા માણસસાથે એ કાગળ સંયુક્ત થાય છે: એ માણસોને પણ પૂર્વવત સંતોષ, ચિંતા વિગેરે સુખદુઃખરૂપ સામાન્ય ભોગોને પ્રસંગે આપે છે તથા પ્રસંગે વિશેષ ભોગોને આપે છે. એ માણસસાથે સંયોગ રખાવનાર સંસ્કારો ક્ષીણ થાય છે કે તરત તે અન્યને હાથે જાય છે તથા ત્યાં પણ નિયમિત કાળ સ્થિતિ કરી વહેતા થાય છે; એટલે એના એજ રૂપે જો અન્યસાથે સંયોગ અનુભવવાના સંસ્કારવાળા એ કાગળો હોય છે તો તે તે માણસોસાથે સંયોગ અનુભવી તેની તેની અપેક્ષાથી રૂક્ષ થતા વળ્યા જાય છે, અને પરિણામે જ્યારે એ પ્રકારના સંસ્કારથી કેવળ રહિત થાય છે ત્યારે તે સ્વરૂપથી ભ્રષ્ટ થાય છે. તેમજ ન્યુસપેપરના કાગળો પણ ગ્રાહકપાસે જાય છે તથા તેને પ્રસંગે સુખ, ક્ષણ પછી દુઃખ, પુનઃ સુખ એમ વિવિધ સામાન્યવિશેષ ભોગોના કારણરૂપ થતા ચાલ્યા જાય છે. એ પ્રકારના સંસ્કારથી રહિત થાય છે તથા તે ગ્રાહકને યત્કિંચિત્ પણ વિશેષ ભોગ આપવાના સંસ્કારવાળા હોય છે ત્યારે તો એ કાગળોનો એક ઢગલો થયા કરે છે. જે ક્ષણે એ માણસસાથેનો સંબંધ ત્રુટવાનો સંસ્કાર ઉદયને પામે છે તે ક્ષણે તે માણસને ઈચ્છા થાય છે કે લાવ એ બધાને વેચી નાંખીએ. એ બલવત્તર સંસ્કારથી પ્રેરિત થયેલી ઈચ્છા થતાંજ જેની સાથે સંયોગ થવાના સંસ્કારો ઉદય પામે છે તેની પાસે-દૃષ્ટાન્તરૂપે કાગળની કોથળી કરનાર પાસે જાય છે, ને માણસોપાસે રહે છે તથા જ્યારે સંયોગપટક સંસ્કારોનો અંત આવે છે ત્યારે

તે કોથળીઓ જે જે ગાંધીના સંયોગસંસ્કારો ઉદય થયા છે તેની પાસે જાય છે અર્થાત્ પૂર્વથી વિયોગ તથા અન્યસાથેનો સંયોગ થાય છે. એ ગાંધીપાસે પૂર્વ કહ્યા પ્રમાણે પડી રહે છે. તેમાંથી જેનો અન્ય કંઈ ભોગ આપવાનો સંસ્કાર નથી પણ પોતાના નાશથી દુઃખ આપવાનો જ સંસ્કાર છે તેવા કોથળીઆકાર થયેલા કાગળો તો એમને એમ કંઈ પણ વિશેષ સુખરૂપ ભોગ આપ્યા વિના નાશ જ પામે છે. અન્ય જે કાગળો રહ્યા તે સર્વે પડી રહે છે તથા જેમ જેમ એ ગાંધીસાથેથી વિયુક્ત થવા સંસ્કારના ઉદયવાળા થતા જાય છે તેમ તેમ તેના ઉપયોગમાં આવવારૂપ વિશેષ ભોગને આપી તેની અપેક્ષાથી રૂક્ષ થઈ વહેતા જાય છે. એ કોથળીમાં તે ગાંધી કંઈ સામાન ભરે છે તથા જે ગ્રાહક પાસે તે કોથળી જવાની હોય છે તેને જ આપવા વૃત્તિવાળો થઈ આપે છે. આ ક્ષણથી એ કોથળી ગાંધીસાથેના સંયોગસંસ્કારથી રહિત થાય છે તથા અન્ય લેનારસાથે સંયોગ સંસ્કારવાળી થાય છે. એ માણસ પણ જ્યાં સુધી એ કોથળીનો સંસ્કાર હોય ત્યાંસુધી તેને સંઘરી રાખી મુકે છે તથા તે સંસ્કાર ક્ષીણ થઈ જાય છે એટલે તત્કાળ કોઈ વૈદ્ય વિગેરે માણસો કે જેને ભોગ આપવાનો એ કાગળોનો સંસ્કાર વેગ પામ્યો છે તેની પાસે જાય છે. ત્યાં આગળ સ્થિતિકાળની અવધિપર્યન્ત પડી રહે છે. પછી જે માણસના સંયોગસંસ્કાર વેગને પામે છે તેની પાસે ઓસડના પડીકા વિગેરે રૂપ થઈ એ કાગળો જાય છે. તે દરદીપાસે સંસ્કારાનુસાર સ્થિતિ કરે છે તથા કાળમર્યાદા પ્રાપ્ત થયેથી તે માણસ તેને ફાડી ફેંકી દે છે વા એમને એમ ફેંકી દે છે અથવા તો જ્યાં કંઈ કાગળની થીગડી મરાય એવું હોય ત્યાં વાપરે છે. જેમકે પતંગને સાંધવા કરવા વિગેરેમાં. ત્યારપછી એ પતંગ વિગેરે જેની પાસે જાય છે તે માણસ સાથે એ કાગળ સંયોગ પામે છે. આપ્રમાણે એક સ્થાનથી બીજે સ્થાને વહ્યા કરતા એ કાગળો પ્રતિક્ષણે પોતાના સંસ્કારના ક્ષયને અનુભવતા જાણે રૂક્ષ થવાને લક્ષીને પ્રવર્તતા હોય એમ એક કાળે કેવળ રૂક્ષ થઈ જાય છે ત્યારે જ વિરમે છે.

આ દૃષ્ટાન્તમાં એ આપણે સ્પષ્ટ જોયું કે જેમ આગગાડી એક સ્ટેશનને અંતિમ માનીને એક સ્ટેશનથી નીકળે છે તથા મધ્યે આવતાં અનેક સ્ટેશનોઆગળ પોતાના સંકેતાત્મક સંસ્કારાનુસાર કોઈ સ્થળે બે મિનિટ, કોઈ સ્થળે ચાર મિનિટ, કોઈ સ્થળે પાંચ મિનિટ એમ નિયમિત

કાળ ઉભી રહેની (અર્થાત્ સંયોગ અનુભવતી) ગંતવ્ય સ્થાનપર્યન્ત ચાલી જાય છે તેમ આ કાગળ પણ પેપરમિલરૂપ પોતાના આદિના સ્થાનથી ઉપડે છે તથા મધ્યે મોટા ગ્રાહક, પ્રેસના માલિક, ન્યુસપેપરના ગ્રાહક, ગાંધી, તેને ઘેરથી ખરીદનાર માણસ, વૈદ્ય, દરદી વિગેરે જેનો સંબંધ જીવ કલ્પના પણ ન કરી શકે એવા અસંખ્ય માણસોને સંતોષ ચિન્તા વિગેરે સામાન્ય, તથા વ્યવહાર, પૈસા વિગેરે વિશેષ સુખદુઃખાત્મક ભોગ આપતો સ્વસંસ્કારથી નિયમિત થયેલા કાળપર્યન્ત સ્થિતિ કરતો કરતો પોતાના ગંતવ્ય સ્થાનરૂપ પોતાના સ્વરૂપથી ભ્રષ્ટ થવાને લક્ષી વહેતો વહેતો જાય છે. તેથી એ કાગળ તો લાંબા કાળસુધી પહોંચતા પ્રવાસને આદરનાર પ્રવાસીની માફક પ્રવાહમાં વહ્યા કરે છે એ સ્પષ્ટ જણાય છે.

(અપૂર્ણ.)

---

# सन्मित्रनुं मित्रप्रति पत्र.

( અનુસંધાન ગત દર્શનના પૃષ્ઠ ૪૮ થી )

અર્થ—જે વિદ્વાન્ પુરુષ દેહાદિક સર્વ પદાર્થમાં સ્નેહથી રહિત છે, તથા જે પ્રિય અપ્રિય વિષયને પ્રાપ્ત થઈ પ્રશંસા કે દ્વેષને કરતો નથી, તે વિદ્વાન્ પુરુષની પ્રજ્ઞા સ્થિત હોય છે. આ શ્લોકાર્થનો ભાવ પણ લગાર સ્પષ્ટ કરીને લખું છું. આ લોકમાં સ્ત્રીપુત્રધનાદિ પદાર્થો જેની હાનિથી પોતાને હાનિ અને જેની વૃદ્ધિથી પોતાની વૃદ્ધિ માનવામાં આવે છે, અર્થાત્ જે પદાર્થના દુઃખે આપણને દુઃખી અને જે પદાર્થના સુખે આપણને સુખી આ જીવો માને છે, તે તે પદાર્થપ્રતિની જે પ્રેમરૂપ વૃત્તિ તેને સ્નેહ કહે છે. તે અંતઃકરણની તામસી વૃત્તિ મનાય છે. તે પ્રકારના સ્નેહથી જે સર્વ પ્રકારે રહિત હોય તે અનભિસ્નેહ જાણવા. આ પ્રકારના પદાર્થ માત્રના સ્નેહથી રહિત થયેલા પુરુષો પણ પરમાનંદસ્વરૂપ આત્માવિષે તો સર્વ પ્રકારે સ્નેહવાળા જ હોય છે. કારણકે તે આનંદસ્વરૂપ આત્મતત્ત્વપ્રતિના પ્રેમના ફલને અર્થે જ આ સંપૂર્ણ દેહાદિક અનાત્મ પદાર્થનો ત્યાગ કરવામાં આવે છે. અને ખરું જોતાં આત્મતત્ત્વવિષયક સ્નેહરૂપ નિમિત્તવિના અન્ય પદાર્થપ્રતિના સ્નેહનો ત્યાગ વ્યર્થ જ હોય છે. આ જીવો પણ દેહ-

રહિત ક્રિયામાં ભાગ્યે જ જોડાય છે; માટે અવિનાશી ફળનિમિત્તે જ સર્વ આરંભો હોય છે. વળી જે પુરૂષ સુખના કારણરૂપ પ્રિય વિષયોને પ્રાપ્ત થઈને હર્ષપૂર્વક તે વિષયોની પ્રશંસા કરતો નથી, તથા જે પુરૂષ દુઃખના કારણરૂપ અપ્રિય વિષયોને પ્રાપ્ત થઈને અસૂયાપૂર્વક તે અપ્રિય વિષયોની નિંદા કરવામાં પ્રવૃત્ત થતો નથી, તે જ પુરૂષ સ્થિતપ્રજ્ઞ કહેવાય છે. તાત્પર્ય એ છે કે અજ્ઞાની મનુષ્યો જે અંતઃકરણની ભ્રાંતરૂપ તામસી વૃત્તિવડે પોતાના સુખના જ હેતુરૂપ માનેલાં સ્ત્રીપુત્રાદિ પદાર્થને શુભ વિષયરૂપ ગણીને તેના ગુણ અન્યના આગળ કથન કરવામાં પ્રવૃત્ત થાય છે, તે અભિનંદન છે. તે અજ્ઞાનીઓનું કરેલું પોતાના શુભ વિષયોના ગુણનું કથન અન્યને માટે ઉપયોગનું ન હોવાથી વ્યર્થ છે. અને તે જ પ્રમાણે અન્ય પુરૂષના જે વિદ્યાપ્રતિષ્ઠા આદિક ગુણ છે તે વિદ્યાદિક ગુણો ઈર્ષ્યાની ઉત્પત્તિદ્વારા તે અજ્ઞાની પુરૂષોને દુઃખના કારણરૂપ હોય છે, માટે તે અન્યના વિદ્યાદિ ગુણો તે અજ્ઞાનીના મનથી અશુભ વિષય છે. જેથી તે અજ્ઞાનીઓને, મિથ્યા અશુભ માનેલા પદાર્થોની નિંદા કરવામાં પ્રવૃત્ત કરનારી તે અજ્ઞાનીના અંતઃકરણની ભ્રાંતિરૂપ જે તામસી વૃત્તિ છે તે દ્વેષ છે. એ અજ્ઞાનીઓવડે દ્વેષથી કરાતી નિંદા તે અન્ય પુરૂષના વિદ્યાકીર્તિ આદિક ઉત્કૃષ્ટ ગુણોને નિવારણ કરી શકતી નથી, તેથી તે વ્યર્થ જ હોય છે. આમ હોવાથી તે અભિનંદન તથા દ્વેષ નિષ્ફળ હોય છે. અને વ્યર્થ ક્રિયા સ્થિતપ્રજ્ઞમાં હોતી નથી, તેથી જે પુરૂષના દ્વેષાદિ દોષ નિર્મૂળ થયા છે તેજ સ્થિતપ્રજ્ઞ હોય છે.

હે શુદ્ધ બુદ્ધિવાળા! આ પ્રકારે જે ઉત્તરોત્તર ઉત્કૃષ્ટદશાને પ્રાપ્ત થવાની ઈચ્છાવાળા ઉત્તમ સંસ્કારી પુરૂષો છે તે તો પોતાના અંતઃકરણને નિરંતર દોષરહિત રાખવામાં પ્રવૃત્ત હોય છે; જેથી તેમને આવા દુર્જનના દુઃખદ શબ્દોવડે દુઃખની ઉત્પત્તિ થવાનો સંભવ હોતો નથી. અન્ય સ્થળે પણ કહ્યું છે કેઃ—

जितात्मनः प्रशांतस्य परमात्मा समाहितः
शीतोष्ण सुखदुःखेषु तथा मानापमानयोः ॥

'જે આત્મા શીતઉષ્ણ, સુખદુઃખ, તથા માનાપમાન પ્રાપ્ત થવાથી, પણ વિકારી થતો નથી, અર્થાત્ આપણી સર્વ ઇંદ્રિઓને જે વશ વર્તાવનાર હો-

વાથી જિતાત્મા છે, તથા સર્વત્ર સમબુદ્ધિવડે રાગદ્વેષાદિકથી રહિત હોવાથી પ્રશાંત છે તે જ જીવાત્માના સમાધિના વિષયરૂપ પરમાત્મા હોય છે.

આ જગતમાં પોતાના કલ્યાણની ઈચ્છાવાળા સઘળા બુદ્ધિમાન્ સાધક પુરૂષો આ રીતે જ પોતાના મનને તથા ઇંદ્રિયોને પોતાને વશ વર્તવતાં દુર્જનોવડે કરાતા ઉપદ્રવને તુચ્છવત્ ગણીને સહન કરતા હિતને સાંછે. માટે હવે "દુર્જનોનાં વજ્રપાતસરખાં વચનોથી પણ સજ્જનના મનમ લગારે ક્લેશ કેમ થતો નથી?" એ શંકાથી તું નિવૃત્ત થજે. દુઃખનાં કારણ પ્રાપ્ત થવાથી શોકને પામવું અને સુખનાં કારણ પ્રાપ્ત થવાથી હર્ષને પામવું, એ તો જીવ માત્રનો સ્વભાવ છે. તેમ જ શત્રુને શત્રુ ગણી તેનું અહિત કરવા જવું, તથા મિત્રને મિત્ર જાણી તેનું હિત કરવા જવું એ પણ જીવ માત્રનો સાધારણ સ્વભાવધર્મ છે. પરંતુ જેમ નીચ દુર્જનોનો સજ્જન પુરૂષોમાં શત્રુબુદ્ધિ કરવાનો નીચ અને નિકૃષ્ટ સ્વભાવ હોય છે, તેમ સર્વપ્રતિ સમભાવ કરવો, એ ઉત્તમ સજ્જન પુરૂષોનો સ્વભાવધર્મ છે, એમ તું જાણજે. સતશાસ્ત્રમાં પણ ઉત્કૃષ્ટ પુરૂષોનાં અંતઃકરણનું સ્વરૂપ આ પ્રકારે વર્ણન કર્યું છેઃ—

सुहृन् मित्रार्युदासीन मध्यस्थ द्वेष्य बंधुषु
साधुष्वपि च पापेषु समबुद्धि र्विशिष्यते ॥

સુહૃદ, મિત્ર, અરિ, ઉદાસીન, મધ્યસ્થ, દ્વેષ્ય, બન્ધુ એ સર્વમાં તથા સાધુઓવિષે, પાપીઓવિષે તથા અન્ય સર્વ પ્રાણિઓવિષે સમબુદ્ધિ કરનારો પુરૂષ સર્વથી ઉત્કૃષ્ટ છે. ત્યાં પ્રત્યુપકારની અપેક્ષાવિના, પૂર્વ સ્નેહવિના તથા પૂર્વ કોઈ પ્રકારના પણ સંબંધવિના જ જે પુરૂષ ઉપકાર કરે છે તે સુહૃદ છે. પૂર્વ સ્નેહની અપેક્ષા રાખીને જ જે પુરૂષ ઉપકાર કરવા પ્રવૃત્ત થાય છે, તે મિત્ર છે. અન્યે કરેલા અપકારની અપેક્ષાવિના જ કેવળ આપણા ક્રૂર સ્વભાવથી જ જે પુરૂષ અપકાર કરવા પ્રવૃત્ત થાય છે, તે અરિ છે. એ પરસ્પર વિવાદ કરનાર પુરૂષોમાંથી કોઈના પણ હિતની ? અહિતની ઈચ્છા ન કરતાં જે પુરૂષ તે બન્નેની ઉપેક્ષા જ કરે છે તે ઉદાસીન છે. પરસ્પર વિવાદ કરનાર બન્ને પુરૂષના હિતની ઈચ્છા કરનાર જે પુરૂષ છે, તે મધ્યસ્થ છે. અપકાર કરનાર પુરૂષપ્રતિ જ જે અપકાર કરે છે તે દ્વેષ્ય છે. કિંચિત્ સંબંધવડે જે પુરૂષ ઉપકાર કરે છે તે બન્ધુ છે શાસ્ત્રવિહિત શુભ કર્મોને જે પુરૂષ કરે છે, તે સાધુ છે; તથા જે પુરૂ

શાસ્ત્રનિષિદ્ધ કર્મોને કરે છે તે પાપ છે, એમ જાણવું: આ પ્રકારના સુહૃદ્; મિત્ર, અરિ, ઉદાસીન, મધ્યસ્થ, દ્વેષ્ય, બંધુ, સાધુ, અને પાપ એ સર્વ જાતના મનુષ્યો તથા અન્ય સર્વ પ્રાણિઓવિષે જે પુરૂષ સમબુદ્ધિ કરે છે, અર્થાત્ કોણ કેવું છે એ પ્રકારની બુદ્ધિ ન રાખીને જે રાગદ્વેષથી રહિત રહે છે તે જ સર્વથી ઉત્કૃષ્ટ પુરૂષ છે. આ શ્લોકના વિશિષ્યતે પદને બદલે વિમુચ્યતે પણ હોય છે, ત્યાં આ પ્રકારે સર્વત્ર સમબુદ્ધિવાળો પુરૂષ આ સંસારબંધનથી મુક્ત થાય છે, એવો અર્થ લેવો.

હે ભાઈ! આ રીતે ઉત્કૃષ્ટ પદની અભિલાષા રાખીને નિરંતર આ પ્રકારની સમબુદ્ધિ કરવા યત્નવાન્ થજે. આ જન્મમૃત્યુરૂપ સંસારબંધનથી છૂટવું એ જ આ જગતમાં જન્મ ધરીને કરવાયોગ્ય કામ છે; અને તે સમબુદ્ધિ થયા વિના સિદ્ધ થતું નથી. માટે બીજી ક્ષુદ્ર સુખની લાલસા તજીને નિત્યસુખમાં વૃત્તિને જોડતો રહેજે."

આ સર્વ કહીને પૂર્વ પ્રસંગને અનુસરીને સૂચવું છું કે ઉત્કૃષ્ટતાને પ્રાપ્ત અંતઃકરણમાં દુર્જનોના શબ્દરૂપ શસ્ત્રના ઘાવ લાગતા નથી. જેમ વજ્રસરખા પાષાણમાં અસિખડ્ગાદિના ઘાવ કરવાથી તે અસિખડ્ગાદિ શસ્ત્રની તીક્ષ્ણ ધારા જ ખંડિત થાય છે, પણ તે વજ્રવત્ પાષાણને કાંઈ થતું નથી, તેમજ આવા સજ્જનોના પ્રતિ ઘાવ કરનાર દુર્જનનું જીહ્વારૂપ શસ્ત્ર ખંડિત થાયછે. પણ સજ્જનને તેનો ઘાવ હાનિ કરનાર નિવડતો નથી, એ યથાર્થ વાર્તા જાણજે. વળી તે દુર્જનો પોતાની દુષ્ટવાણીની ચેષ્ટાવડે સજ્જનને ક્ષુદ્ર પ્રાણિઓની ઉપમા આપવાશિવાય પણ બીજા અરુચિકર શબ્દોવડે દુઃખ ઉપજાવવા યત્ન કરે છે, તથાપિ તે સજ્જનો તેને પણ સરળ અર્થમાં જ સમજી શાંત રહે છે. કોઈ વેળા દુર્જનો સજ્જનને આંધળા તથા બહેરા કહે છે, તોપણ તે સજ્જનો તેનો રૂડે પ્રકારે સ્વીકાર કરે છે. સજ્જનો વિચારે છે કે આ જગતમાં યથાર્થરૂપે વસ્તુદર્શન ન કરનાર સંપૂર્ણ અજ્ઞાની જીવો એક પક્ષે અંધ ગણાય છે. તો તે પ્રકારનું અંધત્વ તો દુઃખદ છે. તે તો આપણામાં છે નહિ. વળી ચક્ષુર્ ઇંદ્રિયના અભાવરૂપ અંધત્વ પણ નથી. તેમ છતાં આપણને અંધ કહે છે, તો જે પુરૂષો કેવળ તત્ત્વદર્શન કરનાર હોવાથી આ પ્રપંચમાત્રને લક્ષમાં આણતા નથી, અર્થાત્ જોતા નથી, તે પણ એક અંધત્વ હોવાથી તે અંધત્વ-

ને આપણા વિષે જોયું હશે; અથવા તો એક બીજું અંધત્વ જે યતિમહાત્માઓએ સેવ્ય ગણ્યું છે, તે આપણામાં જાણીને આપણને અંધ કહેતા હશે, તો તેમાં કાંઈ અયોગ્ય નથી. યતિએ સેવિત અંધત્વનું સ્વરૂપ આ છેઃ—

तिष्ठतो व्रजतो वापि यस्य चक्षुर्नदूर गम्

चतुर्युगं भुवं त्यक्त्वा परिव्राट्सोन्ध उच्यते ।

ઉભો હોય ત્યારે કે ચાલતો હોય ત્યારે (અર્થાત્ સર્વાવસ્થામાં) પણ જેનાં નેત્ર ચાર યુગ ભૂમિમાં જ સ્થપાયલાં રહે છે, તે સંન્યાસી અંધ કહેવાય છે.

આહા! દુર્જને આપણને અંધ કહીને મોટો ઉપકાર કર્યો છે, કારણકે સ્વરૂપ વચન કહીને ઉત્કૃષ્ટ દશાનું આપણને ભાન કરાવ્યું છે વળી બધિરત્વ પણ ત્રણ પ્રકારનું જનસમૂહમાં છે. એક તો શ્રોત્રેંદ્રિયના ધ્વંસરૂપ કારણથી બધિરત્વ છે. બીજું ક્ષુદ્ર, સ્વાર્થ સાધવામાં તત્પર પ્રાણી, કેવળ અહિતકર વચનોનું શ્રવણ કરતો છતો હિત કરનાર વચનોને શ્રવણ કરતો નથી એ. અને ત્રીજું સંપૂર્ણ હિતકર વચનોને શ્રવણ કરનાર છતાં અહિતકર વચનો કર્ણગત થતાં પણ તેના પ્રતિ લક્ષ કરવારૂપ શ્રવણને જે કરતો નથી તે. આ ત્રણ પ્રકારનાં બધિરત્વમાં પ્રથમનાં બે દોષ હોવાથી દુઃખદ છે; તેમ છતાં તે બે તો આપણામાં છે નહિ, ત્યારે તૃતીય પ્રકારનું બધિરત્વ જે મહાત્માઓ સેવે છે તે હશે: અથવા તો જે બધિરત્વનું સ્વરૂપ યતિઓને અર્થે આ પ્રકારે વર્ણ્યું છે, તે હશે.

हिताहितं मनोरामं वचःशोकावहंचयत्

श्रुत्वापि यो न शृणुते बधिरःस प्रकीर्तितः ॥

હિતકર તથા અહિતકર, મનને હર્ષ પમાડનાર કે મનને શોક આપનાર; એવી વાણીને સાંભળતાં છતાં પણ જે સાંભળતો નથી, અર્થાત્ તે તે ક્ષુદ્ર હર્ષશોકાદિના કારણરૂપ વાણીથી થનાર હર્ષશોકાદિને પ્રાપ્ત થતો નથી તે બધિર છે. (અપૂર્ણ.)

---

# सुज्ञपतिए पोतानी विदुषी छतां दुराभिमानवाळी स्त्रीने आपेलो सुबोध.

(અનુસંધાન રૂપ ત્રીજાના પૃષ્ટ ૨૪ માથી.)

કુતરો તો તે કુતરી; તેનો પતિ કાગડો તો તે કાગડી, અને તેનો પતિ ભુંડ તો તે જાતે ભુંડણી ઠરે છે; અને એમ ઠરવાથી તે અવિવેકી સ્ત્રી પોતાનાં માબાપને પણ તે જ જાતિનાં ઠેરવે છે. આવા નીચ સ્વભાવની સ્ત્રીઓ ઘણુંકરીને નીચ જાતિમાં જ હોય છે, અને કવચિત્ ઉંચી વર્ણમાં પણ હોય છે, તથાપિ તે નીચમાં જ ગણાય છે. હે સુમતિવાળી! એટલી તો મને ખાતરી છે કે પ્રાણાંતપર્યંત પણ આવાં દુષ્ટ વચનોને તારા ઉદરમાં કે તારી વાણીમાં તું સ્થાન આપનારી નથી, અને તારી જાતિને દૂષણ લગાડનારી નથી, અને એ શિવાય પણ બીજા મોટા દોષને તું કદી સેવનારી થનાર નથી. પરંતુ તારા અલ્પ દોષો છે તે વધવા ન પામે, અને અંતમાં તારો વિનાશ ન કરે, એટલા માટે આ મારૂં તારા પ્રતિ પ્રયત્ન છે. તું તારા મનમાં કદાચિત્ એમ ધારીશ કે આ મારો પતિ આટલા દિવસ બોલતો નહોતો, અને હવે બોલવા લાગ્યો છે, તે રોજ આ પ્રકારનો ધંટીટકોરો કરશે કે શું? પણ એવી દુરાશાના પાશમાં તું પડીશ નહિ. મેં ઘણા દિવસ તારા ગુણદોષને જોયા, પરંતુ સ્વલ્પ દોષ તારા છૂટી જશે, એમ ધારી તને કશું વિશેષ કહ્યું નહોતું; પરંતુ હવે જ્યારે મને નિશ્ચય થયો કે આ દોષો ધીરેધીરે વધવાના ક્રમઉપર જાય છે, ને જો ઉત્તરોત્તર તેમ જ થવા દઈશ તો તને મોટો અનર્થ થશે, તેથી હવે કાંઈક કહેવું યોગ્ય છે, એમ ધારીને આ કહેવાનો આરંભ કર્યો છે. તું તારા મનમાં ખાતરીથી જાણજે કે આ તારા પતિનો આપેલો બોધ જો તું ન ગ્રહણ કરીશ તો છેલ્લો જ છે, અને ગ્રહણ કરીશ તોપણ છેલ્લો જ છે. હવે પછી તારાં અનુકૂળ-પ્રતિકૂળ આચરણને જાણીશ તોપણ આ પ્રકારનો બોધ કરવા યત્ન કરીશ નહિ. રોગ, શત્રુ, અને દોષ, ઉપજતાં જ હણવા યોગ્ય ગણ્યા છે, તથાપિ તું ગાફલ રહીને તારા દોષોને વધારે વધવા દે છે, તો આગળ ઉપર તને વધારે વેઠવું પડશે. કૃપાવાન્ પતિનો તો એવો ધર્મ છે કે પોતાની સ્ત્રીને આપણાથી બને એટલો બોધ આપીને નિર્દોષ કરીને સુમાર્ગે ચલાવવી, અને સઘળાં પ્રયત્ન વ્યર્થ જતાં જણાય તો તેનાં સાથેનો આપણો સંબંધ અંતરમાંથી સમજીને તેનાથી મુક્ત થઈ રહેવું, પણ નિરંતર ક્લેશને સહન કરતા બેસવું નહિ.

હે યોગ્યાયોગ્યને જાણનારી! તને વારંવાર જણાવવાની અગત્ય રહેવાની નથી, એમ જાણીને જ આ બોલવાનો આરંભ કરેલ છે. હું તને દોષવાળી કહું છું, અને હું કેવળ નિર્દોષ છું, એવું અભિમાન હું રાખતો નથી, માટે તેવા વિરોધી ભાવને ધરીશ નહિ. એ તો નિશ્ચય જ છે કે જે દોષોથી સાવધાન રહે છે, તેને દોષ ભાગ્યે જ નડે છે.

તું એમ ધારીશ કે પારકાને ઉપદેશ કરવામાં સર્વ શ્રેષ્ઠ થઈને બેસે છે, અને પોતાના ઉપર પ્રસંગ આવે છે ત્યારે સર્વ ભૂલી જાય છે, પણ એવી ક્લિષ્ટ કલ્પનાને વશ થઈશ નહિ. આ નાશને પ્રાપ્ત થનાર શરીરાદિના સંબંધથી પોતાના વિષે મોટાપણાનું અનુમાન મૂર્ખ જ કરે છે, કોઈ બુદ્ધિમાન્ કરતા નથી. અને સૌએ પોતાના દોષ ટાળવા, બીજાને કહેવાનું શું પ્રયોજન, એમ ધારીશ, પણ તને ન કહેવાથી મને દોષ પ્રાપ્ત થવો સંભવે છે, માટે જ આ એક વાર યોગ્ય પ્રકારે કહું છું. કારણ કે મેં હજી તારી ગણના બીજા રૂપે કરી નથી. જે જે ક્રિયા કરવી તે તે ક્રિયા કેવળ પરના, અથવા પોતાના તથા પરના હિતને જ કરનાર જાણીને કરવી જોઈએ, એ નિયમનું વિસ્મરણ કરીને પોતાના તથા પરના અહિતને કરનાર આચરણને તું સેવતી જણાયાથી તને યોગ્ય વચન કહેવા ધારી કહું છું: અને મને તારા સંબંધમાં એવી સબળ આશા છે કે તું તેનો પ્રમાદાદિ દોષોને વશ રહી અનાદર કરનાર નથી.

હે પુણ્યના સંચયવાળી ! હજી તારી મતિ પાપની પ્રબળતાવાળી થઈ ને છેક ભ્રષ્ટ થઈ નથી, તેથી આ મારો શ્રમ સાર્થક છે. વિચારવાનોએ કહ્યું છે કે જ્યાંસુધી ભય સમીપ આવ્યું નથી ત્યાં પર્યંત ભયથી બચવાના ઉપાય યત્નથી કરવા. તે વિચારથી આ યત્ન આરંભ્યું છે માટે સાવધાન થા, અને દુર્લક્ષ કરીશ નહિ.

કોઈનું પણ અહિત થાય એવી ક્રિયા સજ્જનોએ ન કરવા યોગ્ય ગણી છે. તો આ મારાથી પ્રતિકૂળ ભાવના જે સાક્ષાત્ તારૂં અહિત કરનાર ગણાય એમ છે, તે વિહિત ક્રિયારૂપ કેમ જ ગનાય ?. અહિતકર આચરણોના કરનારને જોઈને કોઈ મહાત્માએ કહ્યું છે કે:—

व्याघ्रीव तिष्ठति जरां परितर्जयन्ती
रोगाश्च शत्रव इव प्रहरन्ति देहम् ।
आयुः परिस्रवति भिन्न घटादिवाम्भो
लोकस्तथाप्यहितमाचरतीतिचित्रम् ॥

ભાવાર્થ—વાઘણની પેઠે ચોમેરથી ભય આપતી જરા અંતરમાં ઉભી છે, શત્રુનીપેઠે રોગ દેહને હણે છે, ભાગેલા ઘડામાંથી પાણીની પેઠે આયુષ્ય સ્રવી જાય છે, તોપણ મનુષ્ય અહિત આચરે છે, એ આશ્ચર્ય જેવું છે !

(અપૂર્ણ)

# महाकाल.

रूप (पुस्तक) ३,—माघ कृष्ण १४ सं. १९४७ दर्शन (अंक) ४ थो.


॥ ॐ श्री ॥

## वृत्तियो अंतर्मुख क्यारे थाय?

આ પ્રશ્નનું ટુંકામાં ઉત્તર તો એજ છે કે વૃત્તિયોને અંતર્મુખ કરનારાં શુદ્ધ સાત્વિક નિષ્કામ કર્મોના સંસ્કાર જે દ્રવ્યમાં રહેલા છે તે દ્રવ્યની શરીરમાં વૃદ્ધિ થાય, અને વૃત્તિયોને બહિર્મુખ કરનારા અન્ય સર્વે કર્મોના સંસ્કાર જે દ્રવ્યમાં રહેલા છે તે દ્રવ્યનો સંપૂર્ણ અંશે નાશ થાય ત્યારે વૃત્તિયો સંપૂર્ણ અંશે અંતર્મુખ થાય છે. વસ્તુતઃ જે જે શુભાશુભ કર્મ કરવામાં આવે છે તેના સંસ્કાર અંતઃકરણ અથવા લિંગશરીરમાં જ રહે છે. અને એ લિંગ શરીર સ્થૂલ શરીર સંયુક્ત નથી હોતું ત્યારે તો એ સંસ્કારો લિંગ શરીરના અંશરૂપે હોય છે. પરંતુ જ્યારે એ લિંગ શરીરના કર્મોના નિયમપ્રમાણે સ્થૂલ શરીરનો આશ્રય કરે છે ત્યારે એ લિંગ શરીર તથા સંસ્કારો સ્થૂલ શરીરના યોગ્ય પ્રદેશોમાં યોગ્ય દ્રવ્યોનો આશ્રય કરીને રહે છે. એ આશ્રય થયા પછી સંસ્કારોમાં ન્યૂનાધિકતા થવાથી અથવા શુભાશુભતા પ્રાપ્ત થવાથી તે સંસ્કારોના આશ્રયવાળા દ્રવ્યમાં પણ પ્રમાણમાં ન્યૂનાધિકતા તથા શુભાશુભતા પ્રાપ્ત થાય છે. જેથી અમુક શુભાશુભ સંસ્કારમાં વૃદ્ધિહાનિના ઉપાય કરવા, અને અમુક દ્રવ્યની વૃદ્ધિહાનિના ઉપાય કરવા એમ કહેવું એ બંને એકજ અર્થનાં સૂચક છે. અર્ધી ઘટિકાસુધી સદ્વિચાર કરવાથી શુભ સંસ્કારો વધે છે એમ કહેવું અથવા મગજમાં તે સંસ્કારોનું આશ્રયભૂત દ્રવ્ય વધે છે એમ કહેવું એ બંને બરાબર છે. કેમકે સદ્વિચારથી શુભ સંસ્કારો વધે છે તેમજ તે સંસ્કારો જે દ્રવ્યને આશ્રયે

રહે છે તે પણ વધે છે. સ્ત્રીવિષયનું લાંબા વખતસુધી ચિંતન કરવાથી તદ્વિષયક સંસ્કારો વધે છે અને તેજ ક્ષણે તે તે સંસ્કારોનું આશ્રયભૂત દ્રવ્ય પણ પુષ્ટિને પામે છે. અમુક કર્મ કરવાથી અમુક દ્રવ્ય વધે છે અથવા ઘટે છે એમ કહેવું એ (Materialists) જડપદાર્થસત્તાવાદીઓની શોધ છે. એ લોકો શોધ કરતાં હોવ એમ કહે છે કે ગગજના જુદા જુદા પ્રદેશમાં જુદા જુદા સંસ્કારવાળાં–જુદી જુદી ક્રિયા જ્ઞાન કરાવવા સમર્થ–દ્રવ્યો રહે છે. તે દ્રવ્યો કોઈપણ પ્રકારના સ્થૂલ સાધનોથી નેત્રવડે–તો સજાતીય એટલે એકજ–પ્રકારનાં દેખાય છે. તે દ્રવ્યોમાં રહેલા ભેદ સૂક્ષ્મ છે એટલે સ્થૂલ ઈંદ્રિયગમ્ય નથી. પરંતુ તે તે દ્રવ્યોથી થતાં ક્રિયા જ્ઞાન જુદી જુદી જાતનાં હોવાથી એ દ્રવ્યો પણ સજાતીય–અથવા અભિન્નવત્ પ્રતીત થતાં છતાં ભિન્ન ભિન્ન છે એમ સિદ્ધ થાય છે. જે [illegible] માં ગણિત શાસ્ત્રના સંસ્કારનું દ્રવ્ય ઘણું હોય તેના મગજનો અમુક [illegible] મોટો હોય અને તે મોટો ગણિતશાસ્ત્રી અથવા જ્યોતિષી હોય. [illegible] સંગીતશાસ્ત્રના સંસ્કારોનું દ્રવ્ય વધારે હોય તેના મગજનો અમુક [illegible] મોટો અને તે જેટલો મોટો હોય તેના પ્રમાણમાં તે સંગીતશાસ્ત્ર[illegible] અથવા ઘણો કુશળ હોય. આપ્રમાણે મગજના જુદા જુદા ભાગ[illegible] નિરીક્ષા કરવાથી અમુક પુરૂષ કઈ કઈ વિદ્યા કળામાં કુશળ હોઈ [illegible] થવો ન હોઈ શકે એ પણ ચતુર માણસ કહી શકે. એવી નિરીક્ષા[illegible] નારને તથા એ શાસ્ત્રને જાણનારને અંગ્રેજીમાં Phrenologist [illegible] મગજના શાસ્ત્રને જાણનાર કહે છે. આપણામાં પણ સામુદ્રિક શાસ્ત્રને [illegible]કર જાણનાર પુરૂષ વધારે સ્પષ્ટ તથા સત્ય અનુમાન કરી શકે. બાળકો[illegible] સ્તકના જુદા જુદા ભાગની નિરીક્ષા કરી તેનામાં કયી કયી વિદ્યાના સં[illegible] વધારે અથવા ઓછા છે તેનો યથાશક્તિ નિર્ણય કરી પછી તે તે વિદ્યામાંજ તે બાળકની પ્રવૃત્તિ કરાવવી એવું આજકાલ ઘણા પાશ્ચિમાત્ય વિદ્વાનોનું મત છે; જેથી જે વિદ્યાના સંસ્કાર એ બાલકમાં ઘણાજ ઓછા છે અથવા નથી તે વિદ્યા શિખવવામાં વ્યર્થ થતા સમય કાલક્ષેપનો બચાવ થાય. આપણા સર્વજ્ઞ અને વૃદ્ધ અનુભવી ગુરૂઓ તો પોતાને આશ્રમે શરણે આવનાર બાલકના ગુણકર્મના સંસ્કારને અનેક યુક્તિઓથી સારી રીતે જાણીને તે બાલકને યોગ્ય વિદ્યામાંજ તેનો આરંભથી પ્રવેશ કરાવતા. આ અવાંતર પ્રસંગથી તાત્પર્ય માત્ર એટલુંજ છે કે જ્યારથી છ-

વનો શરીરસાથે સંબંધ થાય છે ત્યારથી જીવતત્ત્વનું નિર્વહણ કરનાર જુદી જુદી જાતના સંસ્કારો જુદી જુદી જાતના શરીરને યોગ્ય દ્રવ્યોનો આશ્રય કરી લે છે. તે તે સંસ્કારો શુભાશુભ હોવાથી તે તે દ્રવ્યો પણ શુભાશુભ ગણાય છે. તેથી શુભ દ્રવ્યની વૃદ્ધિ તથા અશુભ દ્રવ્યની હાનિ એ ઉપાદેય તરીકે વર્ણન કરાય છે. તથા અશુભની વૃદ્ધિ અને શુભ દ્રવ્યની હાનિ એ હેય તરીકે વર્ણન કરાય છે. અર્થાત્ તે તે દ્રવ્યની વૃદ્ધિહાનિ કરાવનાર કર્મો હેય ઉપાદેય તરીકે વર્ણન કરાય છે. પ્રસ્તુત પ્રસંગમાં અંતઃકરણની અંતર્મુખ સ્થિતિ કરાવવામાં હેતુરૂપ અથવા સાહાય્યક સંસ્કારોના આશ્રયભૂત દ્રવ્યની વૃદ્ધિ, તથા બહિર્મુખ વૃત્તિમાં હેતુરૂપ સંસ્કારોના આશ્રયભૂત દ્રવ્યની હાનિ જે કર્મોથી થાય તે કર્મો ઉપાદેય તરીકે વર્ણન કરાયાં છે; તથા તેનાથી વિપરીત કર્મો હેય ગણાયા છે. હવે કેવાં કર્મો કરવાથી અંતઃકરણને અંતર્મુખ કરાવનાર સંસ્કારોવાળું દ્રવ્ય વૃદ્ધિને પામે તથા તદ્વિપરીત દ્રવ્ય હાનિને પામે એ ચિંતનીય છે.

ત્યાં કર્મજન્ય સૃષ્ટિનો ઉપક્રમ નીચે પ્રમાણે અંગીકાર કરાયેલો છે: પ્રથમ આદિ પુરુષ શુદ્ધ ચૈતન્ય હોય છે. શ્રી મહામાયા શક્તિ સર્ગના પ્રાગભાવ કાલમાં અનિર્વચનીય સ્વરૂપે શુદ્ધ ચૈતન્યથી અભિન્નવત્ રહેલાં હોય છે. યોગ્ય કાલે તેમાં શ્રી રુદ્રસત્તાથી ક્ષોભની પ્રતીતિ થાય છે. તથા અપાર ચૈતન્યસ્વરૂપના એક દેશમાં શ્રીમહામાયાશક્તિ ભિન્ન પ્રતીત થાય છે. તથા તેટલા દેશમાં વ્યાપ્ત શ્રીશક્તિસહિત પુરુષ સમષ્ટિ સંજ્ઞાથી વર્ણન કરાય છે. અનિર્વચનીય છે સ્વરૂપ જેનું એવાં શ્રી મહામાયા શક્તિ પુનઃ બે રૂપે પ્રતીત થાય છે. તેમને શુદ્ધસત્ત્વા તથા મલિનસત્ત્વા માયા એવી સંજ્ઞા અપાયલી છે. તથા પશ્ચાત્ શુદ્ધસત્ત્વા તથા મલિનસત્ત્વાના અંશોનું મેલન થવાથી એક તૃતીય રૂપની પ્રતીતિ થાય છે. તેને મિશ્ર સત્ત્વા એવી સંજ્ઞા અપાયલી છે. શ્રીમહામાયાશક્તિ જે કાલ સત્ત્વ રજસ્ અને તમસ્ એવાં ત્રણ ગુણવાળાં વર્ણાય છે તેજ આ શુદ્ધસત્ત્વા, મિશ્રસત્ત્વા, તથા મલિનસત્ત્વા માયા છે. શ્રી સમષ્ટિ ઈશ્વર અથવા શ્રી મહેશ્વર એ ત્રિગુણાત્મક માયાવિશિષ્ટ ઈશ્વર છે. શ્રી રુદ્ર-શ્રી બ્રહ્મા તથા શ્રી વિષ્ણુ એ શ્રી મહેશ્વરના અહંપ્રવિક્ષેપ કહેવાય છે. (અમુક સર્ગના પ્રાગભાવ કાલનું વર્ણન તથા અભિમાની ઇશ્વરો તથા ગુણોની ભિન્નપ્રતીતિનો ક્રમ આ શ્રી મહાકાલના પ્રથમ રૂપના પ્રથમ દર્શનના મૂળ રૂપે નિ-

રચિત છે. અત્ર સંક્ષેપમાં તેની પુનરુક્તિ માત્ર કરી છે ). ત્રણ ગુણ પ્રધાન સૃષ્ટિની ઉત્પત્તિ કાલે, તે સૃષ્ટિની વ્યવસ્થામાટે તે તે ગુણના અભિમાની ઈશ્વરોનાં ઇક્ષણમાત્રથી, રૂદ્ર—મનુ પ્રજાપતિ વિગેરે તે ઇશ્વરોની અદૃષ્ટવિશેષ જન્ય કોટિયો ઉત્પન્ન થાય છે. આટલે સુધીની સૃષ્ટિ નિષ્કર્મ સૃષ્ટિ કહેવાય છે. એ સર્વે પોતપોતાના ઈશ્વરોના દિવ્ય લીલાતનુમાંથી—અંગારામાંથી જેમ તનખાઓ ઉત્પન્ન થાય છે તેમ—ઉત્પન્ન થયેલા છે. તે તે ઈશ્વરોથી અભિન્ન છે. આ પ્રકારે મુખ્ય અભિમાનીઓના અદૃષ્ટવિશેષ ઉત્પન્ન થયા પછી તેમના દ્વારા પ્રથમ તો સ્વભાવસૃષ્ટિ શરૂ થાય છે. તેમનામાં, ત્રણે ગુણોના અંશ હોવાથી, તથા તેમનાં સંમિશ્રણ થવાથી નાના પ્રકારનાં ગુણકર્મ સ્ફુરે છે. તેમના ઉત્તરોત્તર જન્મોથી કર્મસૃષ્ટિ શરૂ થાય છે. એ સૃષ્ટિ ગુણ તથા કર્મથી બદ્ધ થતી જાય છે. તેથી હવે પછી તેમની પ્રવૃત્તિ સ્વભાવ તથા કર્મના નિયમાનુસાર થતી જાય છે. ઉપર વર્ણેલી અદૃષ્ટવિશેષજન્ય પ્રજા કર્મ તથા ગુણથી બદ્ધ નથી. તેમજ તેમની પ્રવૃત્તિ સાક્ષાત્ તેમના ઈશ્વરના સંકલ્પાનુસાર છે. આ કર્મજન્ય સૃષ્ટિ અનેક બ્રહ્માંડોમાં—તથા એક એક બ્રહ્માંડના અનેક લોકોમાં કર્માનુસાર રહેલી છે. આ ભૂલોકમાં મુખ્ય જીવ મનુષ્ય પ્રાણી છે. એવા પ્રત્યેક મનુષ્ય પ્રાણીના શરીરમાં બે કર્માશય મુખ્ય ગણાય છે. એક તો જેને આધાર ચક્ર અથવા મૂલમંડલ કહે છે ત્યાં છે. તથા બીજું જેને આજ્ઞાચક્ર અથવા ગગનમંડલ કહે છે ત્યાં છે. એ બે કર્માશયોમાં કર્મોના સંસ્કારથી ભરેલાં દ્રવ્યો રહે છે. અર્થાત્ તે દ્રવ્યોમાં રહેલા પરમાણુઓનાં સ્ફુરણ એટલે દ્રવીભૂત થવાથી જીવો નાના પ્રકારની શુભાશુભ પ્રવૃત્તિ કરવામાં પ્રેરાય છે. તે દ્રવ્યો સ્થૂલ અને સૂક્ષ્મ એમ બે પ્રકારનાં છે. સ્થૂલ દ્રવ્ય ત્રસરેણ્વાદિથી રચિત હોવાથી નેત્રવડે જોઈ શકાય એમ છે. સૂક્ષ્મ દ્રવ્ય પરમાણુ તથા દ્વ્યણુકથી રચિત હોવાને લીધે અનેક સાધનથી પણ નેત્રગમ્ય થતાં નથી. આ બંને પ્રકારનાં દ્રવ્યો બંને મંડલમાં રહે છે. ત્યાં એક પ્રકારે વિભાગ કરતાં કર્મોના સંસ્કારો બે વર્ગના હોય છે; ઉદ્‌ભૂત અને અનુદ્‌ભૂત. વર્તમાન શરીરમાં ભોગને આપનારાં કર્મોના સંસ્કારો તે ઉદ્‌ભૂત અથવા પ્રારબ્ધ કહેવાય છે. તથા દ્રવતાને નહિ પામેલા અથવા નહિ પામવા યોગ્ય એવા આ શરીરમાં ભોગ નહિ આપનારા સંસ્કારો અનુદ્‌ભૂત અથવા સંચિત કહેવાય છે. અનુદ્‌ભૂત સંસ્કારોનાં સ્થૂલ સૂક્ષ્મ દ્રવ્યો મૂલમંડલમાં કુંડલિની શક્તિ છે તેમાં રહે છે તથા ઉદ્‌ભૂત સંસ્કારોનાં સ્થૂલસૂક્ષ્મ દ્રવ્યો

મગનમંડલ એટલે મૂર્દ્ધાસ્થાનમાં રહે છે. તે એવી રીતે કે યુક્તિપુરઃસર-જો મૂર્દ્ધાસ્થાનને આડું કાપવામાં આવ્યું હોય તો તેમાંથી એક પછી એક નાનાં મોટાં પોલાણ નીકળે. એ પોલાણમાં જ કર્મોનાં સંસ્કારવાળાં દ્રવ્યો રહે છે. ( ઉપર વર્ણવ્યા પ્રમાણે ખોપરી અથવા Skull પોલી છે. તેમાં Brain અથવા મગજનું દ્રવ્ય એક અભિન્ન પ્રતીત થતું છતાં અનેક ભેદ વાળું રહેલું હોય છે. એ સર્વ મગજ કર્મોના સંસ્કારથી ભરેલું છે. ) મૂ-ર્દ્ધાસ્થાનમાં રહેલાં દ્રવ્યોકરતાં પણ વિશેષ ઉદ્‌ભૂત કળાને પામેલા સંસ્કાર-નાં દ્રવ્યો, હૃદયના રુધિરકોષને સ્વાધીન થાય છે અને તે દ્વારા સંપૂર્ણ શરીરમાં યથાસ્થાને યથાકાલે પ્રાપ્ત થાય છે. એજ સંસ્કારનાં દ્રવ્યો મર્મ-સ્થાનોમાં રહીને અવયવોને બળ આપે છે, માટે એને શરીરનું બળ અ-થવા ઓજસ્ કહે છે. એ ઓજસ્ જુદા જુદા પ્રાણિઓનાં ગુણકર્માનુ-સાર જુદા જુદા ગુણવાળું હોય છે. તથા ગુણકર્મ પ્રમાણે ન્યૂનાધિક તથા શુભાશુભ થઈ શકે છે. એ મગજ તથા રુધિર કોષમાં રહેલા સંસ્કારો જ આ શરીરની નાની મોટી–ક્રિયાઓ તથા સારી–માઠી સર્વ સ્થિતિમાં હેતુ-રૂપ છે. લિંગ શરીર સ્થૂલ શરીર સાથે અત્યંત નિકટ સંબંધથી સંબદ્ધ હોવાથી–તથા લિંગ શરીરના સંસ્કારો સ્થૂલ શરીરના દ્રવ્યોસાથે સંલગ્ન રહેલા હોવાથી–શરીર તથા અંતઃકરણમાં થતા ફેરફારો પરસ્પર અસર ક-રે છે. શારીરક ક્રિયાઓ શરીર તથા અંતઃકરણમાં ફેરફાર કરે છે અને માનસ ક્રિયાઓ અંતઃકરણ તથા શરીરમાં ફેરફાર કરે છે. માદક પદાર્થો ગ્રહણ કરવાથી શરીરમાં જડતા, તથા અંતઃકરણમાં મૂઢતા પ્રાપ્ત થાય છે, અને અંતઃકરણમાં ઉન્માદ થવાથી તેમાં વ્યાકૂલતા તથા શરીરમાં અસ્વ-સ્થતા તથા અવ્યવસ્થા શરૂ થાય છે. આ પ્રમાણે શરીર અને અંતઃકરણ-નો અથવા સ્થૂલ અને લિંગ શરીરનો પરસ્પર નિકટ સંબંધ છે. તેથી અંતઃકરણની અમુક સ્થિતિ કરવા માટે શરીર તથા અંતઃકરણની અમુક ક્રિયાઓ ઉપાદેય મનાયલી છે. તેમજ શરીરની અમુક અરોગ સ્થિતિ માટે પણ શરીર તથા અંતઃકરણની અમુક ક્રિયાઓ ઉપાદેય મનાયલી છે. તેથી વૃત્તિઓની અંતર્મુખતાના સાધક માટે શરીર તથા અંતઃકરણની અમુક ક્રિ-યાઓ ઉપાદેય છે, તથા બહિર્મુખ વૃત્તિ કરનારી શરીર તથા અંતઃકરણની અમુક ક્રિયાઓ 'હેય' છે. "ક્રિયા" તથા "કર્મ" એ શબ્દો આ સ્થળે પર્યાય શબ્દ તરીકે વાપર્યા છે. હવે અંતર્મુખતાની સિદ્ધિ માટે હેયઉપાદેય ક્રિયાઓનાં સ્વરૂપનો ઉપર પ્રમાણે વિચાર કરતાં ક્રિયાઓના ત્રણ મુખ્ય ભેદ પડી શકે છે.

૧. કેટલીએક ક્રિયાઓ કેવલ માનસી એટલે વિચાર તથા સંકલ્પ રૂપજન્ય હોય છે. યદ્યપિ તેમના પરિણામમાં કેટલાએક શારીરક ફેરફાર થાય છે ખરા પરંતુ તે ફેરફાર તે ક્રિયાના અંગરૂપ નથી પણ કાર્ય અથવા પરિણામ રૂપ છે.

૨ કેટલીએક ક્રિયાઓ પ્રધાનપણે શરીરજન્ય હોય છે. ખરૂં જોતાં શરીરની કોઈ પણ ક્રિયા મનમાં કોઈ પણ પ્રકારનું સ્ફુરણ થયા વિના તો થતીજ નથી તથાપિ કેટલીએક ક્રિયાઓ એવી છે, જે તે ક્રિયાઓ વખતે થતાં મનનાં સ્ફુરણોનું અભિમાનીને ભાન પણ હોતું નથી. તથા જે ક્રિયાઓમાં મનનું સ્ફુરણ-સહજ-અણઇચ્છું હોઈને શારીરક અંગોનેજ વિશેષ શ્રમ છે, તથા જે ક્રિયાઓ યાંત્રિક ક્રિયાઓની પેઠે થયા કરે અને મન કોઈ જુદાજ વિષયનું ચિંતન કરી શકે. જેમાં મનનાં ખાસ રોકાણની જરૂર નથી. તેવી સર્વ ક્રિયાઓને આ પ્રસંગે પ્રધાનપણે શારીરજન્યમાં ગણી છે. તેમના પરિણામરૂપ પણ કેટલાએક માનસ ફેરફારો થાય છે, તે તે ક્રિયાઓના અંગરૂપ નથી.

૩ કેટલીએક ક્રિયાઓ મિશ્ર હોય છે. એટલે તે કરવામાં મન તથા શરીર બંનેનો આગ્રહપૂર્વક ભાગ હોય છે. જેમાં મન તથા શરીરથી થતી ક્રિયાઓ પરસ્પરની અંગીભૂત હોઈ તેમનાથી થતી

વવા મૂક્ષ્મ ... ક સંયુક્ત ક્રિયા તરીકે ગણાય છે. જેમકે " બોલવાની
ગગનમંડલ કહે છે તે ... મનની મનનશક્તિ તથા શ્રાવણ કરવાની શક્તિ
ઓ રહે છે. અર્થાત્ તે દ્રવ્યોત્પત્તિના વાગિંદ્રિયાદિ સર્વ સાધનોને સંયુક્ત
ચીભૂત થવાથી જીવો નાના પ્રકાર... તેમનાં પણ પરિણામરૂપ શારીરક તથા
તે દ્રવ્યો સ્થૂલ અને સૂક્ષ્મ એમ બે
રચિત હોવાથી નેત્રવડે જોઈ શકાય ક્રિયાના પરિણામમાં માનસ તથા શારીર
દ્વયણુકથી રચિત હોવાને લીધે અને ... પરિણામમાં પણ તદનુકૂલ શારીરક અને
આ બંને પ્રકારનાં દ્રવ્યો બને મંડ... પરિણામમાં પણ શારીરક અને મા
કરેલાં કર્મોના સંસ્કારો બે વર્ગના હો... તથા ફેરફારો પુનઃ શુભાશુભ ભેદવાળ
ભાન શરીરમાં ભોગને આપનારાં ક... શારીરક તથા મિશ્ર ક્રિયાઓનાં તથા તે
સ્થ્ય કહેવાય છે. તથા દેવતાને નહિ ... ઓનાં સ્વરૂપ, નિષ્કર્મ તથા અકર્તા
એવા આ શરીરમાં ભોગ* નહિ આ... એ વિસ્તારપૂર્વક સમજવાની જરૂર છે
ચિત કહેવાય છે. અનુદ્ભૂત સંસ્કારોનાં ... તેમનાં સ્વરૂપોનું યથામતિ દિગ્દર્શ
સિની શક્તિ છે તેમાં રહે છે તથા ...

| ક્રિયાઓ. | | ક્રિયાઓના સ્વરૂપ, ઉદાહરણ. | શારીરક પરિણામ. | માનસ પરિણામ |
|---|---|---|---|---|
| શરીરજન્ય ક્રિયાઓ. | શુભ. | અંતઃકરણશુદ્ધિ : નિર્મળ શરીર શુદ્ધિના પ્રયોગો. શ્રી. સિ. ચિં. પ્રસંગ રત્નમાં વર્ણેલી કર્મેન્દ્રિય પંચકની સર્વ વિહિત ક્રિયાઓ, શરીરને શ્રમ પડે એવી શ્રી સદ્ગુરૂની, માતા પિતાદિ વડિલની સેવા–સન્મિત્ર બાલક અનાથ અતિથિ તથા આર્તને દેહ કષ્ટથી આપેલું સાહાય્ય, રક્ષણ વિગેરે. ગોદ્ય ફલને અનિરોધી–વ્યાયામ તથા શારીરક રમતો વિગેરેનાં ફળ પણ શુભને ગળતાં છે. | શરીરના શુદ્ધિ તથા સ્વસ્થતાથી થતો આરોગ્યનો અંશ–રક્તાભિસરણ જઠરાગ્નિ પ્રદીપન –દોષોનીસામતા વિગેરે શરીરના ભિન્ન ભિન્ન પ્રદેશમાં યથાયોગ્ય ક્રિયાઓની પ્રવૃત્તિ.<br>શારીરક સત્કર્મથી, શરીર નિરંતર આરોગ્ય રહે એમ અત્રવિવક્ષિત નથી. શારીરક સત્કર્મનું આરોગ્ય એ અંશતઃ અવાંતર ફલ છે ખરૂં, પરંતુ તે ફલ વર્તમાન શરીરમાં અથવા અન્યયોગ્ય શરીરમાં પણ મળે. | શરીરની શુદ્ધ આરોગ્યતા–તથા સ્વસ્થતા જન્ય અંતઃકરણની સ્વસ્થતા તથા શાંતિ–શ્રદ્ધા ભક્તિની વૃદ્ધિ. અંતર્મુખતાની વૃદ્ધિ. ગુણોનું અતિક્રમણ. ભવિષ્યત્ સત્કર્મ તથા ફલના બીજરૂપ શુભ સંસ્કારોનો સંચય. પ્રસન્નતા. |
| | અશુભ. | કર્મેન્દ્રિયો તથા આખા શરીરની અવિહિત–મોક્ષ ફલની વિરોધી, સર્વ પ્રવૃત્તિઓ. માંસમદ્યાદિનું ભક્ષણ–બજારમાં રંધાયનું અન્ન–પોતાના કરતાં ઉતરતા ગુણવાળાનું અન્ન, પાપી કૃપણનું અન્ન, તથા કોઈપણ કારણથી દુષ્ટાન્નમાં, તથા અશુચિમાં ગણાવા યોગ્ય અન્નનું ગ્રહણ–અશુચિ પદાર્થનું નિરીક્ષણ. અશુચિઅસાધુ શબ્દોનું શ્રવણ, શરીરના રાજસ, તામસ સર્વ વ્યાપારો. | દોષોનો પ્રકોપ–તેનની વિષમતા–મૂત્રસ્થાન, હૃદય તથા જઠર વિગેરે સ્થળે અશુદ્ધિ–મલસંચય તથા અસ્વસ્થતાથી થતા રોગોના અંશ. નિદ્રાદિ સામાન્ય સુખોનો પણ અભાવ.<br>શારીરક અસત્ કર્મનું શરીરજન્ય દુઃખ એટલે વ્યાધિ અથવા વ્યાધિનો અંશ એ ફલ છે ખરૂં. પરંતુ તે સર્વ ફલ વર્તમાન શરીરમાંજ ભોગ આપે એવો નિયમ નથી. આ શરીરમાં અથવા અન્યયોગ્ય શરીરમાં પણ ફલ આપે. | ગુણ પતન–એટલે રાજસ અશુભ કર્મો ઘણાં થવાથી રાજસ તામસ કર્મો કરવાનો સ્વભાવ બંધાય. તેની પણ પરાકાષ્ઠા થવાથી તામસ તથા તેથી પણ નિકૃષ્ટ કર્મ કરવા સ્વભાવ બંધાય. અશુભ વાસનાની દૃઢતા. દોષોના પ્રકોપ, વ્યાધિના અંશ–તથા અસ્વસ્થતાજન્ય અંતઃકરણની અસ્વસ્થતા. ભવિષ્યત્ અશુભ કર્મો તથા ફલોના બીજરૂપ સંસ્કારોનો સંચય. અશુભ આહાર અનિયત વિહારથી શરીરમાં થતા વિકારને લીધે અંતઃકર. |

| | | | | |
|---|---|---|---|---|
| | | | | ણુમાં અસ્વસ્થતા તથા શાંતિ સુખને અભાવ. ચિત્તભ્રમ સર્વત્ર અરુચિ-ઉન્માદ. |
| માનસી ક્રિયાઓ. | શુદ્ધ. | અંતઃકરણ શુદ્ધિ તથા ભવબંધ નિવૃત્તિના ઉત્પાદક તથા સાહાય્યક સર્વ વિચારો તથા નિશ્ચયો-પરમાત્મસ્વરૂપ તથા બ્રહ્મ વિદ્યાની વિવિધ પ્રક્રિયાઓનું મનન નિદિધ્યાસન ઈષ્ટનું ધ્યાન જપ વિગેરે માનસ સાધનોના પ્રયોગ. શ્રી સિદ્ધાન્ત સિન્ધુ પ્રથમ રત્નમાં વર્ણેલી અંતઃકરણ પંચકની લૌકિક પારમાર્થિક સર્વ વિહિત પ્રવૃત્તિઓ. મોક્ષનાં અવિરોધી અંતઃકરણનાં સર્વ સ્ફુરણો. | અંતઃકરણની નિયમિત શુભસ્થિતિ. પ્રવૃત્તિને લીધે મગજ તથા જ્ઞાનક્રિયા કરાવનાર તંતુઓની નિયત પ્રવૃત્તિથી-મૂર્ધા-હૃદય-વિગેરે સ્થળે નિયમિત પ્રવૃત્તિ-રક્તાભિસરણ-શ્વાસપ્રશ્વાસ-પચન વિગેરે સર્વ ક્રિયાઓની અનુકૂલ પ્રવૃત્તિ-તથા શરીરમાં સ્વસ્થતા તથા યથાયોગ્ય પ્રવૃત્તિને લીધે સર્વત્ર આરોગ્યનો અંશ. | સત્વોદ્રેક-શુભનું આતંકમણ શુભ નિશ્ચયોની દૃઢતા. નિશ્ચયાનુસાર અંતઃકરણની સ્થિતિ-અંતઃકરણનું અંતર્મુખ થવા પર વલણ. શાંતિરૂપ સંપત્તિની ક્રમે કરીને પ્રાપ્તિ-વિવિધ માનસ સાધનોની સિદ્ધિયે-શ્રી ગુરુની કૃપાથી વિવિધ અલૌકિક આનંદરૂપ સંપત્તિનો અનુભવ. સોપાધિક આનંદમાં તથા જગત્ના વિષયોમાં ક્રમે કરીને અસ્પૃહા તથા નિર્વિષયી પરમાત્મ સ્વરૂપમાં આસક્તિ. ભક્તિની દૃઢતા. વાસનારૂપ ભવગ્રંથીનો ક્રમે કરીને નાશ. |
| | અશુદ્ધ. | અંતઃકરણને મલિન કરનાર-શુદ્ધિમાં વિરોધી-ભવ બંધ-વાસનાને દૃઢ કરનાર-અંતઃકરણની અવિહિત સર્વ પ્રવૃત્તિઓ. અશુભ-તથા અન્યાય માર્ગે પ્રાપ્ત થતા અર્થ-કામાદિનું મનન, નિદિધ્યાસન. ન્યાય માર્ગે પ્રાપ્ત થતા પણ દૃશ્ય પદાર્થોનું અત્યંત આસક્તિ પૂર્વક સ્મરણ ચિંતન વિગેરે કામ ક્રોધાદિ ષડ્વિકારોનું સ્ફુરણ-મોક્ષ સુખ-જીવન્મુક્તિ સુખનાં વિરોધી સર્વ સ્ફુરણો. | કામ ક્રોધાદિ વિકારોના ઉદ્ભવથી વાત પિત્તાદિ દોષોની વિષમતા. તજ્જન્ય રોગનો અંશ જુદા જુદા મનોવિકારથી મૂર્ધા, -હૃદય, જઠર, તથા તત્દ્વારા શરીરના સર્વ ભાગોમાં અસ્વસ્થતા. નથા ક્રિયાના તંતુઓની ક્રિયા-રક્તાભિસરણ પચન, તથા શ્વાસ-પ્રશ્વાસમાં અવ્યવસ્થા થવાથી શરીરના ભિન્ન ભિન્નપ્રદેશમાં ચાલતી ક્રિયાઓમાં વિકાર એટલે જ રોગના અંશ તન્મ રોગોના બીજોનું ધારણ-નિંદાદિ | શુભપતન-એટલે અંતઃકરણનું ક્રમે કરીને ઉતરતા શુભ શુક્લ પણું તે. અશુભ વાસનાની દૃઢતા-ભવબંધ ગ્રંથીની દૃઢતા-ભવિષ્યત્ અશુભકર્મ તથા ફલોના બીજો-સંસ્કારોનો સંચય-અંતઃકરણમાં શાંતિ સુખનો અભાવ. પ્રિય પદાર્થ ઉપર પણ પ્રસંગે અરુચિ. ચિત્તભ્રમ. ઉન્માદ. |

| | | | | |
|---|---|---|---|---|
| | | સામાન્ય સુખોનો પણ અભાવ. | | |
| શરીર તથા અંતઃકરણ સંયુક્ત થતી ક્રિયાઓ. | શુભ. | સત્શાસ્ત્રો તથા મોક્ષ સુખના વિરોધી નહિ એવા સર્વ ગ્રંથોનું વાચન, અધ્યયન, શ્રવણ. સત્ય, પ્રિય, હિતકર ભાષણ-કીર્તન-વાચક, ઉપાંશુ જપ. પ્રાણાયામાદિ નિઃશ્રેયસપ્રાપ્ત્યર્થે કરાતાં અનેક સાધનોના પ્રયોગ. જ્ઞાનેન્દ્રિયોની સર્વ શુભ તથા અવિરોધિ ક્રિયાઓ.<br>આ સર્વ ક્રિયાઓ કરવામાં શરીર તથા મન એ બંનેનો પ્રધાન પણે ભાગ છે. | શુભ પરિણામો તો ઉપર પ્રમાણે. | શુભ પરિણામો ઉપર પ્રમાણે. |
| | અશુભ. | અશુભ ગ્રન્થો—મોક્ષ સુખના વિરોધી—શાંતિ સુખના વિરોધી—મતિને બગાડનાર—અશુભ વાસનાને દૃઢ કરનાર—ગ્રંથોનું અધ્યયન શ્રવણ વિગેરે. અસત્ય, અપ્રિય, અહિતકર શબ્દોનું ઉચ્ચરણ. નિઃશ્રેયસ સુખમાં પ્રતિબંધક સંસ્કારને સ્થાપનાર ગ્રંથો અશુભ છે. અશુભ કીર્તન, સંલાપ, વાદ. દ્યૂત-વિગેરે અવિહિત રમતોનું રમવું. | અશુભ પરિણામો ઉપર પ્રમાણે. | અશુભ પરિણામો ઉપર પ્રમાણે.<br>(આ કોષ્ટકમાં સર્વ સ્વરૂપો અત્યંત ટુંકાણમાં આપ્યાં છે. માત્ર સહજ ઉદાહરણ તરીકેજ છે. તેથી તેમાં કદાચિત્ શંકા થવાનો સંભવ રહે છે. તેમણે બની શકે તો યોગ્ય પુરૂષ સ્થરમાં સમાધાન મેળવવું. |

# सन्मित्रनुं मित्रप्रति पत्र.

( અનુસંધાન ગત દર્શનના પૃષ્ટ ૭૦ થી. )

હે મિત્ર ! આ પ્રકારે મહાત્માઓએ સેવેલું અંધત્વ તથા બધિરત્વ સજ્જનોમાં સંભવે છે, તેમ જ યથાર્થ વસ્તુદર્શનમાં અકુશલતા વિગેરે રૂપ અંધત્વ, તથા હિતકર વાર્તાને ન શ્રવણ કરવા વિગેરે રૂપ બધિરત્વ જે સજ્જનોએ ન સેવવાયોગ્ય છે, તેને દુર્જનો સેવે છે, તેથી તેવું અંધત્વ તથા બધિરત્વ દુર્જનમાં પણ ઘટે છે.

વળી તે દુર્જનો પ્રસંગે સજ્જન પુરૂષને મુગ્ધ, પંઢ, અજ્ઞહ્વ અથવા મુક તથા પંગુ પણ કહે છે. આ પ્રકારનાં તે દુર્જનોનાં વચનોથી પણ સજ્જનો તો પ્રસન્ન જ થાય છે, કારણ કે આ સર્વ લક્ષણો એક-પક્ષથી નિંદ્ય ગણાય છે, તેમ જ અન્ય અનુકૂળ પક્ષથી વંદ્ય પણ ગણાય છે. આ લોકમાં બાળકબુદ્ધિ અથવા મૂર્ખ હીનમતિવાળાને મુગ્ધ કહે છે. તે સઘળાં લક્ષણ જોતાં તો દુર્જનમાં જ એવું મુગ્ધપણું પ્રતીત થાય છે, અને સજ્જનમાં તો આ પ્રકારનું મુગ્ધપણું કદાચિત્ હોવું સંભવે છે કે જે યતિયોએ સેવ્ય ગણ્યું છે.

सान्निध्ये विषयाणां च समर्थो ऽविकलेन्द्रियः
सुप्तवद्वर्तते नित्यं सभिस्तु मुग्ध उच्यते ॥

અર્થ—જે પુરૂષ અવિકલ ઇંદ્રિયવાળો, તથા વિષયભોગ ભોગવવામાં સમર્થ હોવા છતાં પણ વિષયોનું સાન્નિધ્ય થવાથી સદા સર્વદા સુષુપ્ત પુરૂષવત્ અર્થાત્ નિર્વિકાર રહે છે, તે મુગ્ધ કહેવાય છે.

પંઢ પણ આ લોકમાં પુરૂષાર્થહીન અર્થાત્ વીર્યબળહીન નપુંસકને કહે છે. તેમ જ શાસ્ત્ર પણ આત્મજ્ઞાનથી રહિત અજ્ઞાનીને પંઢ કહે છે, તો આ વિગેરે નિંદ્ય લક્ષણવાળું પંઢત્વ તો દુષ્ટ દુર્જનોમાં જ હોય છે; અને કદાચિત્ સજ્જનોમાં પંઢત્વનું અનુમાન કરીએ તો-તે આ પ્રકારનું જ હોવું ઘટે છે, કે જે સત્પુરૂષોએ સેવ્ય ગણેલું હોવાથી વંદ્ય છે.

अद्यजातां यथा नारीं तथा षोडश वार्षिकीम्
शतवर्षां च यो दृष्ट्वा निर्विकारः स पण्ढकः ॥

અર્થ—આજ જન્મેલી તથા સો વર્ષની વયની સ્ત્રીના દર્શનના સમાગે

જેનું નિર્વિકાર મન હોય છે, તેવું જ સોળ વર્ષની સ્ત્રીના દર્શનથી પણ જેનું મન નિર્વિકાર રહે છે, તે પુરૂષ પંઢક કહેવાય છે. (આ સ્થળે પણ વિષયભોગના સામર્થ્યવાળો છતાં નિર્વિકાર રહેનાર પુરૂષ પંઢક સમજવો. ગૃહસ્થાશ્રમી પુરૂષો પરસ્ત્રીના નિરીક્ષણસમયે નિર્વિકાર રહે તો તેમની પણ આમાં ગણના થાય છે.)

અજીહ્વ અથવા મુક—આ લોકમાં રોગાદિના સંભવથી અથવા જન્મદોષથી જે મનુષ્ય ષડ્રસના પૃથક્ પૃથક્ સ્વાદને જાણી શકતું નથી, અર્થાત્ જેની રસનેંદ્રિયનો ધ્વંસ થયો છે તેને, અથવા જે યથાવત્ ખાઈ શકતું નથી તેને, તથા જે અવિદ્વાન્ મૂર્ખ છતાં અહિતકર બોલનાર હોય, અથવા તો જન્મથી કે વ્યાધિથી જેની વાગિન્દ્રિય દૂષિત હોય તેને અજીહ્વ અથવા મુક કહે છે. તો આ પ્રકારનાં વિશેષ લક્ષણ તો તે દુર્જનોમાં જ ઘટે છે, અને સજ્જનમાં કદાચિત્ ઘટે તો આ પ્રકારનું અજીહ્વપણું ઘટે છે, કે જે સાધુ પુરૂષોએ સેવ્ય ગણ્યું છે:

> इदमिष्टमिदं नेति यो ऽश्नन्नपि न सज्जते
> हितं सत्यं मितं वक्ति तमजिह्वं प्रचक्षते ॥

અર્થ—જે ખાતો છતો આ પ્રિય છે તથા આ અપ્રિય છે, એવા ભાવથી રહિત છે, તથા જે કલ્યાણ કરનાર, સત્ય તથા મિત ભાષણ કરે છે. તેને અજીહ્વ કહે છે.

પંગુ—આ લોકમાં વ્યાધિઆદિ નિમિત્તથી અથવા જન્મદોષથી ચાલવારૂપ ક્રિયા ન કરી શકનારને પંગુ કહે છે, તથા ચરણ, ઉરૂઆદિ સબળ છતાં પરાર્થે વા પરમાર્થે જે ચાલવારૂપ ક્રિયાને આલસ્યપ્રમાદાદિ દોષોને વશ થઈ કરતો નથી, તે પંગુ ગણાય છે. સ્રો કોઈ પણ પ્રાણિના હિતને અર્થે ગમનાગમનાદિ ક્રિયા કરવી તે પરાર્થે કરેલી જાણવી, તથા આપણા કલ્યાણને નિમિત્ત મોટા પુરૂષોની સેવા, તીર્થસ્નાન, સત્પુરૂષોનાં દર્શનાદિ નિમિત્તે ગમનાગમનાદિ ક્રિયા કરવી તે મોક્ષનાં પરંપરા સાધનરૂપ હોવાથી પરમાર્થે કરેલી ક્રિયા જાણવી: આ પ્રકારની પરાર્થે તથા પરમાર્થે ક્રિયા ન કરવારૂપ દોષ વિગેરેના પાત્રરૂપ તો વિશેષે કરીને દુર્જનો જ હોય છે. તેથી સજ્જનોમાં કદાચિત્ એવો પંગુપણારૂપ દોષનો આરોપ કરાય તો તે આ પ્રકારનું જ પંગુપણું હોવું ઘટે છે કે જે મતિમહાત્માઓએ સેવન કરાય છે:

निःश्वासस्रुक्षक्रकचाः सर्वदेहलतावुणाः
आधयोयं न भिंदंति मृत्युस्तं न जिघांसति ॥ ४ ॥

આધિઓ કે જેઓ સઘળી દેહરૂપી લતાને ઘુણ નામના જંતુની પેઠે કોતરી નાંખે છે, અને દેહરૂપી વૃક્ષને કાપી નાંખનારાં નિશ્વાસોરૂપી કરવતોને ઉત્પન્ન કરે છે, તેઓ જેને ભેદે નહિ તે પુરૂષને મૃત્યુ નાશ કરતો નથી.

रागद्वेषविषापूरः स्व मनो बिल मंदिरः
लोभव्यालो न मुंक्ते यं मृत्युस्तं न जिघांसति ॥५॥

રાગદ્વેષરૂપી વિષથી ભરપૂર, અને મનરૂપી બિલમાં ( રાફડામાં ) રહેનારો લોભરૂપી સર્પ જેને કરડે નહિ તે પુરૂષને મૃત્યુ નડતો નથી.

यंत्रं तिलानां कठिनं राशिमुग्रमिवाकुलम्
यं पीडयति नानंगस्तं मृत्युर्न जिघांसति ॥ ६ ॥

જેમ યંત્ર તિલના મોટા ઢગલાને પણ વ્યાકુળ કરીને પીલી નાંખે છે, તેમ અનંગ જેને વ્યાકુળ કરીને પીલે નહિ, તે પુરૂષને મૃત્યુ નડી શકતો નથી.

पीताशेषविवेकांबुः शरीरांभोधि वाडवः
न निर्दहति यं कोपस्तं मृत्युर्न जिघांसति ॥ ७ ॥

શરીરરૂપી સમુદ્રમાં રહેનારો, અને વિવેકરૂપી સઘળા જળને પીનારો ક્રોધરૂપી વાડવાગ્નિ જેને બાળે નહિ, તેને મૃત્યુ નડતો નથી.

હે ભાઇ! આ પ્રમાણે છે માટે ઉપર વર્ણવેલા સઘળા દોષોનો સંગી તથા પાપરૂપ જે દુર્જન હોય તેને વિષની પેઠે ત્યજી દેવો, અને નિરંતર સજ્જન મનુષ્ય કે સત્પુરૂષનો સંગ સેવવો. ( અપૂર્ણ )

---

# श्री पंचवरदवृत्तान्त.

( અનુસંધાન ગતદર્શનના પૃષ્ટ ૫૮ થી. )

ઘણા પુરૂષો શ્વાનની પેઠે વિષયલાલસાવાળા છતાં પણ લાગલાગ લઇ, તિરસ્કારને સહન કરતા ઉદરપૂર્ણાર્થે દ્વારદ્વારપ્રતિ ભ્રમતા જોવા છે,

અને તે દુરાત્માઓને સુખનો અંશ પણ મળ્યો હોય એમ અનુમાન કરાતું નથી; તો તદ્વત્ મારે મારી દુઃખદ સ્થિતિ પોતાની મેળે વિચાર પ્રાપ્ત છતાં કરી લેવી, એ અત્યંત અયોગ્ય છે. આ મારાં વૃદ્ધ માતાપિતા કે જેમણે મોટા ઉમંગથી લાલનપાલન કરતાં, પોતાના ભવિષ્યના સુખની આશાઓના આધારરૂપ ગણીને મને ઘણે કષ્ટે આ સ્થિતિને પ્રાપ્ત કરયો છે, તેમની સર્વે આશાઓનો ભંગ કરવાથી મને કયો દોષ ન પ્રાપ્ત થાય? અર્થાત્ સઘળા દોષના પાત્રરૂપ જ હું ઠરૂં એમાં કાંઇ સંદેહ નથી. માતાપિતાનો ઉપકાર કે જેનો બદલો અનંત કાળથી ચાલતી આવેલી સૃષ્ટિમાં કોઇ પણ સુપુત્રે સંપૂર્ણ રીતે આપ્યો હોય એવું સાંભળ્યું નથી, અને હવે પછી સાંભળવામાં આવે એવો સંભવ પણ નથી. ક્વચિત્ અંશે બદલો વાળવા પ્રવૃત્ત થયેલા સુપુત્રોની ગણના કરવામાં શ્રવણાદિને ગણે છે, તથાપિ તે પૂર્ણ બદલો આપનાર ગણાય નહિ. આથી કૃતઘ્નપણાને પામવાના ઉપાયને મારે કદાચિત્ પણ મેઇ ગણવો જોઈએ નહિ. આ વિગેરે અનેક યોગ્ય વિચારને કરીને મેં માતાપિતાની સેવામાં તત્પર રહેવા તથા તેમની અને શાસ્ત્રની આજ્ઞાપ્રમાણે ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરવા નિશ્ચય કરયો. એ નિશ્ચયપ્રમાણે ક્રમે કરી મારૂં લગ્ન થયું. અને ઉત્તરોત્તર હું ગૃહસ્થાશ્રમના શ્રુતિસ્મૃતિમાં કહેલા ધર્મને આચરતો, પૂર્વાશ્રમ કરતાં વિલક્ષણ સુખને અનુભવવા લાગ્યો. સંપૂર્ણ વેદવિદ્યા તથા નાના શાસ્ત્રગ્રંથને રૂડે પ્રકારે સમજી સાધ્ય કરનાર થયો, અને તેથી સંપૂર્ણ આશ્રમિઓ પ્રતિ મારી સર્વવિતરૂપે પ્રતિષ્ઠ બંધાઈ. કાળે કરીને ગૃહસ્થાશ્રમમાં મને નાના દુઃખનો પણ અનુભવ થવા લાગ્યો. ગૃહસ્થાશ્રમને અનુકૂળ પદાર્થો પ્રાપ્ત કરવામાં, સ્ત્રીને જોઈતા પદાર્થો યોગ્ય કાળે તેની વૃત્તિની અનુકૂળતા જાળવીને મેળવી આપવામાં, પુત્રપુત્રીના ગર્ભકાળથી તે પ્રસવકાળપર્યંતમાં, પ્રસવઅનંતર લગ્નાદિ ક્રિયા થવાપર્યંતમાં, તથા સાર પછી તેમના યોગ્ય પ્રકારે વ્યવહાર ચાલે એવા પ્રકારની સ્થિતિમાં તેમના આવતાપર્યંતમાં, અનેક પ્રકારનાં દુઃખનો અનુભવ મને થયો. તે જ પ્રમાણે કુટુંબનાં મનુષ્યોની તથા અન્ય સંબંધીઓની, તથા જ્ઞાતિવર્ગની, તથા તેવા જ અન્ય સ્નેહસંબંધ રાખનારની વૃત્તિઅનુકૂળ પ્રવૃત્તિ કરવામાં અનેક દુઃખનો તથા પ્રસંગવશાત્ સુખનો અનુભવ મેં કરયો. તે સઘળી વાર્તાનો સર્વે ગૃહીઓને ન્યૂનાધિક અંશે અનુભવ હોય છે; જેથી આ સ્થળે તેનો વિસ્તાર

કરવાનું આધક પ્રયોજન નથી. આ પ્રકારે સુખદુઃખનો અનુભવ કરવાથી એ તો સ્પષ્ટ જણાયું કે વિષયજન્ય સુખકરતાં વિષયજન્ય દુઃખનું પ્રમાણ ગૃહી માત્રને અધિક હોવું ઘટે છે. દુઃખના અંશ અધિક જણાવા છતાં પણ આ સંપૂર્ણ ગ્રહીઓ તે અલ્પ સુખની અસ્પૃહા કરી તેથી વેગળા કેમ થતા નથી, એવી શંકા પ્રાપ્ત થતાં તેનું યોગ્ય સમાધાન આ પ્રકારે જણ્યું. આ ગૃહસ્થાશ્રમી જીવોને વિષયથી અતિરિક્ત સુખનું ભાન નથી. સુખવિના કેવળ દુઃખમાં તેઓ જીવવાને સમર્થ નથી. યથાર્થ સુખના સ્વરૂપને જણાવનાર સાધનોની યોગ્ય પ્રકારે ઈચ્છા કરતા નથી. તે સુખને પ્રાપ્ત કરાવનાર સાધનોની તથા તે સાધનો સધાવનારની પ્રસંગે પ્રાપ્તિ થાય છે તો પોતાના પ્રતિકૂળ નિશ્ચયોથી તેમાં ઘટે તેમ યત્નવાન્ થતા નથી. યત્નવાન્ થાય છે તો ત્યાં પણ આરંભમાં ઈચ્છિત સુખનો અભાવ જાણી તથા કષ્ટનું અનુમાન કરી તેથી તત્કાળ નિવૃત્ત થાય છે. આ વિગેરે અનેક કારણોથી ગૃહસ્થાશ્રમી પુરૂષો દુઃખસુખયુક્ત આશ્રમનો ત્યાગ કરી શકતા નથી. વળી સઘળાં જ મનુષ્યો આ દુઃખયુક્ત સ્થિતિની અસ્પૃહા કરી સુખસ્વરૂપ થાય, એ ન સંભવી શકે, એવી દુરાશા કોણ વિદ્વાન્ કરે? કોઈ જ નહિ. જીવમાત્ર પોતાના સંસ્કારને આધીનપણે ફળ ભોગવે છે, તેથી સર્વના તેવા સંસ્કાર હોવા સંભવતા નથી. તેમ જ આ જીવો પોતાની સ્વભાવસત્તાથી પણ પ્રયત્નનો આદર કરવા સમર્થ છે, તથાપિ તેવી ઉજ્વળ સ્વભાવસત્તા પણ સર્વમાં હોતી નથી. તેથી સર્વ પ્રાણિની એકસરખી સુખમાં સ્થિતિ થાય, એ આશા તો યથાર્થ તત્ત્વવિચારથી રહિત શૂન્યસરખાં અંતઃકરણમાં જ થવી સંભવે છે; અને તે નિરંતર નિષ્ફળ જ હોવી ઘટે છે. આ પ્રકારથી સર્વ સંસારીને એક કાળ વિષયસુખની અસ્પૃહા થઈ નથી, થતી જણાતી નથી, અને થવી સંભવતી પણ નથી: વિષયસુખમાં અસ્પૃહા કરી યથાર્થ સુખ પામવા તત્પર ન થયેલા એવા અનેક ગૃહસ્થાશ્રમીની એક એવી પણ શંકા આવતી જણાઈ કે આ વિષયસુખની અસ્પૃહાવાળા જણાતા એવા, ગૃહસ્થાશ્રમથી રહિત, વિરાગના વેષને ધારણ કરેલા ઘણા, આ ભૂતળઉપર ભ્રમણ કરતા અમે જોઇએ છીએ, તથાપિ તેમને અમે કોઈ, યથાર્થ સુખને પ્રાપ્ત થયેલા જોતા નથી, એમાં કારણ શું? આ શંકાનું પણ અનુભવસિદ્ધ સમાધાન આ પ્રકારે જણાયું છે. ઘણા વિરાગનાં વેષવાળા પુરૂષોને તો વિષયસુખની લાલસા ઘણી છતાં

તેમને તે તે વિષયોની પ્રાપ્તિ થવાના અસંભવ જાણ્યાથી તેઓ રૂડે પ્રકારે ગૃહસ્થાશ્રમી થઈ શક્યા નહિ. તેથી નિરુપાયે તેવાઓ કેવળ વિષયસંપાદન કરવાની આશાથી જ વિરાગના મનાએલા લોકપ્રસિદ્ધ વેષમાત્રને ધારણ કરી વિચરતા થયા છે. તેઓ જ્યાં ત્યાં અનેક છળપ્રપંચવડે વિષયસુખની જ પ્રાપ્તિ કરવા મચ્યા છે. એવા દુર્ભાગી પાપાત્માઓને વિષયની અસ્પૃહાવડે પ્રાપ્ત થનાર સુખ ક્યાંથી પ્રાપ્ત થવું સંભવે? ન જ સંભવે. અને ક્વચિત્ પુણ્યવાન્ પુરુષો કે જે યથાર્થ અસ્પૃહાવાળા થઈને વિષયાતીત સુખને પામવા પ્રવૃત્ત થયેલા છે, તેમને તો તે પ્રાપ્ત હોય જ છે. માટે યથાર્થ વિરાગવડે પણ પ્રાપ્ત કરવા યોગ્ય વિષયથી વ્યતિરિક્ત સુખનો સર્વથા અભાવ જ હશે, એવી કલ્પનાવડે પ્રાપ્ત કરેલી શંકા વ્યર્થ ઠરી. હવે પુનઃ આપણા ચાલુ પ્રસંગથી સંબંધ કરીએ.

નાના પ્રકારનાં સુખદુઃખનો અનુભવ કરતાં મને જેવા વિચાર આવ્યા તે વિચારના સ્વરૂપને શ્રવણ કરો. તેમનું સ્વરૂપ આ છે. આ જગતમાં કર્તવ્ય શું છે, એ હવે મારે સત્વર નિર્ણય કરવો જોઈએ. કારણ કે નિરંતર કાળને આધીન ગતિ કરનાર આ પ્રાણિઓનો સમુદાય અચલ નથી. મારી પૂર્વે થયેલાં, મારા સમાન વયનાં, તથા મારા પછી પ્રવાહમાં પ્રાપ્ત થએલાં અસંખ્ય પ્રાણિઓ કાળપ્રતિ ગતિ કરતાં જાણે ઉત્પન્ન જ નથી થયાં એવાં થઈ ગયાં છે. આ ક્ષણે વિદ્યમાન છે તે પણ ક્રમવડે નહિ થયા સરખાં થનાર છે, જેમાં મારી પણ અવશ્ય ગણના થવી ઘટે છે. આવા અશાશ્વત પ્રવાહમાં આવી પડ્યા છતાં, અને આ રૂપે મારૂં અસ્તિત્વ સદા રહેનાર નથી એવું નિશ્ચય કર્યા છતાં પણ આ સ્થળે મારે શું કર્તવ્ય છે એનો વિચાર તથા દૃઢ નિશ્ચય ન કરૂં તો મારા સમાન મૂઢ કોઈ નથી, એ સિદ્ધ છે.

આ જગતમાં થોડો કાળ જ જીવી વ્યવહાર કરવો છે, એવું જાણનાર આ વિષયપર પ્રાણિઓ પણ રાત્રિ તથા દિવસમાં વિચાર કર્યા જ કરે છે કે-'હવે કાલે આપણે શું કરવાનું છે, ઉત્તરોત્તર સુખમાટે આપણે ક્યા કર્તવ્યમાં પ્રવેશ કરવો, આ પ્રાપ્ત ધનાદિનો વ્યયક્ષય થઈ ગયા પછી આપણે શાવડે સુખ ભોગવીશું, માટે આપણું કર્તવ્ય આલસ્યથી રહિત થઈ અવશ્ય કરવું જોઈએ.' આ વિગેરે વિચાર કરતા તે વ્યાવહારિક પ્રાણિઓ નિરંતર કર્તવ્યસંબંધી વિચાર કરીને, કર્તવ્યનો નિ-

શ્રય કરીને તે તે કર્તવ્ય કર્મને કરતા જ કરે છે, તો આપણી ઉત્તરોત્તર સુખરૂપ સ્થિતિમાટે મારા સરખા વિચારવાને પણ પોતાના કર્તવ્યનો નિશ્ચય કેમ ન કરવો જોઈએ? અવશ્ય કરવો જ જોઈએ.

આ વિગેરે અનેક પ્રકારે વિચાર કરતો જ્યારે યોગ્ય કર્તવ્યના સંબંધે વિચાર કરવા લાગ્યો ત્યારે આરંભમાં એવો પ્રશ્ન ઉઠ્યો કે જ્યાં પર્યંત પ્રાપ્તવ્ય વસ્તુનો નિર્ણય થયો નથી, ત્યાં પર્યંત યોગ્ય કર્તવ્યનો નિર્ણય થઈ શકે નહિ. કારણ કે આ વ્યવહારને સાધતાં મનુષ્યોમાં પણ પ્રથમ પ્રાપ્તવ્ય પદાર્થને નિશ્ચય કરીને જ તદનુકૂળ કર્તવ્યનો નિશ્ચય કરાતો જણાય છે. જેને કાંઈ પણ પ્રાપ્તવ્ય હોતું નથી, તેને કર્તવ્ય પણ હોતું નથી; કારણ કે આ લોકમાં નિત્યતૃપ્ત પુરૂષો આપ્તકામ હોવાથી અંતમાં અક્રિય જ થતા જણાય છે. જેથી પ્રથમ મારે પ્રાપ્તવ્ય વસ્તુવિષયક વિચાર કરવાની અગત્ય છે, એવો નિશ્ચય કરી હું તે સંબંધે પુનઃ આ પ્રકારે વિચાર કરવા લાગ્યો.

આ વર્તમાન શરીરનો જન્મ થાય છે ત્યારથી આ લોકમાં મેળવવા યોગ્ય મુખ્ય તો આહાર જ છે. કેવળ તે આહારવડે જ સર્વ વ્યવહારની સિદ્ધિ થતી નથી, કારણ કે શરીર ઢાંકવાને વસ્ત્રની અગત્ય પડે છે; આથી મનુષ્ય પ્રાણિને આ લોકમાં આવીને જીવવા પર્યંત અન્ન, જળ તથા વસ્ત્રની અગત્ય છે, એમ સર્વનું જાણવું તથા માનવું છે, જેથી એ ત્રણ વસ્તુ મેળવવા યોગ્ય ઠરે છે. ઘણા વિચારથી મનુષ્યો એવો નિશ્ચય કરે છે કે આપણા જીવનનો આધાર આ અન્નજળ જ છે; જો એ ન હોય તો આપણે એવિના અવશ્ય મરીએ. પણ આ વિચાર સંપૂર્ણ અંશે ખરો નથી. કારણ કે ઘણાં મનુષ્યોને આપણે મરતાં જોઈએ છીએ, તેમના સમીપ અન્નજળ વિદ્યમાન હોય છે તથાપિ તે મરે છે. માટે કેવળ અન્નજળ જ જીવનનો આધાર નથી, પણ અન્નજલાદિ પદાર્થોને ગ્રહણ કરાવનાર તથા તેમને જઠરમાં પ્રાપ્ત થયા પછી યથાવિધિ જીર્ણ કરનાર જે શરીરસ્થ સામર્થ્ય છે, તે સહિત આ અન્નજલાદિ પદાર્થ આપણા જીવનનો આધાર છે. હવે તે શરીરસ્થ સામર્થ્ય શી વસ્તુરૂપ છે, તથા તેની હાનિ, વૃદ્ધિ તથા સમસ્થિતિ શાવડે થાય છે, તેના યથાર્થ સ્વરૂપને અદ્યાપિ પર્યંત આ લોકો જાણતા હોય એમ ભાસતું નથી, કારણ કે આ પ્રાણિઓને આપણે મરણને પ્રાપ્ત થતા જોઈએ છીએ. મુખ્ય જીવનના

આધારભૂત કારણને જો આ જીવો જાણતા હોય, તથા તેની હાનિવૃદ્ધિ આદિનાં સ્વરૂપને યથાવત્ જાણતા હોય તો અવશ્ય આ પ્રાણિઓ મરણને પ્રાપ્ત થતા જણાય છે, તે ન જણાવા જોઈએ. આટલા વિચારથી એમ સિદ્ધ થયું કે આ જગતમાં મનુષ્યોએ મેળવવા યોગ્ય મુખ્ય પદાર્થ અન્નજલાદિ જ નથી, પણ તે અન્નજલાદિ પદાર્થો જે સામર્થ્યવડે આપણા જીવનના આધારરૂપ થઈ રહ્યા છે, તે સામર્થ્યનું તેના કાર્યકારણના સ્વરૂપ સહિત યથાર્થ જ્ઞાન જ પ્રાપ્તવ્ય છે. એટલું તો સિદ્ધ જ છે કે આ પ્રાકૃત પ્રાણિમાત્રને મરણ પ્રિય નથી, અને એમ છે તો જીવવું જ સર્વને પ્રિય છે, એ નિઃસંદેહ વાર્તા છે; જેથી મરણને અટકાવનાર તથા જીવનને જાળવનાર કારણનું યથાર્થ જ્ઞાન જ માત્ર મુખ્ય મેળવવા યોગ્ય વસ્તુરૂપ છે, એ નિર્વિવાદ સિદ્ધ જેવું થયું. હવે જો તે જીવનના જાળવનાર અથવા જીવનના આધારરૂપ કારણનું પણ જ્ઞાન હોય તથાપિ તે કારણરૂપ ઉપયોગી પદાર્થ ન હોય તોપણ કાર્ય સધાતું નથી. જેમ કોઈ રોગને નિવૃત્ત કરનાર ઔષધનું યથાર્થ જ્ઞાન આપણને હોય, પરંતુ તે ઔષધરૂપ પદાર્થ અસ્તિત્વમાં વા આપણી પાસે વિદ્યમાન ન હોય તો કેવળ તે જ્ઞાનથી તે રોગની નિવૃત્તિ થતી નથી, તેમ જ કેવળ ઔષધિરૂપ પદાર્થ હોય, પરંતુ તેના કાર્યની ઉત્પત્તિ કરવાનું અર્થાત્ તેને યથાવિધિ ઉપયોગમાં લેવાનું જ્ઞાન ન હોય તો તેથી પણ રોગનિવૃત્તિરૂપ અર્થ સિદ્ધ થતો નથી. આમ છે માટે જીવનના આધારભૂત કારણનું યથાર્થ જ્ઞાન, તથા તે આધારભૂત ઉપયોગી પદાર્થના અસ્તિત્વનું જ્ઞાન એ ઉભય પ્રાપ્તવ્ય ગણાય. તેમાં અન્નજલાદિ પદાર્થ તો આ લોકમાં ન્યૂનાધિકપણે પણ પ્રાપ્તવત્ પ્રતીત થાય છે, તથા તેના અસ્તિત્વનું જ્ઞાન પણ પ્રાપ્તવત્ છે, તથાપિ જીવનના આધારભૂત કારણનું તથા તે કારણની હાનિવૃદ્ધિઆદિના નિમિત્તાદિનું યથાર્થ જ્ઞાનમાત્ર અપ્રાપ્ત જણાય છે; જેથી મુખ્ય પ્રાપ્તવ્ય તો તદ્વિષયક જ્ઞાન જ ઠરે છે. માતાના સ્તનમાં દુધ જન્મકાળથી જ પ્રકટ થાય છે, અને પછી અન્નજલાદિ પદાર્થોનું જ્ઞાન તથા તેની પ્રાપ્તિ પણ આ લોકમાં પ્રસિદ્ધ છે. જેથી એ પદાર્થ પ્રાપ્તરૂપ નથી એવી બળવાન્ શંકા કોઈ કરે તો તે યોગ્ય ઠરે એમ નથી. આમ હોવાથી જીવનનું મુખ્ય કારણ, તેનું જ્ઞાન, તથા તેની હાનિવૃદ્ધિ વિગેરે ઇચ્છાનુસાર કરી શકવા પૂરતું યથાર્થ જ્ઞાન, પ્રાપ્તવ્ય છે.

આ પ્રકારે કેવળ જીવવાના સંબંધમાં વિચાર કરતાં પ્રાપ્તવ્યનિ યક પૂર્વોક્ત નિશ્ચય થાય છે. હવે એ શિવાય વિચાર કરતાં વિશેષ એ જ ણાય છે કે આ જીવો, માત્ર જીવવાથી જ પ્રાપ્તસંતોષ હોતા નથી, પણ જીવીને વિવિધ વિષયો ભોગવવાની આશાવાળા હોય છે. તે વિષયોમાં મુ ખ્ય સ્ત્રી છે. કારણ કે ધનાદિ સંપૂર્ણ વિષયપદાર્થની પ્રાપ્તિવાળા પુરૂ પણ સ્ત્રીવિના પોતાને સંતોષમાં રહેતા અનુભવતા નથી, તેમ જ અ પણ તેમને અસંતોષમાં જ જુએ છે. આમ છતાં પણ માત્ર સ્ત્રી જ પ્ર સવ્ય નથી, કારણ કે સ્ત્રીવાળા પુરૂષો પોતાને સ્ત્રી પ્રાપ્ત છતાં પણ અસ તોષમાં જ અનુભવે છે. તે અસંતોષનું કારણ એ જણાય છે કે તેઓ સ્ત્રીરૂપ વિષયને યથાવત્ ભોગવવાનું સામર્થ્ય હોતું નથી. જેથી સ્ત્રીરૂપ વિષ છતાં પણ તેના ઉપભોગાર્થે યોગ્ય બળ વા સામર્થ્યની અપેક્ષા રહે છે. તે માં સ્ત્રીરૂપ પદાર્થ સહજ પ્રાપ્ત થાય એમ છે, કારણ કે પ્રકટ પદાર્થરૂ તેનું અસ્તિત્વ સર્વને જ્ઞાત છે. પરંતુ આંતર સામર્થ્યના યોગ્ય કારણનુ યથાર્થ જ્ઞાન આ જીવોને હોય એમ જણાતું નથી. માટે મુખ્ય પ્રાપ્તવ્યરૂ આ વિષય નથી, પણ તે તે વિષય ભોગ ભોગવવાના સામર્થ્યના નિર્વાહ હેતુનું યથાર્થ જ્ઞાન જ છે. આ પ્રકારે જ સંપૂર્ણ ઈંદ્રિયોના વિષયમાટે નિર્ણય થાય છે. શબ્દ, સ્પર્શ, રૂપ, રસ તથા ગંધ એ પાંચ વિષયોને અ નુકૂલપણે યથેચ્છ ભોગવવાના સામર્થ્યના નિર્વાહક હેતુઓનું યથાર્થ જ્ઞાન અપ્રાપ્ત હોવાથી પ્રાપ્તવ્યરૂપ ગણાવું ઘટે છે. આ લોકવ્યવહારમાં પણ ન પ્રાપ્ત થયેલ પદાર્થને જ પામવા યોગ્ય ગણ્યા છે.

(અપૂર્ણ)

---

# સુજ્ઞ પતિએ પોતાની વિદુષી છતાં દુરભિ-માનવાળી સ્ત્રીને આપેલો સુબોધ.

( અનુસંધાન ગત દર્શનના પૃ૯, ૭૨ માથી. )

આ લોકમાં યૌવન, જીવિત, ચિત્ત, છાયા, લક્ષ્મી, તથા પ્રભુતા એ છ ચંચળ છે, માટે એવા નિમિત્તમાં નિર્મોહ રહેતાં સદાચરણે ચાલનાર થવું, એ જ કુળવાન સ્ત્રીપુરૂષનો મુખ્ય ધર્મ જાણવો. આ પ્રકારનાં આ-

પણું સુજ્ઞ પ્રાચીન પુરૂષોનાં વચનો ને જાણ્યા છતાં તું સ્વેચ્છાચારથી ગર્વિષ્ટ સરખી રહીને મને અસંતોષ પ્રતીત કરાવે છે, એ તારી નીતિ તને જન્મ આપનાર માતાપિતાના કુળને વખાણાવે તેમ નથી. સ્રીજાતિએ પોતાના કલ્યાણમાટે જ પતિને અનુકૂળ વર્તવું છે, કાંઈ કેવળ પતિના કલ્યાણમાટે અનુકૂળ નથી વર્તવું. આ ઘણે સ્થળે જોવામાં આવે છે કે, પુરૂષ સ્રીને રોજ ગાળો દે છે, મારે છે, ને સંતાપ દે છે, તેમ જ તે સ્રીઓ પણ રોજ તેટલું ભોગવવા છતાં ક્લેશથી સંતપ્ત થઈ થઈને પુનઃ પુનઃ તે જ માર્ગે જાય છે, અને પતિના સામું બોલે છે, કઠોર વચનો સંભળાવે છે અને પોતે સુખે ખાતી નથી, ને પતિને ખાવા દેતી નથી. પણ આ તે પતિપત્નીનાં લક્ષણ ઉભયનું અકલ્યાણ જ કરનાર છે, એમ જાણવું. કલ્યાણને માટે તો શાસ્રમાં પણ કહ્યું છે કેઃ—

संतुष्टो भार्यया भर्ता भर्त्रा भार्या तथैव च
यस्मिन्नेव कुले नित्यं कल्याणं तत्रवै ध्रुवम् ॥

અર્થ—જે કુળમાં સ્રીથી પુરૂષ અને પુરૂષથી સ્રી સંતુષ્ટ રહે છે, અર્થાત્ બંનેને પરસ્પર પ્રીતિ હોય છે તે કુળનું સદા કલ્યાણ જ થાય છે.

ઘણા દિવસ થયાં હું તારા સ્વભાવનો ફેરફાર થયેલો જોઉં છું, પણ જ્યાં સુધી તું તારી મેળે સુધરે ત્યાં લગી ઘણું સારૂં એમ જાણી મેં તને બોધરૂપ વચન કહ્યાં નથી, પણ તું તારા મદમાં છાકતી જાય છે, એનો નિશ્ચય જ્યારે થયો ત્યારે મેં આ કહેવાનો આદર કર્યો છે. કારણ કે કાર્યનો બિગાડ થયા પછી સુધારવા યત્ન આરંભવું એ ઘર બળવા માંડ્યા પછી કૂવો ખોદવાનો આરંભ કરવા જેવું છે.

સ્રીનું કરેલું પાપ તેના પતિને આવે છે, એ વાતને જાણનાર પતિ પોતાની સ્રીને ન સુધારે તો તેણે મોટી હાનિ મેળવી એમ જાણવું; તું પાપાચરણમાં પ્રવેશ કરી નથી ચુકી, ત્યાં પર્યંત જ તને બોધની જરૂર છે; પછી તો બોધથા પણ શું? માટે શુદ્ધબુદ્ધિવડે નિરંતર ગૃહવ્યવહારમાં જ ચિત્તને રાખીને, અન્ય પુરૂષના સંમુખ ઉભા રહીને કે બેસીને ઈચ્છાનુસાર બોલવાના વ્યવહારને સેવવાની ઈચ્છાનો પરિત્યાગ કર. ન કરવાનું કામ જે મનુષ્ય એકવાર કરે છે, તે મનુષ્ય તેના સ્વાદને ચાખ્યો તેનું તે પુનઃપુનઃ ... નિર્ભયપણે કરે છે, અને આ પ્રમાણે એક ખોટું કામ કર્યું

કે પછી બીજું કરવાની ઈચ્છા કરે છે, અને એમ કરતાં પછી દુર્ગુણોનાં યુથનાં યુથ પોતામાં આણી વાસે છે. આપણામાં કહેવત ચાલે છે કે 'અતિ ઋણીને ઋણ શું? ને અતિ દુઃખીને દુઃખ શું?' વળી, 'આથમ્યા પછી અસુર શું અને લુંટાયા પછી ભય શો?' આવી કહેવતનો સાર એ જ છે કે તે એક પણ દુર્ગુણને સેવનાર અનેક દુર્ગુણનો સેવનાર થાય છે, અને દુર્ગુણમાટે પ્રસિદ્ધ થયા પછી તો તે કોઈ દુર્ગુણથી પણ બચતો નથી. આવા જ પ્રસંગને લગતો આ શ્લોક છે, સાંભળ.

भिक्षो कंथा श्लथा तेनहि शफरिवधे जालमश्नासि मत्स्यां
स्ते वै मद्योपदंशाः पिबसि मधुसमं वेश्यया यासि वेश्याम्
दत्वां ऽघ्रिं मूर्ध्न्यरीणां तवकिमुरिपवो भित्ति भेत्ता ऽस्मि येषां
चोरोऽसि द्यूत हेतो स्त्वयि सकलमिदं नाऽस्ति नष्टे विचारः ॥

અર્થ—કોઈએ એક ભિક્ષુકસરખા જણાતા મનુષ્યને પૂછ્યું, 'હે ભિક્ષુક! શું આ તારી શિથિલ થયેલી ગોદડી છે?' ત્યારે ભિક્ષુક બોલ્યો, 'નહિ, એ તો માંછલાં પકડવાની જાળ છે.' પૂછનારે પૂછ્યું; ત્યારે શું તું માંછલાં ખાય છે? ત્યારે કહે 'હા મદ્ય સહિત'. ત્યારે પૂછ્યું, 'શું તું મદ્ય પીએ છે?' ત્યારે કહે, 'હા વેશ્યા સાથે.' ત્યારે પૂછ્યું, 'શું તું વેશ્યા સમીપ જાય છે?' તો કહે, 'હા, શત્રુનાં માથાં ઉપર પગ મુકીને!' ત્યારે પૂછ્યું, 'શું તારા શત્રુ છે?' તો કહે, 'હા, જેનાં ઘરમાં ખાતર પાડું છું તે.' ત્યારે શું તું ચોર છે? તો કહે, 'જુગાર રમવા માટે.' ત્યારે શું તારામાં એ બધું છે?' તો કહે, 'ભ્રષ્ટ થયા પછી વિચાર કેવો?'

આમ છે. માટે હે વિદ્યાવાળી તું અવિદ્યાને વશ વર્તનારી થા મા, તથા અંશથી પણ દુર્ગુણનો પડછાયો સેવવાથી દૂર રહે. એમ કરવાથી જ તારો આ લોક તથા પરલોકમાં જય છે. ઘણી મૂર્ખ સ્ત્રીઓ પોતપોતામાં લડતાં પરસ્પર વઢી ગાળો દેવાનો આરંભ કરે છે, અને પછી તેમાં જ્યારે ફાવતી નથી, ત્યારે તેનાં માબાપ વિગેરે વડિલોને તથા અન્ય નિકટનાં સંબંધીઓને ગાળો દેવા માંડે છે. એ અત્યંત નિંદ્ય નીતિનો તું પણ પ્રસંગે આદર કરતી જણાય છે, પણ તે તને શોભા આપનાર નથી. જે મનુષ્ય ખાસ આપણા સંમુખ કઠોર વચનો બોલે છે, તેને જ આપણું કહેવું એ તો કદાચિત્ પણ ઉચિત ગણાય. પણ આપણા વિરોધીને દુઃખ લગાડવા

નૈમિત્ત, આપણું સાક્ષાત્ વિરોધી ન થયેલું એવું પરોક્ષ રહેલું પાત્ર હોય તેને પણ મધ્યે મેળવીને તેને કઠોર શબ્દો જોડવા એ તો અત્યંત અનુચિત છે. માટે વિચાર કરીને અન્યના પ્રતિ તેમ જ મારા પ્રતિ બોલવાનો અભ્યાસ રાખ

તું સ્ત્રીજાતિએ તો ઘરના સઘળા નાના મોટા પુરૂષોને ઘટિત માન આપતાં તેમના પ્રતિ યોગ્ય પ્રકારથી વર્તવું જોઈએ. તેમાં તું ઘણી વાર ભૂલ કરે છે.

તું વડિલોની આજ્ઞાને જેમ પાળવામાં પ્રમાદવાળી થાય છે, તેમ મારી આજ્ઞા પાળવામાં પણ પ્રમાદવાળી થાય છે. સ્ત્રીજાતિએ પતિની આજ્ઞાનું પાલન કરવું, એ તો સર્વમાન્ય નીતિ છે. કોઈ પણ કુળવાન પતિ પોતાની સ્ત્રીને અયોગ્ય વા અધર્મરૂપ આજ્ઞા કરે નહિ, તેમજ કોઈ પણ કુળવતી સ્ત્રી પતિની યોગ્ય આજ્ઞાને ઉલ્લંઘન કરે નહિ. વળી યોગ્યાયોગ્ય નિર્ણય કરવા અર્થે વિચાર કરવામાં અકુશળ તથા પતિને અર્પાઇ ગયેલી સ્ત્રીએ તો સર્વથા પતિની આજ્ઞાનું પાલન જ કરવું જોઈએ. નીતિજ્ઞ મહાત્માનાં વચન છે કે:—

मनो वाक्कर्मभिः शुद्धा पति देशानुवर्तिनी
छायेवानुगता स्वच्छा सखेव हित कर्मसु ॥
दासीवदिष्ट कार्येषु भार्या भर्तुः सदा भवेत् ॥

અર્થ—સ્ત્રીજાતિએ સદા મન, વાણી તથા કર્મ કરી શુદ્ધ, પતિની આજ્ઞા પાળનારી, તેની છાયાની પેઠે અનુસરનારી, સ્વચ્છ, તેના હિતકાર્યમાં મિત્રસમાન, તથા આજ્ઞા પાળવામાં દાસી સમાન થવું.

હે સ્ત્રિ! પોતાને સમર્થ સમજનાર સ્ત્રીએ પણ પોતાના પતિની આજ્ઞાને કદાચિત્ પણ ઉલ્લંઘન ન કરવી. કારણ કે પતિની આજ્ઞાનો ભંગ કરવાથી સર્વદા અનિષ્ટ ફળ થવાનો જ સંભવ હોય છે એ સંબંધમાં આ પ્રાચીન પક્ષને તું લક્ષમાં આણ.

પૂર્વે એક વેળા સતિ અર્થાત્ મહાશક્તિ ઉમયાના પિતા દક્ષ પ્રજાપતિએ પોતાને ત્યાં યજ્ઞનો આરંભ કર્યો. અન્ય સર્વને નિમંત્રણ દીધેલાં, પણ મહાદેવને વિરોધ દૃષ્ટિથી જોનાર તે દક્ષ પ્રજાપતિએ પોતાની પુત્રી સતીને તથા શ્રીમહાદેવને નિમંત્રણ મોકલ્યું નહોતું. નિમંત્રણ નહિ છતાં, તે યજ્ઞમાં સઘળા બ્રહ્મર્ષિ, દેવર્ષિ, પિતરો, ગંધર્વ અને દેવતાઓને તથા તેઓની સ્ત્રીઓને વિમાનોમાં બેશી જતાં જોઈને તથા તેમની વાર્તાઓને શ્રવણ કરી, તે યજ્ઞ સમારંભમાં જવાની ઈચ્છાવાળાં સતીએ પોતાના

નિશ્ચલ ભક્તિવડે અંતરથી, ટાળે નિજ અભિમાન;
ધ્રુવ, પ્રહ્લાદ, સુરેશ્વરજસમ તે, સહજ લહે સુખસ્થાન રે. દુ:ખ૦ ૮.
ન્યાય ગ્રહે તે સ્વપર ન જાણે, ઘટિત દીસે છે દંડ;
સુધન્વાના પિતાસમ પાણી,–પણ, લે સુખ અખંડ રે. દુ:ખ૦ ૯
નીતિજ્ઞ નીતિએ નવ ચાલે, ધર્મજ્ઞ પાળે ન ધર્મ;
દુર્મતિ તે છે દુઃખના ભોગી, કદી ન લહે સુખમર્મ રે દુઃખ૦ ૧૦.
અધિક કહ્યાથી શું છે વીરો, સ્વલ્પે સમજે સુજ્ઞ;
નૃસિંહ કોટિ ઉપાય કરે પણ, કદી ના સમજે અજ્ઞ રે દુઃખ૦ ૧૧

---

# ॐश्री

## વેદાન્તસાર.

( અનુસંધાન દ્વિતીય રંગના પૃષ્ઠ ૨૫૬ થી. )

शारीरकसूत्रादीनिः--शरीरमेव शरीरकं तत्र भवः जीवः शारीरकः--स सूत्र्यते याथात्म्येन निरूप्यते यैः---શરીર શબ્દને સ્વાર્થે क પ્રત્યય લાગવાથી એજ અર્થમાં શરીરક રૂપ થાય છે. શરીરકમાં રહેલો તે શારીરક અર્થાત્ જીવ અથવા પ્રત્યગાત્મા. તેનું યથાર્થ સ્વરૂપ એટલે બ્રહ્મસાથે અભિન્નપણું બ્રહ્મસ્વરૂપના પ્રતિપાદનદ્વારા જે સૂત્રો પ્રતિપાદન કરે છે તે બ્રહ્મમીમાંસાનાં સૂત્રો શારીરક સૂત્ર છે. અથવા તો शारीरकस्य सूत्राणि तद्याथात्म्यवादिवेदान्तार्थ संग्रह वाक्यानि એ રીતે પણ પ્રત્યગ્ આત્મતત્વના યથાર્થ સ્વરૂપને પ્રતિપાદન કરનારે જે ઉપનિષદ્‌નાં વાક્યો તેના અર્થનો સંગ્રહ કરનાર अथातो ब्रह्मजिज्ञासा વિગેરે બ્રહ્મમીમાંસાનાં સૂત્રો તેજ શારીરક સૂત્રો. आदि પદથી એ સૂત્રોપરનું શ્રીમત્ શંકરાચાર્યનું ભાષ્ય, અન્ય વેદાન્તના ગ્રંથો જેવા કે પંચદશી, વેદાન્તપરિભાષા, શ્રીમદ્ભગવદ્ગીતા વિગેરે સર્વ બાબતસ્થ પુસ્તકો લેવાં.

આપ્રમાણે વેદાન્ત શબ્દનો અર્થ સ્પષ્ટ થયો એટલે વેદાન્તસારનો તો સહજ સ્પષ્ટ થાય છે. એ વેદાન્તસારના આરંભની પ્રતિજ્ઞા ગ્રંથકારે કરી. ત્યાં એવો નિયમ છે કે શાસ્ત્રના અનુબંધ ચતુષ્ટય જાણ્યા વિના કોઈ પણ વિચારવાન્ પ્રાણિની તેમાં પ્રવૃત્તિ થતી નથી. તેથી આ શા

એના પણ અનુબંધ શું છે તે કહેવું આવશ્યક છે. તે માટે ગ્રંથકાર કહે છે કે

अस्य वेदान्तप्रकरणत्वात् तदीयैरेवानुबन्धैस्तद्वत्ता सिद्धेर्न ते पृथगालोचनीयाः ॥ ४ ॥

અર્થઃ—આ ગ્રંથ વેદાન્તશાસ્ત્રના પ્રકરણરૂપ હોવાથી તે શાસ્ત્રના અનુબંધ તે જ આના પણ અનુબંધ છે અર્થાત્ તે શાસ્ત્રના નિર્ણય કરાયેલા અનુબંધથી જ આના અનુબંધ નિર્ણીત થાય છે તેથી એના અનુબંધને પૃથક્ આલોચન કરવું જરૂરનું નથી. (૪)

આ વાક્યમાંवेदान्तप्रकरणत्वात् એ પદથી એ હેતુ બતાવ્યો છે કે આ શાસ્ત્ર વેદાન્તશાસ્ત્રના એક પ્રકરણરૂપ છે. પ્રકરણનું સ્વરૂપ એવું મનાયેલું છે કે शास्त्रैकदेश संबद्धं शास्त्रकार्यान्तरे स्थितम् । आहुः प्रकरणं नाम ग्रंथभेदं विपश्चित. ॥ શાસ્ત્રના એક ભાગસાથે સંબંધવાળું હોય અર્થાત્ મુખ્ય શાસ્ત્રના એક ભાગનું પ્રતિપાદન કરનાર હોય તે, તે મુખ્ય શાસ્ત્રની અપેક્ષાથી પ્રકરણ નામનો ભિન્ન ગ્રંથ કહેવાય છે. આ વેદાન્તસાર મુખ્ય વેદાન્તશાસ્ત્રના માત્ર એક ભાગનું જ પ્રતિપાદન કરનાર છે; એ એ ગ્રંથમાં પ્રતિપાદિત વિષય જોવાથી સહજ જણાશે. તેથી આ ગ્રંથ મુખ્ય વેદાન્તશાસ્ત્રના એક પ્રકરણરૂપ છે એ સિદ્ધ થાય છે. અહિં એવો નિયમ છે કે જે ગ્રંથ જે શાસ્ત્રના પ્રકરણરૂપ હોય તે ગ્રંથના મુખ્ય અનુબંધ તે મુખ્ય શાસ્ત્રના અનુબંધથી અભિન્ન જ હોય છે. જો એમ ન હોય એટલે બંનેના અનુબંધ ભિન્ન ભિન્ન હોય અર્થાત્ બંને જૂદા વિષયનું પ્રતિપાદન કરનાર ગ્રંથો હોય, બંનેના અધિકારી જૂદા હોય, બંનેનાં ફલ જૂદાં હોય અને સંબંધ પણ જૂદા હોય તો પછી એ બંને ગ્રંથો પરસ્પર સંબંધરહિત ઠરે અર્થાત્ એકની અપેક્ષાથી બીજો પ્રકરણગ્રંથ ન કહેવાય. તેથી જ્યારથી એમ સિદ્ધ થયું કે અમુક ગ્રંથ અમુક શાસ્ત્રના પ્રકરણરૂપ છે ત્યારથી જ બંનેના મુખ્ય અનુબંધ એક જ છે એ પણ સિદ્ધ થાય છે. એ નિયમપ્રમાણે ગ્રંથકાર કહે છે કે આ વેદાન્તસાર મુખ્ય વેદાન્તશાસ્ત્રના પ્રકરણરૂપ છે તેથી બંનેના અનુબંધ એક જ સિદ્ધ થાય છે. એટલે वेदान्तप्रकरणत्वात् એ હેતુથી સિદ્ધ થતું સાધ્ય तदीयैरेवानुबंधैस्तद्वत्तासिद्धिः મુખ્ય શાસ્ત્રના અનુબંધથી જ આના અનુબંધની સિ-

હિ છે એ છે. અને એ સાધ્ય न ते पृथगालोचनीयाः-- એગને અર્થ કરી આ સ્થળે સિદ્ધ કરવા આવશ્યકતા નથી એ સાધ્યપ્રતિ હેતુ છે. એથી એ અર્થ થયો કે મુખ્ય વેદાન્તશાસ્ત્રના પ્રકરણરૂપ આ ગ્રંથ હોવાથી તેના અનુબંધ તે જ આના પણ છે અને એ અનુબંધની सिद्धि अथातो ब्रह्मजिज्ञासा એ બ્રહ્મસૂત્રપરના ભાષ્યમાં વિસ્તારથી ચર્ચા કરી સિદ્ધ કરેલા છે તેથી આ ગ્રંથમાં તે જ ચર્ચા સવિસ્તર કરવી વિશેષ અગત્યની નથી.

આપ્રમાણે મુખ્ય અનુબંધનું સવિસ્તર પ્રતિપાદન આવશ્યક નહિ હોવાથી અત્ર કર્યું નથી અને જે આ ગ્રંથના અવાન્તર અનુબંધ છે તે તો સહજ જણાય એમ છે તેથી તેનું પ્રતિપાદન પણ કર્યું નથી. ત્યાં અવાન્તર અનુબંધમાં જે સાર ગ્રહણ કરવાની ઈચ્છાવાળો પુરૂષ તે અધિકારી છે, વિષયના સારરૂપ જે નિર્ગુણ બ્રહ્મ તે વિષય છે, અને તેનું જ માત્ર અવધારણ એ પ્રયોજન છે તથા સંબંધ તો વિષયાનુરૂપ છે. આમ અવાન્તર અનુબંધ સહજ સમજી શકાય એવા છે.

આ સ્થળે એ પ્રશ્ન થાય છે કે યદ્યપિ અવાન્તર અનુબંધ સ્પષ્ટ હોવાથી સર્વને સુગમ છે તથાપિ જે લોકો મૂળ વેદાન્તશાસ્ત્રના અનુબંધને જાણતા નથી તેવા લોકોની આ ગ્રંથમાં કેવી રીતે પ્રવૃત્તિ થવાની? એના ઉત્તરમાટે મુખ્ય શાસ્ત્રના અનુબંધ ચતુષ્ટય ગ્રંથકાર સંક્ષેપથી બતાવે છે. ત્યાં પ્રથમ તો અનુબંધ એટલે શું તે પ્રતિપાદન કરવા કહે છે કે

**तत्रानुबंधो नाम अधिकारि विषय. संबंध प्रयोजनानि॥८॥**

અર્થઃ—ત્યાં અનુબંધ એટલે શાસ્ત્રનાં અધિકારી, વિષય, સંબંધ અને પ્રયોજન.

तत्र=વેદાન્તશાસ્ત્રમાં.

આ વાક્યથી એ કહ્યું કે અધિકારી આદિ ચારને આ વેદાન્તશાસ્ત્રમાં અનુબંધ સંજ્ઞા આપી છે. તે ચાર અધિકારી, વિષય, સંબંધ અને પ્રયોજન વા ફલ છે. આ વાક્યમાં પ્રથમ અધિકારીનો, પછી વિષયનો, પછી સંબંધનો, અને છેલ્લે પ્રયોજનનો નિર્દેશ કર્યો છે, તે યોગ્ય છે. કેમકે શાસ્ત્રથી પ્રતિપાદન કરવામાં આવતા વિષયને જાણવાની યોગ્યતાવાળાને આશ્રયીને શાસ્ત્રની કદાપિ પ્રવૃત્તિ થતી નથી તેથી પ્રથમ અધિકારીનો નિર્ણય આવશ્યક હોવાથી તેનું પ્રથમ કથન કર્યું છે.

તે અધિકારીની 'એ શાસ્ત્રનો શું વિષય છે' એ જાણ્યાવિના એમાં પ્રવૃત્તિ થવાની નહિ તેથી અધિકારી પછી તરતજ વિષયનો નિર્દેશ છે. એ વિષયનું પ્રતિપાદન કરવું શક્ય છે કે અશક્ય એ શંકા દૂર કરી એ વિષય સંભવિત સિદ્ધ કરવા વિષયથી અનન્તર સંબંધનું કથન કર્યું છે. અને પ્રયોજન અથવા ફલ તો સર્વની અંતેજ થતું લોકોમાં પ્રસિદ્ધ છે તેથી એનું કથન છેલ્લું છે.

આ પ્રમાણે અનુબંધનો નિર્દેશ કરી નિર્દેશક્રમાનુસાર પ્રથમ અનુબંધરૂપ અધિકારી કોણ છે એટલે આ શાસ્ત્ર, કયા કયા ગુણવિશિષ્ટ પુરુષને લક્ષીને રચાયું છે તેનું પ્રતિપાદન કરતાં ગ્રંથકાર કહે છે કે

अधिकारी तु विधिवदधीत वेदवेदाङ्गत्वेनाऽऽपाततोऽधिगताऽखिलवेदार्थोऽस्मिन् जन्मनि जन्मान्तरे वा काम्यनिषिद्धवर्जनपुरःसरं नित्यनैमित्तिकप्रायश्चित्तोपासनाऽनुष्ठानेनानिर्गतनिखिलकल्मषतया नितान्तनिर्मलस्वान्तः साधनचतुष्टयसंपन्नः प्रमाता ॥ ६ ॥

અર્થઃ—આ શાસ્ત્રમાં તો, વિધિપ્રમાણે સમગ્ર વેદ અને વેદાંગનું અધ્યયન કરવાથી જેણે આપાતતઃ સમગ્ર વેદના અર્થને જાણ્યો છે, તથા આ વર્તમાન જન્મમાં અથવા પૂર્વ જન્મોમાં કામ્ય અને નિષિદ્ધ કર્મોના ત્યાગપૂર્વક વિધિપ્રમાણે સેવેલાં નિત્ય, નૈમિત્તિક અને પ્રાયશ્ચિત્ત કર્મો તથા નાનાવિધ ઉપાસનાવડે જેના અંતઃકરણમાંથી રજસ્, તમસ્‌રૂપ મળ અત્યંત નાશ પામ્યો છે તથા તેથી જેનું અંતઃકરણ શુદ્ધ સ્ફટિકવત્ અતિ સ્વચ્છ (શુદ્ધ સાત્વિક) થયું છે, તથા એ બે કારણોને લીધે જેનામાં સાધન ચતુષ્ટય (ચારે સાધન) રૂડે પ્રકારે સિદ્ધ થયાં છે એવો જે પ્રમાતા (અંતઃકરણમાં પ્રતિબિંબિત આત્મા) તે જ અધિકારી છે. (૬)

આ સ્થળે મુખ્ય વાક્ય प्रमाता अधिकारी એટલુંજ છે અને विधिवद्....वेदार्थः, अस्मिन्....स्वान्तः, તથા साधन....संपन्नः એ ત્રણે પ્રમાતાનાં વિશેષણો છે. તેમાં પણ મુખ્ય વિશેષણ साधन....संपन्नः એજ છે, અને તેની ઉપપત્તિમાટે તથા સ્પષ્ટાર્થે અન્ય બે વિશેષણો છે 'તુ' શબ્દ આ શાસ્ત્રમાં ધર્મમીમાંસાશાસ્ત્ર વિગેરેથી ભિન્ન અધિકારી છે એ પ્રતિપાદન કરવા વાપર્યો છે.

નુષ્ઠાનમાટે જરૂરનું છે. તેથી એક રીતે જોતાં તો પ્રથમ પદથી કહેલો હેતુ બીજા પદથી કહેલી અંતઃકરણની યોગ્યતા મેળવવામાં જરૂરનો છે. પણ તેજ પ્રમાણે એ પ્રથમ પદથી બતાવેલો હેતુ સાધન ચતુષ્ટય માટે આવશ્યક છે. કારણ કે નિત્યાનિત્ય વિવેકમાટે આ સંપૂર્ણ દૃશ્ય જગત્ અર્થાત્ માત્ર ભૂલોક નહિ પણ ચંદ્રલોક, સ્વર્ગલોક, ઈન્દ્રલોક, વરુણલોક વિગેરે સંપૂર્ણ લોકો અનિત્ય છે, તથા એ સંપૂર્ણ લોકો જેમાંથી ઉત્પન્ન થયેલા છે, જેમાં સ્થિતિ કરી રહેલા છે, તથા અંતે જેમાં લયભાવને પામે છે એવું સર્ગ તથા પ્રલયકાળે એક રસ, અવિક્રિયરૂપે રહેનાર બ્રહ્મતત્ત્વ સર્વ દૃશ્યના અધિષ્ઠાનરૂપે સિદ્ધ છે તથા તે નિત્ય છે, એ જ્ઞાન જોઈએ છીએ. તેમજ મોટાં મોટાં પુણ્યકર્મ યદ્યપિ સુખપ્રધાન લોકોમાં ઘણા લાંબા વખતસુધી સ્થિતિને આપનાર છે તથાપિ તે કાળ પણ નિયમિત છે, એ કર્મનું ફલ ક્ષય થાય છે ત્યારે પુનઃ આ લોક વિશેષ અથવા અન્ય કર્મના ઉદયાનુસાર અન્ય લોકમાં ભ્રમણ કરી વિવિધ સુખદુઃખ ભોગવવાં પડે છે અર્થાત્ જેમ કૃષિ આદિ કર્મથી આ લોકમાં ઉત્પન્ન થતા અન્નાદિ ભોગો અનિત્ય છે તેમજ જ્યોતિષ્ટોમ યાગ, ચાતુર્માસ્ય યાગ વિગેરે મોટાં મોટાં પુણ્યથી મળતા દિવ્ય ભોગો પણ અનિત્ય છે—એ જ્ઞાન જ્યારે થાય છે ત્યારે જ વિરાગ થવો સંભવે છે. તો એ બંને પ્રકારનાં જ્ઞાન પણ વેદનું શ્રદ્ધા આદિથી ગુરુમુખે અધ્યયન કરવાથી જ થાય છે. તેથી વિધિવત્ વેદાધ્યયન સાધનચતુષ્ટયમાટે જરૂરનું છે એ નિઃસંશય સિદ્ધ થાય છે.

અહિં એ શંકા થશે કે વિધિવત્ વેદાધ્યયનવિના કર્મોપાસનાનું અનુષ્ઠાન નહિ થવાનું તથા તેથી સાધનચતુષ્ટયની સિદ્ધિ નહિ થવાની એમ કહ્યું તે યોગ્ય નથી. કેમકે જો એમજ હોય તો સ્ત્રી અને શૂદ્રને તો કદાપિ સાધનચતુષ્ટયની સિદ્ધિ નહિ થાય, કેમકે વેદાધ્યયનમાટે ઉપવીત જરૂરનું છે અને તે સ્ત્રી અને શૂદ્રથી ગ્રહણ થાય એમ નથી. પણ તેવું તો જણાતું નથી. શિખિધ્વજ અને ચૂડાલાના આખ્યાન વિગેરે વિવિધ ઇતિહાસરૂપ પ્રમાણોથી એ સ્પષ્ટ સિદ્ધ થાય છે કે સ્ત્રીને પણ તત્ત્વજ્ઞાન થાય છે.

એનું ઉત્તર એ કે અહિં જે વિધિવત્ વેદાધ્યયન કરવાનું કહ્યું છે તે ત્રૈવર્ણિક પ્રજાને લક્ષીને જ કહ્યું છે. વેદાધ્યયનની આવશ્યકતા આપણે ઉપર કહી ગયા છીએ કે કર્મ ઉપાસનાના જ્ઞાનમાટે તથા નિત્યાનિત્યવિવેકઅને

વૈરાગ્યમાં અપેક્ષિત જ્ઞાનમાટે છે. તેથી ખરૂં જોતાં વિધિવત્ વેદાધ્યયનનો અર્થ એ જ છે કે એ બંને પ્રકારનાં જ્ઞાનને આપનાર સાધનવિશેષ. આ અર્થ લેવાથી કોઈ પણ પ્રકારે દોષ આવતો નથી. તેથી વેદાધ્યયનથી પુરાણો, શ્રીસદ્ગુરુરૂપ પરમાત્માનાં અનુભવપ્રદર્શક વાક્યો વિગેરે સર્વનું ગ્રહણ થાય છે. તેથી ઉપર કહેલો દોષ આવતો નથી. સ્ત્રીશૂદ્રથી વેદનામથી પ્રસિદ્ધ વાક્યનું અધ્યયન થાય એમ નથી તોપણ તે તે લોકોના સદ્ગુરુશ્રીનાં વાક્યોનું શ્રવણ તથા પુરાણોનું શ્રવણ વિગેરે થઈ શકે છે. તેથી એ લોકોને એ શ્રવણદ્વારા ઉપરનાં જ્ઞાન થઈ તત્ત્વજ્ઞાનનો અધિકાર આવી શકે છે.

આ પ્રમાણે છે, તો મૂળ ગ્રંથમાં માત્ર વેદાધ્યયન કેમ કહ્યું અને પુરાણ વિગેરેનો વિકલ્પ કેમ નથી કહ્યો ? એનો ઉત્તર આ પ્રમાણેઃ—चातुर्वर्ण्यं मया सृष्टं गुणकर्म विभागशः એ શ્રીકૃષ્ણભગવાનના વાક્યથી એ અર્થ કહ્યો છે કે, સત્ત્વ જેનામાં પ્રધાન છે તથા તેનાથી ઘણે અંશે ન્યૂન રજસ્ છે તથા તેથી પણ ન્યૂન તમસ્ છે એ જીવો બ્રાહ્મણ સંજ્ઞાને યોગ્ય છે. જેનામાં રજસ્ પ્રધાન છે, તેથી ન્યૂન સત્ત્વ છે અને તેથી ન્યૂન તમસ્ છે તે. જીવો ક્ષત્રિય સંજ્ઞાને યોગ્ય છે. જેનામાં રજસ્ પ્રધાન છે, તેથી તમસ્ ન્યૂન છે અને તેથી સત્ત્વ ન્યૂન છે તે વૈશ્ય છે, તથા જેનામાં તમસ્ પ્રધાન છે, તેથી ઘણે અંશે રજસ્ ન્યૂન છે અને સત્ત્વ નહિવત્ હોય છે તે શૂદ્ર છે. આ પ્રમાણે હોવાથી જે તામસી પ્રકૃતિરૂપ શૂદ્ર છે તેનાથી પ્રધાનપણે તામસી કર્મો તથા તામસી ઉપાસનાજ થઈ શકે એમ છે. તે લોકોથી આત્મજ્ઞાનનો અધિકાર પ્રાપ્ત કરાવી આપનાર સાત્વિક કર્મો તથા ઉપાસનાનું અનુષ્ઠાન થવું વિશેષતઃ સંભવતું નથી. તેથી ખરૂં જોતાં તો તેઓ તત્ત્વજ્ઞાનના અધિકારી તત્કાળ થઈ શકે એવું નથી. તેમ જ જે સ્ત્રી છે તેમાં રજસ્ ઘણું પ્રધાનપણે વર્તે છે તેમજ તેને પ્રાયશઃ પુરુષકરતાં આઠગણી કામના હોય છે તેથી એકાએક સ્ત્રીઓને વૈરાગ્ય થવો અથવા વિક્ષેપનો નિરોધ થવો સંભવતો નથી. જે કોઈ કોઈ સ્ત્રીઓને જ્ઞાન થયેલું ઇતિહાસમાં કથન કરવામાં આવે છે તે અપવાદરૂપ છે, પણ પ્રધાનપણે સૃષ્ટિના એ બંને ભાગ, ઉપરના ઉત્સર્ગપ્રમાણેના જ હોય છે. તેથી તેમને માટે પુરાણાદિનો વિકલ્પ કહ્યો નથી તે યોગ્ય જ છે.

(અપૂર્ણ.)

# श्री पंचवरदवृत्तान्त.

(અનુસંધાન ગત દર્શનના પૃષ્ઠ ૯૨ થી.)

આટલા વિચારથી એ નિશ્ચય થયો કે જીવનના આધારનું યથાર્થ જ્ઞાન, તથા પ્રત્યેક અવયવના યથાર્થ સામર્થ્યના નિર્વાહક હેતુનું જ્ઞાન વ્યવહાર જોતાં પ્રાપ્તવ્યરૂપ છે. વળી, સ્ત્રીવિષય તથા વિષયભોગનિમિત્ત આંતર સામર્થ્ય પ્રાપ્ત હોય, તથાપિ તેવડે જીવને સંતોષ નથી. કારણ કે આ લોક તથા શાસ્ત્રપતિ લક્ષ કરતાં સ્પષ્ટ જણાય છે કે ગૃહીઓ સ્ત્રીસેવન વિશેષે કરીને પ્રજા ઉત્પન્ન કરવા નિમિત્તે કર્તવ્ય છે. તો તે પ્રજા ઉત્પન્ન થવામાં અનુકૂળ સામર્થ્યના અભાવવાળા ગૃહીઓ નિરંતર અસંતોષમાં જ રહે છે, જેથી તેમને પ્રજાની ઉત્પત્તિમાં કારણરૂપ હેતુનું યથાર્થ જ્ઞાન પ્રાપ્તવ્ય છે. તે પ્રજામાં—પુત્રપુત્રીરૂપ પ્રજામાં—પણ કોઈ તો માત્ર પુત્રરૂપ પ્રજામાં જ આસક્ત હોય છે. તો તેવા સંપૂર્ણ ગૃહી પુરુષોને પુત્ર તથા પુત્રીની ઉત્પત્તિમાં જે યથાર્થ હેતુ હોય તેનું જ્ઞાન પણ પ્રાપ્તવ્ય છે. કારણ કે તે જ્ઞાનવિના ઈચ્છાપ્રમાણે પ્રજા પ્રાપ્ત કરી શકાય નહિ. આથી એ નિશ્ચય થાય છે કે પ્રજાની ઉત્પત્તિ કરવા યોગ્ય સામર્થ્ય છતાં પણ ઈચ્છાનુકૂલ પ્રજાની ઉત્પત્તિ કરવા અર્થે તે સંબંધી યથાર્થ જ્ઞાન પણ પ્રાપ્તવ્ય છે. વળી પૂર્વોક્ત જ્ઞાન જ પ્રાપ્તવ્ય છે એટલું જ નહિ, પણ તે શિવાયના પ્રત્યેક વિષયની જ્યારે જ્યારે ઈચ્છા થાય ત્યારે ત્યારે તે તે વિષયની તત્કાળ પ્રાપ્તિ થાય એ પ્રકારનું સામર્થ્ય, અથવા તો સંપૂર્ણ વિષય માત્રને યોગ્ય કાળે પ્રાપ્ત કરી શકાય, એવી વિવિધ યુક્તિનું યથાર્થ જ્ઞાન આ જીવને પ્રાપ્તવ્ય પદાર્થરૂપ છે.

આ વિચારપ્રમાણે પ્રાણિઓને જે પ્રાપ્તવ્ય છે તેનો નિર્ણય થયો. તો આ એકકરતાં અધિક પ્રાપ્તવ્ય પદાર્થમાટે યત્ન કરીને તે સર્વવડે પ્રાપ્તવ્યરૂપ શું ઠરે છે, તેવિષે વિચાર કરવો ઘટે છે.

આ જગતમાં સંપૂર્ણ મનુષ્યાદિ પ્રાણિઓ પોતાથી ભિન્ન અન્ય સર્વ પ્રાણિપદાર્થને વિષયરૂપ ગણતા હોવા જોઈએ. કારણ કે પોતાના માનેલા સઘળા પદાર્થનો ભોક્તૃત્વ ધર્મ પોતામાં સર્વ માને છે. આથી જગતમાં પ્રાણિપદાર્થોનો ભોગભોક્તા અથવા વિષયવિષયી સંબંધ ઠરે છે. એ ભોગના

અથવા વિષયના સંબંધવડે ભોક્તા વા વિષયી સુખ માને છે, જેથી વિષયી પ્રાણિઓ સંપૂર્ણ વિષયને માત્ર સુખપ્રાપ્ત્યર્થે જ સેવે છે. માટે સંપૂર્ણ જીવનો પ્રામવ્ય પદાર્થ માત્ર સુખ જ ઠરે છે. પ્રામવ્ય સુખ છે, અને તે દશ્ય વિષયના સંબંધદ્વારા જીવો ઈચ્છે છે, તે સંબંધ પણ જીવો અનુભવે છે, તથાપિ સુખનું વિરોધી જે દુઃખ જીવોમાં દેખાય છે, તેનો અભાવ થતો જણાતો નથી, તેથી કેવળ વિષયસંબંધથી જ સુખ થાય છે, એમ મનાતું નથી. જો એક વિષયના સંબંધથી જ સુખ મળે છે એમ માનીએ તોપણ તેમ જણાતું નથી. કારણ કે સુખાભિલાષી જીવોને સ્ત્રી, પુત્ર, ધન, ક્ષેત્ર, ગૃહ આદિ અનેક વિષયોમાંથી એક એક વિષય તો પ્રાપ્ત હોય છે, તથાપિ તેમને સુખ પ્રાપ્ત હોતું નથી. કદાચિત્ કહે કે અનેક વિષયોના સંબંધથી સુખ થાય છે, તો એક કાળે એક જીવને અનેક વિષયપદાર્થસાથે સંબંધ થવો સંભવતો નથી. કારણ કે પ્રત્યેક વૃત્તિ એક કાળે એક જ વિષયસાથે યથાર્થ રીતે સંબંધ કરી શકે છે. જેથી અનેક વિષયના એક કાળે સંબંધથી સુખ મળે છે એ વાર્તા અસંભવ છે. ભિન્ન ભિન્ન કાળે ભિન્ન ભિન્ન વિષયથી સુખ મળે છે, એમ જો અંગીકાર કરે તો ભિન્ન ભિન્ન વિષય સંબંધની ઉદય થતી ઈચ્છાના સમયે જ ઈચ્છેલો વિષય આવીને પ્રાપ્ત થાય એમ સર્વને હોતું નથી, તેથી યથાકાલે સંબંધ ન થવાથી સુખનો અભાવ રહેવાનો. અથવા તો ઈચ્છાકાળે જ ઈચ્છિત વિષયને સંમુખ લાવી પ્રાપ્ત કરવા રૂપ સામર્થ્ય જો સર્વને પ્રાપ્ત હોય તો તે વડે સુખ હોવું ઘટે, પણ તે સર્વ જીવને અપ્રાપ્ત જણાય છે. જેથી વિષયસંબંધદ્વારા સદા સુખપ્રાપ્ત રહેવાની જે આશા તે તો દુરાશા જ છે. આ સઘળું જોતાં જીવ માત્રને સુખ તથા તન્નિમિત્ત કંઈ પણ પ્રામવ્ય છે. અને પ્રામવ્ય છે તો તદર્થ કાંઈ પણ કર્તવ્ય છે. હવે પ્રામવ્ય પદાર્થમાં અનેક વિચારથી માત્ર સુખ જ નિકળે છે. તો તે એક સુખપ્રાપ્ત્યર્થે અનેક કર્તવ્ય રહે છે કે કોઈ એક જ કર્તવ્ય ઠરે છે એ વિષે વિચાર કરવો જોઈએ. ત્યાં સામાન્ય પ્રકારે જોતાં પ્રામવ્ય અર્થ ન પ્રાપ્ત થવામાં જે કારણો હોય તેની નિઃશેષ નિવૃત્તિ કરવી એ જ માત્ર કર્તવ્ય જણાય છે. જેથી હવે પ્રામવ્ય અર્થ, આ જીવોને ઈચ્છાનુકૂલ સમયે ન પ્રાપ્ત થવામાં જે કારણ હોય તેનો માત્ર નિશ્ચય કરવો ઠરે છે. તે વિષે વિચાર કરતાં જણાય છે કે આ જીવોની ઈચ્છા નાના અર્થાત્ અનેક છે, આ જીવો અલ્પજ્ઞ,

પરતંત્ર, તથા અલ્પ સામર્થ્યવાળા છે. જેથી ઇચ્છાનુકૂલ વિષય ન પ્રાપ્ત થવામાં કારણ તો માત્ર અલ્પજ્ઞપણું, પરતંત્રપણું તથા અલ્પ શક્તિમત્ત્વપણું જ જણાય છે. એ ત્રણની જો નિવૃત્તિ થાય તો સર્વજ્ઞપણું, સ્વતંત્રતા, તથા સર્વશક્તિમત્પણું પ્રાપ્ત થાય. અને તેમ થાય તો ઇચ્છાનુકૂલ સર્વથી ઇચ્છિતાર્થનો સંબંધ કરી શકાય, અને તદ્દ્વારા સુખ પ્રાપ્ત કરી શકાય. જેથી પ્રથમ કહેલ ત્રણની નિવૃત્તિ અને પશ્ચાત્ કહેલાં ત્રણની પ્રાપ્તિનિમિત્ત જે કાંઈ કર્ત્તવ્ય હોય તેનો હવે વિચાર કરવો જોઇએ.

આ દૃશ્ય પ્રપંચમાં મનુષ્યાદિ સંપૂર્ણ પ્રાણિ અલ્પજ્ઞ, પરતંત્ર તથા અલ્પ શક્તિવાળાં હોય એમ જણાય છે. જેથી એમની સત્તામાં નહિ એવા સર્વજ્ઞત્વાદિ ધર્મની એ અલ્પજ્ઞત્વાદિ ધર્મયુક્ત પ્રાણિપાસે યાચના કરવી નિરર્થક છે. કારણ કે આ લોકમાં જે જે પદાર્થ જેની જેની સત્તામાં હોય છે તે તે પદાર્થ જ તેની પાસે માગી શકાય છે. અને તે દાતા પણ તે આપણી સત્તાના પદાર્થને જ પ્રસન્ન થવે આપી શકે છે. આ પ્રમાણે મનુષ્યાદિ અલ્પજ્ઞ પ્રાણિપાસે માગવારૂપ કર્ત્તવ્ય અથવા તેમને પ્રસન્ન કરવારૂપ કર્ત્તવ્ય ઠરતું નથી. જેથી સર્વજ્ઞત્વાદિક ધર્મને આપણે વશ વર્તાવનાર કોઈ હોય તો તેની ઉપાસના જ માત્ર કર્ત્તવ્ય છે. આપણી વૃદ્ધપરંપરાથી સ્વીકાર કરાતાં શાસ્ત્રમાં તો આ સંપૂર્ણ દેખાતા સ્થૂલ, તથા નહિ દૃષ્ટિએ દેખાતા એવા સૂક્ષ્મ પદાર્થ માત્રના ધણી એક ઈશ્વર છે, તે જ માત્ર સર્વજ્ઞત્વાદિ ધર્મના પતિ છે. જેથી તે ધર્મો ઇશ્વરોપાસનાદ્વારા ઇશ્વરની પ્રસન્નતાવડે જ જીવો પ્રાપ્ત કરી શકે છે. અન્ય અનેક ઉપાયવડે પણ પ્રાપ્ત કરી શકે એમ નથી.

અન્ય ઘણા વિરોધી વિચારના પ્રાણિઓ ઇંદ્રિયવડે અપ્રત્યક્ષ એવા, શાસ્ત્રપ્રતિપાદિત ઈશ્વરના અસ્તિત્વવિષે શંકા કરે છે. તે પ્રતિકૂળ વિચારવાળા એમ કહે છે કે સર્વજ્ઞત્વાદિ ધર્મયુક્ત ઈશ્વર છે જ નહિ; અને આ જગત્ તો જડ પદાર્થોના સંયોગથી પદાર્થના સ્વભાવવડે પોતાની મેળે જ ઉત્પન્ન થાય છે, અને તે સ્વભાવપ્રમાણે જ પાછું લય થાય છે. આ પ્રકારનો તે પ્રાણિઓનો વિચાર છે, પણ તે વિચાર જે વિચારવડે અયોગ્ય જણાય છે તે આ છે.

કેવળ જડ પદાર્થ જેવા કે કાષ્ટપાષાણ છે, એવાં જડ પદાર્થોના સંયોગવડે જો આ જ્ઞાનવાળાં મનુષ્યાદિ જીવોની ઉત્પત્તિ થતી હોય તો આ-

જે પણ તેવા જડ પદાર્થોવડે મનુષ્યાદિ પ્રાણિઓની ઉત્પત્તિ થવી જોઈએ. પણ તેમ થતું જણાતું નથી. તેમ જ તે જડના સંયોગવડે જગત્ થાય છે એવું માનનાર જડવાદીઓ જડપદાર્થના સંયોગથી ઉત્પન્ન થતાં મનુષ્યાદિ પ્રાણિને દેખાડીને અથવા તેવા જડપદાર્થોમાં સંયોગ કરી તેવાં પ્રાણિઓ ઉપજાવી પ્રત્યક્ષાનુભવ કરાવતા નથી. જેથી પાયાવિનાનું તેમનું, કેવળ જડજડના સંયોગથી જગતના ઉપજવા વિષેનું અનુમાન અત્યંત અયોગ્ય હોવાથી સ્વીકારવા યોગ્ય જણાતું નથી. કદાચિત્ કોઈ જડવાદી જ્ઞાનવિરહિત જડપદાર્થનો સંયોગ કરીને આપણા સંમુખ એક મનુષ્ય વા ઇતર જ્ઞાનયુક્ત પ્રાણિને ઉપજાવી આપે તો તેના અનુમાનની યથાર્થતા સ્વીકારાય. પણ તેમ આ ક્ષણપર્યંત થયું નથી. આ વિગેરે અનેક કારણોવડે અનીશ્વરવાદ અયોગ્ય ગણીને પછી ઈશ્વરના અસ્તિત્વના સ્વીકાર અર્થે જે પ્રકારનાં અનુમાન ગ્રહણ કર્યાં તે આ છે.

આ જગતમાં હું પોતે પોતાની મેળે ઉત્પન્ન થયો નથી, હું કેવળ પોતાના જ બળવડે સ્થિતિમાં નથી, અને હું પોતાની જ ઈચ્છાવડે લયને પામતો નથી, જેથી હું પરતંત્ર છું. આ પ્રાણિપદાર્થમાં માત્ર બે જાત જણાય છે. એક જ્ઞાનસંયુક્ત અને એક જ્ઞાનવિરહિત. ત્યાં જ્ઞાનવિરહિત તો શુષ્ક કાષ્ટપાષાણાદિ છે, જેને આપણે જડ માનીએ છીએ. અને બીજી જ્ઞાનસંયુક્ત તો મનુષ્યાદિ છે. જેને આપણે કેવળ જડથી વિલક્ષણ જાણીએ છીએ. મનુષ્યાદિ શરીરોમાં જ્ઞાનરૂપ વિશેષતાવડે તેને કેવળ જડ સંજ્ઞા અપાતી નથી, માટે તેને સંયોગી સંજ્ઞા આ સ્થળે ગણવી. આમ જોતાં એક કેવળ જડ, અને બીજા સંયોગી. એ બે ભેદ જણાય છે. (ચેતન કે જે સૂક્ષ્મથી સૂક્ષ્મ છે, તથા ઈંદ્રિયનો વિષય નથી, તે અપ્રત્યક્ષ હોવાથી આ સ્થળે તેનું પરમત ત્વરૂપે અસ્તિત્વ સ્વીકારવા પ્રતિપાદન કર્યું નથી. તે આગળ પ્રસંગવશાત્ થશે, કારણ કે આ વિચારપર્યંતમાં તેની અનિવાર્ય અગત્ય પડી નથી.)

કેવળ જડ પાષાણાદિથી લીલાં વૃક્ષાદિ જડમાં વિલક્ષણતા છે. તથાપિ જ્ઞાનવિરહિત તથા જ્ઞાનયુક્ત એવા બે ભેદવાન પદાર્થ નિશ્ચય કરતાં તે વૃક્ષાદિની જડમાં જ ગણના કરી છે. તે વૃક્ષાદિ જડની વૃક્ષાદિવડે જ પરંપરા ઉત્પત્તિ થતી જણાય છે, અને મનુષ્યાદિ જ્ઞાનસંયુક્તની તે તે જ્ઞાનયુક્ત પ્રાણિવડે જ ઉત્પત્તિ થતી જણાય છે. કેવળ જડ કારણ-

વડે જ્ઞાનયુક્ત કાર્યની તથા જ્ઞાનયુક્ત કારણવડે કેવળ જડ કાર્યની ઉત્પત્તિ થવારૂપ નીતિ આ ક્ષણપર્યંત જોવામાં આવી નથી. તેથી કેવળ જડ પદાર્થના સંયોગથી આ જગત્‌ની ઉત્પત્તિ નથી, પણ જ્ઞાનરૂપ વિલક્ષણ વસ્તુ જ આ જગત્‌ની ઉત્પત્તિમાં કારણ હોવું ઘટે છે. જ્ઞાનયુક્ત પ્રાણિઓ જ આ જડ પદાર્થના વ્યવહારાનુકૂલ પરિણામ કરે છે. મૃત્તિકાને અનેક પાત્રાકાર પરિણામને કરનાર કુલાલાદિ પ્રાણિઓ છે. અન્નાદિ પદાર્થોને ઉત્તરોત્તર બીજદ્વારા વધારનાર કૃષીવલાદિ છે. તે અન્નાદિ પદાર્થને આહારરૂપે ગ્રહણ કરવાને નાના પરિણામને પમાડનાર પણ પ્રાણિઓ છે. વસ્ત્રાદિ પરિણામ પણ મનુષ્યદ્વારા જ થાય છે. સુવર્ણાદિ સંપૂર્ણ ધાતુઓ વિગેરે પદાર્થના, વ્યવહારને અનુકૂલ પરિણામ પણ જ્ઞાનયુક્ત પ્રાણિદ્વારા જ થાય છે. જેથી મુખ્યાંશથી જોતાં કેવળ જડ પદાર્થોને વિવિધાકાર પરિણામ ગમાડી ઉપયોગ કરનાર જ્ઞાનયુક્ત મવાહ છે. નાના યંત્રોની રચના તથા શાસ્ત્રોની રચના તથા પ્રવૃત્તિ પણ સંયોગીવડે જ થાય છે. તેથી જેમ આ લોકમાં કેવળ જડ અર્થાત્ જ્ઞાનવિરહિત પદાર્થની યોગ્ય વ્યવસ્થા અથવા કાર્યાકાર પરિણામ સંયોગીવડે જ થાય છે. તો આ મોટાં પૃથિવ્યાદિ કાર્યોની પણ તેના જ્ઞાનવિરહિત વિવિધ કારણથી વિલક્ષણ આકાર, પરિણામ, સ્થિતિ આદિ કરવામાં પણ તે જ પ્રકારે કોઇ જ્ઞાનસત્તા આ સંયોગી જ કારણરૂપ ઘટે છે.

આ પ્રકારના વિચારથી એમ જણાય છે કે કેવળ જડ કેવળ પરતંત્ર છે. આ મનુષ્યાદિ અલ્પજ્ઞ છે, તેથી કેવળ અધિકરતાં ઓછાં પરતંત્ર છે, તથાપિ પરતંત્ર તો ખરાં જ. જ્યારે "હું" પોતે મારી ઉત્પત્તિ, સ્થિતિ તથા લયમાં કારણરૂપ નથી; ત્યારે મારા સમાન આ સંપૂર્ણ સંયોગી પણ પોતપોતાની ઉત્પત્તિ, સ્થિતિ તથા લય કરવામાં સ્વતંત્ર કારણરૂપ નથી. અને જ્યારે આ સંપૂર્ણ સંયોગીમાં પ્રત્યેક પોતાની ઉત્પત્તિ, સ્થિતિ, તથા લયમાં કારણરૂપ નથી, ત્યારે તે સંયોગીમાંનો એક અથવા તેમાંના અનેક આ સંપૂર્ણ પ્રાણિપદાર્થની ઉત્પત્તિ, સ્થિતિ તથા લયમાં કારણરૂપ નથી, એ સહજ સિદ્ધ છે. માટે આ લોકમાં જેમ સંપૂર્ણ નપુંસક મનુષ્યો પુત્રપુત્રીરૂપ પ્રજાને ઉત્પન્ન કરનાર કારણરૂપ નથી, જેથી દેખાતી પુત્રપુત્રીરૂપ પ્રજાને ઉત્પન્ન કરનાર તે નપુંસકથી વિલક્ષણ કોઈ

પુરુષાર્થવાન્ મનુષ્યો જ કારણરૂપ હોવા ઘટે છે, તેમ આ સંપૂર્ણ પરતંત્ર પ્રવાહ જ્યારે એ પ્રવાહની ઉત્પત્તિમાં કારણરૂપ નથી, ત્યારે તેથી વિલક્ષણ કોઈ સ્વતંત્ર વસ્તુ જ કારણ હોવું ઘટે છે. અને તે સ્વતંત્ર જ સર્વજ્ઞ તથા સર્વશક્તિમાન પણ હોવું ઘટે છે. કારણ કે જે સર્વજ્ઞ તથા સર્વશક્તિમાન ન હોય તે સ્વતંત્ર પણ હોવું ન જ જોઈએ. વળી જે સ્વતંત્ર હોય તે સામાન્ય કે વિશેષ સ્વરૂપે વ્યાપક પણ હોવું જોઈએ. કારણ કે કોઈ પણ કારણસત્તા અનેક હોય તો તે પ્રત્યેક પરતંત્ર જ ગણાય. માટે વિભુ, સર્વજ્ઞ, સર્વશક્તિમાન્ અને સ્વતંત્ર એવું આ જગત્પ્રવાહનું કોઈ મુખ્ય પ્રવર્તક કારણ હોવું જ જોઈએ. એ જ કારણને મૂળ તત્ત્વવિત્ પુરુષોએ ઈશ્વરાદિ સંજ્ઞા આપી છે, એમ જણાય છે. તો એ કારણરૂપ ઈશ્વરની ઉપાસના કરવી એ જ જીવમાત્રને કર્તવ્યરૂપે નિકળે છે.

એટલા પર્વતમાં આ વિગેરે અનેક વિચાર કરીને ઈશ્વરોપાસના કર્તવ્ય છે એમ સિદ્ધ કર્યું, અને ઉપાસનાવડે ઉપાસ્યના સ્વરૂપધર્મની સિદ્ધિ થયા પશ્ચાત્ તેથી અન્ય કર્તવ્યની અપેક્ષા જણાય તો અન્ય કર્તવ્યવિષે વિચાર કરવો એવો નિશ્ચય રાખ્યો.

આ ઉપર વર્ણવેલા વિચારમાંથી એ સિદ્ધાન્ત નિકળ્યો કે વિભુત્વ, સર્વજ્ઞત્વ, સર્વશક્તિમત્ત્વ, તથા સ્વતંત્રત્વ એ આપણા સ્વાભાવિક વા સ્વરૂપ ધર્મની પેઠે આપણામાં અભિવ્યક્ત કરી લેવા એ જીવ માત્રને પ્રાપ્તવ્ય છે. અને એ લક્ષણ વા ધર્મ મેળવવા અર્થે જેમાં એ, સ્વરૂપલક્ષણરૂપે વા સ્વધર્મરૂપે છે એવા કારણસ્વરૂપ ઈશ્વરની ઉપાસના કરવી એ કર્તવ્ય છે.

આ પ્રાપ્તવ્ય તથા કર્તવ્યનો નિશ્ચય કરીને અન્ય અનેક પ્રમાણથી તેને દૃઢ કર્યો. તે પ્રમાણોમાંનો ઉપયોગી આગળ પ્રસંગવશાત્ આવશે. હવે આ નિશ્ચયની સિદ્ધિને અર્થે આગળ થયેલી વાર્તાને શ્રવણ કરો.

આ પ્રકારે પ્રાપ્તવ્ય તથા કર્તવ્યનો નિશ્ચય કરીને મેં દૃઢપણે ઈશ્વરોપાસનાનો આરંભ કરવા પૂર્વે આ પ્રકારનો વિચાર કર્યો. ઈશ્વર સર્વજ્ઞ વ્યાપક હોવાથી તે વ્યાપક સ્વરૂપની ઉપાસના કોઈ એક દેશ તથા પદાર્થમાં કરવી કે સર્વ દેશ તથા સર્વ પદાર્થમાં કરવી? કોઈ અમુક આકારવાન્ પદાર્થદ્વારે કરવી કે કોઈ પણ પદાર્થના સાક્ષાત્ સંબંધવિના કરવી? "સે આ વૃત્તિ કે જેની સ્વભાવ તથા કર્મસંસ્કારથી વિષયસાથે સંબંધવાળી ર

હી વ્યાપાર કરવામાં પ્રવૃત્તિ થાય છે, તેને કોઇ પણ દેશ વા પદાર્થના સંબંધવિના ઈશ્વરના વ્યાપક સ્વરૂપમાં સ્થાપવી, એ આરંભમાં અત્યંત કઠિણ છે. આ હું ઘણા કાળથી વિહિત કર્મના આરંભમાં વૃત્તિને ઉપાસ્ય દેવતાના વ્યાપક સ્વરૂપમાં જોડવા યત્ન કરૂં છું પણ તે યથાઘટિત તેમાં સ્થપાતી નથી. જેથી અંતમાં આ અગ્નિના કુંડસહિત અગ્નિના પ્રકટ જ્વાળાવાળા સ્વરૂપનું ધ્યાન કરીને વિરમું છું. પરંતુ સ્પષ્ટ ઉપાસ્ય દેવતાના વ્યાપક સ્વરૂપને વૃત્તિ અનુભવતી નથી. આ વૃત્તિ એટલી ચંચળ છે કે થોડો કાળ પણ એક પદાર્થને અવ્યભિચારીપણે સેવતી નથી. જે વિષયને આરૂઢ કરવા ઈચ્છા કરૂં છું તેના સાથે સંબંધ થતાં થતાં તો તત્કાળ બીજા બીજા વિષયથી સંબંધ કરતી ભમી જાય છે. એ જ પ્રમાણે રાત્રદિવસમાં અસંખ્ય પ્રાણિપદાર્થરૂપ વિષયસાથે સંબંધ કરી વળે છે. એવી અતિ ચંચળ વૃત્તિને કાંઇ પણ પદાર્થના સંબંધવિના જ ઈશ્વરના વ્યાપક સ્વરૂપમાં જોડવી એ સાધારણ વાર્તા નથી. જપ કરતાં પણ સાવધાનપણું રાખવા છતાં એ વૃત્તિ મધ્યે મધ્યે આકાશવાળા વિચારમાં ઉતરી પડે છે. તેને વારંવાર વાળી જપમાં જોડવા છતાં પણ પાછી છટકી જાય છે. એક પક્ષથી મંત્રનો જપ ચાલ્યા કરે છે, અને બીજે પક્ષે તે બીજા વિચારમાં પ્રવેશી જાય છે. પશ્ચાત્ જાણવામાં આવેથી વાળી વળે છે, પરંતુ કોઈ કોઇ પ્રસંગે તો વાળી વળતી પણ નથી. ઉલટી નિર્લજ્જ થઈને તે નઇચ્છેલા વ્યાપારને જ દૃઢપણે કરતી ચાલે છે; અને કોઈ પણ ઇંદ્રિયદ્વારા વ્યાપારમાં જોડીએ છીએ તો તે ઇંદ્રિયવ્યાપારને કરતી છતી બીજું કોઇ પણ કર્યા વિના રહેતી નથી. જેથી એમ તો નિશ્ચય જણાય છે કે આ ઘણા કાળથી વિષયસંબંધદ્વારા તદાકાર સરખી થયેલી વૃત્તિ તે વિષયાકાર પરિણામવાળી પોતાની અવસ્થાનો એકે કાળે ત્યાગ કરી કોઈ પણ મર્યાદાવાળા દેશ વા પદાર્થવિનાના કેવળ વ્યાપક સ્વરૂપમાં જોડાઇ સ્થિર થાય એમ નથી. આ પ્રકારે સ્વાનુભવથી જોતાં જણાય છે કે આપણાં શાસ્ત્રમાં કહેલી નિર્ગુણ કે સગુણ ઉપાસના, જેમાં વ્યાપક સૂક્ષ્મ તત્ત્વ શિવાય કોઈ પણ સ્થૂલનો સંબંધ વૃત્તિએ કરવો નહિ, એવા નિયમ સ્થપાયા છે તેવી નિર્ગુણ કે સગુણ ઉપાસના કરવાને આ સંસારના વિષયી પ્રાણિઓનો પ્રથમ જ અધિકાર નથી. કારણ કે તે વિષયીઓની વૃત્તિ ગાઢ સુષુપ્તિ કે સુષુપ્તિ શિવાય કોઈ પણ પ્રમાણાવસ્થામાં નિ-

પદના સંબંધવિના રહી શકતી નથી. અને જો તેવા વિષયાકાર વૃત્તિવાળા મનુષ્યોને કેવળ વિષયરહિત અંતર્બાહ્ય રહેવા બળાત્કારથી સંભવ આવે તો પ્રસંગે તેનો ભયંકર પરિણામ પણ થવો સંભવે છે. માટે આ વૃત્તિ પોતાના વિષયાકાર પરિણામને ક્રમે કરીને છોડતી જાય અને ઉત્તરોત્તર જતાં નિર્વિષયી સ્થિતિમાં અવિકળપણે સ્થિર થાય એવા ક્રમવડે, ઉપાસનાનો આરંભ કરવો જોઈએ. જેથી વિલક્ષણ પરિણામ થાય નહિ. (અપૂર્ણ.)

## ॥ ॐ श्री ॥

## वृत्तियो अंतर्मुख क्यारे थाय ?

(અનુસંધાન વર્તમાનરૂપ તુરીય દર્શન પૃષ્ઠ ૮૨ થી.)

ઉપર જે ત્રણ પ્રકારની ક્રિયાઓ વર્ણન કરાઈ છે. તેમનું પુનઃ એક પ્રકારનું વર્ગીકરણ જાણવું આવશ્યક છે. તે પ્રકારે વર્ગીકરણ કરતાં ક્રિયાઓના નીચે પ્રમાણે ભેદ પડી શકે છે.

| | | | | |
|---|---|---|---|---|
| ક્રિયાઓ | શુભ | | નિષ્કામ | સાત્વિકી ૧ |
| | | | | રાજસી ૨ |
| | | | | તામસી ૩ |
| | | | સકામ | સાત્વિકી ૪ |
| | | | | રાજસી ૫ |
| | | | | તામસી ૬ |
| | અશુભ | | નિષ્કામ | સાત્વિકી ૭ |
| | | | | રાજસી ૮ |
| | | | | તામસી ૯ |
| | | | સકામ | સાત્વિકી ૧૦ |
| | | | | રાજસી ૧૧ |
| | | | | તામસી ૧૨ |
| | શુભાશુભ મિશ્ર. | શુભ પ્રધાન અશુભ ગૌણ | નિષ્કામ | સાત્વિકી ૧૩ |
| | | | | રાજસી ૧૪ |
| | | | | તામસી ૧૫ |
| | | | સકામ | સાત્વિકી ૧૬ |
| | | | | રાજસી ૧૭ |
| | | | | તામસી ૧૮ |
| | | અશુભ પ્રધાન, શુભ ગૌણ. | નિષ્કામ | સાત્વિકી ૧૯ |
| | | | | રાજસી ૨૦ |
| | | | | તામસી ૨૧ |
| | | | સકામ | સાત્વિકી ૨૨ |
| | | | | રાજસી ૨૩ |
| | | | | તામસી ૨૪ |

આ પ્રમાણે ક્રિયાઓના ચતુર્વિંશતિ મુખ્ય ભેદ પડી શકે છે. શરીરજન્ય, માનસી અને મિશ્ર ક્રિયાઓ પણ આ સર્વ ભેદવાળી હોય છે જેથી અહોરાત્રના સર્વ કાલમાં થતી તથા મનુષ્યશરીરની આ ભૂલોકમાં બાહ્ય પ્રતીતિરૂપ જન્મથી આરંભી, તે શરીર પોતાના ઉપાદાન કારણમાં મળી જાય અને લિંગ શરીરથી વિયુક્ત એટલે મનુષ્ય મૃત્યુને શરણ થયો ગણાય ત્યાંસુધીના કાળમાં થતી સર્વ ક્રિયાઓના (૭૨) દ્વિસપ્તતિ મુખ્ય ભેદ પડી શકે છે. વિશ્વ, અનંત છે, તદ્ગત સર્વ વસ્તુઓ અનંત છે. શ્રીમહામાયાશક્તિ અનંત ભેદની પ્રતીતિ કરાવતાં સર્વત્ર વિસ્તરી રહ્યાં છે, તેથી તેમના ચમત્કારરૂપ આ સર્વ ક્રિયાઓ પણ અનંત ભેદવાળી છે. ક્રિયાઓ તથા તેનાં કારણોનાં સ્વરૂપો પૂર્ણ અંશે તો સર્વજ્ઞપુરૂષ શિવાય અન્ય કોઈ જાણી શકે એમ નથી. તેમજ તેમના કારણની પ્રવૃત્તિના નિયમો તથા તેમના ફલ આપવાના નિયમો પણ અલ્પજ્ઞ જીવોને કેવળ અગમ્યજ છે. અલ્પજ્ઞ જીવો એ સર્વ ભેદો તથા નિયમોનાં સ્વરૂપ ગ્રહણ કરી શકે એમ નથી. તેમ એટલા બધા ભેદ તેમને જાણવાની જરૂર પણ નથી, એટલું જ નહિ પણ એ સર્વ ભેદ તથા નિયમોના સ્વરૂપનાં ચિંતન કરવામાં થતી વૃત્તિની પ્રવૃત્તિ અંતર્મુખતાની વિરોધી હોવાથી યોગના સાધકને હેય એટલે ત્યાગ કરવા યોગ્ય છે. માત્ર પોતાના સ્વરૂપ શિવાયે અન્ય કોઈપણ વિષય ઉપર વિશેષ તર્ક કરવો અંતર્મુખતાના સાધકને અનુકૂળ નથી. તેમાં પણ જે સાધકો વિરક્ત છે અથવા ગૃહસ્થ છતાં બહુ ઉપાધિવિનાની સ્થિતિમાં છે તથા જેમને એકાંત સેવન માટે વિશેષ અવકાશ મળી શકે છે તેમને તો અનુભવી શ્રીસદ્ગુરૂ, સ્વરૂપસંશોધન અથવા સ્વરૂપાનુસંધાનનાં એવાં સાધનો આપે છે કે તેમને વિશેષ તર્ક કરવા તથા આ ક્રિયાઓના શુભાશુભ અગણિત ભેદને જાણવા વૃત્તિ વિવૃત્ત કરવાની જરૂર રહેતી નથી. અને જે સાધકો ગૃહસ્થ હોઈને વિશેષ વ્યવહારઉપાધિથી ગ્રસ્ત છે તથા જેમને વ્યવહારમાં અર્થપ્રાપ્તિ આદિના ઉદ્યમમાં પ્રાતઃકાલથી આરંભી રાત્રે નિદ્રાવશ થતાં સુધીના કાલની અનેક પ્રકારની ક્રિયાઓ સ્વેચ્છાથી અથવા પરેચ્છાથી અવશપણે કરવી પડે છે, તથા જેમને ખાસ એકાંતસેવનનો અવકાશ ઘણો થોડો મળે છે તેમને ઈષ્ટમંત્રનો જપ, ઈષ્ટના તથા પોતાના સ્વરૂપનું સ્મરણ ચિંતન યથાશક્તિ કરવા ઉપરાંત અનેક યુક્તિસહિત સદ્વિચારનું બળ ઘણું રાખવું

પડે છે. જેવી રીતે પીપર આદિ વનસ્પતિઓ તથા ક્ષારાદિ ઔષધો દીર્ઘકાલ સુધી પુનઃ પુનઃ મર્દન કરાવાથી સિદ્ધ બળવાળાં થાય છે, તથા જેવી રીતે વિધિવત્ ગ્રહણ કરી જપાયલા મંત્ર યોગ્ય કાલે સિદ્ધ બળવાળા થઈ ઈષ્ટકાર્ય કરવા સમર્થ થાય છે તેવીજ રીતે અનેકરૂપવાળો આ સદ્વિચાર શ્રીસદ્ગુરૂથી અધિકારપ્રમાણે પ્રાપ્ત થતાં દીર્ઘકાળસુધી સાધક બાધકયુક્તિથી મનનરૂપ મંથન અથવા મર્દનને પામી સિદ્ધ બળવાળો થાય છે તથા જે વૃત્તિ રોકવા માટે અથવા જે વૃત્તિ દૃઢ સ્થાપવા માટે એ વિચાર ગ્રહણ કરેલો હોય છે તે તે વૃત્તિના નિગ્રહ અથવા સ્થાપન તે વિચાર તત્કાળ કરી શકે છે. જેથી અંતર્મુખતાના આ બીજા વર્ગના સાધકને શ્રીસદ્ગુરૂ સદ્વિચારની જુદી જુદી અનેક યુક્તિયો પ્રસંગવશાત્ આપે છે. એવા સાધકને વ્યવહારમાં અનેક ક્રિયાઓ કરવી પડે છે. છતાં પરિણામે અંતર્મુખતા તથા નિષ્ક્રિય પદને પામવા તે ઈચ્છાવાળો છે. તેને માટે કયી ક્રિયાઓ અંતર્મુખતાની બાધક છે તથા કયી સાધક છે; બાધક ક્રિયાઓનો કેવી રીતે ત્યાગ કરવો અથવા ત્યાગ ન થઈ શકે એમ હોય તો શું કરવું—તથા ક્રમે કરીને છેવટે નિષ્ક્રિય શીરીતે થવું એ બધું ક્રમેકરીને તેને જણાવવામાં આવે છે. તેવા સાધકોને ક્રિયાઓના ઉપર વર્ણેલા દ્વિસપ્તતિ મુખ્ય ભેદો તથા તેમના પરિણામો વિગેરે જાણવાની જરૂર છે. જે જ્ઞાનસહિત સદ્વિચારની શ્રીગુરૂથી પ્રાપ્ત કરેલી યુક્તિયોનું દીર્ઘકાલ પર્યંત મનન થવાથી તે યુક્તિઓ સિદ્ધમંત્ર—તથા સિદ્ધમાત્રાવત્ સિદ્ધ થતાં બાધક ક્રિયાઓનો તત્કાલ નિગ્રહ કરવા તથા સાધક—વિહિત—ક્રિયાઓને તત્કાલ કરાવવા સમર્થ થાય છે.

આ સાધકે તથા ખરૂં જોતાં સર્વ સાધકોએ અંતઃકરણની શુદ્ધિ અથવા અંતર્મુખતારૂપ ફલ, તથા એ ફલના મુખ્ય સાધન રૂપ શરીરશુદ્ધિ તથા આરોગ્યની સાધક ક્રિયાઓને યથાશક્તિ જાણી તેમને આગ્રહપૂર્વક કરવી જોઇએ તથા બાધક ક્રિયાઓના ભેદો તથા સ્વરૂપ જાણી તેમને ક્રમે કરી ત્યજવાનો આગ્રહ ધારણ કરવો જોઈએ, અર્થાત્ બોલવામાં, વિવિધ પ્રાણિઓસાથે સંબંધ રાખવામાં, વિવિધ ગ્રંથો વાંચવામાં—મનન—પઠન—અધ્યયન માટે અમુક ગ્રંથો અથવા વિષયો પસંદ કરવામાં—અર્થપ્રાપ્તિના અનેક ઉદ્યમમાંથી એક પસંદ કરવામાં—તથા તે ઉદ્યમ સંબંધી અનેક ક્રિયાઓ કરવામાં—અનેક પદાર્થો જોવામાં અનેક શબ્દો શ્રવણ કરવામાં—અ-

નેક સ્થળોએ જવા આવવામાં—વિવિધ આહાર ગ્રહણ કરવામાં તથા અહો રાત્રની બીજી સર્વે ક્રિયાઓ કરવામાં કયી અંતર્મુખતાની સાધક છે તથા કયી બાધક છે તે સ્પષ્ટ જાણી સમજીને તે પ્રત્યેક ક્રિયા કરતી વખતે તે સંમજ અથવા જ્ઞાન અથવા સિદ્ધ કરેલો સદ્વિચાર ઉપસ્થિત રહે એમ કરવું જોઈએ.

જે અંતર્મુખતા માટે આટલું ભગીરથ પ્રયત્ન કરવાનું છે તેનું સ્વરૂપ પણ સાધારણ નથી. વૃત્તિઓ અંતર્મુખ થવી અને સ્વરૂપાભિમુખ થવી એ એક જ છે. વૃત્તિયો બહિર્મુખ રહેવી અને બાહ્ય વિષયાભિમુખ રહેવી એ પણ એક જ છે. વૃત્તિયો જેટલો કાળ સ્વરૂપાભિમુખ રહે છે તેટલો કાળ જે સુખ પ્રતીત થાય છે તે નિર્વિષયી સુખ કહેવાય છે. આસન કરી—મૌનધારણ કરી નેત્ર મીચીને ધારણાના પ્રયોગ કરનાર સર્વ પ્રવેશક સાધકોની વૃત્તિ તત્કાળ અંતર્મુખ થયેલી ગણાતી નથી. નિર્વિષયી સુખનું ભાન કરાવનારી અંતર્મુખતાની સ્થિતિ કંઈ સહજ સાધ્ય નથી અને તેનું સ્વરૂપ પણ કંઈ જેવું તેવું નથી. એવી આસનસ્થ સ્થિતિને જ અંતર્મુખ સ્થિતિ માનવી, એ સાધનને ફળ માની તુષ્ટ થઈ બેસવા જેવું છે. પ્રવેશક સાધકોની વૃત્તિયો તે કાલે પણ અન્ય બાહ્ય વિષયોનું ચિંતન કરતી હોવાથી અંતર્મુખતા માટે પ્રયત્ન કરતી છતી પણ વિષયાભિમુખ અને બહિર્મુખજ ગણાય છે. પરંતુ એ બહિર્મુખતા અન્ય પામરજીવોની બહિર્મુખતા કરતાં તો ઘણી જુદા પ્રકારની ગણાવા યોગ્ય છે. એ પ્રમાણે પ્રયત્ન કરતાં કરતાં જ યોગ્યકાળે વૃત્તિઓ ખરેખરી અંતર્મુખ થઈ શકે છે. તેથી એવા પ્રયોગો અંતર્મુખતાના સાધક છે ખરા. દીર્ઘ કાલ એ પ્રમાણે અભ્યાસ કરતાં ક્રમે કરીને શ્રીસદ્‌ગુરુના અનુગ્રહથી જ્યારે વૃત્તિયો યથાર્થ અંતર્મુખતાને પામે છે ત્યારે તે સાધકને ઉક્ત નિર્વિષયી આનંદનો લાભ મળે છે. આરંભમાં ક્ષણવાર અથવા થોડો કાળ એવી વૃત્તિ રહે; ક્રમે કરીને વધારે વખત રહેવાના અભ્યાસવાળી થતી જાય અને પરિણામે અહોરાત્રનો સર્વકાલ વૃત્તિ સ્વરૂપાભિમુખ રહેવાના અભ્યાસવાળી થઈ જાય છે. તે વખતે ભિન્ન અસ્તિત્વ એક છાયા માત્ર હોય કે ન પણ હોય. તેજ મહાત્મા કોઈ પણ ઉપાધિ અથવા આધારની અપેક્ષા ન રાખનાર એવા નિરૂપાધિ નિર્વિકાર સ્વતંત્ર પોતાના જ આનંદમાં, નિમગ્ન રહે છે. તેમને જ શાસ્ત્રકારો " સ્વાત્મારામ " કહે છે.

આ તો અંતર્મુખતાની સીમા થઈ. આ સુખને ઇચ્છીને સાધકોએ વૃત્તિયોને અંતર્મુખ કરવા યત્ન કરવાનું છે. તે યત્નવિષયક સામાન્ય વિચાર આ પ્રમાણે છે.

ઉપર વર્ણેલા કર્મોના ભેદોમાંથી સર્વ પ્રકારનાં અશુભ તથા અશુભ પ્રધાન મિશ્રકર્મ તો અંતર્મુખતાનાં સાધક હોય જ નહિ. તે તે બાધક હોવાથી ત્યાગ કરવા યોગ્ય જ છે. નિષ્કામ સાત્વિક અશુભ તથા મિશ્ર કર્મો બહુ બંધનનાં હેતુ નથી તોપણ પોતાના અંશમાં તેટલાં પ્રતિબંધક તો ખરાં જ. શુભપ્રધાન મિશ્ર કર્મો કરતાં, કેવલ શુભ કર્મો વિશેષ હિતકર ગણાય. શુભ કર્મોમાં સકામ કરતાં નિષ્કામ કર્મો અંતઃકરણને શુદ્ધ કરવામાં તેમજ અંતર્મુખ કરવામાં વધારે સાહાય્યક હોય એ તો સ્પષ્ટ છે. નિષ્કામ કર્મ કરવાની યોગ્યતા સહજમાં સિદ્ધ થતી નથી. દીર્ઘકાલ પર્યંત પ્રયત્ન કરવા છતાં પણ નિષ્કામ વૃત્તિથી એટલે શુભકર્મના શુભફલની આશા રાખ્યા વિના તેમજ કર્તાપણાના અભિમાનવિના સત્કર્મ કરવાં જેટલી અંતઃકરણની યોગ્યતા આવવી ઘણી કઠિન છે. તેથી શ્રીસદ્ગુરુને આશ્રમે પ્રવૃત્તિ કરનાર સાધક પ્રથમતો સકામ શુભ કર્મોજ કરી શકે છે. સકામવૃત્તિથી કરેલાં કર્મોને નિત્યકર્મ કરતી વખતે कायेनवाचा વિગેરે અર્થનાં વાક્યોમાં જણાવેલા નિશ્ચયપ્રમાણે શ્રીગુરુઈશ્વરને અર્પણ કરવાનો અભ્યાસ પાડવામાં આવે છે. સકામ કર્મોને આ પ્રમાણે અર્પણ કરવાનો અને વૃત્તિઓને ક્રમે કરીને કામનારહિત કરવાનો દીર્ઘકાલનો અભ્યાસ થતાં શ્રીસદ્ગુરુની કૃપાથી તે સાધકનું અંતઃકરણ નિષ્કામ કર્મ કરવા યોગ્ય થાય છે. એવાં નિષ્કામ સાત્વિક શુભ કર્મ પણ, વૃત્તિઓની અંતર્મુખતાનાં સાક્ષાત્ સાધક નથી. પરંતુ સાત્વિક શુભ કર્મ કરવાનો પણ અભ્યાસ દૃઢ થતાં અંતઃકરણ શુદ્ધ સાત્વિક નિષ્કામ કર્મ કરવા સમર્થ થાય છે. એ કર્મો તથા એ કર્મોથી ઉત્પન્ન થતું અથવા પોતાનું દ્રવ્યજ અંતઃકરણની વૃત્તિઓને અંતર્મુખ કરવા સમર્થ થાય છે. સાત્વિક નિષ્કામ શુભ કર્મો તો તેમના ફલરૂપ ઉત્તમ વિભવોને આપી વૃત્તિઓને વખતે બહિર્મુખ કરવા પણ સમર્થ થાય છે. કેમકે કર્મોના નિયમ પ્રમાણે જે જીવો તામસ શુભ કર્મો સકામ કિંવા નિષ્કામ કરતા તે વૃત્તિથી મૃત્યુને શરણ પ્રાપ્ય છે, તેમને નો તામસ મોક્ષ મળે છે અર્થાત્ તેમને ઉત્તર કાલે રાજસ કર્મ કરવા યોગ્ય શરીર પ્રાપ્ત થાય છે. તેમજ જે જીવો રાજસ શુભ કર્મ-સકામ

અથવા નિષ્કામ-કરતા દેહ પરિત્યાગ કરે છે તેમને રાજસ મોક્ષ મળે છે. અર્થાત્ ઉત્તર કાલે સાત્વિક કર્મ કરવા યોગ્ય દેહ ધારણ કરે છે, અને સાત્વિક શુભકર્મો કરનારનો સાત્વિક મોક્ષ થાય છે, એટલે ઉત્તર જન્મમાં શુદ્ધ સાત્વિક વૃત્તિનો નિર્વાહ કરાવે એવું શરીર પ્રાપ્ત થાય છે. એટલે એવા અમુક ગુણ કર્મવાળાં માતાપિતાના કુટુંબમાં જન્મ પામે છે, એવા શરીરમાં નાની મોટી સિદ્ધિઓ પ્રાપ્ત થઈ સાધકને વખતે વ્યામોહ પમાડે છે. આવા શરીરમાં અથવા બીજા પણ કોઈ યોગ્ય શરીરમાં સિદ્ધિઓ પ્રાપ્ત છતાં અડગ રહેલું શુદ્ધ સાત્વિક વૃત્તિવાળું અંતઃકરણ જ અંતર્મુખ થયેલું ગણાય છે. અન્ય સર્વને શુભ કર્મો અંતર્મુખતાનાં ક્રમે કરીને સાધક છે, સાક્ષાત્ સાધક નથી. એટલું જ નહિ પરંતુ પ્રસંગે પોતાનાં શુભ ફલોદ્વારા વૃત્તિઓને બહિર્મુખ કરાવનાર પણ થઈ પડે છે. પરંતુ શુદ્ધ સાત્વિક કર્મ કરવા જેટલો અંતઃકરણનો અધિકાર તરત આવતો નથી. તામસ રાજસ અને સાત્વિક શુભ કર્મોને ક્રમે કરીને કરતાં એક એક ગુણનું અતિક્રમણ કરતાં જ્યારે અમુક સાધકનું અંતઃકરણ શુદ્ધ સત્વપ્રધાન થાય છે ત્યારે શુદ્ધ સાત્વિક કર્મ કરવા સમર્થ થાય છે. અધિકારની ઉત્કૃષ્ટતા થયે એની મેળેજ વૃત્તિનું સકામપણું છુટી જાય છે. તેમજ રજોગુણ તથા તમો ગુણનું અતિક્રમણ થયે એની મેળેજ તે તે ગુણથી કરાતાં કર્મો છુટી જાય છે. જેથી "આજથી હવે અમુક પ્રકારના કર્મ છોડી દઈ કેવળ શુદ્ધ સાત્વિક કર્મજ કરૂં" એમ વિચાર માત્ર કરવાથી ગુણનો ફેરફાર થઈ શકતો નથી.

જે કર્મો વૃત્તિને અંતર્મુખ કરનારાં છે તે કર્મોના સંસ્કારવાળું દ્રવ્ય જે કાળે બળવાન્ થાય છે તથા વૃદ્ધિને પામે છે ત્યારે જ વૃત્તિઓ અંતર્મુખ થાય છે. અને જે કર્મો વૃત્તિને બહિર્મુખ કરનારાં છે તે કર્મોના સંસ્કારવાળું દ્રવ્ય જ્યારે ન્યુન બળનું થાય છે તથા નાશને પામે છે ત્યારે જ વૃત્તિની બહિર્મુખતા મટે છે માટે અંતર્મુખ થવા ઈચ્છનાર લોકોએ એ દ્રવ્યોની વૃદ્ધિ તથા નાશ થવા ઉપર પ્રયત્ન કરવો ઘટે છે. પ્રથમ કરેલા કર્મના વિભાગ પ્રમાણે શારીરક-માનસ તથા મિશ્ર કર્મો-શુભ સાત્વિક નિષ્કામ-કરવાનો અભ્યાસ થવાથી એ થવું સંભવે છે. ત્યાં માનસ શુભ કર્મમાં તો મુખ્ય શ્રીગુરૂઉપદિષ્ટ મંત્રનો જપ-જપના અર્થના મનન તથા નિદિધ્યાસનનો અભ્યાસ-સદ્વિચાર-વગેરે પોતાના અધિકાર પ્રમાણે

શ્રીગુરૂથી પ્રાપ્ત ધારણાદિ માનસ સાધનોનો અભ્યાસ એ છે. શારીરિક અને મિશ્ર શુભ કર્મોમાં–શ્રીસદ્‌ગુરૂની ઉપાસના–સેવા–પ્રતિમાપૂજન તથા શુભ આહારવિહાર છે. વિહારમાં સ્થાન અને સંગતિનો અંતર્ભાવ કર્યો છે. અવિહિત આહારવિહારનો ક્રમે કરીને ત્યાગ કરતાં જતાં–અર્થાત્ આહારવિહારને ક્રમે કરીને નિયમમાં લાવતાં જ્યારે તે મહાત્મા શુદ્ધ સાત્વિક નિષ્કામ વૃત્તિપૂર્વક આહારવિહાર કરવા સમર્થ થાય છે ત્યારે તેના કર્માશયોમાં તેવા સંસ્કારયુક્ત કર્મોનો સંચય થયલો હોય છે. આ આહારવિહારના ગુણોનાં અતિક્રમણ કેટલાએક સાધકોને એકજ શરીરમાં શ્રીસદ્‌ગુરૂની કૃપાથી થઈ શકે છે. એટલે આરંભમાં રજઃપ્રધાન કર્મો કરતાં હોય તે કેટલેએક વર્ષે છુટી જતાં ક્રમે કરીને સત્વપ્રધાન તથા છેવટ શુદ્ધ સત્વપ્રધાન કર્મ કરી શકે છે. સર્વ મનુષ્યોના શરીર તથા અંતઃકરણમાં એક અહોરાત્ એટલે ચોવિશ કલાકમાં સત્વ, રજસ્ તથા તમસ્ એ ત્રણે ગુણોના અવિર્ભાવ થોડો થોડો વખત નિયમસર થયે જાય છે. તેમાં તમઃપ્રધાન અંતઃકરણવાળાને એક અહોરાત્રમાં તામસી વૃત્તિ વિશેષ વાર રહે છે અને સાત્વિકી અને રાજસી વૃત્તિ તે કરતાં ઘણી થોડીવાર રહે છે. એજ પ્રમાણે સત્વપ્રધાન અંતઃકરણવાળાને સાત્વિકી વૃત્તિ વધારેવાર અને રાજસી તામસી થોડી થોડી વાર રહે છે. ગુણોનાં અતિક્રમણ કરનાર સાધક પ્રથમ જે અહોરાત્રમાં રાજસ તામસ કર્મો વિશેષ કરતો હોય તે પછી સાત્વિક કર્મ વિશેષ કરતો થાય છે તથા છેવટ શુદ્ધ સાત્વિક કર્મ જ કરવા સમર્થ થાય છે. શ્રીસદ્‌ગુરૂને શરણ નહિ થયેલા એવા અસંખ્ય જીવો તો જો શુભ કર્મ કરનાર હોય છે તો એક એક ગુણનું અતિક્રમણ એક એક જન્મે અથવા અનેક જન્મે કદાચિત્ કરી શકે છે; અને અશુભ કર્મ કરનારાઓનું પ્રત્યેક જન્મે ગુણોથી પતન થાય છે. પરંતુ શ્રી સદ્‌ગુરૂને શરણ થયેલો સાધક તો વાસ્તવ યુક્તિયોથી સંપન્ન હોય છે તેમજ શ્રીગુરૂની ન્યૂનાધિક કૃપાનું પાત્ર હોય છે તેથી તે તો બીજા બધા કરતાં ન્યૂન કાળમાં તથા ઘણું કરીને એક જન્મમાં ઉત્તરોત્તર ઉત્કૃષ્ટ ગુણયુક્ત થઈ શકે છે. આમાં કાંઈ અયોગ્ય અથવા પક્ષપાત છે એમ નથી. કેમકે અત્યંત ઉજ્વલ કર્મ સંસ્કારવિના સાચા સદ્‌ગુરૂનું શરણ મળતું જ નથી. અને તેવા કર્મવાળો સાધક શ્રીગુરૂની કૃપાનું પાત્ર થાય તથા અલ્પકાળમાં ઉત્કૃષ્ટ ગુણયુક્ત થાય એમાં કાંઈ અયોગ્ય નથી. જેથી તેવા સાધકના કર્માશયમાં

શુદ્ધ સાત્વિક નિષ્કામ કર્મના સંસ્કારવાળા દ્રવ્યંનો સંચય થવાથી તેની વૃત્તિઓ યોગ્યકાળે પોતાની મેળેજ અંતર્મુખ થાય છે. એવી અંતર્મુખતા પ્રથમ તો સાધન પ્રયોગ કરતી વખતે પાંચ મિનિટ—દશ મિનિટ અથવા પા કલાક—જેટલો કાળ શુદ્ધ સાત્વિક દ્રવ્યનો આવિર્ભાવ રહે ત્યાંસુધી—રહે છે. તથા દિવસનો બીજો બધો વખત તો જુદા જુદા ગુણયુક્ત—બહિર્મુખ રહે છે વિશેષ અધિકાર થતાં અહોરાત્રમાં એક બે કલાક તેવી વૃત્તિ રાખી શકવા જેટલું સામર્થ્ય આવે છે તથા સાધનની પૂર્ણતાએ પદાર્થાભાવિની જે છઠી ભૂમિકા છે તેમાં સંપૂર્ણ જગતના અભાવપૂર્વક પોતે સ્વરૂપાકાર થઇ રહે છે.પૂર્વે કહ્યા પ્રમાણે અંતઃકરણમાં રહેલાં કેટલાએક દ્રવ્યો જગતની પ્રતીતિ કરવાવામાં હેતુરૂપ છે. એ દ્રવ્યો તો બહિર્મુખ વૃત્તિવાળા પ્રાણી માત્રના અંતઃકરણમાં છે જ. તથા કેટલાંએક દ્રવ્યો જગતની અપ્રતીતિ કરાવવામાં હેતુરૂપ છે. આ પાછળ કહેલાં દ્રવ્યોમાંથી તામસ દ્રવ્યો તો—નિદ્રા—મૂર્છા—આદિ કાલની, તામસ અપ્રતીતિના હેતુ છે. ભાંગ—અફીણ—મદ્ય વિગેરે સ્થૂલ પદાર્થો આ દ્રવ્યના પોષક છે તથા રાજસ દ્રવ્યો તો શોક—મોહ—ભય-જન્ય રાજસ અપ્રતીતિના હેતુ છે. સાત્વિક દ્રવ્યો સાધન કાલની એકાગ્રતા વખતની સાત્વિક અપ્રતીતિના હેતુ છે. અને માત્ર શુદ્ધ સાત્વિક દ્રવ્યો જ પદાર્થાભાવિની રૂપ શુદ્ધ સાત્વિક અપ્રતીતિના હેતુ છે. એ દ્રવ્યો પોતપોતાના સદૃશ ગુણવાળા આહારવિહારથી જન્મ તથા વૃદ્ધિને પામે છે.

વ્યવહાર ઉપાધિમાં રહેનાર વિચાર પ્રધાન સાધન વાળાને વૃત્તિઓ અંતર્મુખ થવા કરતાં વૃત્તિઓમાં અસ્પૃહા વેહેલી ઉત્પન્ન થાય છે. પ્રથમ વૃત્તિમાં અસ્પૃહા ઉત્પન્ન થાય છે. પશ્ચાત્ વૃત્તિઓ સહજમાં અંતર્મુખ થઇ શકે છે. અસ્પૃહા દૃઢ તથા અદૃઢ એમ બે પ્રકારની છે. વિષયની સમીપતા છતાં તથા વિષય ગ્રહણ કરવાની સર્વ પ્રકારની સ્વતંત્રતા છતાં વૃત્તિઓની કેવળ નિર્વિકાર સ્થિતિ એ દૃઢ અસ્પૃહાનું લક્ષણ છે. અદૃઢ અસ્પૃહાનાં ઘણાં રૂપ છે. કેટલાએક સાધકો ને તો આસક્તિ કરવાયોગ્ય વિષય ઘણીવાર પ્રતીત થાય, તેમાં કેટલીએક વાર વિરોધી સંસ્કારની પ્રબળતાથી વૃત્તિઓ આસક્ત થાય તથા ઘણીવાર ન થાય. કેટલાએક વિષયો ઉપર દિવસમાં એક બેવાર સ્પૃહા થાય, કેટલાએક વિષયો ઉપર મહિનામાં એક બેવાર.

(અપૂર્ણ)

# महाकाल.

रूप (पुस्तक) ३,--चैत्र कृष्ण १४ सं. १९८७ दर्शन (अंक) ६.


## दुर्गुण त्यजवा विषे.

પદ.

જગમાં મોહ ધરો ના ભાઈ, એ રાહ.

દુર્ગુણ ત્યાગી રહો જન જગમાં,
કાં નગરે કાં વસો નગમાં રે. દુર્ગુણ૦ ટેક.
નથી એવી કોઈ વસ્તુ વિચારો, યત્નવડે ન સુસાધ્ય થતી રે;
પણ વિરલા જન ઉદ્યમી એવા, સમયાનુકૂલ કરે સુગતિ રે. દુ૦
કો તો કામી મહા કામી થઈ, પરધન પર પ્રતિ પલટેરે,
નિજ પર ઘેર સુખ સમૂળ બગાડી, ઉર્ધ્વ ગતિથી સહજ ઉલટેરે. દુ૦
કો તો ક્રોધવડે ઘર છાંડી, માંડી મેંઢ ઘરઘર ભટકેરે,
નહિ જગના તે, નહિ જગપતિના, ત્રિશંકુવત્ મધ્યે લટકેરે. દુ૦
કો તો લોભતણે વશ વર્તી, ન્યાય ન ધર્મ ધરે મનમાંરે,
નિંદ્ય કૃતિથી કરી ધન ભેળું, નીર ન પામી મરે વનમાંરે. દુ૦
કો તો અનુચિત રાગ વધારી, વિવિધ વિષયમાં જઈ લાગેરે,
મીન પતંગ ભૃંગ ગજ મૃગસમ, પ્રાણ જતાં પ્રીતિ ન ત્યાગેરે. દુ૦
કો તો દ્વેષ ધરી રહે બળતા, યદપિ નિજ કર નહિ સતારે,
નિજ સુધરે ન, અપરનું બગાડે, ગુણે ન સુમતિ ખાતાં ખતારે. દુ૦
અલ્પજ્ઞ જીવપણે અભિમાની, રહી પરતંત્ર વૃથા ફુલેરે,
દુર્ગુણી એવા વધા આ વિશ્વે, દુઃખ પામી અંતે ડુલેરે. દુ૦
આ વિધિ હોય અનેક જીવોમાં, રહી જીવનું સુખ વણસાડેરે,
નૃસિંહચાર્ય કો એક ચઢી રણ, હણી રિપુદળ મૂળ પણ કાઢેરે. દુ૦

# ॥ ॐश्री ॥

## वृत्तियो अंतर्मुख क्यारे थाय:

( અનુસંધાન વર્તમાનરૂપ પંચમ દર્શન પૃષ્ટ ૧૨૦ થી )

તથા કેટલાએક વિષયો ઉપર બે ત્રણ માસે એકાદ વાર સ્પૃહા ઉત્પન્ન થાય છે. તેમાં પણ કેટલીએક વખત વિરોધી સંસ્કારની પ્રબળતાથી તે વિષયનો ભોગ આસક્તિપૂર્વક થાય છે, તથા કેટલીએક વખત અસ્પૃહાના અભ્યાસવાળી વૃત્તિ દૃઢ હોવાથી સ્પૃહારૂપ વૃત્તિને ઠેલી મુકે છે. આ પ્રકાર દૃઢ અસ્પૃહા થતાં સુધી પુનઃપુનઃ ચાલ્યા કરે છે. આ તો ઉત્તમ પ્રકારની અદૃઢ અસ્પૃહાનું લક્ષણ છે. તેથી ઉતરતા ઘણા સાધકોને તો વિષયો દુઃખરૂપ છે એમ વિચારદ્વારા નિશ્ચય હોવા છતાં, ઘણાં કાળેથી દૃઢ થયલી આધ્યાસિકી વૃત્તિને લીધે, પ્રત્યેક વિષયની પ્રતીતિકાલે તેમાં અંધ થઈ આસક્તિ થાય છે. તેમાંથી થોડા સમયમાં જાગૃત્ થઇ પુનઃ વિષયના દોષોનો વિચાર કરી તેનો ભોગ લેતાં પૂર્વેજ તેમાં અસ્પૃહા થઇ વૃત્તિ નિવૃત્ત થાય છે. આમ કરવામાં પણ ઘણું બળ વાપરવું પડે છે; તથા પ્રતિબંધક સંસ્કારોને લીધે કેટલીએક વખતે તે બળ નથી પણ ચાલતું અને તે સાધકને વિષયનો ભોગ થાય છે. પરંતુ આ સાધકને વિષયભોગ પૂર્વે અસ્પૃહા થાય છે તથા એ ઘણી વખતે બચી શકે એટલો એ ઉત્તમ છે. તેથી ઉતરતા સાધકોને વિષયો દુઃખરૂપ છે એમ નિશ્ચય હોવા છતાં પ્રતિબંધક સંસ્કારોની અધિક પ્રબળતા હોવાથી પ્રત્યેક વિષયની પ્રતીતિ થતાં તેનો તે આસક્તિપૂર્વક ભોગ કરે છે અથવા આસક્ત નથવા પ્રયત્ન કરી ન છૂટકે ભોગ કરે છે તથા ભોગ કર્યા પશ્ચાત્ એમ દૃઢ નિશ્ચય પુનઃ થાય છે કે વિષયો દુઃખરૂપ છે તથા આ ભોગ ના કર્યો હોત તો સારૂં થાત; આવો વિચાર તેને ભોગ થયા પછી તરત જ એટલે તે ભોગજન્ય દુઃખની પ્રતિતી થયા પૂર્વે થાય છે. એટલી તેની શ્રેષ્ઠતા છે. પણ કેટલાએક તેથી ઉતરતી પંક્તિના જીવોને તો ભોગજન્ય દુઃખની પ્રતીતિ થાય છે ત્યારેજ વિષયો દુઃખરૂપ છે તથા આસક્તિ કરવા યોગ્ય નથી એમ વિચાર આવે છે, તથા તેમના ઉપર તેઓ અસ્પૃહા કરે છે. આવી વૃત્તિ પણ સદ્વિચાર પ્રાપ્ત હોયા વિના થતી નથી. તેથી પણ ઉતરતા પામર જીવોને તો ભોગજન્ય દુઃખની સારી રીતે પ્રતીતિ થાય છે તે છતાં પ-

ણ વિષયો દુઃખરૂપ છે એવો નિશ્ચય થતો નથી તથા પુનઃપુનઃ દુઃખ ભોગવે છે અને પુનઃપુનઃ આસક્તિ કરે છે. યદ્યપિ તેમને પણ દુઃખકાલે ક્ષણિક અસ્પૃહા જેવું થાય છે ખરૂં, પરંતુ તે નિશ્ચયરૂપ થવા પામતી નથી. દૃઢ અને અદૃઢ અસ્પૃહાનાં ભિન્ન ભિન્ન સ્વરૂપો આ પ્રમાણે છે.

જ્યાં સુધી પ્રતિબંધક સંસ્કારોનો અંતઃકરણમાં સદ્ભાવ છે અર્થાત્ જ્યાં સુધી પ્રતિબંધક સંસ્કારોવાળા દ્રવ્યનો શરીરમાં સદ્ભાવ છે ત્યાં સુધી દૃઢ અસ્પૃહા થતી નથી. માટે અદૃઢ અસ્પૃહાવાન્ સાધકે દૃઢ અસ્પૃહાનો ઉદય થવા સારૂ શ્રીગુરૂથી નાના યુક્તિગો ગ્રહણ કરવી જોઈએ તથા કર્મના ભેદ સમજવા જોઇએ. ઉપર જણાવ્યા પ્રમાણે નિષ્કામ કર્મજ પરમાર્થસાધકને વિહિત છે. પરંતુ જ્યાં સુધી નિષ્કામ વૃત્તિથી કર્મ કરવાનું અંતઃકરણમાં બળ નથી આવ્યું ત્યાં સુધી તે સાધક સકામકર્મનોજ અધિકારી છે. તેને માટે સકામ શુભ કર્મજ વિહિતછે. અધિકાર પ્રાપ્ત થયા પૂર્વે જે સકામ કર્મનો પણ ત્યાગ કરે છે તે ઉભય ભ્રષ્ટ થાય છે. સકામ વૃત્તિથી પણ શુભ કર્મ કરતાં કરતાં અંતઃકરણ શુદ્ધ થાય છે. એમ ઘણો કાળ જવાથી તે સાધક નિષ્કામ કર્મ કરી શકેછે. તે છતાં જ્યાં સુધી વૃત્તિમાં કામનાનો સદ્ભાવ છે ત્યાં સુધી તે જીવે પ્રત્યેક કર્મ કરતી વખતે તેનો સકામ નિષ્કામમાં એટલે અવિહિત વિહિતમાં વિભાગ પાડવો અને સર્વ કર્મોના કર્તાપણાનું અભિમાન શ્રીગુરૂઈશ્વરને અર્પણ કરતાં જવું. એ પ્રમાણે ઈશ્વરાર્પણ કરાવલાં કર્મો બહુ બંધનને ન કરતાં ઉત્તરોત્તર ઉંચા અધિકારને પ્રાપ્ત કરે છે. જેથી આગળ જતાં જેમ જેમ વૃત્તિનું સામર્થ્ય વધે છે તેમ તેમ કર્મમાંથી ફળની આશાનો પરિત્યાગ થતો જાય છે. તથા પરિણામે કેવળ શુદ્ધ સાત્વિક કર્મનેજ ફલની આશાથી રહિતપણે કરવાનો તેને દૃઢ અભ્યાસ થાય છે અને તેટલેજ અંશે જગતના પદાર્થો ઉપરની આસક્તિ છુટતી જાય છે. જેથી શ્રીસદ્ગુરૂની કૃપાથી તે મહાત્માને આ જગત્ ઉપર સંપૂર્ણ અંશે અસ્પૃહા થાયછે. અંતઃકરણ પૂર્ણ શુદ્ધિને પામે છે, અચંચલ હોવાથી પૂર્ણ રીતે અંતર્મુખ થાય છે, અસ્પૃહ થયવાં નિરાશ થવાથી વાસનાનો ક્ષય થાય છે તથા જીવન્મુક્તિના નિર્વિષયી આનંદનોજ ભોક્તા થાય છે.

॥ ॐ श्रीं ॥

॥ श्री सद्गुरुभ्यो नमः ॥

# जीवत्व.

અથવા.

# चेतनाशक्ति.

"Life comes from antecedent life."

(Elementary Psychology and Education p. 190).

મનુષ્યમાત્ર જન્મ પામતા, મૃત્યુને પામતા તથા અવાંતર કાળમાં નાના વ્યાપારને કરતા જોવામાં આવે છે. મનુષ્યો પરસ્પર એક બીજાને તે પ્રમાણે જુએ છે. નાનાં મોટાં બીજા પણ પશુપક્ષીઆદિ અસંખ્ય પ્રાણીઓ તેજ પ્રમાણે જોવામાં આવે છે. જગત્‌માં બીજા પણ ઘણા પદાર્થો જોવામાં આવે છે. નાનાં મોટાં ગૃહો, ગૃહસાહિત્યના બીજા પદાર્થો, વસ્ત્રાલંકાર, દ્રવ્ય સર્વત્ર નજરે પડે છે; પરંતુ તે સર્વેમાંથી કોઈ બોલતું નથી, હું કોની પાસે છું તથા ક્યાં છું તે જાણતું નથી. તેમજ પોતાની મેળે એક સ્થળથી બીજે સ્થળ સ્વતંત્રપણે જઈ શકતું નથી. એક ત્રાંબાનો પૈસો ગમે તેટલાં વર્ષ પડી રહે તોપણ પોતાની મેળે નાનેથી મોટો થતો જણાતો નથી. આવા પદાર્થોને કેટલાએક "જડ" સંજ્ઞા આપેછે. વળી રેતીના ઢગલાઓ વાયુવિગેરે સત્તાથી નાના અને મોટા થતા જણાય છે. નદીઓમાં નાના બેટ ક્રમે કરીને મોટા થતા જણાય છે તથાપિ તેમનામાં મનુષ્યજેવી વધવાઘટવાની શક્તિ ગણાતી નથી. તેઓ પણ "જડ" જ ગણાય છે. સૂર્ય ચંદ્રાદિ ગ્રહો તથા ઉપગ્રહો તો "જડ"છે જ એમ કેટલાએક નિઃશંકપણે માને છે તથા શિખવે છે. અન્ય પક્ષથી વૃક્ષો પોતાની મેળે વધે છે ઘટે છે, તોપણ તેમનામાં પણ મનુષ્યના જેવું જ્ઞાન હોય એમ માનવાને કારણ જણાતું નથી. તેઓ એક સ્થળથી અન્ય સ્થળે સ્વતંત્રપણે જઈ શકતાં નથી. તોપણ કેટલાએક પ્રકારની વનસ્પતિઓમાં સૂક્ષ્મ જંતુઓજેવી સ્થાનાંતર કરવાની ગતિ પણ હાલ જાણવામાં આવેલી છે. વળી કેટલીએક વનસ્પતિઓ અને કેટલાંએક જંતુઓ એવાં પણ જોવામાં

આવેલાંછે કે જેમની વનસ્પતિ કે જંતુ એ બેમાંથી શેમાં ગણના કરવી એ સિદ્ધ કરવાને સાધન નથી. આ વનસ્પતિવર્ગ પેલા કેવળ જડ પદાર્થો કરતાં કંઈક જુદા પ્રકારનો જણાય છે તથા મનાય છે તેમનામાં જીવત્વ મનાય છે. પરંતુ જ્ઞાન મનાતું નથી. કેમકે તેમનામાં મનુષ્યના જેવું જ્ઞાન અથવા ચેતનાશક્તિ છે અથવા મનુષ્યના જેવું સુખદુઃખના ભોક્તત્વવાળું જીવત્વ છે એમ માનવાને દૃઢ કારણ નથી. પશુ પક્ષી આદિ પ્રાણીઓ વળી આ વનસ્પતિવર્ગ કરતાં વિશેષ સમર્થ્યવાળાં જણાય છે. તેઓ સ્વતંત્રપણે સ્થાનાંતર કરી શકે છે, પોતાને તથા અન્યને જાણી શકે છે. સુખદુઃખાદિ દ્વંદ્વના ભોક્તાજેવા જણાય છે. તોપણ મનુષ્ય પ્રાણી જેવી જ્ઞાનશક્તિ જોવામાં આવતી નથી. મનુષ્ય તો આ સર્વથી ઉત્તમ છે જ. જડ પદાર્થોના રચેલાં અને અગ્નિ, વાયુ, જલ, વરાળ, વિદ્યુત્‌વિગેરેથી પ્રવર્તાવાતાં અસંખ્ય યંત્રો પણ હાલમાં ઘણાં જોવામાં આવે છે. જેમની રચનાનો વિચાર કરતાં રચનારની શોધકશક્તિને ધન્યવાદ આપ્યાવિના ચાલતું નથી. એવા સૂક્ષ્મથી પણ સૂક્ષ્મ રચનાઓવાળાં સર્વ યંત્રોકરતાં આ મનુષ્ય શરીરરૂપ યંત્ર સર્વ પ્રકારે અનેકગુણ ચઢીઆતું છે એ તો નિર્વિવાદ છે. આગગાડી ચાલે છે, ખાય છે, પીએ છે, બોલે છે, વાત કરે છે, એમ સમજી કેટલાએક અજ્ઞાનો શરીરયંત્રની અને વરાળયંત્રની તુલના કરવારૂપ હાસ્યજનક વ્યાપારમાં મિથ્યા કાલક્ષેપ કરે છે. યંત્ર શાસ્ત્રમાં તથા શારીરશાસ્ત્રમાં પારંગત વિદ્વાનો સ્પષ્ટ રીતે જાણે છે તથા, જણાવે છે કે એ બે યંત્રનો ભેદ કોઈ પણ પ્રકારે હાલ સાંધી શકાય એવો નથી. વરાળ યંત્રમાં સર્વ વસ્તુઓ (Inorganic) જડ છે. તથા એ યંત્ર અગ્નિરૂપ સત્તાને–ગતિરૂપ સત્તાના રૂપાંતર પમાડવા શિવાય બીજું કંઈજ કરતું નથી. અર્થાત્‌ કોયલા બળવાથી–કોયલામાં રહેલો અગ્નિ, તેમની સાથે સંબંધવાળા જલસંયુક્ત થાય છે. તે વરાળ સંજ્ઞાને ધારણ કરે છે. એ વરાળને પુનઃ એકદમ ઠંડી કરવામાં વરાળગત અગ્નિ તેથી વિયુક્ત થાય છે, તે ગતિ રૂપ રૂપાંતરને પામી યંત્રને પ્રેરે છે. વરાળયંત્રનું આ ઉપરનું પરિણામ છે. આ પ્રમાણે અપાયલી આદ્યગતિ યોગ્ય યુક્તિઓથી આગગાડીની હારોને–નૌકાયંત્રને–તથા મોટી મોટી મીલોને પ્રવર્તાવે છે. સર્વ વિદ્વાનો જાણે છે કે આ સર્વ યંત્ર રચના ચેતનાશક્તિ અથવા જ્ઞાનવિરહિત છે. આગગાડીનું એન્જીન કંઈ એમ જાણતું નથી કે હું ભરૂચના સ્ટેશન આ-

ગળ ઉભું છે તથા હવે મારે ચાલવું જોઈએ' વરાળયંત્ર અથવા કોઈ પણ યંત્રને ઓછામાં ઓછી એક વાર આદ્યગતિ આપવી પડે છે. અને તે આદ્યગતિ તે યંત્રથી ભિન્ન ગણાતા શરીરરૂપયંત્ર, જેમાં ચેતનાશક્તિ ઉદ્ભૂત છે, તેવાથી જ આપી શકાય છે. એક વાર આદ્યગતિ અપાયા પછી તે યંત્ર ગમે તેટલી વાર સ્વતંત્રપણે ચાલતું દેખાય. વાજાની પેટીને કે ઘડીઆલને એક વાર કુંચી આપવાથી તે કદાચિત્ આઠ દિવસ, માસ અથવા તેથી પણ અધિક કાલ સ્વતંત્રપણે પ્રવૃત્ત થતું પ્રતીત થાય. પરંતુ તે કુંચી આપતી વખતે ચેતનાશક્તિ સંયુક્ત શરીરયંત્રથી જેટલી સત્તા મુકાઈ હશે તેટલી સત્તા પહોંચશે ત્યાં સુધીજ પ્રવૃત્ત રહી તે સત્તાનો નિઃશેષ વ્યય થયેથી તત્ક્ષણ અટકી જવાનું. એકવાર ગતિમાન્ કરાયેથી અનંતકાલ સુધી ગતિમાન્ રહે એવું યંત્ર ( Perpetual Motion Machine ) શોધી કાઢવા પાશ્ચિમાત્ય લોકોએ કાલ, શ્રમ, તથા દ્રવ્યના વ્યયમાં કસર રાખી નથી તથા હવે છેવટે થાકીને એવા યંત્રની અસાધ્યતા સિદ્ધ કરી છે. તે એટલે સુધી કે હવે પછી એવા યંત્રની આશા રાખનારની બુદ્ધિને કેવળ હાસ્યજનક જ ગણી કાઢે છે. તાત્પર્ય કે લોક પ્રસિદ્ધ યંત્રોમાં

૧ તેમના અવયવો કેવળ જડ ( Inorganic ) વસ્તુના બનેલા છે.

૨ તે યંત્રને ચેતનાશક્તિયુક્ત શરીરયંત્રથી જ આદ્યગતિ અપાય છે. કેટલાએક યંત્રો વાયુ અને જલથી જ ચાલે છે તથાપિ તેમની પણ રચના અને આદ્યપ્રવૃત્તિ ચેતના શક્તિવાળા શરીરવિના થતી નથી.

૩ તેમની સર્વ ક્રિયાઓ જ્ઞાન અથવા ચેતના શક્તિ વિરહિત છે.

૪ આજ સુધી જે જે યંત્રો શોધાયલા છે તેમાંનું એક પણ એવું નથી કે જેમાંથી કેવળ જડ ( Inorganic ) પદાર્થ સકરણ ( Organic ) પદાર્થરૂપ પરિણામને પામે.

ત્રાંબુ, લોખંડ, સુવર્ણ, રૂપું, સંચળ, સિંધવ વિગેરે ક્ષારાદિ સર્વ કેવળ જડ—અકરણ—( Inorganic ) ગણાય છે. વનસ્પતિ વંગેનો નાનામાં નાનો અંશ—ડાળી, પત્ર, ફુલ, ફળ વિગેરે—સકરણ ( Organic ) ગણાય છે. પુષ્પ, પત્ર કાષ્ટાદિ સકરણ પદાર્થો ઘણે કાળે જળ અગ્નિ તથા વાયુની સત્તાથી અકરણ—પાષાણાદિ રૂપે થઈ શકે ખરા. પરંતુ અકરણ ( Inorganic ) પ-

દાર્થો કોઈ પણ પ્રકારની વનસ્પતિદ્વારા શોધાયાવિના સકરણપ-ણાને પામી શકતા નથી. લોકપ્રસિદ્ધ કોઈ પણ જડ યંત્રમાં અકરણ પદાર્થને સકરણ કરવાનું સામર્થ્ય આ કાળ સુધી પ્રાપ્ત નથી.

૫ ઉપર પ્રમાણે સ્વતઃ ચેતનાશક્તિ વિરહિત લોકપ્રસિદ્ધ જડ યંત્રો અકરણ પદાર્થને સકરણ પરિણામપર પણ લાવવા જો અસમર્થ છે, તો સાક્ષાત્ ચેતનાશક્તિ અથવા જ્ઞાન ઉત્પન્ન કરવામાં એટલે તેની ઉદ્ભુતરૂપે પ્રતીતિ કરાવવામાં અસમર્થ હોય એમાં તો શો શક?

જેથી અનેક કાલ સુધી યત્ન કરી, સ્વભાવસત્તાના વિવિધ રૂપોના દીર્ઘકાલપર્યંત વિચાર કરી અનેક વિદ્વાનોની બુદ્ધિથી શોધાયલું કોઈ પણ યંત્ર જો ગુલાબના ફુલની એકજ કળી, અથવા પ્રાણીઓના શરીરમાં નિરંતર વહેતું—રોટલા અને પાણીમાંથી થતું એક અધોળ જ રૂધિર બનાવવા અસમર્થ છે તે આ વનસ્પતિરૂપ યંત્ર તથા શરીરરૂપ યંત્રથી કેટલું બધું ઉતરતું છે એ સહજ જણાશે. આથી આ લૌકિક યંત્રના શોધકોને ઓછો ધન્યવાદ ઘટે છે એમ નથી. જેમણે પુષ્કળ કાળ, શ્રમ, તથા દ્રવ્યનો વ્યય કરીને લોકહિતાર્થે નાના યુક્તિયો શોધી કાઢી છે, જેનો આજે અસંખ્ય લોકો ક્ષણે ક્ષણે લાભ લે છે, તેમની અન્ય સર્વની અપેક્ષાથી જેટલી સ્તુતિ થાય એટલી ઓછી છે. પરંતુ વિવક્ષિત અર્થ અત્ર એ છે કે આવા જડયંત્રોના શોધકોનેજ જો આટલો ધન્યવાદ ઘટે છે તો આ વનસ્પતિરૂપ યંત્ર તથા શરીરરૂપ યંત્ર, જેમાં રહેલી શક્તિના સ્વરૂપવિષે આ વિદ્વાન્ શોધકોની બુદ્ધિ આજ સુધી કંઈજ અનુમાન કરવા કેવળ અસમર્થ જણાઈ છે તે યંત્રોના નિર્માતાની તથા તેમાં રહેલી અદ્ભુત શક્તિની કેટલી સ્તુતિ કરવી? આવા અને આથી અનેક કોટિગુણ ઉત્કૃષ્ટ વિચારોને અનુસરીનેજ આપણા આર્ય વિદ્વાનો આ વિશ્વના ધણી શ્રી મહેશ્વરની “ अणोरणीयान्० नमोस्त्वनंताय० सहस्रशीर्षा ०असितगिरिसमंस्यात् વિગેરે પુણ્ય વાક્યોવડે નિરંતર સ્તુતિ કરતાં છતાં પોતાને એ વિષયમાં અપૂર્ણ માને છે.

આ વાંચનાર દ્રષ્ટા છે. આ ઉપર વર્ણન કરાયલા સર્વ પદાર્થો તેની અપેક્ષાથી દૃશ્ય છે. તો આ નાના મોટા જડ પદાર્થો, નાનાં મોટાં વનસ્પતિ શરીરો—વૃક્ષોલતાઓ—નાના મોટા પશુ પક્ષી તથા અન્ય અસંખ્ય

વર્ગના મનુષ્ય વ્યતિરિક્ત પ્રાણીઓ તથા પરિણામે સર્વથી ઉત્તમ મનુષ્યો. એ સર્વનું પૂર્ણ સ્વરૂપ શું છે, એમને પરસ્પર-સંબંધ શો છે, એમાં પરસ્પર ભેદ શું છે, તથા એ સર્વની જે નિયમાનુસાર પ્રતીતિરૂપ ઉત્પત્તિ સ્થિતિ; તથા રૂપાંતર થયેથી અપ્રતીતિરૂપ નાશ થાય છે તે નિયમોનાં સ્વરૂપ શું છે તથા તે સર્વ નિયમોની પ્રત્યેકની પ્રવૃત્તિ સ્વતંત્ર છે કે પરતંત્ર છે, સ્વતંત્ર છે તો તે સર્વની એક પરિણામગામી પ્રવૃત્તિ પુનઃ જે નિયમને અનુસાર થાય છે તેનું સ્વરૂપ શું છે તથા પરતંત્ર છે તો જે સત્તાને આધીન તેમની પ્રવૃત્તિ છે તે સત્તાનું સ્વરૂપ શું છે, તથા "હું કોણ છું" "મારૂં શરીર શાનું બનેલું છે" "એ શરીરમાં જે વિવિધ ક્રિયાઓ થાય છે તેમાંની કેટલી એક તો મારી ઈચ્છા પ્રમાણે થતી જણાય છે પરંતુ કેટલી એક તો મારી ઈચ્છા વિરૂદ્ધ મારી સાક્ષાત્ ઇચ્છાની અપેક્ષા રાખ્યા વિના; મારા અજ્ઞાનપણામાં મારી અભાન સ્થિતિમાં નિદ્રાવશ સ્થિતિમાં પણ થયા જ કરે છે: એ ક્રિયાઓ કયી સત્તાથી થાય છે," એ સર્વનું અર્થાત્ સાર્વમાં દૃષ્ટા અને દૃશ્યનાં પૂર્ણ સ્વરૂપનું જ્ઞાન મેળવવાની ઈચ્છા સર્વ સદ્વિચારવાન્ શોધકને હોવી ઘટે છે. એ ઇચ્છા ઉદ્ભૂત અનુદ્ભૂત રૂપે ન્યૂનાધિક અંશે ઘણા ખરા મનુષ્યોને હોય છે અને વિદ્વાનોને વિશેષતઃ ઉદ્ભૂત હોય છે. તેમાં જેમણે એતદ્દેશીય તથા પાશ્ચાત્ય શાસ્ત્રોમાં કોઈનું પણ અવલોકન નથી કર્યું તથા જેમને તે જાણનાર યોગ્ય પુરૂષનો સમાગમ નથી એવા અસંખ્ય અજ્ઞાન મનુષ્યો તો કોઈ કોઈનું સાંભળીને નજરમાં આવે તેવા અસ્ફુટ નિશ્ચયો પર ચઢીને કેવળ અજ્ઞાનમાં જ આ શરીરનો અંત લાવે છે. કોઈ પણ પ્રકારના સ્ફુટ નિશ્ચય માટે તેમનું અંતઃકરણ પૂર્વકર્માનુસાર અધિકારી જ હોતું નથી. બીજા એમના કરતાં થોડા તથાપિ અસંખ્ય એવા પણ છે કે જેઓ અંગ્રેજી ભણીને તે તરફથી અથવા આ દેશના શાસ્ત્રોમાંથી ઉપર ટપકે જોઈને તેમાંથી, અથવા બેમાંથી; અથવા એ બેના અધ્યયન વાળા પુરૂષોદ્વારા—એટલે અંગ્રેજી, ભણેલા વિદ્વાનો ગણાતા પુરૂષોદ્વારા અથવા લોક-પ્રસિદ્ધ શાસ્ત્રી પુરાણીદ્વારા—દૃષ્ટિ, દૃષ્ટા, સ્થૂલ, સ્થૂલ દૃશ્ય જડ તથા પ્રાણીઓ, સંપૂર્ણ વિશ્વ તથા પરમેશ્વર—એમનાં સ્વરૂપ, પરસ્પર સંબંધ તથા ભેદ વિષે કંઈક કંઈક જાણતા હોય છે.

ઉદ્ભિજ્જ તથા જરાયુજાદિ જન્તુમાં રહેલાં સામર્થ્ય વિશેષ અથવા ચેતનાશક્તિ અથવા ક્રિયત્વ, અને સર્વત્ર વ્યાપક સત્તાના સ્વરૂપ વિષે

આજ કાલ જે મતભેદ જોવામાં આવે છે તે આ વર્ગમાં છે. આ સર્વ વિષયો પ્રતિપાદન કરનારી વિદ્યાઓને માટે "તત્વસંશોધન વિદ્યા" એવી સામુદાયિક સંજ્ઞા આપીએ છીએ. એ વિદ્યા સર્વથી ઉચ્ચામાં ઉંચી અને સર્વથી ગહન છે એ તો સર્વમાન્ય છે. વિદ્યાઓની ગહનતાના પ્રમાણમાં તેના ગ્રાહક થોડા અને ગહનતાની શિખરવાળી વિદ્યાના ગ્રાહક ઘણાજ થોડા એ પણ નિર્વિવાદ છે. આ દેશના ઘણા વિદ્વાનોને તો એ વિદ્યાપર ઉઘાડો તિરસ્કાર છે. અન્ય અસંખ્યને સ્ત્રી, પુત્ર, દ્રવ્ય, યશસ્, સત્તા વિગેરે સંપત્તિયો થોડે અથવા ઘણે અંશે પ્રાપ્ત હોવાથી આ વિદ્યા છે એમ જાણવાની જરૂર જણાતી નથી. અને જાણતા હોય છે તો અલક્ષ કરે છે. અન્ય અસંખ્ય એ વિદ્યા જાણવાની સામાન્ય ઈચ્છાવાળા છતાં પોતાના તત્કાલ લાભને પ્રતીત કરાવનાર ઉદ્યમમાં એટલા ઉદ્યત હોય છે કે આ વિદ્યાનું કંઈક યથાક્રમ જ્ઞાન મેળવવા જેટલો તેમને અવકાશ ભાગ્યેજ હોય છે. યદ્યપિ ક્લબમાં જઈ ટી, કાફી સીગાર પીવાનો અને બિલિયર્ડ રમવાનો અવકાશ નિત્ય કાઢવો પડે છે ખરો કેમકે તેઓ મગજના નિયમો પૂર્ણ અંશે સમજતા હોય એમ બતાવીને કહે છે કે મગજને નિત્ય થોડો વખત આવા પ્રકારનો વિરામ (recreation) આપવો જ જોઈએ. આશ્ચર્ય માત્ર એજ છે કે એવી રીતે મગજને વિરામ આપી આયુષ્યને લંબાવનારા વિદ્વાનોમાંના કોઈ કોઈનું સુગૃહીતનામધેય, નિત્ય છપાતા ન્યુસપેપરોના (Obituary) મૃત્યુપત્રકમાં આવીને કહે છે કે આ પોતાને અપાર જ્ઞાનવાળા સમજનાર, મગજના નિયમને યથાવત્ જાણનાર વિદ્વાનનું મગજ સદાકાળને માટે વિરામને પામ્યું છે. વિશેષ વિસ્તાર ન કરતાં સ્વલ્પમાં એજ કે આવા વિદ્વાનો જેઓ ઘણાખરા પોતાના દ્રવ્ય અથવા સત્તાને લીધે જ વિદ્વાનમાં ખપે છે તેઓ અનેક કારણોને લીધે આ તત્વસંશોધન વિદ્યા ( Philosophy ) માં આગ્રહપૂર્વક પ્રવેશ કરતા નથી, તથાપિ પ્રસંગવશાત્ પોતે સર્વજ્ઞ હોય એમ વર્તી જે વિષયના કાળા અક્ષરને પણ ફૂટી મારતાં જેને આવડતું નથી, તે વિષયમાં "આ તો આમ જ છે" "આ તો આમ નથી જ," એમ પ્રતિપાદન કરતાં તથા સામાને તોડી પાડતાં તેઓ જરાપણ આંચકો ખાતા નથી. આ દેશનાં શાસ્ત્રો ઉપર તેમને શ્રદ્ધા ભાગ્યેજ હોય છે. તેમની બધી હામી પાશ્ચાત્ય વિદ્વાનો ઉપર હોય છે. શોચનીય માત્ર એટલું જ છે કે જે વિદ્વાનોનું નામ તેઓ

વગોવે છે, તથા જે વિદ્વાનોને નામે ઉલટા સિદ્ધાન્તોનું પ્રતિપાદન કરી આ દેશનાં શાસ્ત્રોનું ખંડન કરવાનું પરાક્રમ કરી તેઓ પોતે જગ જીત્યા સમજે છે તે વિદ્વાનોની લક્ષાંશે પણ બરોબરી આ કહેવાતા વિદ્વાનો કરી શકે એમ નથી. ઉજડ ગામમાં એરંડા પ્રધાન જેવા તેઓ છે. બ્રહ્મવિદ્યાને પ્રતિપાદન કરનારાં આ દેશનાં શાસ્ત્રો પણ કંઈ સહજ બુદ્ધિગમ્ય નથી; તથા જ્ઞાન, કર્મ, ભક્તિ, શ્રુતિ, સ્મૃતિ વિગેરેનું એકીકરણ કરવું તો ઘણુંજ કઠિન છે. એ સર્વનું યથાર્થ જ્ઞાન તો મનુષ્યાણાં સહસ્રેષુ૦ એ ન્યાયે કોઈકને જ હોય અને અન્ય અસંખ્યને ન હોય એ પણ સ્વાભાવિક જ છે. એવા અસંખ્ય કે જેમને આ વિદ્યાનું નિઃસંશય યથાર્થ જ્ઞાન નથી તેમને તે વિષયપર ઉલટ સુલટ શંકા કરવામાં આવે તો તેનો યોગ્ય ઉત્તર ન અપાય એ પણ સ્પષ્ટ જ છે. એવા બિચારા શ્રદ્ધાવાન્ છતાં અયથાર્થ જ્ઞાનવાળાઓનો ઉપર લખેલા એરંડા વિદ્વાનો કુતર્ક કરી પરાજય કરે તેથી કંઈ તેમના વિચારની યથાર્થતા ગણાય નહિ તથા અન્નત્ય શાસ્ત્રોની પૂર્ણતામાં ખામી આવી એમ પણ ગણાય નહિ. એ તો દુકાને બેઠેલા નાના છોકરાને છેતરીને વધારે લાવવા જેવું તથા સગીરવયના બાળક પાસે અથવા ઓછી અક્કલવાળા મોટી ઉમરના ગામડીઆ પાસે સહી કરાવી લેવા જેવું છે. યથાર્થ તત્વવેત્તા સર્વજ્ઞ પુરૂષ પાસે આ ભાઈનું પરાક્રમ ન ચાલે તથા નાસવાની બારીઓ શોધે એ પણ સ્વાભાવિક છે. તાત્પર્ય કે આ દેશના હાલના કાળબળને લીધે આવા અર્ધદગ્ધ વિદ્વાનોનું બળ ઘણું છે. સત્શાસ્ત્રમાં શ્રદ્ધાવાળાઓની શ્રદ્ધા તેમણે મુકાવી છે તથા મુકાવે છે. નવાની શ્રદ્ધા ન બેસવા દેવાનું તેમનું યત્ન છે જ, તથા હાલ અત્ર જે નાસ્તિકપણું જોવામાં આવે છે તેના સાક્ષાત્ કારણ આ વિદ્વાનો તથા તેમના અનુભવના પ્રતિપાદન કરનારા ગ્રંથો છે. તેમના આ વિચારોનો મુખ્ય આધાર પાશ્ચિમાત્ય વિદ્વાનો છે, એમ તેઓ સમજે છે. ખરૂં જોતાં આ લોકો પાશ્ચિમાત્ય વિદ્વાનોના વિચારને પૂરેપૂરા જોતા નથી, જોવા જેટલી ધીરજ રાખતા નથી, અને થોડું ગ્રહણ કરી પોતે પૂરૂં જોયું છે એમ જણાવી આ દેશના લોકોને ભોળવે છે.

હવે પશ્ચિમાત્ય વિદ્વાનો વિષે વિચાર કરતાં જણાય છે કે તેઓ ઘણા ઉદ્યોગી છે. તેમની તર્ક કરવાની નીતિ પણ સારી છે. તેઓ જે માને છે તેને માટે પ્રથમ સબળ કારણો જુએ છે. આપણા વિચારથી વિરુદ્ધ

વિચારો પણ તેમના છે. પરંતુ તે વિચારો પણ અમુક કારણોને અવલંબીને છે. તે કારણો ઉપરથી તે વિચારનું અનુમાન અસત છે એમ જો ઠરે તો તે સ્વીકારવા તેઓ તૈયાર હોય છે. એટલા માટે ભિન્ન ભિન્ન શાસ્ત્રોમાં અને વિશેષે કરીને આ તત્વસંશોધન શાસ્ત્રમાં તેમના સર્વ વિચારો અદૃઢ સિદ્ધાન્તના (Theory–Hypothesis) રૂપમાં રાખી મુકે છે. તેઓ જાણે છે કે તેઓ શોધક છે. તથા આજ જે નિયમો જાણવામાં નથી તે કદાચિત્ પાછળથી જણાય અથવા હાલ પણ અન્ય કોઈ દેશમાં જ્ઞાત હોય માટે પોતાના એવા મહત્વના વિચારને સિદ્ધાન્તમાં એટલે સિદ્ધ નિશ્ચયમાં ન ગણતાં અદૃઢ કલ્પિત સિદ્ધાંતમાં જ રાખી મુકે છે. તેઓ દુરાગ્રહ કરતા નથી. પોતાનું અજ્ઞાન કબુલ કરવાને જરા પણ આંચકો ખાતા નથી. આપણા દેશના હાલના કેટલાએક વિદ્વાનો, જેવા રૂપમાં તેમને પ્રતિપાદન કરીને તેમને નામે નાસ્તિક મતને પ્રતિપાદન કરે છે તથા આપણા શાસ્ત્રકારોનું અસંબદ્ધપણું બતાવવા મિથ્યા યત્ન કરે છે, તેવા એ વિદ્વાનો નથી.

પાશ્ચિમાત્ય સમર્થ વિદ્વાનો તેવા નથી એ બતાવવાને માટે જ આ વિષયનો આરંભ છે. यदाकिञ्चिज्ज्ञोऽहंद्विपइवमदान्धःसमभुवम् એ શ્લોકના તાત્પર્યને અનુસાર હવે જ્યારે થોડે થોડે કરીને એ લોકોએ ઘણી ખરી વિદ્યાઓમાં પુષ્કળ શોધો કરી છે ત્યારે તેઓ સ્પષ્ટ કબુલ કરે છે કે જાણવા યોગ્ય વસ્તુઓના સ્વરૂપ વિષે હજુ તેઓ કેવળ અજ્ઞાન છે. જે યુરોપીય વિદ્વાનોને આ દેશના ગ્રંથો જોવાનો અવકાશ આવ્યો છે તેમાંના ઘણા ખરાઓએ તો આ દેશનાં શાસ્ત્રોની તથા મુખ્યત્વે કરીને બ્રહ્મવિદ્યાપ્રતિપાદક ઉપનિષદ્ શાસ્ત્રની ઉચ્ચતા એકે અવાજે સ્વીકારી છે. અને સાનંદાશ્ચર્યની વાર્તા માત્ર એટલી જ છે યુરોપીય વિદ્વાનોના તત્વસ્વરૂપ સંબંધી જે ઉંચામાં ઉંચા વિચારો છે તે યદ્યપિ સંપૂર્ણ અંશે મળતા આવતાં હજુ વિલંબ છે તોપણ જેટલે અંશે એ વિચારો ઘડાતા જાય છે તેટલે અંશે તે વિચારો આપણા સિદ્ધાન્તથી સર્વ પ્રકારે અવિરોધી હોય છે.

બ્રહ્મવિદ્યા જે સ્વરૂપનું પ્રતિપાદન કરે છે તે સ્વરૂપ જાણવા તેના ચમત્કારરૂપ આદૃશ્ય પ્રપંચ અપાર છે. તેથી એક પરમાત્મ સ્વરૂપનું યથાર્થ ભાન કરાવવા સારૂ તે સ્વરૂપ સત્તાથી જે કેટલીએક ભિન્ન પ્રતીતિ-

ઓ થાય છે જેને, જીવ, ઇશ્વર, સૃષ્ટિ એવી સંજ્ઞાઓ આપાયલી છે; તેમનાં સ્વરૂપ તથા તેમનો પરિણામે સ્વરૂપથી અભેદ એ પણ બ્રહ્મ વિદ્યાના અંગરૂપ ગણાય છે. તેમાંના એક એક અંગ ઉપાંગના પ્રતિપાદનમાં આખાં શાસ્ત્રો રચાઈ ગયાં છે. યુરોપીયન લોકોનાં એક એક શાસ્ત્રો આ શ્રી મહામાયા શક્તિની એક એક વર્ગની પ્રતીતિઓના નિયમોને પ્રતિપાદન કરનાર છે. એવા ઘણાખરા વર્ગની પ્રતીતિ (orders of Manifestations) એનું સ્વરૂપ તેજ શ્રીમહામાયા શક્તિનું સ્વરૂપ છે અને તત્વસ્વરૂપ તો તેમાં અનુસ્યૂત જ છે. એવા એક વર્ગની પ્રતીતિ–જીવત્વ અથવા ચેતનાશક્તિ–જે કોઈક વિલક્ષણ પ્રકારે ઉદ્ભિજ્જમાં પ્રતીત થાય છે, અને સ્પષ્ટ રૂપમાં જરાયુજ અંડજ અને સ્વેદજમાં પ્રતીત થાય છે, તેનું સ્વરૂપ, તેની પ્રતીતિ અથવા ઉત્પત્તિ અને અપ્રતીતિ અથવા ક્ષયમાં હેતુ, વિગેરેને પ્રતિપાદન કરનાર સ્વતંત્ર શાસ્ત્રને તેઓ Physiology તથા Psycho-Physiology કહે છે. એ એક જ શાસ્ત્રમાં પણ તેમની શોધ આશ્ચર્યજનક છે. એ એક જ વિષય ઉપર જુદા જુદા યૂરોપીય તથા અમેરિકન વિદ્વાનોએ એટલા ગ્રંથો લખ્યા છે કે તે સર્વનું સંક્ષિપ્ત વર્ણન પણ ઘણું મોટું થાય. તોપણ એ શાસ્ત્રના કેટલા એક મુખ્ય નિશ્ચયો તો ઘણાખરા ગ્રંથોમાં સરખાજ હોય છે. તેવા એક પ્રસિદ્ધ ગ્રંથમાંથી[1] જીવત્વ અથવા ચેતના શક્તિ વિષે એ લોકના વિચારનું દિગ્દર્શન કરાવવું એ આ વિષયનો ઉદ્દેશ છે. જેથી એમના વિચારો આપણા વિચારો સાથે કેવી રીતે અવિરોધી છે, એ લોકો પોતાના વિચાર દર્શાવવામાં પ્રાપ્ત પ્રમાણો ઉપર કેટલું બધું વજન રાખે છે તથા પ્રમાણથી બહાર અંશતઃ પણ વિશેષ તર્ક કરવામાં કેટલું સાવધાન પણું રાખે છે, તથા જીવત્વના સ્વરૂપનો તર્ક કરતાં છેવટ તેઓ ક્યાં અટકે છે અને જ્યાં અટકે છે ત્યાં તેઓ પોતાનું અજ્ઞાન કેવી સ્પષ્ટ રીતે કબુલ કરે છે તે સહજ જણાશે.

"જીવત્વ અથવા ચેતના શક્તિ મુખ્ય પાંચ રૂપમાં પ્રતીત થાય છે. જન્મ (Birth) વૃદ્ધિ (Growth), વિપરિણામ (Development) અપક્ષય (Decline) અને વિનાશ–મૃત્યુ (Death).

જન્મ=શરીરનો જીવનવ્યાપાર થોડે અથવા ઘણે અંશે માતાના શરીરની અપેક્ષા વિના સ્વતંત્રપણે ચાલી શકે એવા સામર્થ્ય સહિત શરીરનું

1 Kirke's Hand Book of Physiology.

માતાના શરીરથી વિયુક્ત થવું તે. (ગર્ભનો જીવનવ્યાપાર માતાના જીવનવ્યાપારને અધીન છે.)

આ જીવનવ્યાપાર ચલાવવાની શક્તિ જેને જીવત્વ અથવા ચેતના શક્તિ કહીએ છીએ તે સર્વ જીવોમાં તેમનાં (ચેતના શક્તિયુક્ત) માતા–પિતા દ્વારા જ આવે છે. આ નિયમના અપવાદરૂપ એક પણ દાખલો આજ સુધી જાણવામાં આવ્યો નથી.

The capacity for life in all living beings is got by inheritance, to which no exception has yet been proved to exist.

વૃદ્ધિ=કદમાં વધવાની એટલે શરીરાકૃતિને સર્વતઃ વિસ્તૃત કરવાની શરીરમાંજ રહેલી કોઈ શક્તિવિશેષ.

આ વૃદ્ધિ સજીવ અને નિર્જીવ બંને વસ્તુઓમાં જોવામાં આવે છે. પરંતુ સજીવ વસ્તુઓની વૃદ્ધિ નિર્જીવોની વૃદ્ધિ કરતાં વિલક્ષણ પ્રકારની છે, તે ભેદ અત્ર સ્પષ્ટ થવો જોઈએ.

સજીવ પદાર્થો.

૧ સજીવ પદાર્થોની વૃદ્ધિ અંતર્ગત ક્રિયાથી થાય છે.
૨ સજીવ પદાર્થોમાં એક તરફથી વૃદ્ધિની ક્રિયાઓ ચાલતી હોય છે તેજ ક્ષણે અન્ય તરફથી ક્ષયની ક્રિયાઓ પણ ચાલતી હોય છે.
૩ સજીવ પદાર્થોને પોતાની વૃદ્ધિને માટે બહારથી જે પદાર્થો પ્રાપ્ત થાય છે તેમને એકરસ કરવાનું તથા પોતાને અનુકૂળ પરિણામને પમાડવાનું સામર્થ્ય હોય છે. તેમની વૃદ્ધિ તેવા એકરસ પરિણામને પામેલા પદાર્થથી થાય છે.
૪ સજીવ પદાર્થોની વૃદ્ધિ પોતપોતાના વર્ગની અમુક મર્યાદા સુધી જ થાય છે. તેથી વધારે થતી નથી. યદ્યપિ તે મર્યાદા વ્યક્તિપરત્વે તથા દેશકાલપરત્વે થોડી ઘણી ન્યૂનાધિક થતી જોવામાં આવે છે ખરી, તથાપિ નિયમિત હોય છે.

નિર્જીવ પદાર્થો.

૧ નિર્જીવ પદાર્થોની વૃદ્ધિ પડ ઉપર પડ બંધાવાથી થાય છે, અંતર્ગત ક્રિયાથી થતી નથી.
૨ નિર્જીવ પદાર્થોમાં ક્ષયવૃદ્ધિની ક્રિયાઓ સાથે સાથેજ ચાલે એવો

નિયમ નથી.

૩ પ્રાપ્ત પદાર્થોને સર્વત્ર એક રસ કરીને જ વૃદ્ધિ પામવું એવો પણ નિયમ નથી.

૪ નિર્જીવ પદાર્થોની વૃદ્ધિ અમર્યાદ છે.

સર્વ સજીવ શરીરોમાં ક્ષયની ક્રિયા પણ સતત ચાલતી જ હોય છે. કોઈ પણ મનુષ્યના શરીરમાં આજે જે પરમાણુઓ હશે તેના તેજ બરાબર બધા કાલે હોવાના નહિ. (આ પ્રમાણે દરરોજ, દર માસે તથા દર વર્ષે પરમાણુઓ નિરંતર જતા આવતા અથવા બદલાતા રહે છે) તોપણ મનુષ્ય જીવ તો તેનો તેજ રહે છે. શરીરનું પ્રત્યેક અવયવ ક્રમેકરીને બદલાય છે પણ તે બદલાવાની ક્રિયા એવી તો શનૈઃ શનૈઃ ક્રમેકરીને થાય છે, અને જે ભાગ બદલાતો જાય છે તેને બદલે જે નવો આવે છે તે એવો તેને બરાબર મળતો (સદૃશ) હોય છે કે જુના અને નવા ભાગમાં કંઈ ફેર જણાતો નથી અર્થાત્ કંઈ પણ ફેર થયો છે એમ ખબર પડતી નથી. પછી લાંબી મુદતે કદાચિત્ મુખ તથા અવયવોની વર્ણાકૃતિમાં ફેર જણાય છે.

विपरिणाम. (Dovolopment) એ સજીવ શરીરનો એક એવો ફેરફાર (વિકાર) છે કે જે ફેરફાર પ્રત્યેક શરીર અથવા પ્રત્યેક અવયવ પોતાની પૂર્ણકળાને પામે ત્યાં સુધી નિરંતર ચાલ્યા જ કરે છે, અને જેથી કરીને તે શરીર અથવા તે અવયવ પોત પોતાની ક્રિયા વધારે સારી રીતે કરવા સમર્થ થતાં જાય છે.

अपक्षय અને विनाश અથવા मृत्यु.

પૂર્ણપણાને પામવાની ક્રિયા અમુક વખતે જ અટકે છે અને ક્ષયની ક્રિયા ત્યાર પછીજ ચાલવા માંડે છે એવું કંઈ જણાતું નથી, કેમકે એક ... કરે છે ત્યાં એ બંને ક્રિયાઓ લાગલાગટ પણ ચાલતી જોવામાં ... "જીવત્વ અપેક્ષ્ય તો ખરૂં જ કે શરીરની કોઈ એક મુદત પછી જન્મ (Birth) વૃદ્ધિની ક્રિયા એક સરખી સાથે ચાલતી દેખાય છે અપક્ષય (Decline) = છે. (પૃ. ૧ થી ૩)

જન્મ=શરીરનો જીવનવ્યાપક નથી તેથી તેમનું મૃત્યુ પણ ગણાતું નથી. અપેક્ષા વિના સ્વતંત્રરિણામ કાર્યરૂપ છે, તેથી જેમને જીવવાપણું

1 Kir' e's Hand स्यहि ध्रवं मृत्युः) (मरणं प्रकृतिः शरीरि-

ણામ્) જીવત્ શરીરમાં જીવનવ્યાપારના સર્વ કાળમાં નિરંતર અટક્યા વિના ફેરફાર (Unceasing change) ચાલ્યા જ કરે છે. (એટલા જ માટે આર્ય વિદ્વાનોએ શૄ ધાતુ ઉપરથી શરીર એવી સંજ્ઞા આપી છે) જીવત્ સ્થિતિને જુદે જુદે વખતે જુના પરમાણુઓનું ખરી જવું અને નવાઓનું આવવું એ બે ક્રિયાઓ ન્યૂનાધિક અંશે હોય છે ખરી.

બાલક અવસ્થામાં પરમાણુઓના અપચય કરતાં ઉપચય વધારે હોય છે, અને તેથી વૃદ્ધિ (growth) થઈ ગણાય છે. તેમજ દરેક અવયવ અપચયને પૂર્વે જેવું હોય છે તેના કરતાં ઉપચય પછી વધારે સદૃઢ થતું જાય છે તેથી પૂર્ણપણાને પામતું જતું ગણાય છે. વૃદ્ધાવસ્થામાં આ ક્રિયા ઉલટી થાય છે, તેમાં ઉપચય કરતાં અપચય વધારે હોય છે, અને અવયવો સંદૃઢ થતા જવાને બદલે અપચય પછી ક્રમે કરીને નિર્બળ થતા જાય છે તેથી અપક્ષય થતો ગણાય છે. પરંતુ જીવત્ સ્થિતિનો એવો એક પણ વખત નથી કે જે વખતે પરમાણુઓની વૃદ્ધિ હાનિની આ ક્રિયાઓ સંપૂર્ણ અંશે બંધ હોય. (પૃ૯-૧૧)

બીજ=(germ) એ કારણશરીરમાંથી છુટો પડેલો કારણનો એક અંશછે. જે અંશમાં કારણસદૃશ રૂપમાં વૃદ્ધિ પામવાનું સામર્થ્યવિશેષ રહેલું છે. નવાં સજીવ શરીરો ઉત્પન્ન થવા માટે સ્ત્રીપુરૂષ બંને શરીરનો સંયોગ થવો જ જોઈએ એવો સર્વ સજીવ શરીરો માટે એક સરખો નિયમ નથી. ઉદ્ભિજ શરીરો પણ જીવત્વવાળાં ગણાય છે. માત્ર ઉંચા વર્ગના ઉદ્ભિજો અને પ્રાણીઓમાં જ નવા શરીરનાં બીજના અંશો સ્ત્રી પુરૂપ રૂપ બે શરીરમાં રહેલા હોય છે. ઘણાજ ઉતરતા વર્ગના ઉદ્ભિજોમાં તો શરીરનો ઘણું કરીને દરેક ભાગ સ્વતંત્ર વ્યક્તિ તરીકે છુટો પડી શકે છે. તેના કરતાં ઉંચા વર્ગના જીવોમાં અમુક ભાગ જ સ્વતંત્ર થઈ શકે એમ હોય છે અને તે અમુક બીજા ભાગના સંયોગદ્વારા જ થઈ શકે એમ હોય છે. ઘણાજ ઉતરતા વર્ગના જંતુઓમાં પણ આ પ્રમાણે થઈ શકે છે. આ શિવાય સર્વ પ્રાણિઓમાં અને ઉંચા વર્ગના ઉદ્ભિજોમાં સ્ત્રી પુરૂપ શરીરમાં બીજના અંશો રહેલા હોય છે. (પૃ૯ ૭-૮)

હાલના વખતમાં (Heat, light-electricity &c.) ગરમી પ્રકાશ વિદ્યુત્ વિગેરે વિશ્વપ્રવર્તક સત્તાઓ ગણાય છે. એ

સત્તાઓનાં કોઈ કોઇ યુક્તિથી પરસ્પર રૂપાંતર થઇ શકે છે. વરાળયંત્રથી ગરમીરૂપ સત્તા ગતિરૂપ સત્તાના રૂપાંતરને પમાડી શકાય છે. તેમજ યોગ્ય યંત્રોથી વિદ્યુતરૂપ સત્તા પણ ગતિરૂપ સત્તાના રૂપાંતરને પમાડી શકાય છે. જેથી વીજળીથી ગાડીઓ—ટ્રામને ચાલી શકે છે. ગતિરૂપ સત્તાથી પુનઃ ગરમી અથવા વિદ્યુત અથવા પ્રકાશરૂપ રૂપાંતર થઇ શકે છે. આ સત્તાઓનાં રૂપાંતર અમુક નિયમ પ્રમાણેજ થાય છે. ઓછાં વધતાં નહિ. ગતિરૂપ સત્તા આટલી હોય તો તેમાંથી યોગ્ય યુક્તિથી ગરમીરૂપ સત્તા આટલીજ મળી શકે એવા શોધો કરીને નિયમો સિદ્ધ કરેલા છે. સત્તાઓનાં રૂપાંતરો માટે સંખ્યાત્મક પરિમાણોના રૂપમાં નિયમો સિદ્ધ કરાયલા છે. જગતમાં જે જુદા જુદા યંત્રો છે તે સર્વ આમાંની એક સત્તાને અન્ય સત્તારૂપ પરિણામને પમાડવા શિવાય બીજું કંઇ કરવા સમર્થ નથી. જેવી રીતે આ દૃશ્ય જગતના જડ પદાર્થો જે પરમાણુઓના બનેલાછે તે પરમાણુઓ અનેક નામ રૂપને ધારણ કરતાં છતાં તેમાંનો એક પણ ઓછો અથવા વધતો થઇ શક્તો નથી, જેવી રીતે આ સૃષ્ટિમાં જેટલા પરમાણુઓ અસ્તિત્વમાં મુકાયલા છે તેટલા અને તેટલાજ રહે છે, તેમાંનો એક પણ પરમાણુ અસ્તિત્વમાંથી ઓછો કરી શકાતો નથી તેમ નવો અસ્તિત્વમાં મુકી શકાતો નથી, તેવીજ રીતે આ વિવિધ નામ રૂપવાળી સત્તાઓ અનેક રૂપાંતરને પામતાં છતાં તેમાંનો કોઇ અંશ અસ્તિત્વમાંથી ઓછો થઇ શકતો નથી તથા નવો અસ્તિત્વમાં મુકાતો નથી. કોઇ પણ યંત્ર નવી સત્તા ઉત્પન્ન કરી શકતું નથી તથા જુની સત્તા નાશ કરી શકતું નથી. સૃષ્ટિમાં જેટલી સત્તા અસ્તિત્વમાં મુકાયલી છે, તેટલી સર્વદા કાયમ જ રહે છે.

"We may use the term transformation of force if we will, or say that throughout the cycle of changes there is but one force variously manifesting itself. It matters not, so that we keep clearly in view the notion that all force, so far at least as our present knowledge extends, is but a representative, it may be in the same form or another of some previous force, and incapable like matter

of being created afresh; except by the Creator". (p. 12)

"ઉપર વર્ણેલી ક્રિયાઓમાં આપણે ગમે તો એમ કહીશું કે સત્તાઓનાં રૂપાંતર થાય છે એટલે એક વર્ગની સત્તા અન્ય વર્ગની સત્તાના રૂપાંતરને પામે છે અથવા આ સર્વ રૂપોના પરિવર્તનોમાં સત્તા તો માત્ર એક જ છે જે ભિન્ન ભિન્ન રૂપોમાં પ્રતીત માત્ર થાય છે. આ પ્રમાણે કહેવાને કંઈ હરકત નથી. માત્ર આપણે એટલું ધ્યાનમાં રાખવું જોઈએ કે આપણું જ્ઞાન હાલ જેટલે સુધી પહોંચેલું છે તેટલા પ્રમાણે તો આ સર્વ સત્તા કોઈ પણ પૂર્વ સત્તાનું ઉત્તર રૂપ માત્ર છે, પછી તે ઉત્તરરૂપ ગમે તે પ્રકારનું હોય; અને જેવી રીતે શ્રી પરમેશ્વર અથવા સૃષ્ટા ઈશ્વર વિના જડ પદાર્થ નવો ઉત્પન્ન થઈ શકતો નથી તેવી જ રીતે સૃષ્ટા સત્તા વિના આ પ્રકૃત સત્તા પણ નવી ઉત્પન્ન થઈ શકતી નથી."

ચેતના શક્તિ (Vital force) પણ આ જડ યંત્રોદ્વારા રૂપાંતરને પામતી સત્તાનું એક અમુક પ્રકારનું રૂપાંતર માત્ર છે. એ રૂપાંતર કેવી ક્રિયાથી થાય છે એ તો નિઃસંશય અકલ્ય છે. પરંતુ જેવી રીતે ચેતનાશક્તિના રૂપાંતરની ક્રિયા બુદ્ધિગમ્ય નથી તેવીજ રીતે ગરમી (heat) નું પ્રકાશમાં (light) અને એ ઉભયમાંથી યાંત્રિક શક્તિ-રસાયન ક્રિયા શક્તિનાં રૂપાંતર પણ અગમ્ય જ છે." (પૃ૦ ૧૪).

જેવી રીતે ગરમી વિગેરે સત્તાઓનાં પરસ્પર રૂપાંતર કરનાર જડ યંત્રો છે તેવીજ રીતે એ સર્વ સત્તાઓને ચેતનાશક્તિના રૂપાંતરને પમાડનાર યંત્ર આ શરીર છે. જેવી રીતે જડ યંત્રોમાં અમુક સત્તાને અમુક રૂપાંતર પમાડવાનું પ્રત્યેકમાં સામર્થ્યવિશેષ હોય છે તેવી રીતે આ શરીરયંત્રમાં આ સર્વે સત્તાઓને ચેતનાશક્તિરૂપ રૂપાંતરને પમાડવાનું સામર્થ્યવિશેષ રહેલું છે. અને ઉપર વર્ણેલું બીજ તે આ શરીરનું અત્યંત પૂર્વરૂપ છે. તેમાં રહેલા ગુપ્ત સામર્થ્યને (Dormant Vitality) અનુદ્ભૂત ચેતનાશક્તિ કહે છે. એનો અર્થ માત્ર એટલો જ છે કે એ બીજનો પદાર્થ સંકરણ (Organised matter) છે અને તેમાં એવું સામર્થ્યવિશેષ રહેલું છે કે તેને ગરમી વિગેરે સત્તાઓ અમુક સંયોગમાં પ્રાપ્ત થયેથી તે સત્તાઓને ચેતનાશક્તિનાં રૂપાંતરમાં તે પ્રતીત કરાવે છે. (પૃ૦ ૧૦.)

પૂર્વે જણાવ્યા પ્રમાણે માનુષ શરીર પણ એક યંત્ર છે પણ જડ

યંત્રો કરતાં વિલક્ષણ પ્રકારનું અને વિલક્ષણ સામર્થ્યવાળું છે. કેટલાએક સકરણ પદાર્થો જીવત્ શરીરોની સહાયવિના પણ અકરણ પદાર્થોમાંથી બનાવાયા છે. પરંતુ આ મનુષ્ય શરીરમાં રહેલી સકરણ યંત્રરચના (Organised structure)ના એક પણ અવયવ, ઝીણામાં ઝીણા પરમાણું અથવા એક સૂક્ષ્મ તંતુની બનાવટ કેવળ જુદા જ પ્રકારની છે.

The formation of such an organised structure as a cell or a muscular fibre is a different thing altogether. There is at present no reason for believing that such will ever be formed by artificial means; and, therefore, among the peculiarities of living force, transforming agents, must be reckoned as a great and essential one, a *Special intimate Structure* to which there is no close likeness in any artificial apparatus, even the most complicated (Page 23).

મનુષ્ય શરીરના અવયવનો નાનો અથવા મોટો ભાગ કૃત્રિમ રીતે બનાવવાનો આગળ જતાં કોઈ પણ વખતે સંભવ આવશે એમ માનવાને હાલ જરા પણ કારણ જણાતું નથી. અને તેથી આવા પદાર્થોની રચનાવિશેષ એ આ જીવત્ યંત્રોની એક મોટી અને મુખ્ય વિલક્ષણતા ગણાશે. કૃત્રિમ જડ યંત્રોની સૂક્ષ્મથી સૂક્ષ્મ રચના પણ આ જીવત્ યંત્રની રચનાને કોઈ પણ અંશે ખરેખરી મળતી આવવાની નથી.

"ખરી ગયેલા પરમાણુઓને બદલે નવા પરમાણુઓ લેવાની જીવત્ શરીરોમાં જે તદ્ગત શક્તિ છે તે એવી છે કે જેથી કરીને અમુક આકારનું અવયવ અમુક કદ સુધી વધી શકે છે એ શક્તિના સ્વરૂપ વિષે આપણે ખરેખરૂં હાલ કંઈ જ જાણતા નથી, અને તેથી એ અજ્ઞાત શક્તિને "વ્યક્તિગત સામર્થ્ય વિશેષ" (Inherent power Individual endowment); એવી પોળ પોળ સંજ્ઞા ન છુટકે આપી આગળ ઉપર કંઈ નવી શોધો થાય તેની વાટ જોઈએ છીએ." (પૃષ્ટ ૨૫).

જડ યંત્રોમાં ઘસારાથી પરમાણુઓનો ક્ષય થાય છે ખરો પરંતુ તેમનામાં પોતાની મેળે તેને બદલે નવા પરમાણુઓ લાવી બરાબર ગોઠવવાનું સામર્થ્ય નથી.

We have as much right to use the term "vital" as the words galvanic and chemical. All alike are but the expressions of our ignorance concerning the nature of that power of which all that we call "forces" are various manifestatidus.

જેવી રીતે બીજી બધી સત્તાઓ માટે જુદા જુદા શબ્દો વાપરીએ છીએ તેવી રીતે ("Vital") "ચેતનાશક્તિ" એ શબ્દ વાપરવા હરકત નથી. પરંતુ જે એક સત્તાની ભિન્ન ભિન્ન પ્રતીતિરૂપ આ સર્વ સત્તાઓ છે તે એક સત્તાના સ્વરૂપના આપણા અજ્ઞાનનેજ એ સર્વે શબ્દો સૂચવે છે. (પૃષ્ટ ૨૬).

"ચેતના શક્તિ છે તે પણ આ બીજી બધી જડ સત્તાઓનું અમુક પ્રકારનું રૂપાંતર માત્ર છે એવી શોધ કરીને કદાચિત્ આપણે હરખાઈ જઈશું પરંતુ આપણે એટલું તો કબુલ કરવું જોઈશું કે મગજ તથા જ્ઞાન ક્રિયાના તંતુઓમાં એવી કેવી ક્રિયા અથવા ક્રિયાઓ થાય છે કે જેના પરિણામમાં જડ સત્તાનું રૂપાંતર થઈ આ ચેતના શક્તિની પ્રતીતિ થાય છે–તે ક્રિયાઓનાં સ્વરૂપ વિષે આપણે કેવલ અજ્ઞાન છીએ.—અને જે થોડી વિગત જાણીએ છીએ તે ઘણી જ નજીવી છે.–એટલું જ નહિં, પણ એ ચેતના શક્તિ જે બીજી સત્તાઓનું રૂપાંતર ગણીએ છીએ તેમના કરતાં કેવળ જુદા પ્રકારની છે.

જીવત્ શરીર અને કૃત્રિમ યંત્રો કેટલે એક અંશે મળતા આવે છે. "પણ વળી આ એક મોટો ભેદ છે. જીવત્ શરીરમાં જે સુધારો વધારો થાય છે તે અમુક રૂપ ધારણ કરવાની તદ્વિશિષ્ટ શક્તિવિશેષને લીધે થાય છે, જે શક્તિના સ્વરૂપ વિષે આપણે કંઈ જ જાણતા નથી. (absolately nothing). આપણે માત્ર જોઈએ છીએ કે આવા ફેરફાર થાય છે. વીજળી ઉત્પન્ન કરવાનું–અર્થાત્ પ્રતીતિ કરાવવાનું યંત્ર–જે યંત્ર કેવળ જડ પદાર્થોનું બનેલું છે તેનો સુધારો વધારો કંઈ તેમાં રહેલી ગુપ્ત શક્તિથી થતો નથી. એ સુધારો વધારો તો તે યંત્રવ્યતિરિક્ત કોઈ સત્તાથી થાય છે. અને તે યંત્ર કેમ બનાવવું તે આપણે સારી રીતે જાણીએ છીએ." (પૃષ્ટ. ૨૭)

"મન અને જડ પદાર્થો સાથેના પરસ્પર સંબંધ વિષે આપણે જે

જાણીએ છીએ તે એટલું તો ચોક્કસ છે કે વિચાર અથવા બીજી માનસી સ્થિતિયો પણ જડસત્તાઓનાં રૂપાંતર છે એમ કંઇક હિંમત ધરીને બોલવું અસંભવ છે. જ્ઞાન તંતુઓના જડ પરમાણુઓદ્વારા દૃશ્ય પદાર્થોનું જ્ઞાન શી રીતે આવે છે, તથા એ જડ તંતુદ્વારા મગજમાં આવેલી અસર કયી ક્રિયાથી અભિમાનીને જ્ઞાનરૂપે સમજાય છે, તથા જ્ઞાન એ શું છે, તથા આ જે રૂપાંતર થયું છે તેને મળતા રૂપાંતરનું બીજું કોઈ ઉદાહરણ છે કે નહિ એ વિષે આપણે કશું જાણતા નથી"

It is therefore better, for the present to confess our ignorance, than with the knowledge which we have lately gained to build up rash theories, serving only to cause that confusion which is worse than error.

"આ પ્રમાણે આપણી હાલ કરેલી શોધો ઉપરથી વગર વિચારે ગમે તેવાં કલ્પિત અનુમાનો બાંધવાં અને સાધારણ ભુલ કરતાં વધારે પ્રતિબંધક થઈ પડે એવી ગુંચવણ કરવી તે કરતાં હાલ આપણું અજ્ઞાન (અથવા અલ્પજ્ઞતા) કબુલ કરવું એ વધારે સારું છે.

"કદાચિત્ આપણે જરાવાર એમ પણ અંગીકાર કરીએ કે જીવંત શરીરોમાં ચેતના શક્તિની જે જે પ્રતીતિયો થાય છે તે બહારની સામાન્ય જડ સત્તાઓનાં રૂપાંતર માત્ર છે, તોપણ આ પ્રમાણે હોવાને માટે મણ એટલું તો આપણે ધારી જ લેવું જોઈશું કેઃ—

૧ સકરણ પદાર્થોનું બનેલું ચેતના શક્તિયુક્ત એક યંત્ર છે.

૧ તે યંત્ર પોતાની વૃદ્ધિ–પૂર્ણપણું તથા જીવતની બીજી પ્રતીતિયો માટે બહારની સત્તાનો ઉપયોગ કરવાના સામર્થ્યવિશિષ્ટ છે.

૩ તે યંત્રમાં બહારની સત્તાઓનું એવું પણ રૂપાંતર કરવાનું સામર્થ્ય છે કે જેથી કરીને પોતાનો એક અંશ એવી રીતે જુદો પાડી શકે કે તે અંશ (બીજ) કાલક્રમે શરીર યંત્રના સદૃશ રૂપ ગુણોવાળો વધીને થાય અને પરિણામે પ્રજાની વૃદ્ધિ થાય.

આવો સામર્થ્યવિશિષ્ટ એક શરીર યંત્ર છે, એમ આપણે લેઈએ તો પછી તેમાં પ્રતીત થતી સર્વ ચેતના શક્તિની પ્રતીતિયો બહારની સત્તાનું રૂપાંતર છે એમ કહેવામાં કંઈ વાંધો નથી; પણ એથી કરીને તો પાછા

આપણે ઘેરના ઘેર જ રહ્યા. કેમકે એ શરીર યંત્રમાં એવું સામર્થ્ય વિ-શેષ શું છે તેનો ઉત્તર તો જાણી જ રહ્યો. એ તો અજ્ઞાનમાં જ રહ્યું. (પૃષ્ટ. ૨૯)

જીવત્વવાળા સકરણ પદાર્થો બનાવવાનું સામર્થ્ય આપણામાં નહિજ આવે, અને આવે એવી આશા તો માત્ર કેવળ જડસત્તાવાદીજ રાખી શકે એમ ઠેક કહેવું એ તો અયોગ્ય છે; તેમજ આ અખિલ વિશ્વનો આ ભૂલોક તો એક નાનો અંશ માત્ર છે. તેટલા ભૂલોકમાં જે સત્તા ભિન્ન ભિન્ન અનેક રૂપે પ્રતીત થાય છે, જેને force કહીએ છીએ, તેનાથી પર બીજી કોઈ પણ સત્તા હોવી સંભવતી જ નથી એમ આજ સુધી થયલી શોધો ઉપરથી સિદ્ધ થાય છે એમ પણ કહેવું તેટલું જ અયોગ્ય છે. કેમકે જે વિદ્વાન્ એમ માને છે કે જડસત્તા અને ચેતનસત્તા પરસ્પરના રૂપાંતરને પમાડી શકાય છે, જે એમ માને છે કે આ બે મુખ્ય રૂપે પ્રતીત થતી સત્તા પણ વસ્તુતઃ એક જ છે, અને તે અવિનાશી છે તે વિદ્વાન્ તો એમ માનવાને કોઈ પણ દિવસ વાંધો નહિ જ લે કેઃ—

एक सर्वशक्त सत्तानुं पण अस्तित्व होवु घटे छे. आ प्रतीत थती सर्व सत्ताओ ते सर्वशक्त सत्ताना ईक्षणना परिणाम मात्र छे; तेमांथी आ सर्व सत्ताओ उद्भव अथवा प्रतीतिने पामे छे अने तेमां सर्वनो लय थाय छे. (પૃષ્ટ. ૩૦)

પુરૂષ શરીરમાંથી સ્રવેલા વીર્યરૂપ પ્રવાહી પદાર્થમાં એવું શું સામર્થ્ય છે કે જેથી ગર્ભ ધારણ થાય છે, અને (તેના કરતાં વધારે આશ્ચર્યકારક) જેથી ગર્ભમાં અને પાછળથી ઉછરતા બાળકમાં પિતાની નીતિ રીતિ, પિતાના મુખની તથા બીજા અવયવોની આકૃતિ, શરીરનું કદ, મનના સ્વભાવ તથા વિકારો, અને પિતાના રોગ એ સર્વ ક્રમે કરી યથાકાળે પ્રાપ્ત થયા જ જાય છે. આ વિષય સંપૂર્ણ રીતે અગમ્ય છે. This is a fact wholly inexplicable (પૃષ્ટ ૭૪૧.)

સદ્વિચારવાન્ વાંચનારને આટલેથી જણાશે કે પાશ્ચિમાત્ય લોકો, ચેતના શક્તિ વિષે વિચાર કરતાં કેટલે સુધી ગયલા છે, તેમની વિચાર ક-

રવાની નીતિ, અનુમાન બાંધવાની નીતિ, અને સ્પષ્ટ વક્તાપણું કેવું છે! જે વાર્તા તેઓ જાણતા નથી તે જાણવાનો દંભ તેઓ રાખતા નથી. જે જે વસ્તુઓ તથા બનાવો તેમના જોવામાં અથવા જાણવામાં આવે છે તેનો કેડો છોડતા નથી. તેના પ્રથમ તો પૂરેપૂરા વર્ણનનો સંગ્રહ કરે છે અને પછી ક્રમે કરી તે ઉપર તર્ક કરવા શરૂ કરે છે. દૃશ્ય પદાર્થોમાંથી કેવળ જડ પદાર્થોનાં સ્વરૂપ સંશોધન કરવામાં તેમણે કંઈ જ કસર રાખી નથી. જ્યાં જ્યાં બની શક્યું છે ત્યાં ત્યાં સંયોગીકરણ તથા પૃથક્કરણની ક્રિયાદ્વારા, અને નિરૂપાયે સ્વભાવથી બનતા બનાવોના યોગ્ય યુક્તિથી અવલોકનદ્વારા તત્વનિર્ણય કરવામાં જરા કચાશ મેલી નથી, અને જડ પદાર્થોનાં ઘણાખરાનાં સ્વરૂપો સિદ્ધ કર્યાં છે. આ ભૂલોકપર જડ પદાર્થો સંબંધમાં બનતા અસંખ્ય વર્ગના બનાવો તથા ખગોલના બનાવોના યથાશક્તિ યથામતિ વર્ણનનો સંગ્રહ કરવામાં અપાર શ્રમ લીધો છે. તેમજ વનસ્પતિવર્ગ અને પ્રાણી વર્ગના અનંત ભેદોનાં સ્વરૂપો, તેમના સંબંધ, તે પ્રત્યેક વર્ગના શરીરોની રચના, તેમાં થતી વિવિધ ક્રિયાઓનાં સ્વરૂપ એ વિગેરે વિષયો ઉપર બન્યું તેટલું કરવામાં તેમણે જરા પણ કચાશ રાખી નથી–તોપણ આ ભૂગોલનું સ્વરૂપ ખગોલના અસંખ્ય ગોલોનાં સ્વરૂપ–એક પણ વૃક્ષ, એક પણ પ્રાણી, એક પણ નાનો જંતુ, તેના શરીરનું યથાર્થ સ્વરૂપ, જીવત્વ અથવા ચેતના શક્તિનું સ્વરૂપ (Light) પ્રકાશ, (Heat) ગરમી, (Electricity) વિદ્યુત વિગેરે એક પણ સત્તાનું ખરૂં સ્વરૂપ, દૃષ્ટા મન (Subject) અને દૃશ્ય વિશ્વ (Object), આ સર્વમાં જે જાણવાથી વાસ્તવ સુખ થાય, અર્થાત્ આ સર્વ વિષયોનું જે પ્રકારે જ્ઞાન મેળવવાથી સર્વ ઈષ્ટ સુખની પ્રાપ્તિ થાય, અને અનર્થની નિવૃત્તિ થાય, તેવું જ્ઞાન તેઓમાં આપ્ત સરખા ગણાતા આ વિદ્વાનોના વિચાર જોતાં હજુ સુધી તેઓ મેળવી શક્યા નથી. તેઓ મેળવી શક્યા નથી એમાં કાંઇ આશ્ચર્ય જેવું નથી. જે એક સત્તા સર્વત્ર વ્યાપક રહેલી છે, જેની જુદા જુદા નામ રૂપ યુક્ત ભિન્ન ભિન્ન પ્રતીતિ જ તે સત્તાના સ્વરૂપના જ્ઞાન વિના ભિન્ન ભિન્ન પદાર્થરૂપ મનાય છે, જે સત્તાના અજ્ઞાનને લીધે જ પદાર્થોના વાસ્તવ સ્વરૂપનું જ્ઞાન થતું નથી, અને તે જ્ઞાનના અભાવે તે તે પદાર્થના સંબંધદ્વારા તેમાંથી જે જે સુખ પ્રાપ્ત કરી લેવું જોઈએ તે કરી સ-

કાતું નથી, અને તે તે પદાર્થોનો જે પ્રકારે સંબંધ ન થવો જોઈએ તે પ્રકારનો સંબંધ અજ્ઞાનને લીધે થઈ જવાથી ઉલટું દુઃખ પ્રતીત થાય છે, તે સત્તાનું સ્વરૂપ ગ્રહણ કરવું એ કંઈ સહ જ નથી. જે સત્તાના સ્વરૂપનું વર્ણન વાંચીને અથવા શ્રવણ કરીને ધારણ કરવું જ કઠિન છે, તે સત્તાના સ્વરૂપનું નવું શોધન કરવું તો વિશેષ કઠિન હોય એમાં શું આશ્ચર્ય? સ્વપ્નમાં એજ કે કદાચિત્ પાછળથી ગમે તે કાળે તેઓ એ સત્તાનું યથાર્થ સ્વરૂપ જાણવા સમર્થ થશે પરંતુ હાલ તો તેઓ વિશેષ અંશે નથી જાણતા એ તેઓમાં આપ્ત મનાતા વિદ્વાનોના વિચારાદિ અવલોકતાં નિર્વિવાદ સિદ્ધ સરખું છે. કદાચિત્ કોઈ હશે તોપણ તે પ્રસિદ્ધ નથી, એટલે આ સ્થળે નથી જ એમ કહેવું નિર્દોષ છે. અને એ સત્તા તથા દશ્ય દશ્યના સંપૂર્ણ જ્ઞાન વિના સુખ પણ નથી એ પણ નિર્વિવાદ છે. અને સુખને દરેક માણસ ઇચ્છે છે એ પણ નિર્વિવાદ છે.

હવે પાશ્ચિમાત્ય લોકો એ સત્તાનું સ્વરૂપ શોધી કાઢશે તે પૂર્વે તો એમનાં હાલના પણ સર્વ વિદ્વાનો તથા તેમને ખોટા વગોવનાર આ દેશના દંભી વિદ્વાનો તો તે સત્તા દ્વારા અનેક રૂપાંતરને પામી ચુકવાના, અને તે વખતે આપણા આ વિદ્વાનો પણ ક્યાં હશે એ તો તેમના જ મગજને પુછી જોવું જોઈએ. તેઓ પણ પોતાના સુખને ઈચ્છે તો છેજ પરંતુ બહાર વાતોમાં દેશનું હિત જ પ્રધાન પ્રાપ્તવ્ય માનતા હોય એમ મનાવે છે. એમના વિચાર પ્રમાણે પોતાના અથવા એક વ્યક્તિના સુખ કરતાં આખા દેશનું એટલે જાતિનું સુખ પ્રાપ્ત કરવું વધારે સરલ હશે. ગમે તેમ હોય પણ તેમના વિચારનો કંઈ ધડો હોવો સંભવતો નથી. આ દેશમાં કંઈ ધનછે કે નહિ એ જોવાનો અવકાશ નથી. અન્ય દેશમાં ખરૂં ધન નથી તોપણ છે કે નહિ તેનો વિચાર કર્યા વિના હશે એવું અનુમાન કરી બેશી રહ્યા છે. હશે એમ સમજીને પણ જો શોધે તો જે થોડું છે તેટલું પણ મળે. પરંતુ તેમ કરવાનો પણ અવકાશ નથી. ખરૂં જોતાં બુદ્ધિ પણ નથી. તેઓ કોઈનું માનવાના પણ ભાગ્યેજ, માટે તેમને તો સ્વચ્છંદ વર્તતા રહેવાજ દેવા.

અત્ર તાત્પર્ય માત્ર એટલું જ છે કે જેમને સુખ પ્રાપ્ત કરવાની તીવ્ર ઈચ્છા છે, જેમને પોતાનું સ્વરૂપ–ચેતનાશક્તિનું સ્વરૂપ–સર્વત્ર વ્યાપક સત્તાનું સ્વરૂપ અથવા સંપૂર્ણ દૃશ્યનું સ્વરૂપ–અને વાસ્તવ સુખ તથા તેના સાધનોનું સ્વરૂપ જાણવાની ઈચ્છા છે તેમણે તે વિષે કોઈ પણ પ્રકારનું

સ્પષ્ટ જ્ઞાન પાશ્ચિમાત્ય લોકો તરફથી તત્કાળ મેળવવાની આશા રાખવી નહિ. એમ છતાં કદાચિત્ કોઈ હાલ અથવા કાળાંતરે એવી આશા રાખે તો તે પણ અધિક યોગ્ય ગણાવા સરખું નથી. કારણ કે સમીપમાં જે પદાર્થ સુગમતાથી પ્રાપ્ત થાય છે, તેનું ન ગ્રહણ કરીને દૂર દેશથી તેજ પદાર્થ કષ્ટવડે પ્રાપ્ત કરવાની આશા રાખવાની રીતિ ઉત્કૃષ્ટ ગણી જ નથી. અનાદિ સિદ્ધ માહાત્મ્યવાળા વેદ તથા ઉપનિષદ્ શાસ્ત્રોમાં તથા તેમના અર્થ જણાવવા માટે રચાયલાં અન્ય અનેક શાસ્ત્રોમાં ઉપર વર્ણેલા સર્વ વિષયોનું જ્ઞાન સારી રીતે વર્ણન કરાયલું છે. તે ગુરુ મુખે જાણવાથી સુપ્રાપ્ય છે. પાશ્ચિમાત્ય લોકો હજુ એ વિષયોના સ્પષ્ટ નિર્ણયપર આવ્યા નથી તેથી એમના ગ્રંથો ઘણા વિસ્તારવાળા છતાં કલ્પિત તર્કોથી ભરેલા છે. તેમાં ગમે તેટલાં વર્ષ શ્રમ કરવાથી પણ તત્ત્વ જડવું અસંભવ છે. તેથી સત્ય પુરુષે ટુંકા આયુષ્યમાં એ તરફ નકામો કાલક્ષેપ કરવો નહિ. તોપણ આજ કાલ ઘણાખરા યુવાનોની મતિ યૂરોપીય વિદ્વાનોથી મોહાયલી છે તેથી આપણા દેશનો ખરો સિદ્ધાન્ત પણ જ્યાં સુધી યૂરોપીય વિદ્વાનોદ્વારા ન આવે ત્યાં સુધી કેટલાએક સ્વીકારવાના નહિ. ન સ્વીકારનારને મારીને મુસલમાન કરવાની કાંઈ જરૂર નથી. પરંતુ તેમાંના જે યોગ્ય મુમુક્ષુ છે, જેઓ યોગ્ય યુક્તિથી તત્ત્વસંશોધન કરવાની ઈચ્છાવાળા છે, જેઓ દુરાગ્રહી નથી તેઓને સહજ જણાશે કે પાશ્ચિમાત્ય તત્ત્વસંશોધન વિદ્યા ઘણી અપૂર્ણ છે તથાપિ જેટલે અંશે એ વિદ્યા ખેડાયલી છે તેટલે અંશે આપણી બ્રહ્મવિદ્યાના નિર્ણયો સાથે સર્વ પ્રકારે અવિરોધી જ જોવામાં આવે છે. આપણી બ્રહ્મ વિદ્યાના જે મોટા મોટા કેટલાએક સિદ્ધાન્તો છે તે હાલના વખતની જુદી જુદી યૂરોપીય વિદ્યાઓના કેટલાએક જ્ઞાનથી વધારે સારી રીતે સમજી શકાય છે. માટે તે તે વિદ્યાઓનું શુદ્ધ બુદ્ધિથી સાધન તરીકે અવલોકન કરી—શંકા પર સાં અનુભવી સદ્ગુરુથીથી સમાધાન મેળવી—અને એ પ્રમાણે થવાથી—ઉપનિષદાદિ મહાશાસ્ત્ર ઉપર સહજ સ્વભાવે દૃઢ થની શ્રદ્ધા—સંપત્તિ પ્રાપ્ત કરી—શ્રી સદ્ગુરુના સ્વરૂપને પોતાના તથા પોતાથી ભિન્ન પ્રતીત થતા દેશ ગામના યથાર્થ સ્વરૂપને જાણી મૂલ દેશ મનુ એજ માન અરિહામે તેસ્પર્શ નીકળે છે.

વિભાગ પાડી શકાય છે. ( ૧ ) કામ્ય અને નિષિદ્ધનો ત્યાગ, ( ૨ ) નિત્ય, નૈમિત્તિક અને પ્રાયશ્ચિત્તનું અનુષ્ઠાન તથા ( ૩ ) નાના વિધ ઉપાસનારૂપ ભાવનાની સિદ્ધિ. આ ત્રણે કારણો સાધનચતુષ્ટયની સંપત્તિમાટે આવશ્યક કહ્યાં છે. અને તે યોગ્ય જ છે.

ત્યાં કામ્ય કર્મોનો ત્યાગ આવશ્યક છે તેનાં બે કારણ છે. ( ૧ ) કામ્ય કર્મથી કામનાની તથા રજોગુણની વૃદ્ધિ થાય છે તથા ( ૨ ) એના અનુષ્ઠાનથી તે તે લોકોની પ્રાપ્તિ થાય છે. આ બંને સાધનચતુષ્ટયની સંપત્તિમાં વિરોધી છે. પ્રથમ તો કામનાવિના કોઈ કામ્ય કર્મનું અનુષ્ઠાન જ થતું નથી, તેથી કામ્ય કર્મના અનુષ્ઠાનપૂર્વે કામના હોય છે: એ કામના રજસ્ દ્રવ્યના કાર્યરૂપ હોવાથી કામ્ય કર્મના અનુષ્ઠાન કરનાર માણસના અંતઃકરણમાં રજસ્ દ્રવ્યની પ્રધાનતા પણ હોય છે. એ રજસ્ દ્રવ્યની વૃદ્ધિ કામ્યકર્મના અનુષ્ઠાનથી થાય છે. આ જગતમાં એવો નિયમ જોવામાં આવે છે કે દરેક પદાર્થ પોતાના સજાતીયના મળવાથી પુષ્ટિને પામે છે તથા વિરોધીના મળવાથી ક્ષયને પામે છે. એ નિયમ પ્રમાણે જ્યારે કામ્યકર્મ કરવામાં આવે છે ત્યારે એ કર્મ પણ પોતાના સજાતીય સંસ્કાર અર્થાત્ કામનાના સંસ્કારને મુકે છે. તેથી કર્મવખતે ઉદ્ભૂત થયેલી કામના આ નવા સજાતીય સંસ્કારથી બળવાન થાય છે. અર્થાત્ અંતઃકરણમાં કામનાની વૃદ્ધિ થાય છે અને તેના કારણરૂપ રજો દ્રવ્યની પણ વૃદ્ધિ થાય છે. જેમ અગ્નિમાં ઘૃત હોમવાથી અગ્નિ શાન્ત થતો નથી પણ ઉલટો અતિશય વધે છે તેજ પ્રમાણે કામનાનાં વિષયની પ્રાપ્તિ તથા તેને માટે કરાતાં પ્રયત્નથી કામના પણ અતિશય વધે છે, એ વાત શ્રી મનુસ્મૃતિમાં પણ

न जातु कामः कामानामुपभोगेन श्याम्यति ।
हविषा कृष्णवर्त्मेव भूय एवाभिवर्तते ॥

ઈત્યાદિ વચનથી કહી છે. આ પ્રમાણે કામ્ય કર્મના અનુષ્ઠાનથી રજો દ્રવ્ય તથા કામનાની વૃદ્ધિ થાય છે એટલું જ નહિ પણ એ કામ્ય કર્મનું ફલ જ્યારે ભોગવવાનું આવે છે ત્યારે તે વિષય ભોગથી પણ કામનાની વૃદ્ધિ થાય છે. આ વાત ઉપર પ્રમાણે જ સિદ્ધ થઈ શકે છે. શ્રી સાંખ્યસૂત્રમાં પણ न भोगाद्रागशान्तिर्मुनिवत् વિષયભોગથી કામનારૂપ રા-

ગની શાન્તિ થતી નથી પણ જેમ સૌભરિ મુનિની કામના વિવૃદ્ધ થતી ગઈ તેમ વૃદ્ધિને જ પામતી જાય છે. એ સૂત્રથી વિષયભોગવડે કામનાનું અશમન જ સૂચવ્યું છે. આ પ્રમાણે કામ્ય કર્મનું અનુષ્ઠાન સ્વરૂપદ્વારા તથા પોતાના ફલદ્વારા એમ ઉભય પ્રકારે કામનાની તથા રજો દ્રવ્યની વૃદ્ધિ કરનાર છે તેથી એ કામનાની વૃદ્ધિ કરનાર હોવાથી સમગ્ર કામનાનો રૂડે પ્રકારે ત્યાગ જેમાં જરૂરનો છે એવા વૈરાગ્યનું સાક્ષાત્ વિરોધિ છે; અને રજો દ્રવ્યની વૃદ્ધિ કરનાર હોવાથી એ ચારે સાધનોનું અને વિશેષતઃ શમ, દમ, શ્રદ્ધા અને સમાધાન એ સંપત્તિઓનું વિરોધિ છે. જે અંતઃકરણ રજસથી ચાંચલ્યવાળું થયું છે તે કોઈ પણ વિષયપર સ્થિરવૃત્તિથી વિચાર કરવા દેતું નથી તેથી નિત્યાનિત્ય વિવેકનું, અને તદ્દ્વારા તથા સ્વતંત્ર રીતે પણ વૈરાગ્યનું વિઘાતક છે. તેમજ રજો દ્રવ્ય વિષય વિષે મન તથા ઇન્દ્રિયોને સદા વળગેલાં રાખે છે, તેથી એ દ્રવ્ય વિષય તરફથી અંતર બાહ્ય કરણોને ખેંચી લેવા નથી દેતું, અર્થાત્ શમદમાદિનું પ્રતિબંધક છે. તેમ જ તત્ત્વજ્ઞાન માટે અપેક્ષિત શુદ્ધ સાત્વિક દૃઢ શ્રદ્ધાના આવિર્ભાવમાં પણ એ જ રજો દ્રવ્ય મુખ્ય પ્રતિબંધક છે. એ દ્રવ્યથી પણ શ્રદ્ધા થાય છે ખરી તથાપિ તે રાજસી છે એટલે રજોગુણના કાર્યરૂપ હોવાથી એ શ્રદ્ધામાં ચપળતા, તરલતા હોવાથી એ શ્રદ્ધા અત્યંત અદૃઢ હોય છે તેથી એ તત્ત્વજ્ઞાનની સાહાય્યક શ્રદ્ધા નહિ હોવાથી ઉપેક્ષ્ય છે તેમજ એ સમાધાન સંપત્તિનું પણ વિરોધી છે. સમાધાન સંપત્તિ વિક્ષેપનો બાધ થવાથી મળે છે અને રજો દ્રવ્ય પ્રધાનપણે વિક્ષેપને જ ઉત્પન્ન કરનાર છે. તેથી એ સર્વ સંપત્તિના વિઘાતક રજો દ્રવ્યની વૃદ્ધિ કરનાર હોવાથી પણ કામ્ય કર્મ નેષ્ટ છે.

આ પ્રસંગમાં એ શંકા થાય છે કે શાસ્ત્રમાં સાત્વિક કર્મોનો અધિકાર ન આવ્યો હોય ત્યાં સુધી રાજસ કર્મ કરવાનું કહ્યું છે, તથા કહ્યું છે કે રાજસ કર્મ કરવાથી સાત્વિક કર્મ કરવાનો કાળે કરીને તે સાધકને અધિકાર પ્રાપ્ત થાય છે, એ વાત ઉપરના લખાણથી અસત્ય ઠરશે કેમકે ઉપરના લખાણમાંની પ્રક્રિયાથી તો રાજસ કર્મ કરનારથી પુનઃ પુનઃ રાજસ કર્મજ સદા કરવાનાં એ પ્રાપ્ત થાય છે. અત્રે સમાધાન આ પ્રમાણે:— રાજસ કર્મનું પુનઃ પુનઃ અનુષ્ઠાન કરવામાં આવે તો તેથી ઉપર કહ્યા પ્રમાણે રજો દ્રવ્ય બળવાન થાય છે. અને રજો દ્રવ્ય જેટલું સાત્વિકનું વિ-

રોધી છે તેના કરતાં તમસ દ્રવ્ય વધારે વિરોધિ છે. તેથી જેમ જેમ રાજસ કર્મનું અનુષ્ઠાન કરવામાં આવે તેમ તેમ તામસકર્મ છુટી જાય છે અને તેમ થવાથી એ કર્મના આધારભૂત તમસ દ્રવ્યપોષકનો અભાવ થવાથી નિર્બળ થઈ અભિભવ પામે છે. તેથી મુખ્ય લક્ષ્યરૂપ સાત્વિક દ્રવ્યની વૃદ્ધિ તથા તેના હેતુરૂપ સાત્વિક કર્મોના અત્યંત વિરોધી એવાં તામસ કર્મના પરાભવદ્વારા તમસ દ્રવ્યના અભિભવને કરનાર હોવાથી રાજસ કર્મનું શાસ્ત્રમાં કોઈ કોઈ સ્થળે વિધાન કરવામાં આવ્યું છે કે તે અયોગ્ય નથી. તથાપિ એટલાથી એવું કોઇ પણ રીતે સિદ્ધ થતું નથી કે રાજસકર્મ સાધનચતુષ્ટયની સંપત્તિમાં વિરોધી નથી. બીજું જે કહ્યું કે રાજસકર્મના અનુષ્ઠાનથી સાત્વિક કર્મનો અધિકાર આવે છે એવું શાસ્ત્રવચન ખંડિત થશે તે પણ યોગ્ય નથી. કેમકે રાજસ કર્મ પણ બે પ્રકારનાં છે (૧) શુભ અને (૨) અશુભ. જ્યારે જ્યારે અંતઃકરણની વૃત્તિઓ ઉઠે છે અર્થાત્ અંતઃકરણ વૃત્ત્યાકાર પરિણામને પામે છે ત્યારે એ પ્રત્યેક વૃત્તિ ત્રિગુણાત્મક અંતઃકરણના પરિણામરૂપ હોવાથી ત્રિગુણાત્મક હોય છે, એટલે પ્રત્યેક વૃત્તિમાં સત્વનો અંશ, રજસ્‌નો અંશ અને તમસ્‌નો અંશ એમ ત્રણે અંશ હોય છે. તથાપિ बाहुल्यात्तुतद्वादः—જે પદાર્થમાં જે વર્ગના ગુણો વધારે હોય છે તે પદાર્થ તે વર્ગનો કહેવાય છે એ ન્યાય પ્રમાણે જે વૃત્તિમાં સત્ત્વાંશ અધિક હોય છે તે વૃત્તિ સાત્વિકી કહેવાય છે, જેમાં રજસ્‌ના અંશ અધિક હોય છે તે રાજસી કહેવાય છે અને તમસ્‌ના અંશ અધિક હોય છે તે તામસી કહેવાય છે. એ ત્રણે દ્રવ્યનો સહાવસ્થાનમાં લેશ પણ વિરોધ નથી. શ્રી પતંજલિ ભગવાને પણ गुणवृत्तिविरोधाच्च એ સૂત્રના પ્રતીકથી એજ અર્થનું પ્રતિપાદન કર્યું છે. તેમજ चलंच गुणवृत्तम्–સત્વ, રજસ્ અને તમસ્ એ ત્રણ ગુણોનાં પ્રતિક્ષણે પરિણામો થયા જ કરે છે એ સાંખ્ય સિદ્ધાન્તથી પ્રત્યેક વૃત્તિ ત્રિગુણાત્મક હોય છે એ પણ સહજે સિદ્ધ થાય છે. તેથી એ સિદ્ધ થાય છે કે જે રાજસવૃત્તિ હોય છે તથા રાજસ કર્મ હોય છે એમાં પણ સત્વાંશનું અસ્તિત્વ તો છેજ. એમાંથી જે રાજસવૃત્તિમાં તથા જે રાજસ કર્મમાં સત્વાંશ ઘણો હોય છે અર્થાત્ રજો દ્રવ્ય કરતાં કંઈક જ અંશે ન્યૂન હોય છે તે રાજસવૃત્તિ અને રાજસકર્મને રાજસશુભ વૃત્તિ તથા રાજસ શુભ કર્મ કહ્યાં છે. અને તેથી વિપરીતને અશુભ કહ્યાં છે. તેથી જે માણસ રાજસ શુભ ક-

મેંનું પુનઃ પુનઃ અનુષ્ઠાન કરે છે તે માણસને ઉપરની પ્રક્રિયાનુસાર રાજસ દ્રવ્યની વૃદ્ધિ તો થાય જ છે, તથાપિ તેજ કર્મમાં રહેલા સત્ત્વાંશના બળથી સત્ત્વની પણ વૃદ્ધિ થતી જાય છે. તેમજ એ માણસ તામસ વૃત્તિઓ તથા તામસ કર્મને છોડી દે છે. તેથી તેનામાં તમો ગુણની ન્યૂનતા થતી જાય છે, તેમ જ રાજસકર્મ કરનાર માણસ પણ અહોરાત્રમાં સર્વ કાળે કેવળ રાજસ કર્મ કરે છે, એવું તો છે જ નહિ. જ્યારે સાત્વિક કર્મોના સંસ્કારોનો ઉદય થાય છે ત્યારે સાત્વિક પણ કરે છે. એ સાત્વિક કર્મથી અંતઃકરણનું સત્ત્વ પોષાઈ વૃદ્ધિને પામે છે. જ્યારે તામસ સંસ્કાર સ્વભાવાનુસાર ઉદય થાય છે ત્યારે તો તે માણસ તેને વિચારાદિથી નિર્બળ કરી બળવાન્ થવા દેઈ કર્મરૂપ પરિણામ પામવા દેતો નથી. તેથી રાજસ શુભ કર્મ કરનાર માણસને સર્વ રીતે તમસ્ દ્રવ્ય નિર્બળ થાય છે તથા રાજસ શુભ કર્મથી અને અન્ય કાળમાં કરેલાં સાત્વિક શુભ કર્મથી સત્ત્વની અધિકતા થતી જાય છે. બંને પ્રકારનાં કર્મથી અધિકતાને પામતું સત્ત્વ કાળે કરીને એક પ્રકારના જ કર્મથી અધિકતાને પામતા રજસ્‌ને અભિભવ કરે છે ત્યારે તે માણસ પ્રધાનપણે સાત્વિક કર્મ કરવા સમર્થ થાય છે. તેથી રાજસ શુભ કર્મના અનુષ્ઠાનથી સાત્વિક કર્મ કરવાનો સાધકને અધિકાર આવે છે; એ વાત ઉપરની પ્રક્રિયાથી ખંડિત થતી નથી પણ તેજ પ્રક્રિયાથી સિદ્ધ થાય છે. તેથી એ પ્રક્રિયા તથા આ શાસ્ત્ર વચનનો પરસ્પર વિરોધ નથી પણ ઉલટાં એ બંને પરસ્પરના સહાયભૂત છે.

બીજી રીતે વિચારીએ તો કામ્ય કર્મથી તે તે લોકની પ્રાપ્તિ થાય છે, તેથી કામ્ય કર્મ કરનાર જીવને તે તે લોકમાં જવું પડે છે. એ તો આપણે સર્વજ્ઞ પુરુષોનાં અનુભવદર્શક વાક્યોરૂપ શાસ્ત્રોથી જાણીએ છીએ કે મનુષ્ય લોક શિવાય એવા અન્ય બહુ જ થોડા લોક છે કે જ્યાં નવાં કર્મ થઈ શકે છે. તો આ પક્ષે જોતાં પણ જીવને જેટલો વખત તે તે કામ્ય કર્મથી ઉપાર્જિત લોકમાં રહેવું પડે છે તેટલો વખત તેનાથી સાધન સંપત્તિમાટે કંઈ જ પ્રયત્ન થઈ શકતું નથી. પણ એથી ઉલટું તે તે લોકની સ્પૃહા દૃઢ થતી જાય છે. તેથી એ બંને રીતે કામ્ય કર્મનો ત્યાગ વેદાન્તના અધિકારીએ અવશ્ય કરવો જોઈએ.

તેમજ નિષિદ્ધનો પણ ત્યાગ કરવો અત્યંત આવશ્યક છે. કદાચ કામ્ય કર્મ થોડાં ઘણાં થઈ જાય તો તે અત્યંત વિરોધી નથી છતાં પણ

નિષિદ્ધ કર્મો તો જીવને અધિકારથી ઘણા લાંબા વખત સુધી ભ્રષ્ટ કરે છે. એ કર્મ કરવામાં અંતઃકરણમાં તમસનું પ્રાધાન્ય અપેક્ષિત છે અને ઉપર કહ્યા પ્રમાણે એ કર્મ પોતાના અનુષ્ઠાનથી એ તમસને વિરૂદ્ધ કરે છે, તેમજ પોતાના ફલરૂપે તામસી દુઃખોને ભોગવાવે છે તે દ્વારા પણ તમસની જ વૃદ્ધિ કરે છે. તમસ તો ખાસ રીતે સર્વ સામાન્ય સદ્ગુણનું પણ વિરોધી છે તો પછી સદ્ગુણથી અતિશય ભારે અવસ્થાનાં સાધન ચતુષ્ટયનું વિરોધી હોય તેમાં શું જ કહેવું? એ તમસ તો સાધનચતુષ્ટય સિદ્ધ કરવા યોગ્ય છે એ નિશ્ચયને જ કરવા દેતું નથી પણ એવા ઉલટા નિશ્ચયને જ અંતઃકરણમાં દૃઢ રીતે સ્થાપે છે તો પછી તેની સિદ્ધિ માટે પ્રયત્ન કરવા દે એની તો આશા જ શી! અને એથી ઉલટું આલસ્ય, વ્યામોહ, સ્તંભ, અવિરતિ વિગેરે દુર્ગુણોને નિરંતર અધિક અધિક પ્રીતિથી સેવડાવ્યા કરે છે, તે સેવા પુનઃ તમસને બળવાન કરે છે તથા તે પુનઃ દૃઢ રીતે દુર્ગુણની સેવા કરાવે છે એમ પરંપરા ચાલે છે. તેથી નિષિદ્ધાચરણ તો સ્પષ્ટ રીતે ત્યાગ કરવા યોગ્ય છે, એમાં લેશ પણ સંશય કરવા જેવું નથી.

પ્રસંગ પરત્વે એ કહેવું અવશ્યનું જણાય છે કે જ્યારે આ પ્રમાણે નિષિદ્ધાચરણનો અત્યંત દૃઢ રીતે ત્યાગ કરવાથીજ તત્ત્વમસિ, અહં બ્રહ્માસ્મિ આદિ વેદાન્ત શાસ્ત્રનો અધિકાર પ્રાપ્ત થાય છે ત્યારે જે દુષ્ટબુદ્ધિ ચાંડાલ વ્યભિચાર, અસત્ય ભાષણ, મહાત્માની તથા સદ્ગુણી પુરુષોની નિંદા વિગેરે અત્યંત નેષ્ટ ફલ આપનાર નિષિદ્ધાચરણોને પ્રતિ દિવસ અધિક અધિક પ્રીતિથી સેવતો જાય છે તથા તેમાં પોતાની મોટાઈ માને છે, તથા અન્ય અનેક સામાન્ય બુદ્ધિ સજ્જનને કુમાર્ગે ચડાવી દઈ પોતા સદૃશ મલિન અને પાપી કરે છે તેવા કુટિલ બુદ્ધિ કર્મચાંડાલ મનુષ્ય શરીર ધારણ કરનાર પશુઓને વેદાન્ત શાસ્ત્ર ઉચ્ચારવાનો પણ અધિકાર નથી એમાં શું કહેવું હતું! તથા શુભેચ્છક પુરુષોએ એવા અધોગતિના અધિકારીને તેમનાં લક્ષણોથી ઓળખી લઈ તેના મિથ્યા સત્કારથી વ્યામોહયુક્ત ન થવા સાવધ રહેવું અત્યંત જરૂરનું છે, તથા તે નિંદ્ય માણસને દૃષ્ટાન્તરૂપ લેઈ શાસ્ત્રપર અશ્રદ્ધા કરવી યોગ્ય નથી.

બીજું કારણ નિત્ય, નૈમિત્તિકાદિક અનુષ્ઠાન છે, એ પણ અવશ્ય કર્તવ્ય છે કેમકે નિત્ય અને નૈમિત્તિક કર્મથી અંતઃકરણ શુદ્ધ થાય છે,

અને પ્રાયશ્ચિત્ત કર્મના અનુષ્ઠાનથી પૂર્વનાં અજ્ઞાત પાપોથી પેદેલા સંસ્કારો દગ્ધ થઈ જાય છે જેથી તે જીવને તે તે પાપથી થયેલી અશુદ્ધિ ટળે છે અને તે પાપનાં ફલરૂપ નાનાવિધ દુઃખપ્રધાન જન્મોને ધારણ કરવાપણું પણ ટળે છે. તેથી એ સર્વ કર્મો પાપસંસ્કાર તથા રજસ્ તમસ્‌રૂપ અશુદ્ધિને દૂર કરવા માટે આવશ્યક છે. આ વિષયનું સ્પષ્ટીકરણ એ કર્મોના સ્વરૂપની વ્યાખ્યામાં કરવામાં આવશે. અશુદ્ધિને દૂર કરનાર હોવાથી એ સર્વ કર્મ સાધનચતુષ્ટય માટે અવશ્યનાં છે. કેમકે પાપથી તથા રજસ્ તમસ્‌ના આધિક્યથી કલુષિત થયેલા અંતઃકરણમાં સાત્વિક વૃત્તિરૂપ એ સાધનો કદાપિ પ્રકટ થતા નથી.

ત્રીજું જ્ઞાનાવિધ ઉપાસના છે. એ ઉપાસનાના પુનઃ પુનઃ અનુષ્ઠાનથી પ્રધાનપણે અંતઃકરણનો રજોગુણ ટળે છે, તથા શુદ્ધ સાત્વિક દ્રવ્યની વૃદ્ધિ થાય છે, અર્થાત્ શુદ્ધ સાત્વિક દ્રવ્યની વૃદ્ધિ કરનાર હોવાથી એ જરૂરની છે. તેમ જ સંપત્તિના અંતમાં અને તેથી એક પક્ષે આવ ત્રણે સાધનોના અંતમાં પ્રકટ થતી સમાધાન નામની સંપત્તિ તો મુખ્યત્વે કરીને આ ઉપાસનારૂપ ભાવનાની સિદ્ધિથી જ સિદ્ધ થાય છે. તેથી આ કારણ પણ આવશ્યક અપેક્ષિત છે.

આ પ્રમાણે આ ત્રણ સાધન જેનામાં સિદ્ધ હોય છે તેને જ સાધનચતુષ્ટયની સિદ્ધિ થાય છે. અને એ સાધનચતુષ્ટયની સિદ્ધિવાળું અંતઃકરણ જ આ શાસ્ત્રમાં અધિકારી છે અર્થાત્ તેવાને જ આ શાસ્ત્રમાં કહેલું ફળ થાય છે.

અહિં એક શંકા થાય છે કે ઉપર જે બધાં સાધનો કહ્યાં છે તે બધાંનું ત્રણે પ્રકારે અનુષ્ઠાન એક જન્મમાં કેવી રીતે થાય? નહિ જ થાય. તો પછી તત્ત્વજ્ઞાનનો અધિકાર કદાપિ કોઈ જીવને આવે એમ નથી, તો તત્ત્વજ્ઞાનની તો આશા જ શી? એનું ઉત્તર એ કે એક જન્મમાં એ બધાં સાધનોની સિદ્ધિ થવી આવશ્યક જ નથી, તેમ તે થાય એમ પણ ક્વચિત જ બને છે. શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં પણ સ્પષ્ટ કહ્યું છે કે अनेकजन्मसंसिद्धस्ततो याति परां गतिम् । સાધનોની યથાર્થ સિદ્ધિ અનેક જન્મમાં જ થઈ શકે છે અને એવી સિદ્ધિ થયેથી જ શ્રેષ્ઠ સ્થિતિને પમાય છે. વિચારથી પણ એ યુક્તિયુક્ત દેખાય છે. આ સંસાર પ્રવાહ અનાદિ કાળથી પ્રવૃત્ત થયેલો હોવાથી જીવના અંતઃકરણમાં અનાદિ

કાળથી વાસના બંધાતી તથા દૃઢ થતી ચાલી આવી છે.તો જેમ વાસનાને દૃઢ થઇ હાલના રૂપમાં આવતાં અનાદિ કાળ લાગ્યો છે તો તેજ પ્રમાણે તેને સકારણ નિર્મૂલ કરવી એ દિવસ, માસ કે વર્ષાદિનું કામ નથી. જેઓ એ વાસનાને પ્રયત્ન કરવા છતાં પણ નિર્મૂલ થયેલી ન અનુભવીને એવો વિચાર કરે છે કે હજી કેમ વાસના નિર્મૂલ થઈ નહિ—તેઓ વિચારવાનને, મારો પુત્ર વેદ ભણવા ગુરૂકુલે ગયો તેને પાંચ દિવસ થઇ ગયા અને વેદ તો ચાર છે છતાં હજી કેમ પાછો આવ્યો નહિ એમ ચિન્તા ધરનાર અજ્ઞનું સ્મરણ કરાવે છે. આમ હોવાથી જ ગ્રંથકારે અસ્મિન્ જન્મનિ જન્માન્તરે વા એવું સ્પષ્ટ કહ્યું છે. એજ કારણથી શ્રી શુકાદિને વર્તમાન જન્મથીજ સાધન સંપત્તિ કથન કરી ગઈ છે. તેમાં કશો વિરોધ આવતો નથી, કારણ કે એ સાધનસિદ્ધિ માટે આવશ્યક કર્મોપાસના તેમણે પૂર્વ જન્મોમાં યથાર્થ સિદ્ધ કરેલાં હતાં. જે ઈશ્વરનાં લીલાતનુઓ હોય છે તેમને પણ જન્મતઃજ સાધનસંપત્તિ દેખાય છે અને તેમનો યદ્યપિ પૂર્વ જન્મ નથી હોતો તથાપિ એ દૃષ્ટાન્ત પણ બાધક નથી. જેમના અંતઃકરણમાં પાપના સંસ્કારો તથા રજસ્ તમસ્‌રૂપ અશુદ્ધિ હોય છે તેમને જ સાધનસંપત્તિ સાધ્ય કરવાની હોય છે, શ્રી ઈશ્વરને તો સ્વભાવથી જ રજસ્ તમસ્‌ના લેશથી પણ સંસર્ગ વિનાનું ચિત્ત મૂળથી જ હોય છે તેથી તેમને માટે કોઈ પણ પ્રયત્નની અપેક્ષા હોતી જ નથી. તેમને તો વર્તમાન જન્મમાં સાધનસંપત્તિ હોય છે એમ નથી પણ સાર પૂર્વે અનાદિ કાળથી જ હોય છે. એટલું જ નહિ પણ તેમને તો કશું પ્રાપ્તવ્ય જ નથી. તેથી તેઓ તો શાસ્ત્રના ફલ આપનાર તથા પ્રવર્તક હોવાથી તેમનો પ્રસંગ જ અધિકારીના વિષયમાં ઘટતો નથી. તેથી સર્વતઃ ઉપરની શંકા યોગ્ય નથી. દરેક જીવે વર્તમાન જન્મમાં જ બધું કરવું જોઇએ એવો નિયમ નથી પણ એટલું જ માત્ર અહીં પ્રતિપાદન કર્યું છે કે અમુક પ્રકારની અંતઃકરણની અતિ સાત્વિકી સ્થિતિ હોવી જોઇએ.

આ અધિકારીના વિષયમાં અન્ય શંકા જે ગ્રંથકારે તુ શબ્દવડે દૂર કરી છે તે આ પ્રકારની છે. ઘણાને અહિં એમ લાગશે કે આ શાસ્ત્રનું શ્રવણ કરવું એમાં આટલાં બધાં વિશેષણની કશી જરૂર નથી. જ્ઞાન અર્થ સમજી શકાય એટલી શાસ્ત્રમાં વ્યુત્પત્તિ થઇ હોય તો બસ છે. એથી વધારે અંતઃકરણની શુદ્ધિ વા સાધનસંપત્તિની શી આવશ્યકતા છે? કંઈ જ નહિ, તથા અન્ય કેટલાકને એવી પણ શંકા થાય એમ છે કે-જેમ પૂર્વ

મીમાંસા શાસ્ત્ર નિયમે કરીને. વેદાધ્યયનની અપેક્ષા રાખે છે તેમ ઉત્તર મીમાંસા શાસ્ત્ર પણ વેદાર્થનો વિચાર કરનાર હોવાથી વેદાધ્યયનની અપેક્ષા રાખે વિગેરે. એનું સંક્ષિપ્ત ઉત્તર એ કે એ બન્ને શંકાઓ અજ્ઞાનમૂલક જ છે. પ્રત્યેક શાસ્ત્ર કોઈ કોઈ ફલને લઇને પ્રવૃત્ત થાય છે. અને એ શાસ્ત્રનાં શ્રવણાદિથી જેવાં લક્ષણવાળાં જીવને તે ફલ પ્રાપ્ત થાય તે લક્ષણવાળો જીવ અધિકારી કહેવાય છે. એ નિયમથી જો આ શાસ્ત્રનું માત્ર તે તે વિષયનું વાચક જ્ઞાન ફલ હોત તો તો માત્ર શબ્દાર્થ સમજી શકે એવો જીવ એનો અધિકારી કહેવાત. પણ તેમ નથી, એ શાસ્ત્રનું પ્રયોજન–આગળ કહેવામાં આવશે તેમ–સમગ્ર દુઃખનો નાશ તથા સ્વતંત્ર નિર્વિષયી સુખની પ્રાપ્તિ અર્થાત્ અન્ય રીતે કહીએ તો બ્રહ્મરૂપ સ્થિતિ અથવા હું બ્રહ્મ છું એ પ્રકારનું અપરોક્ષ જ્ઞાન છે. તો એ પ્રયોજન માત્ર શબ્દાર્થ કરી જાણનાર અથવા વાદવિવાદ કરી જાણનાર અથવા એવાંજ કોઈ પ્રકારનાં લક્ષણવાળા અંતઃકરણમાં થતું નથી પણ અહિં જે લક્ષણો કર્યાં છે તે લક્ષણવાળા અંતઃકરણમાં જ થાય છે. તેથી અન્ય લોકો ભલે એ શાસ્ત્ર વાંચો પણ તેઓએ એ ફલની ઈચ્છા રાખવી વ્યર્થ છે. એ તો ખુલ્લું જ છે કે વાંચવાથી લાભ તો છે જ, કારણ કે જ્યારે એક જીવ પોતાનું ગંતવ્ય સ્થાન જાણે છે તથા તેને માટે સાધનો (કર્તવ્ય) જાણે છે ત્યારે

અપૂર્ણ.

---

# ગૃહસ્થાશ્રમનો ઉદ્દેશ.

સ્વધર્માચરણ યુક્ત ગૃહસ્થાશ્રમ એ આર્ય પુરૂષોની લૌકિક સ્થિતિનું શિખર છે; ત્રિવિધ ઈષણાના સદ્ભાવવાળા છતાં ત્રિવિધ ઋણથી મુક્ત થવા ઈચ્છનાર સાધકને ઉત્તમ સાધન છે. બ્રહ્મચર્ય આશ્રમના અંતિમ ભાગમાં વિવિધ વિષયની ઇચ્છા પ્રબળ વેગથી ઉઠલી છતાં આશ્રમપ્રતિબંધને લીધે તે ઈચ્છા તૃપ્ત કરવા અનુકૂળતા ન હોવાથી પ્રસંગોપાત્ત ઉદ્વિગ્ન–ક્લિષ્ટ રહેતા બ્રહ્મચારીને ન્યાયમાર્ગે ઇઇ લૌકિક સુખ ભોગવવાનું વિશ્રામસ્થાન છે. દેવ, પિતર, અન્ય આશ્રમી, અતિથિ તથા શ્રી પરમેશ્વરની પ્રસન્નતા પ્રાપ્ત કરી, સંપૂર્ણ વિશ્વથી પોતે નિત્ય અભિન્ન છે એવો પોતાના અદ્વૈત સ્વરૂપનો અનુભવ કરાવી જીવન્મુક્તત્વને સધાવનાર એક–જ

ઉત્તમ સાધન છે. વિષયસુખ અર્થાત્ સોપાધિક સુખમાં સુખબુદ્ધિ રાખી તેમને નિત્ય તથા સત્ય માની અનર્થપરંપરાને સહન કરનાર છતાં વાસ્તવ સુખની ઈચ્છા રાખનાર સાધકને તે વિષયોના તથા ઉપાધિના વધેચ્છ અનુભવદ્વારા તથા તેમના વાસ્તવ સ્વરૂપના જ્ઞાનદ્વારા તેમનું દુઃખરૂપપણું તથા અનિત્ય અથવા અસત્યપણું સિદ્ધ કરાવી ઉપાધિરહિત પરમાત્મ સ્વરૂપ વિષે આસક્તિ તથા સોપાધિક સુખોવિષે અસક્તિ અથવા વૈરાગ્યરૂપ મહાસંપત્તિનું સાધક એ એકજ સાધન છે.

ન્યાય માર્ગે પ્રાપ્ત થતા તથા ભોગવાતા વિષયો જ સદ્વિચારદ્વારા વૈરાગ્યમાં હેતુ છે. અન્યાય માર્ગે ભોગવાતા વિષયો કેવળ અનર્થને જ કરનારા છે. પરમાત્મ સ્વરૂપ સર્વ પ્રતિબંધ રહિત, નિત્ય, સ્વતંત્ર છે, અને આનંદ સ્વરૂપ છે. તેથી તે સ્વરૂપના અંશરૂપ આ જીવો પણ—જેઓ સ્વતંત્ર અને પૂર્ણાનંદ છે પરંતુ કંઈક અગમ્ય પ્રતિબંધને લીધે ઘણે અંશે પરતંત્ર તથા વાસ્તવ આનંદના અભાવવાળા થઈ ગયા છે તેઓ સર્વ પ્રતિબંધ રહિત પૂર્ણાનંદને નિરંતર ઈચ્છે છે તથા તેને માટે અનેક પ્રકારે ફાંફાં મારે છે. પ્રતિબંધવાળી સ્થિતિમાં કોઈ પણ અદૃષ્ટ, તથા ન સમજાય એવા કારણને લીધે મુકાયા છતાં, પોતે સર્વ પ્રતિબંધથી રહિત હોય એવી રીતે વર્તવા યત્ન કરવું એતો તે પ્રતિબંધને ઉલટું દૃઢ કરનારજ થઈ પડે છે. એક કેદી ચોરી વિગેરે અપરાધને લીધે અમુક કાળ માટે બંધીખાનાને સ્વાધીન કરવામાં આવ્યો હોય તોપણ તે કેદી જો વખતોવખત અનુકૂળતા સમજી પલાયન કરવા યત્ન કરે અથવા સીપાઈઓ અને જેલરના સ્વાધીનમાં છતાં તેમના સ્વાધીનમાં જાણે ન હોય એમ પ્રવૃત્તિ કરતા જાય તો તો તે કેદી છુટવાને બદલે ઉલટો વધારે કાળ સુધીની કેદનો અધિકારી છે. (આ દૃષ્ટાંત એક દેશી છે. જીવોનું બદ્ધપણું અને લોકપ્રસિદ્ધ કેદીના બદ્ધપણાનું સર્વ અંશે સામ્ય નથી.) ગમે તે વિષયનો ગમે તે કાળે ગમે તે પ્રકારે ભોગ થાય તેજ તેથી લેશમાત્ર કંઈપણ હાનિ ન થાય એતો નિષ્પ્રતિબંધ સ્વતંત્ર સ્થિતિ કહેવાય. ગમે તે કાળે ગમે તે સ્થાને જઈ શકે, ગમે તે કાળે ગમે તે કરી શકે, સર્વ વખતે સર્વ જાણી શકે એ તો પૂર્ણ સ્વતંત્રતાનું લક્ષણ છે. એવી સ્વતંત્રતા તો શ્રી પરમેશ્વર, તથા વિશ્વચક્રના નિર્વાહાર્થે સ્થપાયલા તેમના અંશ—અદૃષ્ટ વિશેષ—તથા આરંભમાં પ્રતિબદ્ધાવસ્થામાં છતાં અમુક નિયમાનુસાર વર્તનથી,

અમુક સાધન પ્રયોગથી અર્થાત્ અમુક વિશેષ પ્રતિબંધવાળી સ્થિતિનો સ્વીકાર કરવાથી પરિણામે મૂલ પ્રતિબંધ રહિત સ્વરૂપે થઈ ગયલા, અવશિષ્ટ દેહ પ્રારબ્ધથી શરીરસંયુક્ત પ્રતીત થતા, તે શ્રી પરમેશ્વરથી અભિન્ન મહાત્મા માટે જ છે. અન્ય સર્વ જીવો ગમે તે વખતે ગમે ત્યાં જઈ શકે, ગમે તે રૂપ ધરી શકે, ગમે તે જાણી શકે એમ નથી. અને ગમે તે કરી શકે, ગમે તે ભોગ ગમે તે પ્રકારે ભોગવી શકે એમ પણ નથી. પૂર્વના અનેક જન્મોનું અજ્ઞાન અને આ જન્મમાં પણ અત્યંત દૂરના ભૂત કાળનું તથા અપ્રબુદ્ધ બાલક અવસ્થાનું અજ્ઞાન, તથા ઉત્તર ક્ષણવર્તી ભવિષ્યત્ સ્થિતિના નિઃસંશય જ્ઞાનનો અભાવ એજ જીવનું જીવત્વ છે. કાર્ય કારણ સંબંધના અતિ ઉત્તમ જ્ઞાનવાળાને પણ અદૃષ્ટ કારણની શંકા તો હોવી જ જોઈએ. અમુક દૃષ્ટ કારણથી અમુક કાર્ય સંભવે એ તો કદાચિત્ નિર્વિવાદ ધારી શકાય. પરંતુ "આમ થશે જ. એમાં વાંધો નહિ જ આવે" એવું તો આ વિશ્વના સ્વરૂપની શોધ કરનાર કોઈ પણ સ્થિરવિચારનો વિદ્વાન્ કહેવા હિંમત ધરશે નહિ. મનુષ્યનું ઘણામાં ઘણું જ્ઞાન તે આ મહદ્ વિશ્વના પ્રમાણમાં થોડામાં થોડું જ છે. અને એવા જ વિચારનો આશ્રય કરીને એક પાશ્ચાત્ય કહેણી ચાલેછે કે "Man can never reach perfection. Perfection can be aimed but not attained" "મનુષ્ય પૂર્ણતાને પામી શકે એમ નથી. પૂર્ણતાને લક્ષ્ય ગણી પ્રવૃત્તિ કરવાની છે, પરંતુ એ લક્ષ્ય સ્થાન પ્રાપ્ત કરી શકાય એમ નથી. પૂર્ણતાનાં જે સ્વરૂપો રચાયાં છે તે ઉત્તરોત્તર વૃદ્ધિ કરાવવા માટે છે, પૂર્ણતા સિદ્ધ થવાના આશયથી નથી. વિગેરે" (આ વિચાર અલ્પજ્ઞ જીવ માટે અત્યંત સત્યછે. તે જેટલે અંશે સત્યછે, તેટલે અંશે તો અત્રત્ય વિદ્વાનોના વિચારને પણ અનુકૂળ છે. જ્યાં સુધી જીવત્વ છે ત્યાં સુધી અયથાર્થ જ્ઞાન છે એ તો નિર્વિવાદ સિદ્ધ છે. જેઓ જીવના જીવત્વનો કોઈ પણ કાલે અભાવ સ્વીકારતા નથી તેમને માટે તો અયથાર્થ જ્ઞાનનો અભાવ થવો અસંભવ છે અથવા પૂર્ણ અંશે યથાર્થ જ્ઞાન થવું અસંભવછે એ નિશ્ચય જ યોગ્ય છે. અને "જીવનું જીવત્વ ટળી શકે છે. જીવ પણ યોગ્ય યુક્તિથી સર્વજ્ઞ તથા યથાર્થ જ્ઞાનવાન્ અને પૂર્ણ સામર્થ્યવાન્ થઈ શકે છે" એમ માનનારાને માટે પણ જ્યાં સુધી તે યોગ્ય યુક્તિથી જીવત્વના અભાવપૂર્વક યથાર્થ જ્ઞાન અને પૂર્ણ સામર્થ્યની પ્રાપ્તિ નથી થઈ ત્યાં સુધી તેમનું તે આ-

નતું પણ મનમાં જ છે. અનુભવમાં નથી. માટે તેટલે અંશે ઉપરનો વિચાર સત્ય છે. પરંતુ સર્વ અંશે સત્ય નથી એટલું જ માત્ર અત્ર વિવક્ષિત છે. मनुष्याणामसहस्त्रेषु० એ શ્લોક લક્ષિત ચરમ સાધકો સર્વજ્ઞતા, યથાર્થ જ્ઞાન, અને પૂર્ણ સામર્થ્ય પ્રાપ્ત કરી શકે છે. તેટલે અંશે એ વિચાર અસત્ય છે. એ વિચાર મૂળ તો ખરો છે. પરંતુ તે જે ભાષામાં દર્શાવાયો છે તે દૂષિત હોવાથી તેમાં અસત્યાંશ પણ ભળી ગયલો છે. અસાવધપણે રચાયલાં નિષેધસૂચક એવાં સર્વ વાક્યોમાં અસત્યાંશ ભળેલા હોય છે જ. જેમણે તર્ક શાસ્ત્રમાં પાશ્ચાત્ય શાસ્ત્રદ્વારા પ્રવેશ કર્યો છે તેઓ તો સહજ જાણે છે કે ગમે તેટલી ખાત્રી હોય તો પણ સર્વ દેશી વ્યતિરેક વ્યાપ્તિ ( Universal Negation–E Proposition ) કથન કરવાનું સાહસ કોઈ પણ વિચારવાન પુરૂષે કરવું નહિ. તો પણ આટલી બધી માથાકૂટ કરવાનો હાલ સર્વને અવકાશ નથી. તેથી ઉપરનું અંગ્રેજી વાક્ય હાલ તો આ દેશમાં પૂર્ણ અંશે સત્ય તરીકે મનાયલું છે અને અનત્ય આધુનિક વિદ્વાનો તદનુકૂલ નિશ્ચયને દૃઢ કરી બેઠા છે. આ વિષય ઘણી સાધક બાધક યુક્તિયોથી સિદ્ધ કરવા જેવો છે. અત્ર તો ઉપરનાં અંગ્રેજી વાક્યો એમના સત્યાંશમાં લીધાં છે.)

આ જગત્ જે નિયમાનુસાર પ્રવર્તે છે, અને જે કારણો કારણરૂપે રહીને આ વિવિધ કાર્યોની પ્રતીતિ કરાવે છે તે સર્વ કારણો તથા તેમની પ્રવૃત્તિના સર્વ નિયમો અર્થાત્ સંપૂર્ણ કાર્ય કારણ સમુદાયનું જ્ઞાન આ અલ્પજ્ઞ જીવને અનેક યત્ન કરતાં છતાં પણ થતું જણાતું નથી. સર્વ કારણોનું જ્ઞાન થતું નથી એનો અર્થ જ એ કે કેટલાંએક કારણો અદૃષ્ટ છે. અર્થાત્ ગમે તેવા દૃઢ નિશ્ચયો કરવામાં પણ અદૃષ્ટકારણોની પ્રવૃત્તિની જગા ખાલી રાખવી પડે છે. અને એ અદૃષ્ટ કારણોની સંખ્યા કેટલી છે તેનો સશાસ્ત્ર વિચાર કરતાં તો બુદ્ધિ બુડી જાય છે. કેમકે હાલના વખતમાં જેમણે ઘણામાં ઘણી શોધો કરી છે તથા જેઓએ ઘણાંમાં ઘણાં દૃષ્ટ કારણોનાં સ્વરૂપ જાણ્યાં છે તેઓ તો એમ કહે છે કે દૃષ્ટ કારણોના પ્રમાણમાં હજુ અદૃષ્ટ કારણોની સંખ્યા ઘણી જ છે. અદૃષ્ટ કારણોના પ્રમાણમાં દૃષ્ટ કારણોની સંખ્યા ઘણી જ થોડી છે. અર્થાત્ આ જગતનું સ્વરૂપ હજુ જેટલે અંશે જાણવાનું બાકી છે, તેના પ્રમાણમાં જેટલું જણાયું છે તે તો ઘણું જ થોડું છે. અને જ્યાં સુધી ઉક્તનું ઉક્ત

ટળ્યું નથી ત્યાં સુધી એ જ્ઞાન ઘણું જ થોડું રહેવાનું. આ પ્રમાણે જીવોનું જ્ઞાન ઘણે અંશે અપૂર્ણ અને અયથાર્થ છે. અને અયથાર્થ જ્ઞાનને લીધે સામર્થ્ય પણ ઘણું જ મર્યાદાવાળું છે. (Knowledge is Power). અલ્પજ્ઞપણું અને અલ્પ શક્તિમત્પણું એજ જીવનું સ્વરૂપ છે. આ પ્રમાણે અલ્પજ્ઞપણાને લીધે દુઃખને આપનારા પદાર્થો પણ દુઃખ કરતાં સુખ વધારે આપે છે એવી ભ્રાંતિ થઈ તે પદાર્થો મેળવવા રાત્ર દિવસ યત્ન કરાય છે પરંતુ તે સુખની તો માત્ર આશા જ આપે છે અને કેવલ દુઃખનેજ આપનાર છે એવું યથાર્થ જ્ઞાન થઈ શકતું નથી. અને ખરા સુખને આપનારી વસ્તુ કયી છે તે તો નિરંતર પડદામાં જ રહે છે. એ જ અલ્પજ્ઞપણાને લીધે અપવિત્ર પદાર્થોને પણ પવિત્ર ગણી તેમના સંસર્ગમાં આનંદ મનાય છે, અને વસ્તુતઃ પવિત્ર વસ્તુ કયી છે તેનું યથાર્થ જ્ઞાન થવા પામતું નથી. એ જ અલ્પજ્ઞતાને લીધે જે પદાર્થો નિત્ય એક સરખારૂપમાં સ્થિર રહેવાના સ્વભાવવાળા નથી જ—જે પદાર્થો આપણી સાથે બારે દિવસ સંબંધવાળા રહેવાના નથી—તે પદાર્થો ચિરકાલ અથવા અનંતકાલ સુધી એક સરખા અવિકૃતરૂપે રહેશે અને આપણી સાથે સર્વ કાલ સંબંધવાળા રહેશે એવો વિશ્વાસરૂપ ભ્રમ થાય છે. અર્થાત્ જે પદાર્થો સ્વભાવથી જ સર્વદા હિતકર અથવા સુખપ્રદ, સર્વદા એકજ વસ્તુ સાથે સંયુક્ત અને સર્વદા એક જ રૂપે પ્રતીત થવા અથવા રહેવાના નથી તે પદાર્થો તદ્વિપરીત રૂપે નિરંતર રહેશે એવો વિશ્વાસ બેઠેલો છે. એજ અલ્પજ્ઞતાને લીધે આ વર્તમાન શરીરમાં આ ક્ષણે કયે કયે સ્થળે કયી કયી ક્રિયાઓ ચાલે છે, આજથી બસેં વર્ષપર મારૂં અસ્તિત્વ હશે કે નહિ, હોઇશ તો કયા કયા રૂપમાં હોઇશ; તેજ પ્રમાણે આ સંબંધી વર્ગ પણ કયા રૂપમાં હશે, અમે સર્વ કેટલાં વર્ષ જીવીશું, જીવનના કાળમાં કયા કયા વ્યાધિઓ કયે કયે વખતે આવશે, અમુક વ્યાધિ કયા ઔષધથી તત્કાલ નિવૃત્ત થઈ શકે, અમુક બાળક આગળ જતાં કેવા સ્વભાવનું, તથા કેવા સામર્થ્યવાળું થશે, અમુકને કેટલી પ્રજા થશે, અમુકને પ્રજા નથી થતી તો કયા ઉપાયથી તત્કાલ અથવા યોગ્ય કાલે પણ થાય, અમુક ધંધામાં પુષ્કળ દ્રવ્ય મળશે કે નહિ, કયે ઠેકાણે સુવર્ણની ખાણો પુષ્કળ છે, જ્યાંથી પુષ્કળ દ્રવ્ય લવાય, સામા માણસના મનમાં આ વખતે શું વિચાર ચાલે છે અથવા એ શું કરવા ધારે છે, વિગેરે, તથા "હું કોણ છું—અગ્નિ છું, વિદ્યુત્ છું, પ-

કાશ છું, કે લોઢું છું, કે લાકડું છું કે શું છું" તથા આ સામા અસંખ્ય માણસો, પશુઓ, પક્ષીઓ, જંતુઓ, વૃક્ષો વિગેરે શું છે, એ વિગેરે અને સંખ્ય બાબતો વિષે કંઈ પણ નજર પહોંચી શકતી નથી. તેજ પ્રમાણે અલ્પશક્તિમત્પણાને લીધે મનુષ્યો પોતાનું ધાર્યું કરવામાં પાછા હઠી જાય છે. જેમને પુત્ર સુખની ખાસ ઈચ્છા છે તેમાંના કેટલાએકને અનેક પ્રયત્ને તે સુખ મળતું નથી તથા કુતરાં, બિલાડાં પાળીને અથવા દત્તપુત્રથી મન વાળે છે. જેમને પ્રજાનું પોષણ કરવાનું સામર્થ્ય નથી, અથવા જેમને પ્રજા તરફથી ઘણો ત્રાસ છે અને તેથી હવે પછી પ્રજા ન થાય એમ ઇચ્છે છે, તેવા કેટલાએકને નિયમ પ્રમાણે પ્રજોત્પત્તિ થયે જ જાય છે તેવી જ રીતે અખુટ દ્રવ્યની ઇચ્છા રાખનારાઓ, રાજા અથવા દીવાન અથવા બીજાં અધિકારનાં પદની ઈચ્છા રાખનારાઓ, પરીક્ષામાં પાસ થવાની ઈચ્છા રાખનારાઓ, પ્રાપ્ત વ્યાધિને તત્કાલ દૂર કરવાની ઈચ્છા રાખનારાઓ, તથા અપ્રાપ્ત વ્યાધિને ન પ્રાપ્ત થવા દેવાને ઈચ્છનારાઓમાંના ઘણાંની તે તે ઈચ્છા સફળ થતી જણાતી નથી. જો ગમે તેટલો શ્રમ કરતાં પણ શરીર અરોગ અને મન સ્વસ્થ રહી શકે એમ હોય, જો કુટુંબ પોષણ માટે દ્રવ્ય મેળવવાનો બોજો ન હોય અર્થાત્ કુટુંબનું અન્ય પ્રકારે સુખરૂપે પોષણ થતાં પોતાના અધ્યયન માટે યથેચ્છ દ્રવ્ય મળી શકે એમ હોય, અને લાંબા કાલ પર્યંત જીવવાનું સામર્થ્ય હોય તો મુંબઈની યુનિવર્સીટીની, અથવા યૂરોપ અમેરિકાની યુનિવર્સીટીઓની ભિન્ન ભિન્ન સર્વ ડીગ્રીઓ મેળવવા આજના વખતનો કયો યુવાન તૈયાર નહિં થાય? તેમ છતાં તે સર્વ ડિગ્રીઓ તેઓ કેમ પ્રાપ્ત કરતા નથી? અથવા તેમને માટે ઉદ્યમ પણ કેમ કરતા નથી? તથા થોડે થોડેથી અટકી કેમ જાય છે? પાર્લ્યામેંટના મેંબરોમાં જે જ્ઞાન છે તેટલું જ્ઞાન આ દેશના કોઈ પણ દેશીમાં નથી કે તેઓ પાર્લ્યામેંટના મેમ્બર થઈ શકતા નથી? તેમના જેટલા જ્ઞાનવાળા અને તેમાંના કોઈ કોઈ કરતાં વધારે જ્ઞાનવાળા પણ દેશીઓ છે. તેમ છતાં અનેક વર્ષથી યત્ન કરતા છતાં તેઓ મેમ્બર કેમ થતા નથી? તેમના તે પ્રમાણે કરવામાં અથવા થવામાં અનેક પ્રતિબંધો આવે છે જે દૂર કરવાનું તેમનામાં સામર્થ્ય નથી તેથી તેઓ સર્વ ડિગ્રીઓ મેળવી શકતા નથી, અથવા મેમ્બર થઈ શકતા નથી. જો સામર્થ્ય હોય તો થાય. જ્યારે સામર્થ્ય આવશે ત્યારે થશે. પરંતુ આ ક્ષણ સુધી તો સામર્થ્ય નથી.

આ પ્રમાણે અલ્પજ્ઞપણાને લીધે અને અલ્પશક્તિમત્પણાને લીધે અર્થાત્ અનેક અદૃષ્ટ, અગમ્ય સ્વરૂપવાળા અનિવાર્ય પ્રતિબંધોથી આવૃત્ત હોવાને લીધે મનુષ્યોને પદાર્થોના વાસ્તવ સ્વરૂપનું જ્ઞાન થઈ શકતું નથી, અને વાસ્તવ ઈષ્ટ સુખની પ્રાપ્તિપૂર્વક અનિષ્ટની નિવૃત્તિ થઈ શકતી નથી: અર્થાત્ ધારેલાં સુખ મળતાં નથી અને નહિ ઈચ્છેલાં દુઃખ વારંવાર આવે છે તે ધારેલે વખતે દૂર કરી શકાતાં નથી.

પ્રતિબદ્ધાવસ્થાવાળાં મનુષ્યો—સ્ત્રી પુરૂષો—બે વર્ગનાં છે.

૧ જેઓ પોતે પ્રતિબંધથી આવૃત્ત છે એમ સમજે છે, અને તે પ્રતિબંધોથી મુક્ત થઈ પોતાના સર્વ પ્રતિબંધ રહિત મૂળ સ્વરૂપે થવાની ઈચ્છાવાળા મુમુક્ષુ છે. જેમને વર્તમાન શરીરમાં પૂર્વ કર્માનુસાર આવી સદ્બુદ્ધિનો ઉદય થયો છે.

૨ જેઓ પૂર્વ કર્મને માનતા નથી. જેઓ સ્વતંત્ર એટલે ધારે તે કરવા સમર્થ છે એમ ફાંકો રાખે છે. તથાપિ વળી વખતે ઈચ્છા નહિ છતાં (અથવા કદાચિત્ ખાસ ઇચ્છાથી પણ !!!) ઇનફ્લુએન્ઝાના પંઝામાં સપડાઇ જાય છે. જેમને વ્યાધિ, અશક્તિ, દ્રવ્યનો સંકોચ વિગેરે "પ્રતિબંધો"છે એમ કહેતાં કદાચિત્ મગજ ખસી જાય. પરંતુ Debility, Weakness, Helpless condition એવા શબ્દો વાપરવા હરકત નથી. તેમને પ્રતિબંધ તો છે જ નહિ એટલે તેમાંથી મુક્ત થવા પણું તો રહ્યું જ નથી. પરંતુ રોગ નિવૃત્તિ, ધન પ્રાપ્તિ આદિને ઇચ્છે છે ખરા. અર્થાત્ કોઇ પણ પ્રકારના દુઃખને ઇચ્છતા નથી. સર્વ દુઃખને દૂર કરવા અને સર્વ સુખ મળી શકતું હોય તો પ્રાપ્ત કરવા ઇચ્છાવાળા છે. અર્થાત્ સર્વ અનર્થની નિવૃત્તિ અને સર્વ સુખની પ્રાપ્તિની ઇચ્છાવાળા છે. જાણે સર્વ દુઃખની નિવૃત્તિનું ઔષધ તો પરમાત્મ સ્વરૂપના જ્ઞાન વિના આસ્ટ્રેલીઆની ખાણોમાંથી ખોદી કઢાતું હશે.

કોઇ પણ પ્રકારના અને સર્વ પ્રકારના પ્રતિબંધથી આવૃત્ત સ્ત્રી પુરૂષો જેઓ પોતે પ્રતિબંધથી આવૃત્ત છે એમ સમજે છે, અને તેથી પ્રતિબંધથી મુક્ત થવાની ઇચ્છાવાળા છે તેમણે

૧ પ્રથમ તો તે પ્રતિબંધનું યથાર્થ સ્વરૂપ ધૈર્યથી જાણી તે પ્રતિ-

બંધનો સ્વીકાર કરવો, એટલે તે પ્રતિબંધને વશ થોડો કાલ અથવ યોગ્ય કાલ રહેવું, કારણ વિનાની કોઈ ક્રિયા નથી. તેથી આ પ્રતિબંધ અથવા પ્રતિબંધોનું પણ કોઇ કારણ હોવું જોઇએ. અને તે કારણના જેટલા વેગથી અથવા જેટલા સામર્થ્યથી આ પ્રતિબંધરૂપ ફલ રચાયું છે તે સામર્થ્ય જ્યાં સુધી ટકશે અથવા જ્યાં સુધી ન્યૂન વૃદ્ધિ થાય ત્યાં સુધી તે વેગ અથવા સામર્થ્યના પ્રમાણમાં તે પ્રતિબંધ અનિવાર્ય છે. પ્રતિબંધથી મુક્ત થવાની ઈચ્છા છે ખરી. યોગ્ય પ્રયત્નથી મુક્ત થઈ શકાય એમ પણ છે. પરંતુ સર્વ પ્રતિબંધોમાંથી સર્વ કાલે અથવા એકે કાલે મુક્ત થઈ શકાય એમ તો નથી જ. પ્રતિબંધોથી મુક્ત થવા ઈચ્છનારને બે પ્રકારનું પ્રયત્ન કરવાનું છે. એક તો પ્રાપ્ત પ્રતિબંધોની યોગ્ય યુક્તિથી નિવૃત્તિનું યત્ન. અને બીજું નવા પ્રતિબંધો પ્રાપ્ત ન થાય તેને માટે યોગ્ય પ્રયત્ન. નવા પ્રતિબંધો ક્યા પ્રકારના ક્યારે પ્રાપ્ત થવાના છે એ જાણવું અલ્પજ્ઞ જીવની શક્તિથી બહાર છે. ભવિષ્યને સ્પષ્ટ જાણવું, એ સર્વજ્ઞતા વિના બની શકતું નથી. માટે સર્વેશ શ્રી સદ્ગુરૂ પ્રત્યેક સાધકના અપ્રાપ્ત પ્રતિબંધને યથાવત્ જાણતા હોવાથી તેમની નિવૃત્તિ માટે યોગ્ય ઉપાય સાધકને આપે છે. પ્રાપ્ત પ્રતિબંધનો તો અર્થ જ એ કે તે પ્રતિબંધનો અમલ જે ક્ષણે શરૂ થાય છે અથવા થયો છે તે ક્ષણે તે પ્રતિબંધનું તે મનુષ્યને અભાન હોય છે. આ પ્રતિબંધ આવ્યું છે, એમ પ્રતીતિ થવાના કાળ પૂર્વે તો તે પ્રતિબંધ આવેલું જ હોવું જોઇએ. એટલે તે પ્રતિબંધ પોતાનું દુઃખ આપવા રૂપ કાર્ય શરૂ કરે ત્યાર પછી જ તે દુઃખથી તે પ્રતિબંધના અસ્તિત્વનું જ્ઞાન થાય છે. પ્રતિબંધનું જ્ઞાન માત્ર થવાથી તેની નિવૃત્તિ થતી નથી. પ્રતિબંધનું જ્ઞાન થયા પશ્ચાત્ પ્રતિબંધ નિવર્તક એટલે પ્રતિબંધપ્રતિબંધકનું જ્ઞાન થવું જોઇએ. તે નિવર્તક ઉપાયનું જ્ઞાન મેળવ્યા પશ્ચાત્ યોગ્ય અનુકૂળતાઓ સહ તે ઉપાયની યોજનાનો આરંભ થવો જોઇએ. તે આરંભ થયા પછી જે કાળે એ નિયુક્ત ઉપાયજન્ય સામર્થ્ય, મૂલ પ્રતિબંધના સામર્થ્યના વેગને તોડવા જેટલું વેગવાળું થાય ત્યારે જ તે પ્રતિબંધનો નાશ થયો, તથા તજ્જન્ય દુઃખ નિવૃત્ત

થયું એમ કહેવાય ત્યાં સુધી નહિ. તેથી જ્યારથી પ્રતિબંધની પ્રતીતિ થઈ ત્યારથી તે આ નિવર્તક ઉપાય યોગ્ય સામર્થ્યવાળો થયો ત્યાં સુધી તો તે પ્રતિબંધનો અમલ રહેવાનો જ. માટે તેટલો કાળ તો ધૈર્યથી તે પ્રતિબંધજન્ય દુઃખ સહન કરવું એજ માત્ર કર્તવ્ય છે. તેટલાં વખત સુધી એ પ્રતિબંધ અનિવાર્ય જ ગણાય. તે અનિવાર્યપણાની મર્યાદા જુદા જુદા પ્રકારના પ્રતિબંધના પ્રમાણમાં, તથા તેમને માટે નિયુક્ત ઉપાયના પ્રમાણમાં જુદી જુદી છે. પરંતુ સામાન્ય નિયમ માત્ર એજ છે કે તે પ્રતિબંધની અનિવાર્યપણાની મર્યાદા સુધી તો—તે પ્રતિબંધનિવૃત્તિનું યોગ્ય યત્ન કરતાં છતાં—તે પ્રતિબંધને આધીન જ રહેવું નેટલામાં વિકળ થઈ અયોગ્ય ફાંફાં જો મરાય તો તે પ્રતિબંધ નિવૃત્ત થવાને બદલે ઉલટું વધારે હાનિકર થઈ પડે. વ્યાધિગ્રસ્ત મનુષ્યો, સાંસારિક આપત્તિમાં આવી પડેલા મનુષ્યો, પથર તળે દબાયલો હાથ, એ વિગેરે અનેક લૌકિક પ્રસંગો તથા આ ભવરોગરૂપ મહાવ્યાધિગ્રસ્ત સાધકો—સર્વ માટે આ સામાન્ય નિયમ જણાય છે.

૨ અને બીજું તે પ્રતિબંધની નિવૃત્તિના સાધન તરીકે વિશેષ પ્રતિબંધનો ઈચ્છાપૂર્વક સ્વીકાર કરી તદનુકૂલ વર્તવું. રોગ નિવૃત્તિ માટે ઓષધનું સેવન કરનારને ચરી પાળવી પડે છે તે પ્રસિદ્ધ છે. પૂર્વે જણાવ્યા પ્રમાણે અલ્પજ્ઞપણાને લીધે અયથાર્થ જ્ઞાનને લીધે, અહિતકર પદાર્થોનું હિતબુદ્ધિથી સેવન કરવાનો જીવોને સ્વભાવ પડ્યો છે. એ પ્રમાણે સર્વ કાર્યોમાં અયોગ્ય વસ્તુઓનું તથા ક્રિયાઓનું યોગ્ય ગણી સેવન કરવાથી પ્રતિક્ષણ નવા પ્રતિબંધોને જન્મ અપાતો જ જાય છે. જેથી એક પક્ષથી મનુષ્યોને અસંખ્ય પ્રતિબંધો પ્રાપ્ત છે. તેમાંથી મુક્ત થવાની તથા નવાં ન પ્રાપ્ત થાય એવી ઈચ્છા છે. તથાપિ અવિદ્યાવૃત્ત અંતઃકરણવાળા હોવાથી ઘણા ખરા મનુષ્યો વારંવાર નવા પ્રતિબંધોનો જન્મ થાય એવાં કર્મો કરતા જ હોય છે. આ પ્રમાણે નવા પ્રતિબંધોને જન્મ અપાતો જ રહે તો તો પ્રાપ્ત પ્રતિબંધ નિવૃત્ત કરવાના ઉપાયો ભાગ્યે જ સફલ થાય. તેથી નવા પ્રતિબંધોને જન્મ આ-

પ્રનારી ક્રિયાઓને થતી અટકાવવી જોઇએ. અથવા તેવી સર્વ ક્રિયાઓ ન અટકે તો પ્રસ્તુત પ્રતિબંધની ઉત્તેજક સર્વ ક્રિયાઓ તો અવશ્ય અટકવી જોઈએ વૈદ્યવિદ્યામાં તેને કુપથ્ય પદાર્થસેવન કહે છે. આવી કુપથ્ય-રૂપ ગણાતી ક્રિયાઓ વસ્તુતઃપ્રતિબંધક હોવા છતાં અલ્પજ્ઞતાને લીધે સહજ સ્વભાવે અને અધિક આસક્તિ અથવા રૂચિથી કરાયલી હોવાને લીધે જીવો તેને પ્રતિબંધરૂપ ગણતા નથી પરંતુ ઉલટું તેવી કુપથ્ય રૂપ ક્રિયાઓ ન કરવાના નિયમનું પાલન કરવું તેને પ્રતિબંધ રૂપ ગણે છે, કેમકે તે નિયમો અજ્ઞાનજન્ય સ્વેચ્છાચારના પ્રતિબંધક છે. આ પ્રમાણે કુપથ્ય રૂપ ગણાતી, પ્રસ્તુત પ્રતિબંધકનાં ઉત્તેજક નવાં પ્રતિબંધોને જન્મ આપનારી ક્રિયાઓના ત્યાગ કરવાના કઠિન નિયમોનું ઈચ્છાપૂર્વક સુખબુદ્ધિથી પાલન કરવું અને અજ્ઞાન જન્ય દુઃખમૂલક સ્વેચ્છાચારના પ્રતિબંધક નિયમોનો ઈચ્છાપૂર્વક સ્વીકાર કરી તદનુકૂલ વર્તવું એ બરોબર છે.

આવી રીતે સર્વ મનુષ્યો—સ્ત્રી પુરૂષો—અવિદ્યારચિત આ ભવરૂપ મહા પ્રતિબંધથી દૃઢ સંકલિત છે. તેમાનાં થોડાંએક આ ભવ તે શું, અવિદ્યા તે શું, અમે તે શું, આ પ્રતિબંધ તે શું, એ જાણવાની ઉત્કટ ઈચ્છાવાળા હોઈને એ પ્રતિબદ્ધ અવસ્થામાંથી મુક્ત થઈ પોતાના સર્વ પ્રતિબંધ રહિત સ્વતંત્રસ્વરૂપે થવા ઈચ્છાવાળા છે. તેવાં સ્રી પુરૂષોને જાણવા યોગ્ય સર્વ વસ્તુઓનું અધિકાર પ્રમાણે યથાક્રમે જ્ઞાન થતું રહે, પ્રતિબંધોનું જ્ઞાન થતાં તેમની અનિવાર્યપણાની મર્યાદાસુધી વિકળ ન થતાં ધૈર્યથી તે પ્રાપ્ત પ્રતિબંધજન્ય દુઃખ સહન કરવાની અનુકૂળતા મળે. નવા પ્રતિબંધોનો નિરોધ અને પ્રાપ્ત પ્રતિબંધોનો ક્ષય એમને માટે યથાક્રમે ઉપાય સાધવાની અનુકૂળતા મળે એટલા માટે અને કુપથ્યરૂપ ગણાતી ક્રિયાઓ ન થવા માટે યોગ્ય પ્રતિબંધો બન્યા રહે એટલે અજ્ઞાન જન્ય સ્વેચ્છાચાર કરવા અવકાશ અથવા અનુકૂળતા ન મળે એટલા માટે સ્વધર્માચરણયુત ગૃહસ્થાશ્રમનું સર્વજ્ઞ આર્યઋષિઓએ વિધાન કર્યું છે.

મનુષ્યનું મૂળ સ્વરૂપ નિત્ય મુક્ત, સ્વતંત્ર અને પૂર્ણ સુખ સ્વરૂપ છે તેથી પ્રતિબંધ માત્રને તોડી પ્રતિબંધ રહિત સ્થિતિનો—જેમ જેમ તેટલા વધારે સુખનો અનુભવ કરવા તરફ મનુષ્ય માત્રનું સ્વાભાવિક વલણ

હોય છે. સુખનાં સાધનોમાં સ્ત્રી, પુત્ર, ધન, યશસ્, સુવર્ણ, સુભોજન, વિગેરે જ્ઞાનેન્દ્રિયો, તથા કર્મેન્દ્રિયો દ્વારા મનને અનુકૂળ લાગનારા સર્વ પદાર્થો છે પોતે અવિદ્યાથી આવૃત્ત હોવાને લીધે પોતાના સુખના તથા સુખના સાધનોના વાસ્તવ સ્વરૂપનું જ્ઞાન હોવું અસંભવ છે. માટે સુખ અને સ્વતંત્રતા જે પણ એક પ્રકારનું સુખનું સાધન જ છે, તેની પ્રાપ્તિ માટે જે જે પ્રવૃત્તિઓ થાય છે તે થોડી અથવા ઘણી અયથાર્થ હોય છે. એ શિવાય અવિદ્યા એટલે અયથાર્થ જ્ઞાનને લીધેજ રાગ દ્વેષ—અનુકૂળ પ્રતિકૂળ—રૂપ પ્રધાન દ્વંદ્વ સર્વના અંતરમાં હોય છે જ. તથા તેમના કાર્ય રૂપ કામ—ક્રોધાદિ ષડ્ વિકારો પણ હોય છે જ. આ મૂલાવિદ્યા—આ દ્વંદ્વ—અને ષડ્ વિકારોનું મનુષ્યો ઉપર એટલું તો પ્રબળ છે કે તેમની થોડી જ પ્રવૃત્તિ યથાર્થ પ્રવૃતિમાં ગણાવા યોગ્ય હોય છે. આ અહિતકર સમુદાય જ જીવોને ઉપર વર્ણેલા અજ્ઞાનજન્ય સ્વેચ્છાચાર અથવા કુપથ્ય રૂપ ક્રિયાઓ કરવામાં નિરંતર પ્રેરે છે. મનુષ્યની પોતાની ઉત્પત્તિ જ સામાજીક સ્થિતિમાંથી છે. પોતે જે સુખો ઈચ્છે છે તે ઘણાં ખરાં સામાજીક સ્થિતિને અધીન છે. ઉપર જણાવેલો અહિતકર સમુદાય મનુષ્યોને સમુદાયમાં રહેવાને પ્રેર્યા વિના રહે એમ જ નથી. આરૂઢ વિરાગવાન્ મહાત્મા—યોગી શિવાયના સર્વ મનુષ્યો કોઈ પણ પ્રકારના સમુદાય—અથવા સંસર્ગ વિના રહી શકે એમ નથી. જેથી ઉપરના અહિતકર માનસ સમુદાય સાથે સર્વ મનુષ્યોને સમુદાયમાં રહેવાનું છે અને વધારેમાં વધારે સ્વતંત્રતા તથા સુખ પ્રાપ્ત કરવા યત્ન કરવાનું છે. આ તો સર્વ સ્વભાવ સિદ્ધ છે.

(અપૂર્ણ)

---

# सामान्य साधक तथा यथार्थ साधक वच्चे संवाद.

( અનુસંધાન રૂપ બીજાના પૃષ્ટ ૩૦૨ થી. )

હે સદ્વિચારવાન્! આ જગતના સર્વ પ્રાણિપદાર્થો પરસ્પરના સંબંધમાં આવતાં એકબીજાના ગુણદોષની અન્યોન્યને અસર કરે છે, એ સર્વત્ર સિદ્ધ નિયમ છે. મલયગિરિ ઉપર આવેલાં અગુરનાં વનોમાંથી વહેતા આવતા પવનના સ્પર્શથી સામાન્ય કાષ્ટનાં વૃક્ષ પણ ચંદન થઈ જવાની

વાતો વૃદ્ધ પરંપરાથી આજે પણ શ્રવણે આવે છે. જ્યારે ઉચ્ચ જડ પદાર્થ, અનુચ્ચ જડ પદાર્થને પોતાના સંબંધથી ઉચ્ચ કરી મુકે છે, તો ચેતનાયુક્ત પ્રાણિઓનાં સ્થૂલ શરીરોનો સંબંધ, પરસ્પરને પોતપોતાના ગુણદોષની અસર કરે એમાં શું આશ્ચર્ય જેવું છે? વૈદ્ય વિદ્યા આપણને જણાવે છે કે વૃદ્ધ અને દુર્બલ થઈ ગયેલા ડોસા વા ડોસીઓના પડખામાં, આરોગ્ય બાળકો રાત્રે નિત્ય સુઈ રહેવાથી અને દિવસે પણ તેમના સહવાસમાં ઘણો કાળ રહેવાથી ધીરે ધીરે તવાઈ જાય છે, અને એથી ઉલટું પેલાં વૃદ્ધો, શરીરે ધીરે ધીરે સદૃઢ થતાં જાય છે. આ વિગેરે અનેક દૃષ્ટાંતોથી, જેમ જડ પદાર્થો પરસ્પરના સંબંધથી એક બીજાના ગુણદોષ અન્યોન્યને આપે છે એ સિદ્ધ થાય છે. તેમ ચેતનાયુક્ત પ્રાણિઓનાં સ્થૂલ શરીરો પણ પોતપોતાના સંબંધથી પરસ્પરમાં ગુણદોષની અસર કરે છે, એ સિદ્ધ થાય છે. અને આમ હોવાથી આ દૃશ્ય પ્રપંચમાં સર્વોત્કૃષ્ટ લાભને આપનારાં, દ્રવ્યથી યુક્ત પરમાણુના બનેલા શ્રીસદ્ગુરુના સ્થૂલ શરીરના કેવળ સંબંધથી પણ સર્વદા લાભ જ થાય છે, એ સહજ સમજાય છે.

પરંતુ આ તો શ્રી સદ્ગુરુના સ્થૂલ શરીરના સંબંધથી થતા સામાન્ય નૈસર્ગિક લાભનો જ આપણે વિચાર કર્યો. પરંતુ એ સંબંધમાં ઉભયની પરસ્પર અનુકૂળ પ્રવૃત્તિથી જે અસામાન્ય અલૌકિક લાભ થાય છે, તેનો યથાર્થ વિચાર તો પંડિત છતાં પણ ગુરુ વિહિન પામર મનુષ્યોને આવવો બહુ કઠિણ છે. મનુષ્યસ્વભાવ અનુકારી હોવાથી ઉન્નત ચરિતના મહાત્મા પુરૂષોનાં જીવંત દૃષ્ટાંતો તેમનાં નેત્રસંમુખ નિરંતર રહેવાથી તેની અવર્ણનીય અસર તેમનાં જીવનમાં થઈ જાય છે. અનેક સુખ દુઃખના પ્રસંગમાં તે ઉન્નત ભૂમિકામાં વિચરતા મહાત્મા પુરૂષની અલૌકિક પ્રવૃત્તિ; સામાન્ય વાર્તામાંથી પણ દોષદૃષ્ટિનો બાધ કરી ગુણને ગ્રહણ કરવું તેમનું આશ્ચર્યકારક સદ્વર્તન; વ્યાવહારિક નિઃસાર વાર્તાઓને પણ અભિરૂપ બનાવી દઈ અખંડ સ્વસ્વરૂપાકાર રહેવામાં તેમના દ્વારા સ્વાભાવિક પ્રવર્તાવવામાં આવતી અનેક સદુક્તિયો; ઉત્તમ, મધ્યમ, મંદ અને મંદતમ પ્રકૃતિનાં અનેક અનુકૂળ પ્રતિકૂળ મનુષ્યોના સંબંધમાં અનેક પ્રસંગે આવતાં છતાં પણ તેમના ગુણદોષથી નિરંતર અલિપ્ત રહેતી તેમની સદ્વૃત્તિ; ભક્તિ, પૂજા અને સ્તુતિ આદિથી નિરંતર અનુકૂળ વર્તનાર સજ્જનપ્રતિ, અને નિષ્પ્રયોજન તેમની નિંદા તથા દ્વેષ કરનાર અસાધુ

દુર્જનપ્રતિ પણ તેમની રાગદ્વેષરહિત રહેતી સમાન વૃત્તિ; ભૂતમાત્રમાં સદોદિત રહેતી તેમની અચલ નિર્વૈર બુદ્ધિ; સજ્જનોનાં ધર્માનુકૂલ આચરણોથી તેમનાં સ્ફટિકથી પણ અતિ શુદ્ધ અંતઃકરણમાં પ્રકટતી મુદિતા; આર્ત જનોનાં દુઃખને જોઈ જાણી, પોતાના ઉપર આવી પડતી મહા આપત્તિના પ્રસંગોમાં પણ મેરૂથી પણ અધિક અડગ ધૈર્યવાળા તેમના અંતઃકરણમાં સહજ સ્વભાવે ઉત્પન્ન થતી કરૂણા; પોતાના સમાન સ્થિતપ્રજ્ઞ અંતઃકરણવાળા મહા જનોને વિલોકી તેમના ઈર્ષા, અસૂયાઆદિ દોષથી રહિત હૃદયમાં ઉદય થતી મૈત્રી; દુર્જન, ખળ મનુષ્યોનાં અનેક દુરાચરણોને જાણતાં છતાં પણ અને તેમને શિક્ષા કરવાનું સર્વ પ્રકારનું સામર્થ્ય છતાં પણ ઈશ્વરની પેઠે, જાણે તેને જાણતા જ ન હોય, તેમ તેને ઉપેક્ષી રહેવારૂપ તેમની ઉદાસીનતા; વિગેરે અનેક દૈવી સદ્ગુણોનાં અનેક જીવંત દૃષ્ટાન્તો રાત્રિ દિવસ તે સાધકના અંતઃકરણ સમીપ રમતાં રહેતાં હોવાથી, ક્રમે ક્રમે તે,સાધકનું અંતઃકરણ પોતાના મલિન સ્વભાવનો પરિત્યાગ કરી અનાયાસ એવી તો ઉચ્ચ અવસ્થામાં રમમાણ કરે છે કે જેનાંફળોનું વર્ણન કરતાં જ્ઞાતા પુરૂષો सत्संगतिः कथय किं न करोति पुंसाम् વદી વિરામ્યા છે. અહો! ઉજ્વલ ભૂમિકામાં વિચરતા બ્રહ્મભૂત મહાત્માઓના વિશુદ્ધ ચરિતનું માહાત્મ્ય કેવું અલૌકિક છે! તામસ પ્રધાન અંતઃકરણવાળા વ્યાઘ્ર, સિંહાદિ હિંસ્ર પશુઓ પણ, અરણ્ય ગિરિ આદિ એકાંત સ્થળોમાં નિવાસ કરતા, ભૂતમાત્રમાં નિર્વૈર બુદ્ધિવાળા મહાત્માઓના સમીપવર્તી પ્રદેશમાં પોતાની હિંસ્ર પ્રકૃતિ સજી દઈ, સાત્વિક ભાવને પ્રાપ્ત થાય છે. અંતઃકરણની યથાર્થ સામગ્રી વિનાના આ પશુઓ પણ જ્યારે સત્પુરૂષોના કેવળ સંબંધથી નિર્મલતાને અનુભવે છે તો પુરૂષાર્થ સાધવા યોગ્ય અંતઃકરણ પ્રાપ્ત મનુષ્ય સત્પુરૂષોના સામીપ્યમાં રાજસ તામસ ગુણોના તિરોધાનને અનુભવે, અને તેમના ઉપદિષ્ટ માર્ગે અનુસરતાં પરિણામે શુદ્ધ સાત્વિક થઈ રહે એમાં શું આશ્ચર્ય છે? અગ્નિના સમીપવર્તી પ્રદેશમાં સ્થિત ઘૃત, જેમ જડત્વવાળી સ્થિતિમાંથી અનાયાસ જ પ્રવાહીત્વને પ્રાપ્ત થાય છે, તેમ શુદ્ધ સાત્વિક મહાત્માઓના સમીપવર્તી દેશમાં સ્થિત સાધક જનોના રજસ્તમાદિ જડત્વવાળા દોષો ક્રમે ક્રમે યત્નવિના પણ સૂક્ષ્મતાને પ્રાપ્ત થતા જોયે છે. અને આથી જ સત્શાસ્ત્રોમાં મોક્ષના ચાર દ્વારપાલોમાં સત્સંગને મુખ્ય દ્વારપાલ ગણ્યો છે. સત્શાસ્ત્રોનું જ નિરંતર અ-

ધ્યયન કરનાર મનુષ્ય સત્શાસ્ત્રોમાં પ્રતિપાદન કરેલાં શમદમાદિ દૈવી સં-
પત્તિઓનાં સ્વરૂપો વાંચી જાણે છે, અને શબ્દદ્વારા બીજા સાધારણ મ-
નુષ્યોને તેનો બોધ પણ આપે છે, પરંતુ આ દૈવી સંપત્તિઓ જેમનામાં
મૂર્તિમાન અવતાર પામેલી હોયછે એવા ઇશ્વરસદૃશ મહાત્માઓનાં ચરણ-
કમળમાં નિત્ય સ્થિતિ કર્યા વિના, જેમ શ્રી કૃષ્ણની ધાતુપાષા-
ણાદિની મૂર્તિ વિલોકવાથી તેમના ત્રિભુવનમોહક સ્વરૂપની છાયાનું પણ
વિલોકનારને ભાન થતું નથી, તેમ આ દૈવી સંપત્તિઓનાં વાસ્તવ સ્વરૂપનું
યત્કિંચિત્ ભાન પણ મહાત્માઓના સમાગમવિનાના આ મિથ્યા પંડિતોને
હોતું નથી. અને આમ હોવાથી જ ગ્રંથદ્વારા નિત્યાનિત્ય વિવેક વૈરાગ્યાદિ
સાધનોનાં નામ જાણી લીધાથી તેમનાં યથાર્થ સ્વરૂપના ભાન વિનાના
અનેક મતિમંદો, પોતાનામાં તે સાધનોની સિદ્ધિ સ્વીકારીને અર્થાત્ પો-
તાને અધિકારી લેખીને, તત્ પદ અને ત્વંપદનો લક્ષ્યાર્થ સમજવા પો-
તાને મિથ્યા સમર્થ માની, કિંચિત્ કાળ ગ્રંથદ્વારા વા કોઈ અનુભવ
હીન મિથ્યા વેદાંતીદ્વારા સમજવાનું યત્ન કરી, પોતાની રજતમ દોષવાળી
ક્લિષ્ટ કલ્પનાનુસાર તે પોતાને યથાર્થ સમજાયો છે એમ માની લઈ, અં-
તઃકરણની સ્વસ્વરૂપાકાર સ્થિતિવિના સિદ્ધ દશામાં રમમાણ કરતા મહા
સિદ્ધનું ઉપહાસાસ્પદ ડાળ કરી વેદાંતના મહા સમર્થ વિવેચક થઈ બેસે
છે, અને અજ્ઞાની પ્રજાને અવળે માર્ગે ઉતારે છે. તાત્પર્ય એ કે સાધ-
નોનાં સ્વરૂપ જ પ્રથમ તો શ્રી સદ્ગુરૂના સમાગમવિના યથાર્થ સમજાતાં
નથી, તો પછી તે સાધનોની યથાવત્ સિદ્ધિ તો તેમના સમાગમવિના
થવાની આશા જ શી? અને સાધનોની સિદ્ધિવિના જ્ઞાનપ્રાપ્તિરૂપ પરિ-
ણામી ફળનો અસંતાભાવ રહે એમાં પણ આશ્ચર્ય શું? સ્વલ્પમાં શ્રી
સદ્ગુરૂનો સમાગમ એ સુખેચ્છક સર્વ મનુષ્યોને સર્વદા અપેક્ષિત છે. હે
સદ્વિવેકિન્! આ સર્વ વાર્તાથી હવે તમને એ તો સ્પષ્ટ થયું જ હશે કે
શ્રી સદ્ગુરૂના કેવળ સ્થૂલ શરીરનો સંબંધ પણ, તે સ્થૂલ શરીરગત દ્ર-
વ્યમાં રહેલી શુદ્ધ સાત્વિક સત્તાને લીધે, સાધકના રાજસ તામસ વિકા-
રોનો શનૈઃ શનૈઃ સ્વાભાવિક અભિભવ કરવામાં સમર્થ છે, તથા સાધ્ય
વસ્તુનાં યથાર્થ સ્વરૂપનાં મૂર્તિમાન દૃષ્ટાન્તો દ્વારા તે તે દોષ ગુણોના પરિ-
હારાર્થે અન્ય પ્રકારે સાધકને અગમ્ય રીતે સાહાય્યભૂત થઈ પડે છે.

सामान्य साधक—સાધક મહાશય! આપની કલ્યાણકારક વાર્તાથી

ગારા લક્ષમાં આવ્યું કે શ્રી સદ્ગુરુ પરમાત્માનો સંબંધ એ જ આ જીવોને મોક્ષમાં અનિવાર્ય સાધન છે. એ સંબંધવિનાના જીવો અનેક યત્ને વાસ્તવ કલ્યાણને સાધી શકવા સમર્થ થઇ શકતા નથી, એ પણ આપની વાર્તાથી મને સમજાયું. વળી શ્રી સદ્ગુરુના સમીપ રહી પુરુષાર્થ સાધનાર સાધકને, સિદ્ધ કરવા યોગ્ય સાધનોનાં મૂર્તિમાન્ સ્વરૂપો શ્રી સદ્ગુરુમાં સ્થિતિ કરી રહેલાં સર્વદા દૃષ્ટિએ પડવાથી 'ઉપદેશ કરતાં આચાર બલવત્તર અસર કરે છે,' એ નિયમાનુસાર, સાધ્ય પદાર્થ સ્વલ્પ કાળમાં અને સુગમ રીતે સાધી શકવાનો સંભવ હોય છે, એ પણ મને સમજાયું. એમ છતાં હજી શ્રી સદ્ગુરુને શરણે રહી પુરુષાર્થ સાધનાર સાધકને મળતા લાભોનું વિશેષ વર્ણન સાંભળવા મારી આતુર વૃત્તિને આપ તૃપ્ત કરશો.

યથાર્થ સાધક—હે સન્મતિમાન્! એ વિષયમાં કહેવા યોગ્ય ઘણું ખરું સૂક્ષ્મમાં કહેવાઇ ગયું છે, એમ છતાં પુનઃ એ વિષયને અધિક સ્ફુટ રીતે સાંભળવા આતુરતાવાળી તમારી શુભ વૃત્તિને આદર આપી, પુનરુક્તિ થવાનો સંભવ છતાં, અભ્યાસ અંગની સિદ્ધિમાં એ અદૂષિત સ્વીકારાએલું હોવાથી, અન્ય પ્રકારે આપણે એ વિષયને પુનઃ ચર્ચીશું. હે સત્સંસ્કારવાળા! શ્રી સદ્ગુરુના સમાગમમાં રહી પુરુષાર્થ સાધતા સાધકની સ્થિતિસમાન આ જગતમાં બીજી કોઇ પણ અવસ્થા સુખેચ્છાવાન્ પુરુષને સ્પૃહણીય નથી. આ જગતમાં પ્રાપ્ત થતી સર્વ પ્રકારની ઉન્નત-અવસ્થાઓ વ્યાવહારિક અને પારમાર્થિક—યોગ્ય પ્રકારે આ સંબંધમાં જ પ્રાપ્ત કરી શકાય છે. આ જગતમાં એવી એકે પણ વસ્તુ નથી કે જે શ્રી સદ્ગુરુના સંબંધમાં રહી યોગ્ય પ્રકારે પુરુષાર્થ કર્યાથી ન પ્રાપ્ત થઇ શકે. વ્યવહારમાં ઉંચાં ગણાતાં સુખો, શ્રી સદ્ગુરુના સંબંધવિનાના મનુષ્યોને બહુ યત્ને, અનેક કષ્ટે અને ઘણે કાળે પ્રાપ્ત થાય છે, એમ ઘણે સ્થળે જોવામાં આવે છે એ ખરું છે, તોપણ તે સુખો પરિણામે પાપને ઉપજાવી અંતમાં દુઃખને રાખી લય પામે છે, તેથી તે સુખો, સુખ છતાં પણ દુઃખમૂલક હોવાથી વિવેકીની દૃષ્ટિથી દુઃખરૂપ જ ગણાયાં છે; પરંતુ શ્રી સદ્ગુરુના સંબંધને પ્રાપ્ત પુરુષો ઉચ્ચ વ્યાવહારિક સુખોને - પરમાર્થ સાધતાં અનાયાસ અલ્પ કાળમાં પામે છે, એટલું જ નહિ, પરંતુ તે સુખો અંતમાં દુઃખરૂપ ફળને ન મુકી જતાં વૈરાગ્યાદિ દૈવી સંપત્તિનો અંતઃકરણમાં ઉદય કરી તે દ્વારા તે પુરુષને પ્રાપ્તવાન કરી, નિરતિશય સુખ-

ને દેહની અવધિપર્યંત ભોક્ત કરી, પરિણામે તેને સુખસ્વરૂપ કરી મુકે છે. આમ વ્યાવહારિક સુખો પ્રાપ્ત કરવાનું યત્ન મનુષ્યને પરિણામે તે સુખપ્રાપ્તિના અંતમાં દુઃખરૂપ ફળ આપનાર પાપરૂપ કારણ ઉપજાવવામાં ન સમર્થ થાય એટલા માટે, તથા તે સુખોની પ્રાપ્તિમાં અલ્પ આયાસ અને કાળનો વ્યય થાય એટલા માટે તેમની ઇચ્છાવાળા પુરૂષોએ પણ શ્રી સદ્ગુરૂનો સંબંધ સર્વ પ્રકારે પ્રાપ્તવ્ય સિદ્ધ ઠરે છે, તો પરમાર્થ સાધનાર સાધકને સુગમપણે પોતાના યત્નની સુસિદ્ધિ માટે તેનો સંબંધ સર્વથા પ્રાપ્તવ્ય હોય એમાં શું આશ્ચર્ય છે?

હવે શ્રી સદ્ગુરૂને શરણે રહી પુરૂષાર્થ સાધતા સાધકને મળતા વિશેષ લાભોનો આપણે વિચાર કરીએ. અંતઃકરણની નિઃશેષ શુદ્ધિ થાય, અર્થાત્ રજ તમ ગુણોનો અભિભવ થઈ અંતઃકરણમાં સત્વની પ્રાધાન્યતા થાય ત્યારે જ્ઞાન થાય છે, એ સર્વ સત્શાસ્ત્રોનો સિદ્ધાન્ત છે. એ ઉભય ગુણો તથા તેથી ઉત્પન્ન થતા મળ અને વિક્ષેપ એ જ્ઞાનના પ્રતિબંધક છે. પ્રતિબંધકોની નિવૃત્તિ વિના જ્ઞાન પ્રાપ્તિઅર્થે કરેલું પ્રયત્ન સર્વદા નિષ્ફળ જાય છે, એ હાલના કહેવાતા શબ્દજ્ઞાની મિથ્યા વેદાંતીઓની સ્થિતિ આદિ જોતાં સહજ સમજાય છે. સત્શાસ્ત્રમાં વિધાન કરેલાં કર્મ તથા ઉપાસના, એ મળ અને વિક્ષેપરૂપ પ્રતિબંધકનો લય કરનાર છે. એ કર્મ તથા ઉપાસના સદ્ગુરૂના સંબંધમાં રહેતા સાધકને અયત્ને સર્વદા થતાં જતાં હોવાથી તેના મળ વિક્ષેપનો લય બહુ સત્વર થાય છે. મળ દોષનો લય કરનાર જે કર્મો શાસ્ત્રે પ્રતિપાદન કરયાં છે, તે કર્મોમાં નિત્ય નૈમિત્તિકઆદિ કર્મો, તથા ઉપવાસ વ્રતાદિ દેહને કષ્ટ આપનાર સાધનો તથા યજ્ઞ દાનાદિ અનેકનો સમાવેશ થઈ શકે છે એ સર્વે કર્મો સર્વથી સર્વદા બની શકે એમ ઘણે પ્રસંગે હોતું નથી, તેમ જ ઉપાસનાના પણ અનેક ભેદ હોવાથી કયા અધિકારીએ કયેકાળે કયી ઉપાસના કરવી તે શાસ્ત્રમાંથી સ્પષ્ટ થાય એમ ન હોવાથી, તે પણ સદ્ગુરૂ વિરહિત સાધકોથી યથાર્થ સાધી શકાતી નથી. પરંતુ શ્રી સદ્ગુરૂને શરણ થયેલા સાધકને, દરરોજ જેટલો કાળ તે શ્રી સદ્ગુરૂના સંબંધમાં રહે છે તેટલો કાળ તેની પ્રત્યેક ઈંદ્રિયને સત્કર્માદિ સાધવાનો સંભવ અનાયાસ સિદ્ધ રહે છે.

(અપૂર્ણ.)

# महाकाल.

रूप (पुस्तक) ३,--जेष्ठ कृष्ण १४ सं. १९४७ दर्शन (अंक) ८.

## दोषरूप रिपुओनो संहार करवा विषे.

પદ રાગ મ્હાડ.

આ આવી રિપુની ધાડ, સુજનો ઉઠો રે ઉઠો. ટેક.
ચંચળ ચિત્ત ચપળ નયનો કરી, ચાંપે આવે કામ,
કૂર ઘણો એ દીસે વીરો, ફેડો પ્રથમ એનો ઠામ. સુજનો૦ ૧
ચોરી ઠગ વ્યભિચાર અસત્ય વળી, નાના છળ અન્યાય,
રાગદ્વેષાદિ યોદ્ધા લઈ સહુ, આવી વધાવે ત્રાસ. સુજનો૦ ૨
ક્રોધ લોભ મદ મોહ ચઢ્યા છે, સજીને નાના શસ્ત્ર,
આલસ્યને આશ્રય નાંખો ધીર, સત્વર સાધો અસ્ત્ર. સુજનો૦ ૩
નથી અસ્પૃહાને આ ક્ષણુ ધરવી, નથી હણવો અહંકાર,
મહારથી યોદ્ધો એક જ મારો, જે સૈ પૂઠે પાડી પોકાર. સુજનો૦ ૪
કામતણું રણતુર સુણીને, ડરીયા દશ દિક્પાલ,
શેષ ચળ્યો મેરૂ પણ ડોલ્યો, ખળભળીયાં પાતાળ. સુજનો૦ ૫
સૂર્યાદિ ગ્રહમંડળ ચળીયું, ભમીયા સર્વે દેવ,
કોનો ભય ન ધરે એ બળીયો, જેની કરે સૈ સેવ. સુજનો૦ ૬
અંડકટાહની ભીતર સઘળા, જગવી દીધા લોક,
નૃસિંહ પ્રભુપદ રહાયે ગ્રહીને, હણી એ ટાળો શોક. સુજનો૦ ૭

॥ ॐ श्री ॥

### ग्रहणधारणशक्ति.

શાળામાં અભ્યાસ કરનાર વિદ્યાર્થીને, પરમાર્થ સાધક અધિકારીને

તથા સુખેચ્છક સર્વ સંસારી મનુષ્યોને પણ પોતાના અંતરમાં રહેલી આ શક્તિયોનો વારંવાર ઉપયોગ પડે છે. તેથી એ વિષયે કંઇક વિવેચન અત્ર કરવાનું યદચ્છાથી પ્રાપ્ત થયું છે. પ્રથમ તો એ શબ્દોનાં લક્ષણ બાંધીશું.

પાઠશાલાના વર્ગમાં શિક્ષક, વિદ્યાર્થીઓને કોઈ પાઠ કે કવિતાના અર્થ તથા સાર સમજાવતા હોય તે વખતે શિક્ષક જે શબ્દ તથા જે લીટીનો જેવો અર્થ પોતાના મનમાં સમજતા હોય તે શબ્દ તથા તે લીટીના તેવો અર્થ શિક્ષકનાં વચનમાંથી સમજી લેવાની શક્તિને ग्रहणशक्ति કહે છે. તે અર્થ સમજીને યાદ રાખવો તથા તે પાઠ તથા કવિતાનો જે સાર શિક્ષક સમજાવે તેને આદિથી અંત સુધી યથાક્રમે સ્મરણમાં રાખવો તે એટલે સુધી કે પાછળથી તે બધો બોલી અથવા લખી જવો હોય તો તેમ થઈ શકે તેને ધારણ કરવું કહે છે, અને તેમ કરવાની શક્તિને धारणशक्ति કહે છે. તેજ પ્રમાણે કોઈ મનુષ્ય આપણી સાથે વાર્તા કરતા હોય—અથવા કોઈ વકીલ અથવા વક્તા પ્રસિદ્ધ રીતે ભાષણ કરતાં હોય અથવા કોઈ વિદ્વાન કોઈ ગહન વિષયને પ્રતિપાદન કરતા હોય—તો તે વખતે તે વક્તા પોતે જે વાક્યો તથા શબ્દો જે ભાવમાં વાપરે છે તે વાક્યો તથા શબ્દોના તેવા ભાવ તરત સમજી જવાની શક્તિને ग्रहणशक्ति કહે છે; અને તે વક્તા ઉપક્રમથી તે ઉપસંહાર સુધીમાં જે વિષય પ્રતિપાદન કરે તથા તેમાં જે વિચારો જે ક્રમપૂર્વક દર્શાવે, તે સર્વ વિચારોને તે ક્રમપૂર્વક લક્ષમાં રાખવાની અને તે આખો વિષય યથાવત્ ધ્યાનમાં રાખવાની શક્તિવિશેષને धारणशक्ति કહે છે.

આ બે શક્તિયો પરસ્પર ઘણી સંબંધવાળી—તથા ઘણા ખરા મનુષ્યોમાં સંયુક્ત જોવામાં આવતી છતાં ઘણી જુદી છે. કેટલાએકમાં કવિતાઓ—ભજનો—શ્લોકો તથા ગદ્યના કટકાઓ પણ શબ્દશઃ સ્મરણ રાખવાની શક્તિ ચમત્કારિક હોય છે. તેમની धारण शक्ति સારી કહેવાય છે. તેવી શક્તિવાળા પુરુષો અથવા વિદ્યાર્થીઓ એક વાર વાંચે કે તરત તેમને યાદ રહી જાય છે. તેવા કેટલાએકમાં કોઈ પણ અર્થ એકવાર સમજાવ્યો કે તરત સમજી લેવાની શક્તિ પણ સાથે સારી હોય છે. તેમની ग्रहण धारण કરવાની બન્ને શક્તિયો સારી કહેવાય છે. આ પ્રમાણે કોઈ પણ નાના અથવા મોટા, સરલ અથવા ગહન વિષયને યથાવત્ સમજીને આદિથી અંતસુધી ધારણ કરનાર અથવા ઉપસ્થિત રાખનાર—એટલે પ્રસંગવશાત્

અન્યને પણ પુનઃ તેવાજ રૂપમાં, તેવાજ ક્રમમાં પ્રતિપાદન કરવા સમર્થ પુરૂષ બુદ્ધિમાન્ ગણાય છે. આ બંને શક્તિયો જેની સતેજ હોય છે તે વિદ્યાર્થી કઠિન પરીક્ષાઓ પણ પાસ થતા નજરે પડે છે. ધારણશક્તિ ઘણું કરીને બાલકોમાં વધારે હોય છે. પકવ વય થતાં ધારણશક્તિ કેટલાએક પુરૂષોમાં મંદ પડતી જણાય છે અને ગ્રહણશક્તિ જે બાલકોમાં થોડી હોય તે તેમનામાં બલવતી હોય છે. જેથી બાલક અવસ્થામાં વ્યાકરણ-કાવ્યાદિ શાસ્ત્રો-તથા અન્ય સર્વ શાસ્ત્રોનાં સૂત્રો-તથા શ્રી વેદની સંહિતા ઉત્તમ પ્રકારે મુખપાઠ થઈ શકે છે. તેમના અર્થ સમજવાનું તથા ઉંડા તર્ક કરવાનું તેમનામાં સામર્થ્ય હોતું નથી. તેમ તે અર્થ ગ્રહણ કરવાને તથા તર્ક કરવાને આ દૃશ્ય જગતનો તથા જનમંડલનો કેટલોએક અનુભવ પણ હોવાની જરૂર છે તે તેમને હોવો સંભવતો નથી તેથી તેમને, વિચાર-ક્રિયા પ્રધાન, શાસ્ત્રોમાં તત્કાલ પ્રવેશ ન કરાવતાં માત્ર પઠન કરવાથીજ સિદ્ધ થઈ શકે એવાં શાસ્ત્રો-તથા પૂર્વોક્ત શાસ્ત્રોનાં સૂત્રમાત્ર શિખવવાની નીતિ આર્યવિદ્વાનોએ સ્વીકારી છે. પાછળથી પકવ બુદ્ધિ થતાં તથા સંસારનો અનુભવ થતાં અન્ય શાસ્ત્રોમાં તથા વ્યાકરણ વેદાદિ શાસ્ત્રોના અર્થોમાં યથાશક્તિ વિશેષ પ્રવેશ કરાવાય છે. પકવ વય થયા પશ્ચાત્ વ્યાકરણ-સંહિતા-તથા સૂત્ર પઠન કરવાનું બહુ કઠિન થઈ પડે છે. હાલ પણ નાની વયમાં મેટ્રીક્યુલેશન અથવા બી. એ. સુધી અધ્યયન કરવા કેટલાએક બાલકો શ્રમ લે છે. પરંતુ ધારણશક્તિ તીવ્ર હોવા છતાં ગ્રહણશક્તિ તથા જગતના અનુભવની સહજ કચાશને લીધે એકંદર જ્ઞાનમાં તેટલી કચાશ જ જોવામાં આવે છે. અને મોટી વયે અભ્યાસ કરવો, તથા પરીક્ષા આપવી ઘણાને કઠિન પડતી જોવામાં આવે છે. યદ્યપિ નાની વયથીજ અધ્યયન કરનારને તો મોટી વયે પણ અભ્યાસ કરવો બહુ કઠિન જણાતો નથી. માટે જ આ નિયમ અવ્યભિચરિત નથી. પણ ઘણે અંશે સિદ્ધ છે. ઘણા પુરૂષોને મોટી વયે પણ ગ્રહણધારણ બંને શક્તિ ઉત્તમ પ્રકારની હોય છે. તેઓજ આ વખતમાં કઠિન પરીક્ષાઓ આપવામાં તથા વ્યવહાર સિદ્ધિમાં ઘણા કુશળ ગણાય છે. સ્ત્રિયોમાં ઘણું કરીને ગ્રહણશક્તિ મંદ જ હોય છે. અને કોઈ કોઈમાં મંદ પુરૂષો કરતાં તીવ્ર જણાય છે ખરી પરંતુ તેના સમાન યોગ્યતાવાળા પુરૂષ કરતાં તો મંદ જ હોવાની, અર્થાત

અભણ પુરૂષ કરતાં ભણેલી સ્ત્રીની—અને થોડું ભણેલા પુરૂષ કરતાં વધારે ભણેલી સ્ત્રીની ग्रहण शक्ति કદાચિત્ બળીયસી જણાશે. પરંતુ મેટ્રીક્યુલેશન અથવા બી. એ. માં પાસ થયલી એક સ્ત્રીની તે શક્તિ તેમાં જ તે વર્ગમાં પાસ થયલા એક પુરૂષ કરતાં ઘણી તીવ્ર હોવાનો સંભવ ઓછો છે. કદાચિત્ કોઈ હોય તો તે અપવાદ તરીકે હોય; સામાન્ય નિયમ તરીકે નહિ. સામાન્ય નિયમ તરીકે તો સ્ત્રી જાતિમાં ગ્રહણ શક્તિ પુરૂષ જાતિ કરતાં મંદ જ ગણાય. બાલક પુરૂષ કરતાં કેટલીએક બાલક સ્ત્રીમાં धारण शक्ति વધારે જોવામાં આવે છે ખરી. એકંદરે સ્ત્રિયોમાં ग्रहण शक्ति કરતાં धारण शक्ति વધારે તીવ્ર ગણાય છે.

धारणशक्ति ઘણું કરીને બે પ્રકારની જોવામાં આવે છે. કેટલાએક વગર સમજ્યે શબ્દે શબ્દ ધારણ કરી શકે છે. તેમનામાં જો ग्रहणशक्ति હોતી નથી તો તેઓ માત્ર મુખપાઠ જ કરી જાણે છે. તેવા વિદ્યાર્થીઓ ઈતિહાસ વ્યાકરણની વ્યાખ્યાઓ, કવિતા તથા ગદ્યમાં પાઠોના પાઠો વગર સમજ્યે પણ મુખપાઠ કરી શકે છે. અર્થ સમજાવી શકતા નથી. વ્યાકરણ ન્યાય—કર્મકાંડ વિગેરે શાસ્ત્રોને શબ્દશઃ પઠન કરનારની પણ આ જ શક્તિ બલવતી ગણાય છે. સંહિતા પઠન કરનારા બિચારા પવિત્ર બ્રાહ્મણો અર્થજ્ઞાનના અભાવને લીધે જ વેદીયા સંજ્ઞાને પાત્ર થાય છે. આજ કાલ વેદાંત પઠનમાં પણ જોઈશું તો પેહેલ ગૂરતમાં પંચીકરણ વિચારસાગર સુંદરવિલાસ—તથા શ્રીમત્ ભગવદ્ગીતા—ને શબ્દે શબ્દ પઠન કરનારની સંખ્યા ઘણી વધી પડી છે. તેના વાસ્તવ અર્થ તો ટીકાકારને જ સોંપેલા હોય છે, યદ્યપિ અર્થને માટે ટીકાકારોનાં કેટલાંએક ચુંથણાં થાય છે ખરાં. એ સર્વ શબ્દજ્ઞાનમાં ગણાય છે.

કેટલાએક સમજ્યાવિના એટલે અર્થગ્રહણ કર્યાવિના કશું જ, યાદ રાખી શકતા નથી. પરંતુ એકવાર અથવા બુદ્ધિ પ્રમાણે અનેકવાર યત્નથી ગ્રહણ કર્યા પશ્ચાત્ તે વિષયને સારી રીતે ધારણ કરી રાખવા સમર્થ હોય છે. તેવા વિદ્યાર્થીઓ ગણિત, જ્યોતિષ, તર્કશાસ્ત્ર ધર્મશાસ્ત્ર વેદાંત વિગેરેમાં કુશળ હોઇ શકે છે. જરા વિશેષ યત્નથી શરીર સંપત્તિ સારી હોય અને બીજી સાંસારિકી અનુકૂળતા હોય તો ઘણું અધ્યયન કરી કઠિન પરીક્ષાઓ પણ પાસ થઈ શકે છે.

કેટલાએકમાં એકલી અર્થ સમજવા જેટલી જ એટલે ગ્રહણશક્તિ જ હોય છે, ધારણશક્તિ હોતી નથી. તેઓ જેટલીવાર તેમને કોઈ સમજાવે તેટલીવાર સમજે ખરા, પણ તે તેટલી જ વાર. ઘડી પછી પાછું બધું ભુલી જાય. સમજેલો વિષય તેમને ઉપસ્થિત રહે નહિ. એવા ઘણા વિચારા વાંચી સમજીને વળી વળી ભુલી જાય છે. તેથી વારંવાર પરીક્ષામાં નાપાસ થાય છે. મેટ્રિક્યુલેશન તથા હાઈકોર્ટ પ્લીડરમાં સાત સાત વર્ષ જનારાઓમાંના કેટલાએક આ વર્ગના હોય છે.

ઉપર વર્ણેલી ગ્રહણધારણશક્તિ પુનઃ કેટલાએકને એક દેશી અને કેટલાએકને સર્વ દેશી હોય છે. આ ભેદ સ્વભાવથીજ હોય છે. ભાષા—વ્યાકરણ—ગણિત, તર્ક, ઈતિહાસ જુદી જુદી વિદ્યાઓ—કળાઓ—સંગીત—ચિત્ર વિગેરેમાંથી કેટલા એકની બુદ્ધિ તો એ સર્વ વિષયો ગ્રહણ ધારણ કરવા સમર્થ હોય છે; અને કેટલાએક એમાંના એક અથવા સજાતીય અનેકનેજ માત્ર ગ્રહણ ધારણ કરી શકે છે. તેથી જ્યાં અનુકૂલ વિષયોમાં જ પરીક્ષા આપવાની સ્વતંત્રતા હોય છે—અથવા જે પરીક્ષામાં જે વિષયનું પ્રાધાન્ય હોય છે તે જો અનુકૂલમાંના હોય છે તો તો પરીક્ષા આપનારાઓ યોગ્ય ક્રમે પાસ થઈ શકે છે અને જેમાં અનુકૂલ વિષયો પસંદ કરવાની સ્વતંત્રતા નથી તથા જેમાં અનેક વિષયો હોય છે અને તેમાં પ્રતિકૂલ વિષયોનું પ્રાધાન્ય હોય છે—અથવા જે વિષયો હોય છે તે અનુકૂલ નથી હોતા તો પરીક્ષામાં તેવા વિદ્યાર્થીઓને પાસ થવું કઠિન થઈ પડે છે. ગણિત તથા સાયન્સ જેમને અનુકૂલ નથી એવા અસંખ્ય વિદ્યાર્થીઓ અનેક યત્ન કરી મેટ્રિક્યુલેશન—પ્રિવિયસ—વિગેરે પરીક્ષામાં અનેકવાર જતાં છતાં નાપાસ થતા—તથા પરિણામે કષ્ટથી વ્યવહાર સાધતા નજરે પડે છે, એમાં એમનો કોઈ આ જન્મકૃત દોષ તો કારણ લેવાય એમ નથી. મોટી વયના થતાં પરીક્ષા પાસ કર્યાવિના બીજો ઉપાય નથી એમ નિશ્ચય જાણી ઘણો શ્રમ કરતાં છતાં અમુક વિષયનું ગ્રહણ ધારણ ન જ થાય એમાં તે પોતે તેના પોષક વડિલ માતાપિતા વિગેરે તથા લૌકિક શિક્ષક એ સર્વે નિરુપાય છે. ખરું સાક્ષાત્ કારણ તો મગજમાં કંઈક ખોડ છે એમ અનુમાન થાય છે. પ્રત્યક્ષ તો અલ્પજ્ઞ પ્રાણીઓને હોય જ ક્યાંથી? એ ખોડ આ જન્મમાંથી કોઈએ તો ઉપજાવી નથી જન્મથીજ હોય એમ જણાય છે. તેમજ એ કંઈ પથરી નથી કે શસ્ત્ર ક્રિયાથી કાઢી લેવાય—તથા નવું અસ્થિ—નવો દાંત—આવવા

નવું રૂધિર પણ પ્રસંગે મુકી શકાયછે તેમ આ શક્તિ કંઈ નવી મુકવાનો પ્રયોગ હાલના ગણાતા વિદ્વાનોમાંથી કોઈને જ્ઞાત નથી. જેથી પરિણામને સહન કરવાનું માત્ર અવશેષ રહે છે. આવી રીતે સર્વદેશી ગ્રહણ ધારણ શક્તિવાળા વિદ્યાર્થીઓની સંખ્યા થોડી હોય છે અને એક દેશી શક્તિવાળાઓની સંખ્યા અપાર હોય છે અને ઘણી ખરી પરીક્ષાઓમાં વિષયો સર્વ પ્રકારના હોય છે, તેથી તે એક દેશી શક્તિવાળાઓ માત્ર પોતાને અનુકૂળ વિષયમાંજ પ્રવૃત્તિ કરી અન્ય વિષયોથી અનેક યત્ન છતાં પણ નિવૃત્ત જ રહે છે જેથી તેમનો પૂર્વાવસ્થાનો ઘણો ખરો શ્રમ-તથા દ્રવ્ય અને કાલનો વ્યય વ્યર્થજ જાય છે. આ પ્રમાણે ગમે તે અજ્ઞાત કારણથી પણ-ઘણા યુવાનોનાં માતા પિતાનું દ્રવ્ય-અને તેમનું આયુષ્ય નકામું જતું જોવામાં આવે છે. હાલમાં "Phrenology" એટલે મગજની તથા તદ્‌ગત શક્તિયોની નિરીક્ષા કરવાનું શાસ્ત્ર પ્રસિદ્ધિમાં આવતું જાય છે. તે શાસ્ત્રની અથવા બીજા કોઈ યોગ્ય શાસ્ત્રની સહાયથી જે મનુષ્ય જે વિદ્યા કળાનું અધ્યયન કરવા સમર્થ થઈ શકે એમ હોય તેમાંજ એનો પ્રવેશ કરાવવામાં આવે તો તન્નિમિત્ત વ્યય થતા દ્રવ્યકાલ તથા શ્રમ સાર્થક નીવડે નહિ તો વ્યર્થ તો છે જ. આ દેશની નીતિ પ્રમાણે તો સર્વદેશી શક્તિવાળા પુરૂષો ષટ્શાસ્ત્ર સંપન્ન થઈ શકે, પરંતુ એકદેશી શક્તિવાળાઓ તો માત્ર પોતપોતાની શક્તિને અનુકૂળ એક અથવા અનેક શાસ્ત્ર માત્રનું જ અધ્યયન કરે. અન્ય શાસ્ત્રનો આરંભ કરી જુએ ને તેમાં બુદ્ધિ ન પ્રવેશે તો પડતું મુકે, અને જેણે જે જે શાસ્ત્રને સિદ્ધ કર્યું હોય તેની તે તે શાસ્ત્રમાં જ માત્ર વિદ્વાનોની સભામાં પરીક્ષા થાય અને તે શાસ્ત્રમાં જ પ્રવીણ ગણાય. તેમજ એક જ શાસ્ત્રનું દ્વાદશ વર્ષ અથવા યોગ્ય પણ દીર્ઘકાલ અધ્યયન કરવાથી તે શાસ્ત્ર સિદ્ધ પણ સારૂં થાય છે એટલે પરીક્ષા આપી કે બીજે દિવસે વિસ્મરણ કરવાનું નહિ. પરંતુ જેમ હસ્ત-પાદ-નેત્ર વિગેરે શારીરક સાધનોને આમરણાંત અભિમાની વાપરે છે તેમ જ આ વિદ્યારૂપ માનસ સાધનને પણ આમરણાંત જ વાપરવાનું. આ કાળમાં આ દેશમાં એક જ બાલક એકી વખતે અનેક શાસ્ત્રોના ઉપક્રમ કરે છે. તેમાંના કેટલાએક પ્રતિકૂલ હોય છે તે તો કેવળ હાનિકારક જ. તેમનો તથા બીજા પણ અનેક અનુકૂળનો યુગપત્ અભ્યાસ કરવાનો હોવાથી એક પણ પાકું ન થતાં સર્વ કાચાં રહે છે.

આવી રીતે જેઓ નાની પરીક્ષાઓના જ અભ્યાસ કરી અટકે છે તેમનો પ્રથમાવસ્થાનો સર્વકાલ નકામો ગયા જેવોજ થાય છે. માત્ર જેઓ અનેક અનુકૂળ કારણોને લીધે—નાની પરીક્ષાઓ તથા પ્રવેશક મોટી પરીક્ષાઓ પાસ થઈ શકે છે તેઓને પછી કેવળ પોતાની શક્તિને અનુકૂળ વિદ્યા-કળાનો અભ્યાસ કરવાનો હોવાથી તેઓ એક અથવા અનેક વિદ્યાઓને રૂડે પ્રકારે સિદ્ધ કરનારા નીવડે છે.

કેટલાએકમાં ગ્રહણ ધારણ અને શક્તિઓનો અભાવ જોવામાં આવે છે, અથવા સહજ સદ્ભાવહોય છે તો તે નહિ જેવો. વ્યવહારમાં કંઈ કામમાં આવે એવો હોતો નથી. તેવા બિચારા જડબુદ્ધિના માત્ર હલકા પ્રકારની મેહેનત મજુરી કરીને જ—એટલે દાસત્વ કરીને જ ઉદર નિર્વાહ કરી શકે છે. અંતઃકરણની આવી શક્તિવાળી પ્રજાને જ દાસત્વને યોગ્ય ગણી શુદ્ર એવી સંજ્ઞા આ દેશના સર્વજ્ઞ વિદ્વાનોએ આપેલી હશે. ખરૂં જોતાં સીપાઈનું કામ કરવામાં અથવા મજુરીનું કામ કરવામાં પણ કેટલીએક ગ્રહણધારણશક્તિની જરૂર છે.

એ શક્તિઓની માત્ર ભણવામાં અને પરીક્ષા આપવામાં જ જરૂર છે એમ નથી. પરીક્ષાઓનો તો આ પ્રકારનો વાવડો આ કાળમાં જ ઘણો વાય છે અને સંસાર તો અનાદિ કાળથી વહેતો આવે છે. તેથી સંસારના ભિન્ન ભિન્ન અનેક વ્યાપારમાં એ શક્તિઓની પૂર્ણ અંશે જરૂર છે. પંચજ્ઞાનેન્દ્રિયો સાથે સંબંધમાં આવતા તે તે વિષયોના સંસ્કારોનો યથાવત્ સંગ્રહ કરવો એ धारण शक्तिनुं કામ છે. તેમજ શ્રોત્ર અને નેત્રદ્વારા જે શબ્દો શ્રવણ કરવામાં અથવા વાંચવામાં આવે તે શબ્દજ્ઞાનના જે સંસ્કારને બરાબર ધારણ કરવા એ धारण शक्तिनुं કામ છે અને તે શબ્દો જે અર્થને વિષે સંકેતવાળા છે તે વસ્તુના સ્વરૂપને અંતરમાં રચવું એ ग्रहण शक्तिनुं કામ છે. અને તેનું સ્વરૂપ રચાયા પછી તે વસ્તુના સ્વરૂપને દીર્ઘકાળ અથવા યોગ્ય કાળ સંસ્કારરૂપે રાખવું એ પાછું धारण शक्ति नुं કામ છે. કોઈ પણ પદાર્થ—પુરૂષ—સ્ત્રી—ગૃહ—વૃક્ષ—અથવા મયૂરાદિ પ્રાણી—નદી—પર્વત—આકાશવિગેરે નેત્રથી જોયા કે તરત અથવા પાછળથી યોગ્ય કાળે તેનું ચિત્ર પાડવું એ કંઈ જેવી તેવી ધારણ શક્તિ કહેવાય નહિ. અથવા કવિતશક્તિ હોય તો શ્રવણ કરનારના અંતરમાં યથાવત્ છાપ પાડે

એનું ગદ્યમાં કે પદ્યમાં વર્ણન કરવું એ પણ ઉત્તમ ધારણ-શક્તિનું કામ છે. ઘરનો એક નમુનો જોયો કે તેવું ઘર બાંધવું, ઘરેણાનો એક ઘાટ જોયો કે તેવો ઘાટ ઘડવો–ભરત ગુંથણનો કે પેહેરવાનાં વસ્ત્રનો એક ઘાટ જોયો કે તેવો બીજો તૈયાર કરવા સમર્થ થવું—પકવાન્ન વિગેરે ઉત્તમ પાકના પદાર્થોને તૈયાર કરતા જોઇને પછી તેવા કરવાની આવડત આવવી; નાના રંગોના મેલનદ્વારા નાના વિચિત્ર રંગની ઉત્પત્તિ થતી એકવાર જોવામાં આવી કે પછી તે પ્રમાણે પાછળથી તે મેલનના નિયમ લક્ષમાં રાખી તેવા વિચિત્ર રંગ ઉત્પન્ન કરવા સમર્થ થવું એ સર્વ નેત્ર ઇન્દ્રિયની ઉત્તમ ધારણ શક્તિનાં ઉદાહરણો છે. તેજ પ્રમાણે સંગીતમાં એક પ્રકારનો સ્વર સાંભળ્યો કે પુનઃતેવોજ પોતાના કંઠમાંથી કાઢવાનું સામર્થ્ય આવવું એ પણ ઉત્તમ ધારણ શક્તિનું કામ છે. અર્થાત્ ઉત્તમ ચિત્રકારો, સૂત્રધારો ( સૂથારો ) કવિયો, દરજીઓ, તથા ગાયકો વિગેરે અનેક કળા પારંગત પુરુષો તે તે કળામાં પ્રાવીણ્ય પોતાની ઉત્તમ ધારણ શક્તિને લીધેજ મેળવે છે. અર્થાત્ સર્વ ઉત્તમ કળાભિજ્ઞ પુરુષો ઉત્તમ ધારણ શક્તિવાળા હોય છે. મંદ ધારણ શક્તિવાળાઓને તે તે વિષયનું સ્વરૂપ પૂરેપૂરું ધારણ થતાં સુધીમાં તે વિષયનો તે ઇન્દ્રિય સાથે એકથી અધિકવાર સંનિકર્ષ એટલે સંબંધ કરવો પડે છે. અને ઉત્તમ ધારણ શક્તિવાળાઓમાં પણ માત્ર એક જ ઇન્દ્રિયાર્થસંનિકર્ષથી અર્થ સ્વરૂપને ધારણ કરી લેનારા તો વિરલા જ. અર્થાત્ બહુ સંનિકર્ષ થયા વિનાજ અર્થ સ્વરૂપને ધારણ કરી શકે તેનેજ ઉત્તમ કહીએ તો ચાલે. અને જેમને પ્રમાણમાં ઘણીવાર સંનિકર્ષ કરવા પડે તેમને મધ્યમ શક્તિવાળા કહીએ તો ચાલે. ઉપર વર્ણવેલી કળાઓનું જ્ઞાન મેળવવા માટે વિદ્યાર્થીઓને તે તે કલાભિજ્ઞ પુરુષ પાસે છમાસ વર્ષ અથવા અનેક વર્ષ પર્યંત કામ શિખવું પડેછે. તે વખતે તે તે કળાના પ્રત્યેક અંગ ઉપાંગરૂપ યુક્તિયોને તે વિદ્યાર્થી ધારણ કરવા યત્ન કરે છે. તે પ્રત્યેક યુક્તિને એકવાર નહિ પણ અનેક વાર જોઈ જોઈને–અથવા શ્રવણ કરીને દૃઢ ધારણ કરી શકે છે. સોનીઓ–ચીતારાઓ સુથાર–કડીઆ વિગેરે કુશળ પુરુષો પાસે બીજા માબાપો પોતાના છોકરાઓને–શિખવા મુકે છે તે સર્વત્ર પ્રસિદ્ધ છે. ત્યાં તે છોકરાઓ આરંભમાં સરલ અને પાછળથી અધિકાર આવ્યે કઠિન યુક્તિયોને ધારણ કરી લે છે એટલે સિદ્ધ કરી લેવાય છે. જેની ધારણ શક્તિ

નહિ જેવી હોય છે તે આ કામ પણ શિખી શકતા નથી. તેવીજ રીતે સંગીત શિખનાર પણ કુશળ ગાયક પાસે દીર્ઘકાલ સુધી અભ્યાસ કરે છે તેમાં રાગોના સ્વરૂપને-વાદ્ય નૃત્ય અને ગીતની બીજી પણ અનેક યુક્તિયોના સ્વરૂપને-તેમના ભેદોના સ્વરૂપને-ધારણ કરે છે-તથા એ ત્રણેમાં જે ક્રિયાનો ભાગ તેમનાં સ્વરૂપને ધારણ કરી વાગિન્દ્રિય તથા શરીરના અન્ય અવયવો યોગ્ય અભ્યાસવાળા કરે છે. આ સર્વ કળાઓમાં ધારણ શક્તિ જ પ્રધાન છે. આ કળા જાણનારાઓ વિચારપ્રધાન-તથા પઠન-પ્રધાન વિદ્યાઓ ભણવાની યોગ્યતાવાળા ભાગ્યેજ હોય છે-અથવા હોય છે તો વિરલ હોય છે. અર્થાત્ તેમની ग्रहण शक्ति મંદ હોય છે અને धारण शक्ति ઉત્તમ પણ એક દેશી હોય છે. માટે જ કેટલાએક છોકરાઓ વિદ્યા ભણવામાં અકુશળ હોય પણ ચિત્રાદિક કળા સિદ્ધ કરવામાં કદાચિત્ કુશળ હોય. કેટલાએક વિચાર પ્રધાન વિદ્યા ભણવામાં કુશળ હોય ત્યારે કળા સિદ્ધ કરવામાં અરુચિવાળા હોય છે. કેટલાએક બન્ને સિદ્ધ કરવામાં કુશળ-અને કેટલાએક એક પણ સિદ્ધ કરવામાં અકુશળ એવા જોવામાં આવે છે.

ઉપર વર્ણવેલી કળાઓ શિવાય વ્યવહારનાં અન્ય સર્વ સાદાં કાર્યોમાં પણ ગ્રહણ ધારણ શક્તિની પૂર્ણ અંશે જરૂર છે અર્થાત્ તેમનો ઉપયોગ થાય છે જ. વ્યાપારી તથા ગાંધીને ત્યાં નવા રાખેલા ગુમાસ્તાઓ, નવા રાખેલા સીપાઈ ચાકરો-નવા ઉછરતા બાળકો તથા નવી આવેલી વહુઓ-પોતપોતાને રહેવાના તથા કામ કરવાનાસ્થાનમાં શું શું કામ કેવી રીતે કરવાનું કયે વખતે કરવાનું કયો પદાર્થ ક્યાં મુકવાનો છે. તથા કયે વખતે શું બોલવાનું છે તે વિગેરે એક અથવા અધિક વાર જોઈને અથવા કોઈનું કહેલું સાંભળીને ધારણ કરી લે છે તો જ સુખી થાય છે. કોઈએ કંઈ સંદેશ કહાવ્યો હોય તેને તેવા જ ભાવમાં કહેતાં સર્વને આવડતું નથી. કલેકટર વિગેરે મોટા અધિકારીઓના ચિટનીસ અથવા શિરસ્તેદારોને તે અધિકારી અમુક કામમાં અમુક પ્રકારનો શેરો કરવાનો કહે તે શેરો તે અધિકારીએ સુચવેલા ભાવવાળો કરતાં સર્વે ચીટનીસોને ભાગ્યેજ આવડે છે. સંદેશા મોઢે કહેવામાં, કોઈનો લખાવેલો પત્ર લખવામાં અને ચીટનીસોના શેરા કરવામાં શબ્દ તથા વાક્ય રચનામાં ફેર થવાથી ભાવ સૂચનમાં પણ સહજ ફેરફાર થવાથી ઘણીવાર અર્થનો અનર્થ થાય છે. મોઢે સંદે-

શા કહેવામાં સહજ ફેર થવાથી વખતે વિવાદનું વરસી થાય છે. પત્ર લખવામાં ભુલ થવાથી પણ તેમજ થાય છે. અને મહત્વના કામમાં શેરાની ભાષામાં ફેર થવાથી વંશ પરંપરા સુધી ભોગવવાની મોટી હાનિયો થાય છે. અથવા સહજ કામમાં પણ ગરીબ લોકોને નુકસાન થાય છે. વ્યવહારમાં એકના બોલ બીજાને કહી સંભળાવવામાં ઘેરે ઘેર ભુલ થાય છે અને મારે વિરોધ અથવા ભ્રમ થતા જોવામાં આવે છે. એ સર્વ અયથાર્થ ધારણ શક્તિનાં પરિણામ છે. જેથી એ શક્તિયોની લોકવ્યવહારમાં, નાના વિદ્યા તથા કળાઓની સિદ્ધિમાં અને ટુંકામાં સુખપ્રાપ્તિનાં સર્વ સાધનોના પ્રયોગમાં અવશ્ય જરૂર છે.

પરમાર્થ સાધક અધિકારીઓને આ શક્તિયોની સર્વથી વધારે જરૂર છે કેમકે તેઓ સર્વથી મોટું સુખ પ્રાપ્ત કરવામાં પ્રયત્નવાળાછે. જીવ, ઈશ્વર, પરમેશ્વર, જગત્, પ્રપંચ, સંસાર, જ્ઞાન, વિદ્યા, અજ્ઞાન, અવિદ્યા, મહામાયા, આત્મા, પરમાત્મા, વિવેક, વૈરાગ્ય, મોક્ષ વિગેરે અનેક શુભ શબ્દો આજના વખતમાં ટકે ટકે વેચાયછે—ઠેરઠેર ચરચાયછે. અને એવા પ્રત્યેક શબ્દનાં અનેક અનેક સ્વરૂપો ગુરૂ થઈ બેઠેલા ઉપદેષ્ટાઓ શ્રોતાવર્ગના આગળ રચે છે. ઉપર વર્ણેલા સર્વનાં સ્વરૂપને અનુભવપૂર્વક જાણનાર વિદ્વાન્ એટલે સર્વજ્ઞ પુરૂષ જ પરમાત્મ સ્વરૂપને જાણવા તથા જણાવવા સમર્થ છે એ તો સર્વ માન્ય છે. અથવા સર્વને માન્ય ન હોય તો પણ વસ્તુથી સિદ્ધ છે. કેમકે સર્વમાં તો નાસ્તિકો પણ આવી જાય છે તેમને પરમાત્મ સ્વરૂપ સાથે તથા આ વિષય સાથે તેમના માનવા પ્રમાણે કંઈ સંબંધ નથી. પૂર્વોક્ત સર્વજ્ઞ પુરૂષો જ સદ્ગુરૂ સંજ્ઞાને યોગ્ય છે. તેવા સદ્ગુરૂથી પૂર્વોક્ત સતશાસ્ત્રના પારિભાષિક શબ્દોના અર્થોનાં—અર્થાત્ તે શબ્દોને શબ્દપ્રયોક્તા શાસ્ત્રકારોએ કઈ કઈ વસ્તુની સંજ્ઞા તરીકે નિમેલા છે તે વસ્તુઓનાં તથા તે શબ્દો મુખ્યાર્થ તરીકે અથવા શક્તિવૃત્તિથી કયી વસ્તુનું સૂચન કરેછે અને લક્ષ્યાર્થ તરીકે અથવા લક્ષણા વૃત્તિથી કયી વસ્તુનું સૂચન કરેછે—તથા તે એકજ શબ્દ ભિન્ન ભિન્ન શાસ્ત્રોમાં—અને એક જ શાસ્ત્રમાં ભિન્ન ભિન્ન સંબંધમાં ભિન્ન ભિન્ન કયી વસ્તુની સંજ્ઞા તરીકે નિયુક્તછે તે વસ્તુઓનાં—જે સ્વરૂપો રચે તેવાં સ્વરૂપો સાધક શ્રોતાના અંતરમાં રચાય—અર્થાત્ સદ્ગુરૂ શ્રીનાં વચનથી તેવાં સ્વરૂપ રચવા તે સાધક સમર્થ થાય એ તો તે શબ્દના અર્થનું સ્વરૂપ ગ્રહણ કર્યું કહેવાય. આ પ્રમાણે જીવ, પરમાત્મ તત્ત્વ—મહામાયા—વિગેરે—તથા—સ્વરૂપ

સિદ્ધિનાં વિચાર ક્રિયા-તથા ભક્તિ પ્રધાન સાધનોનાં યથાર્થ સ્વરૂપનાં ગ્રહણ જે ઘણે કાળે-એક વાર નહિ પણ અનેકવાર શ્રવણ કર્યા પશ્ચાત્ તથા યોગ્ય સેવા ઉપાસનાથી અંતર્ શુદ્ધ થયા પશ્ચાત્ થઈ શકે છે. ભૂમિતિના એક દુર્ઘટ સિદ્ધાન્તનું ગ્રહણ અથવા તર્કના એક અટપટા લક્ષણનું ગ્રહણ પણ મહા કષ્ટે-અને યોગ્ય દીર્ઘ કાળે જ થાય છે તો આ સર્વોત્તમ બ્રહ્મ વિદ્યાની ઉચ્ચતમ પ્રક્રિયાઓનાં સ્વરૂપનું ગ્રહણ યોગ્ય અંતઃશુદ્ધિ અને યોગ્ય અભ્યાસ વિના ક્યાંથી જ થાય? આ પ્રકારે પ્રતિપાદન કરાતાં સ્વરૂપને ધારણ કરી લેવું એમ કહીએ તોપણ કંઈ વિરોધ નથી. તથાપિ સદ્ગુરૂશ્રી દ્વારા શ્રવણથી અને સત્શાસ્ત્રદ્વારા વાચનથી શબ્દમાર્ગે જે સ્વરૂપ પ્રથમ ધારણ કરાય છે તેને "ગ્રહણ કર્યું" એમ કહેવાનો વ્યવહાર છે અને એકવાર ગ્રહણ કર્યા પછી વારંવાર મનનથી તે આરંભમાં સ્થાપેલા સ્વરૂપને અંતરમાં દૃઢ સ્થાપવું તેને ધારણ કરવું કહેવાય છે. જેથી આવા કઠિનતમ વિષયમાં પ્રવેશ કરનારાઓને ઉત્તમ ગ્રહણ ધારણ શક્તિની અપેક્ષા છે. અર્થાત્ ઉત્તમ ગ્રહણ ધારણ શક્તિવાળા જ માત્ર આ વિષયમાં યથાર્થ પ્રવેશ કરી શકે છે એમ કહીએ તો ચાલે લૌકિક વ્યવહારમાં અને આમાં ફેરમાત્ર એટલોજ કે લોકમાં અમુક વ્યવહાર- અથવા વિદ્યાકળા માટે અપેક્ષિત ગ્રહણ ધારણ શક્તિનો જેનામાં અભાવ હોય છે તેનો સદ્ભાવ કરવા માટે-અથવા મંદ હોય તેને કાળેકરીને પણ તીવ્ર કરવા માટે યોગ્ય સાધનોનું જીવોને અલ્પજ્ઞ હોવાથી જ્ઞાન હોવું સંભવતું નથી. તેથી તે શક્તિના અભાવવાળા અથવા મંદ શક્તિવાળા તે તે વિદ્યાકળા કાળે કરીને પણ સિદ્ધ કરવા ભાગ્યેજ સમર્થ થાય છે. અને આ વિદ્યાના પોષક સદ્ગુરૂ શ્રી તો સર્વજ્ઞ જ હોવા જોઈએ-જો સર્વજ્ઞ ન હોય તો તે સદ્ગુરૂ નહિ અને પરમાત્મ સ્વરૂપનો અનુભવ કરાવવા સમર્થ નહિ-તેથી ગ્રહણ ધારણ શક્તિના અભાવવાળાનાં ક્રમેકરીને યોગ્ય કાળે તે શક્તિની અભિવ્યક્તિ થાય-અને મંદ શક્તિવાળો યોગ્યકાળે તીવ્ર શક્તિવાળો-થાય એવા ઉપાયને જાણેછે. તેથી તે ઉપાયોને યોજીને તેવા મંદ અને મંદતમને પણ યોગ્ય કાળે યોગ્ય શક્તિવાળા કરી શકે છે. એટલું તો ખરૂં જ કે જ્યાં સુધી યોગ્ય ગ્રહણ ધારણ શક્તિની અમુક સાધકના અંતરમાં અભિવ્યક્તિ નથી થઈ ત્યાં સુધી તે પૂર્વોક્ત સ્વરૂપો સમજી શકવાનો નહિ. પરંતુ યોગ્ય સેવા ઉપાસના તો કોઈ પણ સાધક અધિકાર પ્રમાણે કરી શકે તેથી તે પ્રમાણે યથાશક્તિ

અધિકાર વધતાં પાછળથી સર્વ સ્વરૂપો યથાર્થત સમજી શકે અને પરિણામે અનુભવમાં પણ આણી શકે. આટલી આમાં વિશેષતાછે. પછી કોઈને એક જન્મે યથેચ્છ સિદ્ધિ થાય, કોઈને અધિક જન્મે પણ થાય. પરમાર્થના સાધકોને धारणशक्ति નો એક નુતન ઉપયોગ કરવાનો છે. અને તે પણ ધારણ શક્તિનેજ ઉત્તમ કરવા માટે; ગ્રહણ શક્તિને ઉત્તમ કરવા માટે, તથા અંતઃકરણ શુદ્ધ કરવા માટે જ, ચિત્ત ચાંચલ્ય નિવૃત્ત કરવા માટે, વૃત્તિયોને અંતર્મુખ કરવા માટે, પ્રાણનો પણ સહેજ સ્વભાવે નિગ્રહ કરવા માટે, દુષ્ટ સંસ્કારોનો પણ નિગ્રહ કરવા માટે, શુદ્ધ સત્વની વૃદ્ધિ કરવા માટે, અંતઃકરણને શુદ્ધ કરવા માટે, ધ્યાનમાં અધિકારી કરવા માટે, તથા પરિણામે અવિદ્યાવરણની નિવૃત્તિ પૂર્વક સ્વસ્વરૂપાકાર કરવા માટે સર્વજ્ઞ સદ્ગુરૂશ્રીએ धारणा નામના સાધનનું વિધાન કરેલું છે. તેમાં સાધકના અધિકાર પ્રમાણે આરંભમાં એક અવયવવાળા દષ્ટ સાકાર અને એક બે ગુણોનાં આરોપવાળા પદાર્થોની ધારણા, અધિકાર વધતાં બે ચાર વધારે અવયવવાળા દષ્ટ સાકાર અને વધારે ગુણવાળા પદાર્થોની ધારણા, તેથી અધિકાર વધતાં અનેક અવયવવાળા અદષ્ટ સાકાર અને અનેક ગુણવાળા પદાર્થોની ધારણા અને પરિણામે અધિકાર વધતાં અપાર હોવાથી નિરવયવ અદષ્ટ આકાર રહિત તથા ગુણોના આરોપવાળા તત્વની અથવા ગુણાતીત તત્વની ધારણા કરવામાં તે સાધક પ્રેરાય છે.

આ શક્તિયોના ઉપર વર્ણેલા ભેદ સ્વલ્પમાં નીચે પ્રમાણે—.

૧ ग्रहण धारण शक्ति બંને ઉત્તમ—સર્વ દેશી.

૨ ग्रहण धारण शक्ति બંને ઉત્તમ તથાપિ એક દેશી.

૩ માત્ર शब्द धारण शक्ति—ग्रहण शक्तिના અભાવવાળી.

૪ ઉપયોગ પૂરતો અર્થ ग्रहण કર્યા પશ્ચાત धारण કરવાની શક્તિ એટલે મંદ ग्रहण धारण शक्ति.

૫ માત્ર ग्रहण शक्ति ધારણ શક્તિના અભાવવાળી.

૬ ઉભય શક્તિનો અભાવ.

આમાં શક્તિનો અભાવ એટલે અસંતાભાવ સમજવાનો નથી—બીજરૂપે સૂક્ષ્મ સંસ્કારરૂપે સદ્ભાવ નો હોય પરંતુ ગગજમાં દીપની સીધેજે, શક્તિની વ્યવહારમાં ઉપયોગ પૂરતી અભિવ્યક્તિ નથી. તે શક્તિનો

સંભવ છે ગણાય છે.

આ શક્તિઓની અપેક્ષાથી વિચાર કરતાં મનુષ્યોની બુદ્ધિ પણ આટલા ભેદવાળી ગણાય.

આ ભેદ ઘણું કરીને સ્વભાવથી જ એટલે જન્મથી એટલે ગર્ભથીજ હોય છે. તેમાં જન્મ પછીનાં બીજાં કારણોથી કેટલાએક ફેરફાર સહજ સ્વભાવે થાય છે અને યોગ્ય યુક્તિઓ જાણવામાં હોય તો કેટલોએક ફેરફાર થઈ શકે ખરો. પરંતુ યોગ્ય યુક્તિઓ ઘણા જ વિરલ પુરૂષોના જાણવામાં હોય છે. તેથી એ સ્વભાવથી જ બંધાયલા-તથા બંધાતા ભેદમાં મોટો ફેરફાર થવાનો સંભવ ઓછો છે.

આ શક્તિયો આયુષ્યના જુદા જુદા ભાગમાં જુદે જુદે અંશે અભિવ્યક્ત એટલે ખીલેલી હોય છે. એ શક્તિયો મનુષ્યના સ્થૂલ શરીરદ્વારા અભિવ્યક્ત થાય છે તેથી મનુષ્ય શરીરની જુદા જુદા વખતની સ્થિતિ ઉપર પણ એ શક્તિની પ્રતીતિનો આધાર છે. મનુષ્ય શરીર અહો રાત્રના ચોવિશ કલાકમાં જુદે જુદે વખતે જુદી સ્થિતિમાં હોય છે તેથી એ શક્તિયો પણ તે તે વખતે જુદી જુદી કળામાં હોય છે.

અલેક્ઝાન્ડર બેન નામક પ્રસિદ્ધ અંગ્રેજી વિદ્વાન પોતાના શિક્ષણ શાસ્ત્ર સંબંધના ગ્રંથમાં (Education as a Science) આ વિષે નીચે પ્રમાણે વિચારો દર્શાવે છે. તે ઉપયોગી જાણી ટાંક્યા છે.

"ધારણ શક્તિના શરીર સાથેના સંબંધ વિષે, બધી તરફથી વિચાર કરતાં જણાયછે કે મગજમાં સંસ્કાર ધારણ કરવાનું બળ જુદે જુદે વખતે પણ જ જુદે જુદે અંશે હોયછે. આપણે એટલું તો ધ્યાનમાં રાખવું જોઈએ, કે એવો પણ કેટલોએક વખત હોયછે કે જે વખતે આપણે કોઈપણ સંસ્કારને દૃઢ ધારણ કરી શકવા સમર્થ હોતા નથી; અને બીજી કેટલીએક વખતે આપણે એવી પણ સ્થિતિમાં હોઈએ છીએ કે તે વખતે સંસ્કાર ધારણ કરવાનું આપણામાં અસાધારણ સામર્થ્ય હોય છે. આ પ્રમાણે જુદેજુદે વખતે ધારણ શક્તિ ભિન્ન ભિન્ન કળામાં હોય છે. તે ઉપરથી એમ સમજવાનું નથી કે મનની બીજી પણ શક્તિયો તેમની સાથે જ ઓછી વધતી હોય છે. આપણે આપણું નિત્ય નિયમનું બીજું ઘણું કરી શકીએ છીએ. વાંચવું લખવું-વાતો કરવી-રમતો રમવી-એ બધું થઇ શકે છે. પરંતુ નવું જ્ઞાન મેળવું કરવું તેને સ્મરણમાં રાખવું અર્થાત્ નવા સં-

સ્કાર ધારણ કરવા તેને માટે આપણું મન જેવું જોઈએ તેવું તૈયાર હોતું નથી. અને તેથી ઘણીવાર એવું પણ બને છે કે જે કામમાં અથવા વાર્તામાં એકક્ષણે આપણે જાતે ભાગ લીધો હોય તેનું જ દ્વિતીય ક્ષણે વિસ્મરણ થતું માલમ પડે છે. અધ્યયન કરનાર વિદ્યાર્થીને અને ધારણાના પ્રયોગ કરનાર સાધકને આ વાર્તા અનુભવ સિદ્ધ છે.

એટલું તો ખરૂં જ કે નવા સંસ્કાર ધારણ કરવાની ક્રિયામાં મગજના ઊંચામાં ઊંચા બળની જરૂર છે. તેથી જે વખતે આપણું મગજ અથવા આપણું મન નવુંજ્ઞાન—નવી ટેવો ધારણ કરવા યોગ્ય સ્થિતિમાં હોય છે તે વખતે મગજમાં પુષ્કળ શક્તિ શીલકમાં છે એમ સમજવાનું છે. તે વખતની શરીરની સ્થિતિ મગજના ઉંચામાં ઉંચા બળની પ્રતીતિને અનુકૂળ હોવી જોઈએ. આપણે એક દૃષ્ટાંત લઈ જોઈશું.

ભૂમિતિનો કોઇ નવો સિદ્ધાન્ત સિદ્ધ કરવામાં અથવા ગુણદોષની તુલના એટલે ન્યાય કરવામાં, કાગદાની કલમો લગાડવામાં તથા એવાંજ બીજા બુદ્ધિબળના કામમાં મનને કંઈ ઓછો શ્રમ નથી. અને એવા માનસ શ્રમનાં કાર્યો તે વખતે મગજનું દ્રવ્યગત બળ જેટલું વધારે હોય છે તેના પ્રમાણમાં સ્વસ્થતાથી કરી શકાય છે.

આ વિગેરે કેટલાએક વિચાર કર્યા પછી હવે આપણે જોઈએ કે જ્ઞાન પ્રાપ્તિમાટે અથવા નવા સંસ્કાર ધારણ કરવા માટે કયા કયા વખત અનુકૂળ છે. એતો નિશ્ચય જ છે કે પ્રાતઃકાલમાં એટલે પ્રથમ પ્રહરમાં આખા શરીરની અને મગજની શક્તિ પૂર્ણરીતે તાજી હોય છે અને સાંજ પડતામાં તે ક્રમે કરીને મંદ પડી જાય છે. આથી એટલું તો નક્કી જ કે પ્રાતઃકાલનો વખત સંસ્કાર ધારણ કરવામાં ખરેખરો અનુકૂલ છે. એક વખત આહાર લીધા પછીના બે ત્રણ કલાક સુધી મગજનું બળ ઘણું તાજું હોય છે. વિગેરે."

"માણસોની જુદી જુદી સ્થિતિને લીધે આ નિયમમાં કેટલોએક ફેરફાર જોવામાં આવે છે ખરો. જો આપણે સવાર બપોરના વખતમાં જ નિદ્રા અથવા પુષ્કલ વિરામ લીધો હોય તો સાંજે આપણી શક્તિયો તાજી હોય છે. પરંતુ તે સાંજની શક્તિ ગમે તેવી તાજી હોય તોપણ પ્રાતઃકાળની શક્તિને ન પહોંચે. દિવસના વખતમાં આપણે ગમે તેટલું ઓછું કામ કરીએ તોપણ જ્ઞાનતંતુઓનું બળ ક્રમેકરીને જે મંદ પડતું જાય

છે તે તો સાંજ પડતાં થવાનું જ.

"એ તો એક નિયમ જ છે કે વર્ષમાં શીતકાળમાં મગજની શક્તિ પૂર્ણબળમાં હોય છે. અને શીયાળામાં જ શરીર તથા મનનું વધારે કામ થઈ શકે છે. ઉષ્ણકાળમાં કરેલો અભ્યાસ તેટલો સબળ હોતો નથી."

પ્રાણાયામ ધારણા ધ્યાનાદિ સાધનોના સાધકોને પણ વર્ષની ઋતુ અનુસાર અને દિવસમાં કાલાનુસાર યોગ્ય ફેર કરવા પડે છે તે તે તે સાધકને સુવિદિત છે. એટલે એ મગજના સ્વભાવનું વર્ણન યથાર્થ છે.

---

# श्री पंचवरद वृत्तांत.

(અનુસંધાન વર્તમાન રૂપના પૃષ્ઠ ૧૧૩ થી.)

તથા ક્રમે ઉપાસનાના સગુણ તથા નિર્ગુણ એ બેમાંથી પ્રત્યેકના બે બે ભેદ પાડવા ઘટે છે. એક તો સગુણ પદાર્થાકાર ઉપાસના અથવા સગુણ સાકાર ઉપાસના; અને બીજી સગુણ સૂક્ષ્મ તત્ત્વાકાર ઉપાસના અથવા સગુણ નિરાકાર ઉપાસના. ત્યાં ઉપાસ્યને વિષે ગુણો વા ધર્મોના આરોપણ પૂર્વક જે ઉપાસના થાય તે સગુણોપાસના છે. તેમાં ઉપાસ્યને વિષે ગુણ વા ધર્મનો આરોપ છતાં આકારનો પણ આરોપ કરવામાં આવે તે સગુણ સાકાર ઉપાસના. જેમ કે વિષ્ણુલોકનિવાસી, ચતુર્ભુજ, શંખ, ચક્ર, ગદા, પદ્મને ધારણ કરનાર ઘનશ્યામ વર્ણવાળી મનોહર મૂર્તિવાળા વિષ્ણુ ભગવાનની અથવા એ જ પ્રકારે બીજા સ્થાનાધિપતિ ઉપાસ્ય દેવતાઓની ધારણામાં લેવાતું રૂપ તે આકાર; તથા જગતના પાલન કરનારા, જીવ માત્રનાં કર્મફળને આપનારા, દયા ક્ષમા આદિથી યુક્ત, વિગેરે ધર્મોને જે આરોપાય તે ગુણ. આ પ્રકારે આકાર તથા ગુણનો જેમાં આરોપ કરાય છે, એવા ઉપાસ્ય સ્વરૂપની ઉપાસના તે સગુણ સાકારઉપાસના છે. તથા જેમાં ગુણોનો વા ધર્મોનો આરોપ કરવામાં આવે, તથાપિ આકારનો આરોપ કરવામાં આવે નહિ એવી ઉપાસના તે સગુણ નિરાકાર ઉપાસના છે: જેમકે દશ દિશામાં અનવધિપણે વ્યાપક, જેના વિના અણુમાત્ર પણ જગા ખાલી નથી એવા, હસ્તપાદાદિ કર્મેન્દ્રિય તથા શ્રોત્રત્વકાદિ જ્ઞાનેંદ્રિય જેને નથી છતાં સર્વજ્ઞ, સર્વના કારણરૂપ, સર્વને નિયમમાં ચલાવનાર, સર્વના દ્રષ્ટા, કૃપા ઉદારતા આદિથી યુક્ત, ઉપાસકના રક્ષક, વિગેરે વિગેરે. આ

પ્રકારે જેમાં સર્વજ્ઞત્વાદિ ધર્મો વા ગુણોનો આરોપ કરવામાં આવે પરંતુ ગોળ, લંબ, ત્રિકોણ, ચતુષ્કોણાદિ વા મનુષ્યાદિ પ્રાણી શરીરસમાન વા ઈતર કોઈ પણ પ્રકારના આકારનો આરોપ કરવામાં આવતો નથી, પણ ઉલટા નિરાકારાદિ શબ્દોના આરોપવડે આકારના નિષેધપૂર્વક ઉપાસ્યસ્વરૂપની જે ઉપાસના કરવામાં આવે તે સગુણ નિરાકાર ઉપાસના છે. બીજી નિર્ગુણ ઉપાસનાના પણ એ જ પ્રકારે બે ભેદ પાડવા ઘટે છે. તેમાં પ્રથમ નિર્ગુણ સાકાર, અને બીજો નિર્ગુણ નિરાકાર. ત્યાં ગુણમયી માયાના સંબંધવાળા છતાં ગુણનો જેના સાથે ગુણ ગુણી ભાવ સંબંધ કદાચિત્ પણ થતો નથી એવા સ્વતઃ શરીરી નહિ છતાં પણ ઉપાસકને સામયિક શરીરવાળા ઉપાસનાના અંતમાં પ્રતીત થતા, શરીરના સંપૂર્ણ ગુણ વા ધર્મથી અસંબદ્ધ એવા, પ્રકૃતિ સ્થાનમાં વ્યાપેલા છતાં અંડાકાર બ્રહ્માંડોના અંડકટાહની મર્યાદાવડે અંડાકાર પરિણામવાળા, તે નિર્ગુણસાકાર ઉપાસ્ય છે. તેમની વિવિધ પ્રકારે કરાતી ઉપાસના તે નિર્ગુણ સાકાર ઉપાસના છે. તથા પરમ તત્ત્વરૂપે પ્રકૃતિને વ્યાપીને પણ પ્રકૃતિવિકૃતિઆદિ જડ પરિણામને પામ સંપૂર્ણ સૂક્ષ્મ દ્રવ્યની મર્યાદાથી ઈતર સર્વ પ્રદેશમાં વ્યાપક તેમ જ જેના સાથે પ્રકૃતિનો સાક્ષાત્ વા પરંપરા કાર્યાકાર પરિણામ પવામાં કદાચિત્ પણ સંબંધ થતો નથી એવા, તથા એ પ્રકૃતિ નામના સૂક્ષ્મ દ્રવ્યના ગુણના સંબંધથી પણ અતીત હોવાથી ગુણાતીત તથા અમર્યાદ હોવાથી જેને કોઈ પ્રકારનો પણ આકાર બાંધી શકાતો નથી એવા, અર્થાત્ દેશ કાલ વસ્તુ પરિચ્છેદથી રહિત ઉપાસ્યની જે વિવિધ પ્રકારે ઉપાસના કરવામાં આવે છે, તે નિર્ગુણ નિરાકાર ઉપાસના છે. એ ચારે પ્રકારની ઉપાસનાના પુનઃ સકામ તથા નિષ્કામ એવા બે ભેદ છે. ત્યાં જે ઉપાસના કેવળ મોક્ષસુખ વિનાના સંપૂર્ણ ઐહિક કે પારલૌકિક સુખની અભિલાષાવડે કરવામાં આવે તે સકામ ઉપાસના ગણાય છે. અને જે ઉપાસના કેવળ મોક્ષની જ અભિલાષાવડે કરવામાં આવેછે, તે નિષ્કામ ઉપાસના ગણાય છે. મેં નાના કર્મ સકામપણે કર્યા છે, અને તેમાં આવી ગયેલી ઉપાસના પણ સકામપણે મારાથી કરાઈ છે, તથાપિ ઉપાસકે ઉપાસ્યાકાર પરિણામને પામવા પર્યંત જે ઉપાસનામાં અવિચ્છિન્ન તૈલધારાવત્ વૃત્તિને સ્થાપવી જોઈએ તે મારાથી રૂડે પ્રકારે સ્થપાઈ નથી. અને તેથી જ મને હજી ઉપાસના સંબંધે તૃપ્તિ થઈ નથી. ઉપાસ્યાકાર પરિ-

ણામને પામવા યોગ્ય અંતઃકરણનું સ્થૈર્ય તે તે સકામ ઉપાસનાકાળે ન હોવાથી જ તદાકાર પરિણામને મારાથી પમાયું નથી. જે ઉપાસનામાં સ્થૈર્યનું વિરોધી અને ચાંચલ્યનું સાધક સકામપણું વિદ્યમાન હોય છે તે ઉપાસના ક્વચિત્ આગ્રહી પુરૂષને જ ઉપાસ્યાકાર પરિણામને પ્રાપ્ત થવા દેછે. જેથી મને યોગ્ય પરિણામકપર ન આવનાર આ વિક્ષેપના કારણરૂપ સકામપણાનો હવે મારે સત્વર અંતરથી ત્યાગ કરવો જોઈએ, અને યોગ્ય પ્રકારે નિષ્કામ ઉપાસનાનો જ આરંભ કરવો જોઈએ. કોઈ કોઈ પ્રસંગે નિષ્કામમાં ગણી શકાય એવાં કર્મોનું મારાથી અનુષ્ઠાન કરાયું છે, તોપણ તે આજપર્યંત મને નિષ્કામ ઉપાસનામાં જોડનાર થયું નથી. તથાપિ આજે મને જે નિષ્કામ ઉપાસનામાં દઢ અભિરુચિ ઉત્પન્ન થઈ જણાય છે, તે સકામ કર્મોપાસના તથા પ્રસંગવશાત્ કરાયલાં નિષ્કામ કર્મનું જ ફળ છે, એમાં કાંઈ સંદેહ નથી.

આ વિગેરે અનેક પ્રકારના વિચારને કરીને તત્સાક્ષાત્કાર પર્યંત અથવા તો અંતમાં તદાકાર પરિણામને પામવાપર્યંત દઢપણે નિષ્કામ ઉપાસના કરવા કરવાના નિશ્ચયપૂર્વક મે ક્રમથી પ્રથમપ્રાપ્ત સગુણ સાકાર ઈશ્વરની નિષ્કામ ઉપાસનાનો આરંભ કરયો. આ ઉપર વર્ણવેલા આઠ ઉપાસનાના ભેદને યોગ્ય પ્રકારે સિદ્ધ કરનાર પુરૂષને સંપૂર્ણ ક્રિયાપ્રધાન, વિચારપ્રધાન તથા મિશ્ર માર્ગમાં પ્રવૃત્ત થનાર અધિકારી વડે કરાતાં સાધનોનો ઉપયોગ છે, અને તે ઉપાસના માર્ગે જનાર પુરૂષને સઘળા સાધનના પ્રકાર સહજ આવતા જાય છે, જેથી તે ઉપાસકને તે ત્રણે માર્ગનાં યથાક્રમવડે પૃથક્ પૃથક્ સાધનો કરવાની અપેક્ષા રહેતી નથી[1].

આ ઉપાસનાના આરંભથી તે એની સિદ્ધિપર્યંતમાં નાના અંતર્ તથા બહિર્ વિઘ્નો પ્રતીત થયાં. પણ તે સર્વને ઉપાસ્યસ્વરૂપમાં વૃત્તિના દઢતાપૂર્વક અનુસંધાન કરવારૂપ પ્રયત્નદ્વારા મે નિષ્ફળ કરયાં હતાં.

વૃત્તિમાં ઉપાસ્યાકાર પરિણામને પામવા યોગ્ય સામર્થ્ય આણવા અર્થે તેને નાના સ્થાનમાં નાના પદાર્થાકાર પરિણામને પમાડવાનો અભ્યાસ સાધકે વા ઉપાસકે કરવો પડે છે. તે પૂર્વે વૃત્તિને વિષય સાથે સબંધ

૧ ઉપર કહેલાં ક્રિયાપ્રધાન, વિચાર પ્રધાન તથા મિશ્રપ્રધાન માર્ગનાં મુખ્ય સાધનોનાં સ્વરૂપ શ્રી સિદ્ધાન્તસિન્ધુ ગ્રંથના પ્રથમ રત્નના અંતમાં વિસ્તારે પૂર્વક વર્ણન કરાયાં છે, માટે આ સ્થળે પુનઃ તેમને સ્ફુટ કરી લખ્યાં નથી.

કરવાનાં દ્વારરૂપ ઈંદ્રિયોને આપણે અધીન વર્તાવવાને અર્થાત્ ઉપાસ્યવિષે-
યક વ્યાપારમાં જ પ્રવૃત્ત થવાના અનુકૂળ વેગવાળી કરવામાં આવે છે. ઉ-
પાસકને વૃત્તિના નિરોધ કરવાના સમયે વારંવાર વિઘ્ન નાંખનાર સંપૂર્ણ
ઇંદ્રિયોમાં પ્રધાન એવી શ્રોત્ર, ત્વક્ તથા ચક્ષુ ઈંદ્રિય છે. તેમનો પ્રથમતઃ
રૂડે પ્રકારે જય કરવો અવશ્યનો છે. ત્યાં ઉપાસનાકાળે ઉપાસ્યથી વ્યતિરિ-
ક્ત પદાર્થમાત્રના સંબંધમાં ઉપાસકની ઈચ્છાથી તે તે ઈંદ્રિયની નિવૃત્તિ
રહેવી એ જ આ સ્થળે ઈંદ્રિયનો રૂડે પ્રકારે જય સમજવો.

ઉપાસકને વિઘ્નનાં પ્રત્યક્ષ દ્વારરૂપ આ ચાર છે.

૧ પ્રતિકૂળ શરીર, ૨ પ્રતિકૂળ વેગવાળી વૃત્તિ, ૩. પ્રતિકૂળ વિષય-
ના સંબંધમાં આસક્ત ઈંદ્રિય, અને ૪ પ્રતિકૂળ પ્રાણિપદાર્થનો સંગ વા
સમીપતા. ઉપાસના સિદ્ધ કરાવવામાં પણ અનુકૂળ થવાથી એજ ચાર સા-
હાય્યક છે. અનુકૂળ શરીર એટલે રોગાદિ વ્યાધિથી રહિત નીરોગ શરીર.
અનુકૂળ અંતઃકરણ, મન, વા વૃત્તિ એટલે આલસ્ય પ્રમાદાદિ દોષોના
ઉત્પાદક તામસ સ્વભાવથી તથા કામ ક્રોધ રાગદ્વેષાદિ દોષોના પ્રવર્તક રા-
જસ સ્વભાવથી રહિત અંતઃકરણ, મન વા વૃત્તિ. અનુકૂળ ઈંદ્રિય એટલે
અનુકૂળ વસ્તુરૂપ ઈષ્ટને જ સર્વ વિષયના અધિકરણરૂપ માનીને તેમાં જ
વેગવડે પ્રાપ્ત થનારી ઈંદ્રિય. અને અનુકૂળ પ્રાણિપદાર્થની સમીપતા એટલે
સદ્ગુરુ અથવા સમાન સાધન બળવાળા ઉપાસક પુરુષો તથા તેમાં અ-
વશ્ય ઉપયોગી પદાર્થની સમીપતા. આ ચાર, ઉપાસના સિદ્ધ કરાવવામાં
હેતુરૂપ છે. એથી પ્રતિકૂળને પૂર્વોક્ત પ્રતિકૂળના અર્થરૂપ જાણવા.

આ ચાર વિઘ્નમાં પ્રથમ જે પ્રતિકૂળ શરીરરૂપ વિઘ્ન છે, તે તો
ઇશ્વરની કૃપાથી મારામાં મુખ્ય પ્રતિબંધકરૂપ જણાયું નથી. પ્રસંગવશાત્
જ્વરાદિ ક્ષુદ્ર વ્યાધિઓ આવીને પીડતા, પણ તે ખાસ સાધકાવસ્થામાં
મને પીડનાર થયા ન હતા, અર્થાત્ શરીર તો અનુકૂળ જ હતું, એમ
ગણવામાં કોઈ મોટો વિરોધ નથી. પ્રતિકૂળ વેગવાળું અંતઃકરણ, મન
વા વૃત્તિ એ ઘણે પ્રસંગે ઉપાસનાના આરંભમાં વિઘ્ન કરનાર જણાયાં
હતાં. જ્યારે જ્યારે હું ઉપાસનાનો આરંભ કરી બેસું ત્યારે ત્યારે છંછે-
ડેલાં નાગનાગણી કે વ્યાઘ્રની જાતિ જેમ સંમુખે પ્રાપ્ત થનારને અવશ્ય
હાનિ કરે છે, તેમ એ મન તથા નાના વૃત્તિ મને ક્ષણે ક્ષણે વિકળ કરતાં.
જ્યારે હું ઈષ્ટનું અનુસંધાન કરવાનો આરંભ કરૂં ત્યારે તત્કાળ તો એ

મન તથા વૃત્તિ સજ્જન મિત્રની પેઠે મારી ક્રિયામાં અનુકૂળ થઈ પ્રવેશ કરતાં, પણ જેમ કપટી મિત્ર, ઉપરથી આપણા ઈષ્ટની જ ઈચ્છા કરતો, છતાં અંદરથી આપણું અનિષ્ટ જ કરવામાં અભિરૂચિવાળો રહીને લાગ સાધીને આપણને અસાવધ કરીને આપણને અનુચિત વ્યવહારમાં જોડીને આપણું અનિષ્ટ જ કરે છે, તેમ એ મન તથા વૃત્તિ પ્રથમ અનુકૂળ ભાવ દેખાડીને પછી ક્રમે કરી મને અસાવધ કરીને અનિષ્ટના જનક વ્યવહારના ચિંતનમાં જોડી દેતાં તેઓ બંને જોવાતાં હતાં. વળી ક્ષણ પશ્ચાત્ પુનઃ સાવધાન થઈને એમના છળને જાણીને એ મનવૃત્તિને તિરસ્કાર કરીને, અત્યંત લજાવીને, એમનાથી પ્રાક્પ્રશ્નના નિશ્ચયને આગળ સ્થાપીને પુનઃ હું ઇષ્ટોપાસનામાં પ્રવેશ કરતો. આ પ્રમાણે અનેક વાર એ મન તથા વૃત્તિઓ સાથે યુદ્ધ કરતો, તથા પ્રસંગે એમની સ્તુતિ કરતો ઉત્તરોત્તર મારી ઉપાસનામાં દૃઢ થતો ગયો. યોગ્ય કાળ તથા પ્રયત્નના યોગે સગુણ સાકાર નિષ્કામ ઉપાસનામાં હું સફળ થવા સરખો જણાયો. નિશ્ચય કરેલા ઈષ્ટસ્વરૂપની અંતર્ વા બહિર્ ઈચ્છિત સ્થાનમાં યથાવત્ પ્રતીતિ, તથા ઉપાસનાના નિયમિત કાલપર્યંત વિજાતીય વૃત્તિના વ્યવધાનરહિત ઇષ્ટસ્વરૂપના અવલોકનમાં જ તત્પરતા, તથા ઈષ્ટસ્વરૂપનું અનુસંધાન થયા પછી મન વા ચિત્ત તથા વૃત્તિનો ઈંદ્રિયોસહિત જે અચલ ભાવ થઈ રહેવો એ આ સ્થળે સફલતા સમજવી.

આ પ્રકારે અન્ય વ્યવહાર સંબંધી સંપૂર્ણ વ્યાપારની રૂડે પ્રકારે સિદ્ધિ કરીને વ્યવહારની પરિસિમા ઉપર આવી રહેલો હું દિવસ રાત્રિના આરંભમાં તથા અંતના સમયમાં પવિત્રપણે શુદ્ધબુદ્ધિપૂર્વક ઈષ્ટોપાસના કરવા લાગ્યો. તેથી ક્રમે કરીને મારા અંતઃકરણના પ્રબલ રાજસ તામસ ભાવ શિથિલ થતા જણાયા. ત્યારપછી ઉત્તરોત્તર પ્રવૃત્તિ કરવામાં આ મન તથા વૃત્તિરૂપ અંતઃકરણ મને સાક્ષાત્ પ્રતિબંધક જણાયું નહિ.

અંતઃકરણની શિથિલતા થવાથી ઈંદ્રિયોની પણ પોતપોતાના વિષયમાં જે અત્યંત આસક્તિપૂર્વક ગતિ હતી તે રોકાઈ જતી જણાઈ. તેથી આ ઈંદ્રિયોની અયોગ્ય પ્રવૃત્તિરૂપ પ્રતિબંધની પણ વિશેષ અંશે નિવૃત્તિ જણાઈ હતી. ચોથું વિઘ્ન જે પ્રતિકૂળ પ્રાણિપદાર્થનો સંગ વા સમીપતા છે, તે પ્રથમતઃ મેં પ્રયત્નપૂર્વક ત્યજ્યું હતું. તેણે મને પ્રથમ તો મારા કાર્યમાં પ્રવેશ કરી કઈ આપ્યું નહિ, પણ પછી પાછળથી મને એ વિઘ્ને ઘણે

સંતાપ આપ્યો હતો. તે હવે સ્પષ્ટ કરીને કહુછું. પ્રીતિપૂર્વક સર્વ શ્રવણ કરો. સગુણ સાકાર ઉપાસનાનો પરિપાક થયા પછી સગુણ નિરાકાર ઉપાસનામાં આ અંતઃકરણ વૃત્તિ સહિત જોડાયું, ત્યારે સંપૂર્ણ વિશ્વપ્રપંચ ઈષ્ટથી વસ્તુતઃ પૃથક્ નથી એવો મને દૃઢ અનુભવ થયો. ઉપાસનાકાળે સર્વ જગત્નો પ્રથમ ઉપાસ્યમાં લય થતાં, અને પછી આ દેહમાં 'હું છું' એવું માનનાર જે ઉપાસક, તે હું પણ ક્રમે કરીને ઉપાસ્યસંમુખ વિસાઈ ગયો સરખો થતાં—અર્થાત્ ઉપાસ્ય સર્વ સ્થળે હોવાથી, સંમુખ વિસાઈ ગયો સરખો થતાં, એટલે ભિન્નાસ્તિત્વરૂપે પોતાની પ્રતીતિ કરતો હતો, તે પોતે પણ તેમાં લય ભાવને પામી જતાં—ઉપાસ્ય માત્રની સ્થિતિ રહેતી. એ કાળે કેવળ ઉપાસ્યાકાર એટલે સુખસ્વરૂપાકાર થયેલો હું પૃથક્ ભાવથી રહિત, ઉપાસ્યમાં લયભાવને પામી રહેતો: અને ઉપાસનાના સમયની અવધિએ પુનઃ જાગ્રત્ કરનાર સંસ્કારના બળે ક્રમે કરીને પ્રથમ મારી પ્રતીતિ કરતો, પછી ઉપાસ્ય સ્વરૂપને અનુભવતો, પછી ઉપાસ્યના સર્વવ્યાપક સ્વરૂપમાંજ જગત્ને પૂર્વવત્ અનુભવતો. આ પ્રકારનાં સગુણ નિરાકાર ઉપાસ્યના સ્વરૂપ સાથે નિરંતર વૃત્તિનું અનુસંધાન કરતો હું ઉત્થાનાવસ્થામાં પણ પૂર્વ કરતાં અધિક સંતોષ તથા નિર્લેપતાનો અનુભવ કરવા લાગ્યો, તથા અંતઃકરણ પણ સંપૂર્ણ સંશયવિપર્યય દોષથી રહિત થયેલું અનુભવમાં આવવા લાગ્યું.

મહા પ્રલયના સમયે મૂળ પ્રકૃતિવિચ્છિન્ન ચેતન જે શબલ બ્રહ્મ, મહાકાલ વા મહેશ્વરાદિ સંજ્ઞાથી અનુભવાય છે તે, રુદ્ર ભગવાન્ની ઈચ્છાને તૃપ્ત કરવા નિમિત્ત દિવ્ય લીલાતનુને ધારણ કરી તે રૂપે પ્રતીત થાય છે. એ નિર્ગુણ સાકાર સ્વરૂપ છે. તે નિર્ગુણ સાકાર ઈષ્ટ સ્વરૂપને જોતાં જોતાં જેમ તે મહેશ્વરથી વ્યતિરિક્ત સ્થાનને કાર્યાકાર પરિણામથી રહિત કેવળ પ્રકૃતિરૂપે તે રુદ્રો અનુભવે છે, અને તે પ્રકૃતિસ્થ ચેતનસત્તાના બળે પ્રસરતું પ્રકૃતિ દ્રવ્ય યોગવડે મહેશ્વરના નિર્ગુણ સાકાર સ્વરૂપને નિર્ગુણ નિરાકાર સત્તારૂપે કરી તેમાં મળી જઈ પછી રુદ્રોનાં દિવ્ય તનુને પોતામાં ગુપ્ત કરી દે છે, અર્થાત્ લય કરી દે છે, તેમ પ્રથમ સગુણ સાકાર ઉપાસના સ્વરૂપને અનુભવતો હું તદ્ભિન્ન નામરૂપ જગત્ને સામ્યાવસ્થાવાળી પ્રકૃતિરૂપ જ અનુભવતો હતો, તે પ્રકૃતિરૂપ દ્રવ્ય જે મારા સગુણ સાકાર ઉપાસ્યથી ભિન્ન સત્તાવાળું નથી, તેમાં પ્રથમ આ

સગુણ સાકાર સ્વરૂપ એક ભાવને પામી જતું, અને પછી જેમ દશ દિશાને પૂર્ણ કરતું જળ, પ્રાણિપદાર્થ માત્રને ઢાંકતું આવીને મધ્યસ્થિત કોઈ એક દષ્ટાના ઉપર ફરી વળી તેને પોતામાં ગુપ્ત કરી કેવળ પોતે જ સર્વ સ્થળે હોય છે તેમ મારા સગુણ સાકાર સેવ્ય, સગુણ નિરાકાર સ્વરૂપને પામી, હું દષ્ટારૂપ મધ્યસ્થ ઉપાસકને આચ્છાદન કરી રહેતા, અને પછી ઉપાસનાના નિયમિત સમયની સમાપ્તિએ, જેમ સર્ગ કાળે પુનઃ સામ્યાવસ્થાવાળા પ્રકૃતિસ્થાનમાં પ્રથમ રૂદ્ર ભગવાન્ પ્રકટ થઈને પશ્ચાત્ સંપૂર્ણ સૃષ્ટિનું મંડાણ થાય છે અને જેમ અંતમાં ઉચ્ચસ્થાનાવચ્છિન્ન દષ્ટાને ગ્રસ કરવા પર્યંત પ્રવર્તેલું જળ પુનઃ ઉતરીને પ્રથમ દષ્ટાને પ્રકટ કરીને પછી સંપૂર્ણ સ્થાન તથા પદાર્થને સ્પષ્ટ કરે છે, તેમ મારા ઉપાસ્ય, પ્રથમ પોતામાં મારી પ્રતીતિ મને કરાવીને પછી પોતાના વ્યાપક સ્વરૂપમાં જ આ સંપૂર્ણ જગતની જેમની તેમ પ્રતીતિ મને કરાવતા અનુભવાતા હતા.

આ પ્રકારે સગુણ સાકાર તથા સગુણ નિરાકાર ઉપાસનામાં મારો દઢતાથી ઉત્તમ પ્રકારનો પ્રવેશ થયો ત્યારે મને ઉપાસના કાળે તથા ઉત્થાનકાળે પણ અવર્ણનીય આનંદ પ્રતીત થતો હતો.

પ્રથમથી જ લોકોમાં મારી ઉત્કૃષ્ટતાને સજ્જન પુરૂષો પરસ્પર ચર્ચતા હતા, તથા હું ઉત્તરોત્તર વ્યવહારની અધિક કાળજીને ત્યજીને પરમાર્થ નિમિત્તે ઈષ્ટોપાસનામાં તત્પર રહું છું એ વાર્તાને પણ સર્વ સજ્જનો જાણતા હતા તેથી ક્રમે કરીને સજ્જનોદ્વારા મારી અધિક સ્તુતિ થવા લાગી. આ જગત્ ગુણદોષવાળી પ્રકૃતિનું કાર્ય હોવાથી સંપૂર્ણ જગત્ ગુણદોષથી નિરંતર યુક્ત જ હોય છે. (પ્રકૃતિને ગુણમયી કહી છે. દોષવાળી કહેવા યોગ્ય નથી. પણ જ્યાં જ્યાં ગુણનું સ્થાન હોય છે ત્યાં ત્યાં દોષનો પણ ભાવજ હોય છે, માટે પ્રકૃતિને ગુણદોષવાળી કહેવામાં કોઈ વિરોધ નથી. રજ, સત્વ, તથા તમ એ ગુણો પણ એક બીજાની અપેક્ષાથી આ લોકમાં કાર્યની પ્રવૃત્તિવડે દોષરૂપ જ ગણાય છે.) આ જગત્માં ઈશ્વરના પણ અવિરોધ તથા વિરોધને સાધનાર જીવો છે, તો ઈતર દેવ કે મનુષ્યના વિરોધ તથા અવિરોધને સાધનાર પ્રજા હોય એમાં શું આશ્ચર્ય છે! શિકાર કરનારા શિકારીઓ જે પશુપક્ષીને મારે છે, તેમનું કાંઈ સકારણ વેર પ્રત્યક્ષ નથી. તેમ જ મત્સ્યને મારનાર માછીનું ને મત્સ્યનું કાંઈ સકારણ વૈર પ્રત્યક્ષ નથી. તોપણ તે દુષ્ટ જનો પ્રતિદિવસ તેમને મારે છે.

તેમ જ જગતમાં સત્પુરૂષ તથા દુર્જનોનું કાંઈ સકારણ વૈર પ્રત્યક્ષ નથી પરંતુ તે દુર્જનો પોતાના દુષ્ટ સ્વભાવને વશ રહી નિરંતર દ્વેષ ધારી નિંદાતો કરે જ છે.

આ પ્રકારના નિયમને અનુસરીને ઘણા સજ્જનો તથા દુર્જનો ક્રમે કરી મારી સ્તુતિ તથા નિંદા કરવામાં પ્રવૃત્ત થયા. તેમ જ કેવળ દૂર રહીને જ સ્તુતિ ન કરતાં સજ્જનો તો વારંવાર મારો સંગની ઈચ્છા રાખતા મારા સમીપ આવવા લાગ્યા, અને પોતાના શ્રેય નિમિત્તે નાના પ્રકારની શંકાના નિવારણાર્થે મારા પ્રતિ પ્રશ્નો કરી સમાધાન લેવાને ઈચ્છાવાન્ જણાયા. તેમને સમયની અનુકૂળતાએ યથાશક્તિ સમાધાન આપવામાં પ્રથમ તો મને પણ કાંઈ મોટો વિરોધ જણાયો નહિ, તેથી ઉત્તરોત્તર એ વ્યવહાર વધવા લાગ્યો.

આ સંસારમાં ઈશ્વરની કૃપા તથા ઐશ્વર્ય અથવા તો બેમાંથી એક પણ જ્યાં હોય છે, ત્યાં સાધારણ રીતે લોકોની વિવિધ નિમિત્તથી પ્રવૃત્તિ થતી જણાય છે. ત્યાં અલૌકિક ઐશ્વર્યવાનના સમીપ તો આ લોકના વિષય પદાર્થના સુખની લાલસાવાળા પ્રાણિઓ, જાય છે, અને કૃપા તથા અલૌકિક ઐશ્વર્ય જેમની પાસે હોયછે તેમની પાસે તો આ લોક પરલોકનાં સમગ્ર સુખની અભિલાષાવાળાં, તથા અલૌકિક નિત્ય નિરામય સુખની અભિલાષાવાળાં, એમ સંપૂર્ણ પ્રાણિઓની પ્રવૃત્તિ થાય છે. તથાપિ ઉજ્જ્વલ સ્વભાવસંસ્કાર કે પુણ્ય કર્મના સંસ્કારવિના કૃપાવાન્ તથા અલૌકિક ઐશ્વર્યવાન્ પુરૂષોનો પ્રાણિઓને સંબંધ જ થતો નથી. કાંઈ અલ્પ પુણ્ય વા સુસ્વભાવના સંસ્કારયોગે આગંતુક સંબંધ થાયછે, તો તે તત્કાળ ઉત્તરોત્તર વૃદ્ધિને પામતો રહેતો નથી; મધ્યે જ પ્રતિબંધ આવી સંબંધ છૂટી જાય છે. તેથી તેવા મહાત્મા પુરૂષસમીપ નિરંતર અધિક મનુષ્યોનો સંબંધ જામ્યો રહેતો નથી, પણ નદીના જળની પેઠે પ્રવાહરૂપ સંબંધ થાય છે. કોઈ કોઈ પ્રબળ સુસંસ્કારના યોગવાળા પુરૂષો ઈચ્છાની અવધિ પર્યંત અર્થાત્ આપ્તકામ થવા પર્યંત પણ ટકી રહે છે.

જેમ લૌકિક ઐશ્વર્યવાળા તથા ઈષ્ટકૃપાવાળા પુરૂષો પણ હોય છે, તેમ જ કેવળ કૃપાપ્રસન્ન પુરૂષો પણ હોય છે. અને એજ પ્રકારે એ કૃપા તથા લૌકિક અલૌકિક ઉભય ઐશ્વર્યવાળાં પુરૂષો પણ આ જગતમાં હોયછે. એઓમાંના પ્રત્યેકને વિવિધ સંસ્કાર બળવાળા પુરૂષો પૂજ્ય બુદ્ધિથી સેવે છે.

તેમાં ઉત્તરોત્તર ક્રમથી શ્રેષ્ઠતાનો આ નિયમ જાણવો. જગતમાં સામાન્ય જીવો કરતાં લૌકિક ઐશ્વર્યવાળા શ્રેષ્ઠ છે. (લૌકિક ઐશ્વર્યમાં ધનાદિ પદાર્થ તથા વિવિધ વિદ્યા કલાદિનો સમાવેશ જાણવો.) તેનાથી કેવળ કૃપાપાત્ર શ્રેષ્ઠ છે. (ઉત્તમ સદ્ગુણનીતિવાન્ તથા ઈશ્વરપરાયણ બુદ્ધિવાળો, સર્વનું નિરંતર શુભ જ ચિંતવનાર, મોક્ષેચ્છાવાળો મુમુક્ષુ કૃપાપાત્ર જાણવો) તેનાથી કૃપા તથા લૌકિક ઐશ્વર્યવાળો શ્રેષ્ઠ છે. તેનાથી કૃપા તથા અલૌકિક ઐશ્વર્યવાળો શ્રેષ્ઠ છે. તથા તેનાથી કૃપા, તથા લૌકિક અલૌકિક ઐશ્વર્યવાળો પુરૂષ શ્રેષ્ઠ છે. એ સઘળા કરતાં પણ એ ત્રણ પ્રાપ્ત કર્યા પછી એ ત્રણની અપેક્ષા ઉપેક્ષાથી રહિત થઈને નિર્વિકલ્પ સમાધિમાં સ્થિત જીવન્મુક્ત પુરૂષ શ્રેષ્ઠ ગણાવો યોગ્ય છે. પરંતુ તેની સ્થિતિ વ્યવહાર દશાના અંસામ ઉપર થઈ જવાથી આ ક્રમમાં તેની ગણના કરવી ઉચિત નથી.

આ પ્રકારના પુરપોપતિ નાના પ્રકારના સંબંધવાળા અસંખ્ય જીવોનો આ સૃષ્ટિપ્રવાહ વહ્યા કરે છે. તેમાં મારા પ્રતિપણ મારાથી અનુકૂળ પ્રતિકૂળ ભાવનાં સંસ્કારવાળો પ્રાણિઓનો પ્રવાહ આવતો તથા જતો જોયો. અનુકૂળ બુદ્ધિવાળા પ્રાણિઓ તો મારા સમીપ આવીને પોતાનું હિત પ્રધાનપણે તથા અહિત અત્યંત ગૌણપણે કરી જતા હતા. અત્યંત અનુકૂળ પ્રાણિઓ તો મારાથી સંબંધ કરીને પોતાનું કેવળ હિત જ સાધતા હતા. પ્રતિકૂળ મનુષ્યો જેઓ મારા પ્રતિ આવતાં તેઓ તો પ્રધાનપણે અહિત અને ગૌણપણે પોતાનું હિત સાધી જતા. અને અત્યંત પ્રતિકૂળ પ્રાણિઓ તો મારાથી સંબંધ કરીને તે વડે પોતાનું કેવળ અહિત સાધી લેતા હતા. અને મારાથી અનુકૂળપ્રતિકૂળ બુદ્ધિથી રહિત પુરૂષો તો પ્રસંગવશાત્ પોતાના પ્રાપ્ત હિતને જ માત્ર સિદ્ધ કરી લેતા હતા. આ પ્રકારના સહઆવધિ મનુષ્યનો નિરંતર મારા પ્રતિ આવવાનો વ્યવહાર થવા લાગ્યો. ક્રમે કરી પ્રદેશથી પણ મનુષ્યની પરંપરાદ્વારા ચાલેલી મારી કીર્તિને શ્રવણ કરીને ઘણા મનુષ્યો જતાં આવતાં માર્ગમાં શોધ કરીને કોઇ તો માત્ર દર્શનની લાલસાથી તથા કોઈ તો દર્શન તથા સમાગમથી બોધવાતોને અથવા શાસ્ત્રના સિદ્ધાન્તને શ્રવણ કરવાની લાલસાથી આવવા લાગ્યા. કોઇ તો માત્ર ચેષ્ટા જ જોવાને, કોઇ મારી સ્થિતિ તથા કૃતિ જોવાને, કોઈ મારૂં વક્તૃત્વ જોવાને, કોઇ મારા આશ્રમનો વૈભવ જોવાને, કોઇ મા-

રા સાત્વિક રાજસ તામસ સ્વભાવની મર્યાદાના અનુમાન કરવાને, કોઈ મારા જ્ઞાન વા અજ્ઞાનની તુલના કરવાને ને કોઈ તો મારા દંભી કે અદંભીપણાના નિર્ણય કરવાને આવતા હતા. આ પ્રકારે અનેક મનુષ્યોના નિરંતર સહવાસથી પણ કેટલાક દિવસ પર્યંત તો મારા અંતઃકરણમાં કોઈ પ્રકારની પણ મુક્તત્વના માર્ગની વિરોધી ભાવના પણ પ્રતીત થઈ નંહિ તેમ જ મારી વૃત્તિને નિયમિત તત્વાનુસંધાનનો વ્યવહાર ચાલતો તેમાં કિંચિત્ પણ વિલક્ષણતા જણાઈ નહિ. કારણ કે મારા નિયમિત નિવૃત્તિ સેવવાના સમય શિવાયના કાળમાં જ આ જનસંગરૂપ ઉપાધિનો નિરંતર સંબંધ રહેતો હતો. મારા દ્વારા શાસ્ત્રના સિદ્ધાન્તને નિર્વિવાદપણે શ્રવણ કરી સિદ્ધ કરનાર પુરૂષો પોતાનાં અંતઃકરણમાં કર્તવ્યના બાંધેલા નિશ્ચયોના અનુસાર આ પ્રકારના વિચારો કરવા લાગ્યા.

અપૂર્ણ.

---

# મનની અસ્થિરતા વિષે.

## સોરઠા.

આ મન તો ક્ષણમાંય, ચૌદ લોક ફરી વળે,
કરીએ કોણ ઉપાય, ઘરથી એ નવ નીકળે.
સ્થળ સ્થળ ઘર કરી ધાય, આગળ આગળ એકલું—
સંતોષે ન શમાય, કહી કહી થાકયા કેટલું.
મળે ક્ષિતિનું રાજ્ય, તોપણ પગ આગળ ભરે,
જ્યમ હોમવાથી આજ્ય, અગ્નિ વધી ધૂમ જ કરે.
વટ કેરૂં જ્યમ બીજ, વાધી વસુધા ઘેરતું,
તેમ જ મનરૂપ બીજ, મગ ભાવે વધી ફેરતું.
જાણે મન આ અંધ, કામ ન આવે કોયને,
તોપણ ઇચ્છી વ્યર્થ, નિત્ય વલોવે તોયને.
ઘી માખણ નવ થાય, તુચ્છ તક્રમાં મોહ્યા છે,
સત્વહીન આ ગાય, પાત્રવિના પણ દોવા છે.
વિણ પાત્રે રજમાંય, દોહ્યું પણ વહી જાય છે,
દિન ન માતું કાંય, દુઃખદાતા રિપુ આ છે.

# महाकाल.

रूप (पुस्तक) ३,-आषाढ कृष्ण १४ सं. १९४७ दर्शन(अंक) ९.

## उद्भूत पापसंस्कारना परिणाम.

छप्पय.

પાપ પ્રકટિને પ્રથમ, મલિન સંકલ્પો આણે,
અતિ ચંચળ કરિ ચિત્ત, બુદ્ધિને ભ્રમમાં તાણે,
દૃઢ નિશ્ચય નવ કરે, વ્યર્થ મત બાંધે ઝાઝા,
અભિમાની અતિ થાય, ત્યજે મોટાની માઝા,
વળિ નીતિ શાસ્ત્ર સ્વધર્મને, ત્યજી વિપરીતં વાટે વહે,
તોપણ શાણો ગણી આપને, સાચું સમજ્યું હું કહે. ૧
પ્રકટ પાપ જબ હોય, હૃદય અગ્નિવિણ બાળે,
સુમતિકેરો માર્ગ, રોકિ મતિ અવળી વાળે,
શાણા જન દે શીખ, પ્રતિકૂળ તે પણ લાગે,
સુણતાં હિતકર વાત, હૃદય જાણે શૂળ વાગે,
સદ્ક્રિયા કરે અન્યાયની, ન્યાય ગણે નિજ ઉર વિષે,
અતિ પાપપ્રકોપપ્રતાપથી, જગ સઘળું અવળું દીસે, ૨
પ્રકટે જેનાં પાપ, બાપ માને નવ પાળે,
ભગિની ભ્રાતશું વૈર, વિરોધે નિશદિન ગાળે,
કરે મિત્રની ઘાત, શત્રુને વશ જઇ વર્તે,
અધર્મીના ગુણ ગાય, ન્હાય નિત પાતક ગર્તે,
બહુ સજ્જનની નિંદા કરી, કહે દૂષિત નિર્દોષને,
વળિ દીનપ્રતિ અતિ ક્રોધ કરી, ધારે અતિશય રોષને. ૩
જબ જાગે છે પાપ, તાપ સર્વાંગે શેકે,
સજીને શુભ વ્યવહાર, સદા ચાલે અવિવેકે,

વદીને જૂઠું વેણ, કહે સાચું બોલું છું,
પ્રકટ કરી અન્યાય, કહે ન્યાય જ તોળું છું,
જ્યાં અપરતણું હિત હોય ત્યાં, વ્યર્થ જઈ આડો પડે,
વળિ અહિત ચહીને અન્યનું, જ્યાં ત્યાં જઈ ઝાઝું નડે. ૪
પ્રકટ્યું જેનું પાપ, ચોરને શાહ ગણે છે,
પ્રકટ્યું જેનું પાપ, શાહને ચોર ભણે છે,
પ્રકટ્યું જેનું પાપ, સતીને આળ ચઢાવે,
સાચાં જૂઠાં કરી, પરસ્પરને જ વઢાવે,
વળિ નવરો બેશી નઠોર થઇ, અનિષ્ટ સઉનું ધારતો,
જૂ માકણ મચ્છર મક્ષિકા, આદિ જીવને મારતો. ૫
મનવાણી તનુ વડે, કરી હિંસા અતિ ફુલે,
ગણે નહિ ઉપકાર, કરેલો તે પણ ભૂલે,
પૂણ્ય કર્મ નવ કરે, કરે કો તોપણ વારે,
પાપ કરે ભલી ભાતિ, કરાવે ચઢીને ભ્હારે,
વળિ શ્વાનવૃત્તિ ધરિ ભટકિને, ભય આપે અતિ રંકને,
દૃઢ દ્વેષ ધરી ઔષધ અશુભ, વધારવા આતંકને. ૬
માને કહે કુપાત્ર, બાપને મૂર્ખ કહે છે,
સજ્જનને દે ગાળ, નીચની ગાળ સહે છે,
નિંદે નિજ કુળ જાતિ, ત્યજે સંબધી જનને,
નિજ કુળ ધર્માચાર, ત્યજે કરી શ્યામ વદનને,
એમ પાપગતિ પ્રકટ્યા થકી, અધર્મમાં વહી જાય છે,
યશકીર્તિ માન ગુમાવીને, મતિહીન નિર્લજ્જ થાય છે. ૭
ગુરુને ગુરુ નવ લહે, નીચને ગુરુ ગણી સેવે,
અનાચારને શુદ્ધ, ગણી વધી જાય કુટેવે,
કાં નવ માને દેવ, ગુરુ કે ઇશ ન માને,
ઇશ્વરનો પણ સદા, અભાવ ગણે મતી નાને,
વળી વિના પ્રયોજન સર્વને, નિંદે અપશબ્દો કહે,
મુજ સમ નથિ કો આ વિશ્વમાં, લહી યથા રુચિએ વહે. ૮
પાપ પ્રકટ જવ થાય, વગરશું વિરોધ બાંધે,
ભૂલી જઈ ઉપકાર, દુષ્ટપણું સઘળું સાધે,

મળી શકે નવ જેહ, તે જ મેળવવા તલપે,
હોય અસંભવ વાત, સદા અંતરમાં કલ્પે,
આ વિધ વળી પાપ સ્વભાવથી, નવિન પાપ ધસ્તો ફરે,
કો સુખદ પુણ્ય પરવારતાં, પડી દુઃખ દરિયે ભય ધરે. ૯

(અપૂર્ણ.)

---

# શ્રી पंचवरदवृत्तान्त.

(અનુસંધાન ગત દર્શનના પૃષ્ટ ૧૯૨ થી.)

આ સઘળાં શાસ્ત્રો જીવના દુઃખરૂપ બંધની નિવૃત્તિના ઉપાયને વર્ણન કરે છે; જીવને દુઃખરૂપ બંધની પ્રતીતિરૂપ પ્રાપ્તિનાં કારણો તથા આ દશ્ય પ્રપંચનું દુઃખપ્રદ સ્વરૂપ વર્ણે છે, તેમ જ એ બંધનિવૃત્તિ કરનાર અધિકારિના સ્વરૂપને વર્ણે છે, બંધનિવૃત્તિપર્યંતના માર્ગને દેખાડતાં મધ્યે આવનાર વિઘ્નોને તથા બંધનિવૃત્તિપર્યંતમાં અધિકારિને પ્રતીત થનાર સાક્ષાત્ સિદ્ધ, તથા અવાંતર ફલનાં સ્વરૂપને સ્પષ્ટ કરીને કહે છે, તથા અંતમાં સિદ્ધ દશાનાં સ્વરૂપને સ્પષ્ટ કરી જણાવે છે. મધ્યે મધ્યે વ્યવહારની શ્રેષ્ઠ, મધ્યમ, તથા નેષ્ઠ અવસ્થાઓનાં સ્વરૂપને, તેના સાધક હેતુઓને, તથા તેથી થતા લાભને તેમ જ હાનિને વર્ણે છે. વળી વ્યવહારની ઉત્તરોત્તર શ્રેષ્ઠતા અનુભવવાના નિમિત્તે નાના પ્રકારના નીતિના નિયમોને સૂચવે છે. આ સઘળું રૂડે પ્રકારે પ્રાણિઓના લક્ષમાં આણવા માટે નાના રચનાવડે નાના પ્રકારની આખ્યાયિકાના નિરૂપણપૂર્વક નાના ગ્રંથો આજપર્યંત થયા છે, થાય છે, ને થશે. પણ તે સર્વમાં સુખનાં તથા દુઃખનાં વિરોધી અને અવિરોધી સ્વરૂપ તથા કારણને જ માત્ર પ્રતિપાદન કરાય છે, એમાં કોઈ સંદેહ નથી. આ સઘળાનો આપણે કેવળ ઇષ્ટની જ ઇચ્છા રાખનારે સાર કાઢવા જતાં માત્ર એ જ નિકળે છે કે આ મનનો અમન ભાવ કરવો; આ વિપરીત બુદ્ધિને સંશયવિપર્યયરૂપ નિશ્ચયને ન કરનાર નિર્દોષ કરવી; આ વિષયસંસ્કારવાળા ચિત્તના અતિ ચંચલપણારૂપ સ્વભાવનો તેના કારણસહિત લય કરવો, અને ચાંચલ્યવિરહિત, સ્થૈર્યયુક્ત ચિત્તનો અચંચલ સ્વભાવ પ્રકટ અનુભવવો; આ દૃશ્યપ્રતિ બંધાયલો અભિમાનીનો મમત્વભાવ ક્રમે કરીને નિર્મૂળ કરવો, તથા શરીરીની આ અહંભાવનાની શિથિલતા તથા લય, અથવા તો અપરિ-

ચ્છિન્ન મહત્ શુદ્ધાભિમાનનો અચલ ભાવ પ્રકટાવવો. આ સઘળું ક્રમથી થતાં જીવન્મુક્તિસુખનો અનુભવ કરતાં અંતમાં મનબુદ્ધિ, ચિત્ત તથા અહંકારનો એક કાલાવિચ્છિન્ન દૃઢ સ્વરૂપ ભાવનાવડે લય થઈ પુનરુત્થાનરહિત સ્વરૂપે રહેવું.

આ પ્રકારના કર્ત્તવ્યને નિશ્ચય કરી સિદ્ધાન્તાનુસાર યત્ન કરવામાં પોતાને અસમર્થ જાણતા એવા કેટલાક શ્રદ્ધાવાન્ અધિકારીઓએ તો, આ પૂર્વોક્ત વિચાર પ્રમાણે અંતમાં કર્ત્તવ્ય છે, એમ જાણતાં છતાં પણ પોતાના અંતઃકરણમાં આ પ્રકારનો વિવિધ વિચારદ્વારા નિશ્ચય બાંધ્યો હતો. એ વિચાર તથા નિશ્ચયને પણ સ્વલ્પમાં કહું છું.

આ વિશ્વપ્રપંચ જે વ્યવહારકાળમાં નામરૂપથીજ વ્યવહરાય છે, તે નામરૂપ પ્રપંચને જગત્, સંસાર, વિગેરે ભિન્ન ભિન્ન શ્રવણગોચર થતા શબ્દોથી ઓળખાવવામાં, આ લોક તથા શાસ્ત્રનું પ્રયત્ન જણાય છે; અને આ જગત્રૂપ પ્રપંચ જેના વડે ઉત્પત્તિ, સ્થિતિ તથા લયને પ્રાપ્ત થતો તથા જેને વિષે પરતંત્રરૂપ વર્તતો પ્રતીત થાય છે, તેને તથા જે આધાર આધેય ભાવથી રહિત ગણાતા છતાં પણ તથા કાર્યકારણાદિ સંજ્ઞાઓ વસ્તુતઃજેમાં ઘટતી નથી છતાં પણ જેને આધાર તથા કારણરૂપ ગણવામાં આવે છે તેને જ મહેશ્વર, શબલ બ્રહ્મ વિગેરે શબ્દોથી ઓળખાવવામાં લોકશાસ્ત્રનું પ્રયત્ન જણાય છે. આથી પરતંત્ર વર્તતો પ્રપંચ તથા તેનો પ્રવર્તક હેતુ એમ એ જ, અંતમાં તથા આરંભમાં ગણવા યોગ્ય છે. પક્ષાંતરે એને જ અનાદિ તથા અનંત ગણવામાં આવે છે; તથા તત્વવિચારમાં પક્ષે પ્રપંચને અનાદિ સાંત, તથા હેતુને અનાદિસિદ્ધ અર્થાત્, અનાદિઅનંત નિશ્ચય કરવામાં આવે છે. આ પ્રપંચ અનાદિસાંત હોવાથી સ્થિર નથી, અને અસ્થિર હોવાથી અંતમાં અથવા પદાર્થોનાં રૂપાંતરસ્થાનાંતરમાં દુઃખદ થાય છે પ્રતીતિ કરનારને દુઃખદ હોવાથી એને દુઃખરૂપ કહ્યો છે. આ પ્રપંચની પ્રતીતિ કરનાર સર્વને સુખ પ્રિય છે. દુઃખ પ્રિય નથી, માટે દુઃખરૂપ હોવાથી આ પ્રપંચ પ્રીતિથી સેવવા યોગ્ય નથી. એમ છતાં પણ જનોની પ્રીતિ પ્રપંચમાં હોય છે, તથા તે પ્રીતિવડે દુઃખનો અનુભવ પણ તેમને જણાય છે આ કારણથી જ શાસ્ત્ર તથા સત્પુરુષો, જનોને ક્રમે કરી પ્રપંચની આસક્તિથી મુક્ત થવા કહે છે. વિષયપદાર્થ માત્રમાં આસક્તિવડે આમહપૂર્વક જનોની પ્રવૃત્તિ થાય છે, તે ટાળવા અર્થે જ દૃષ્ય વિષય માત્રમાં અ-

સ્પૃહારૂપ વિરાગને સાધવા બોધે છે. અસ્પૃહારૂપ વિરાગ અંતઃકરણમાં પ્રકટ થવાથી પદાર્થલાલસા શિથિલ થાય છે, અને તેથી વિષય પ્રાપ્ત થતાં તથા અપ્રાપ્ત રહેતાં અંતઃકરણમાં સંતાપ થઈ દુઃખાનુભવ થતો નથી. જેથી વિરાગાદિ સાધનો સુખેચ્છક જનોને અવશ્ય ઉપયોગી છે એમાં સંદેહ નથી. આ પ્રકારે જોતાં તત્વાકાર પરિણામને પામવાની અર્થાત્ સુખસ્વરૂપ થઈ રહેવાની ઇચ્છાવાળા સર્વ જનોએ લોકલોકાંતરમાં પ્રાપ્ત થતાં સંપૂર્ણ વિષયજન્ય સુખમાં અસ્પૃહારૂપ શુદ્ધ વિરાગને જ પ્રથમ સિદ્ધ કરવો ઘટે છે એમ સિદ્ધ થયું. પણ એવો શુદ્ધ વિરાગ જ્યાં પર્યંત આપણને પ્રાપ્ત થયો નથી, ત્યાં પર્યંત આપણે સકામ કર્મોપાસના કરવાની અગત્ય છે; અને તેમ કરતાં નિષ્કામ કર્મોપાસનાનો અધિકાર પ્રાપ્ત થશે ત્યારે જ આપણે વિરાગને પ્રાપ્ત કરી શકીશું.

હવે સકામ કર્મોપાસના તથા નિષ્કામ કર્મોપાસના કોઈ પણ ઉપાસ્ય દેવતા સિદ્ધ કર્યા વિના થઈ શકે નહિ. જેથી કોઈ શાસ્ત્રે વિધાન કરેલા, તથા લોકપરંપરાથી ઉપાસ્યરૂપે ગણાયેલા એવા ઉપાસ્યને સિદ્ધ કરવા જોઈએ.

ત્યાં ઉપાસનાપ્રતિપાદક વિવિધ શાસ્ત્રગ્રંથપ્રતિ લક્ષ કરતાં જણાય છે કે વિવિધ સ્વરૂપે અનેક ઉપાસ્ય દેવતાની ઉપાસનાને શ્રેષ્ઠ કહી છે. પ્રત્યેક ઉપાસનાને તે તે શાસ્ત્રમાં શ્રેષ્ઠ કહી છે તેથી ગમે તેની ઉપાસના કરીએ તો ચાલે એમ છે. પણ તે સઘળાં ઉપાસ્ય સ્વરૂપમાંથી કયા એક સ્વરૂપને જ પ્રધાનપણે ઉપાસ્યરૂપે ગ્રહણ કરવા, એ નિશ્ચયમાં પ્રવેશતાં વારંવાર વ્યામોહ થાય છે. વળી તેવા જ ગ્રંથોમાં એક ઉપાસ્યની શ્રેષ્ઠતા અને બીજા સર્વ ઉપાસ્યની ગૌણતા પણ પ્રતિપાદન કરી હોય છે. તેથી પણ અમુક દેવને જ ઉપાસ્યરૂપ ગ્રહણ કરવા, એવો નિઃશંક નિર્ણય થતો નથી. આ લોકપ્રવૃત્તિપ્રતિ લક્ષ કરતાં પણ તેમ જ થાય છે, કારણ કે ઘણા લોકો તો શિવની ઉપાસના કરે છે, ઘણા તો વિષ્ણુની કરે છે, ઘણા તો શક્તિની કરે છે, ઘણા તો બ્રહ્માની કરે છે, ઘણા તો સૂર્યની કરે છે, ઘણા તો સરસ્વતીની કરે છે, ઘણા તો ગણેશની કરે છે, ઘણા તો વિવિધ દેવીની કરે છે, અને એ જ પ્રમાણે અન્ય વિવિધ ઉપાસ્યની ઉપાસના કરે છે. જે લોકો જેની ઉપાસના કરે છે, તેને જ તેઓ શ્રેષ્ઠ ગણે છે, અને બીજાને ગૌણ ગણે છે. આ પ્રમાણે લોક તથા શાસ્ત્રથી ભેદબુદ્ધિ સ્થપાતાં એક ઉપાસ્યને ગ્રહણ કરવામાં વારંવાર શંકા રહેવી ઘટે છે. માટે હવે જેમાં લોકશાસ્ત્રદૃષ્ટિથી પ્र-

ધાનપણે અવિરોધપૂર્વક ઉપાસ્યરૂપના સિદ્ધ થાય તેને જ ઉપાસ્યરૂપે ગ્રહણ કરવા નિશ્ચય કરીએ.

અનેક પ્રકારના વિચારથી, શાસ્ત્રો તથા લોકપરંપરાથી ચાલતા આવેલા વ્યવહાર નિશ્ચય કરવા જતાં એક સદ્દગુરૂદેવની ઉપાસના જ સર્વકરતાં અધિક અવિરોધવાળી છે. તે શાસ્ત્ર તથા લોકવ્યવહારથી અવિરોધપણે સિદ્ધ કરાવનાર વિચારનું સ્વરૂપ આ છેઃ—

શાસ્ત્રમાં પ્રબળપણે સ્થળે સ્થળે એવો ભાવ જણાવ્યો છે કે આ અધિકારની ઇચ્છાવાળાએ જેવી પરમાત્મા દેવમાં ભક્તિ રાખવી ઘટે છે, તેવી જ શ્રીગુરૂદેવમાં પણ રાખવી ઘટે છે. અર્થાત્ પરમેશ્વરથી અભેદપણે ગુરૂભક્તિ કરનાર જ આ પરમ રહસ્યને પામે છે. વળી એવા આપનાં પણ પ્રબળ પ્રમાણવાક્યો છે, કે પરમ તત્ત્વસ્વરૂપને યથાવત્ અનુભવનાર પુરૂષની સેવા અથવા ઉપાસના સર્વ પ્રકારની કામનાને પરિપૂર્ણ કરી આપનાર છે, અર્થાત્ સંપૂર્ણ સકામ જનોએ સેવ્ય, ઉપાસ્ય, પરમતત્ત્વજ્ઞ શ્રી સદ્દગુરૂદેવને જ જાણવા. વળી એવો પણ નિશ્ચય પ્રબળ પ્રમાણવાક્યો કરી આપેછે કે બ્રહ્માત્મઐક્ય યથાર્થપણે અનુભવનાર પુરૂષ બ્રહ્મરૂપ જ હોય છે. અર્થાત્ બ્રહ્મ જેમ ઉપાસ્ય છે તેમ તે સ્વરૂપજ્ઞ શ્રીસદ્દગુરૂ પણ પ્રધાનપણે ઉપાસ્ય જ છે. વળી એવાં પણ શાસ્ત્રવચનો પ્રસિદ્ધ છે કે સર્વાત્મભાવ, દઢ સ્થાપનાર મહા પુરૂષ જ સર્વતઃ અભેદ હોવાથી શિવ, વિષ્ણુ, બ્રહ્મા આદિ સંપૂર્ણ દેવરૂપ છે. અર્થાત્ સાક્ષાત્ પરબ્રહ્મરૂપતાને પ્રાપ્ત તે પુરૂષ હોવાથી અન્ય સંપૂર્ણ દેવદેવી આદિ અવાંતર ઉપાસ્ય દેવરૂપ પણ છે જ, એમાં શંકા કરવા યોગ્ય કાંઈ જ નથી. વળી એવાં પણ વચનો છે કે સંપૂર્ણ ઉપાસ્ય દેવતા, અધિકારિઉપર પ્રથમતઃ શ્રીસદ્દગુરૂદેવનો અનુગ્રહ જાણે છે ત્યારે જ પ્રસન્ન થાય છે. અર્થાત્ શ્રીગુરૂદેવવિના અન્ય ઉપાસ્યની સિદ્ધિ જ થઈ શકતી નથી. આ જ કારણથી સ્થાનપરત્વ પ્રતિપાદન કરાયું છે કે ગુરૂદેવથી અધિક કોઈ નથી. આ વિગેરે અનેક પ્રમાણવચનોથી પ્રતીત થાય છે કે શ્રીસદ્દગુરૂદેવના અનુગ્રહવિના પરમપદને પ્રાપ્ત થવાતું નથી. અર્થાત્ તે પરમ તત્ત્વાનુભવ કરનાર મહા પુરૂષ જ પરમ પદને પામે છે, તથા પમાડે છે. જેથી પ્રત્યક્ષ પ્રધાન ઉપાસ્ય શાસ્ત્રદૃષ્ટિથી સર્વરૂપ શ્રીસદ્દગુરૂદેવ જ ઠરે છે. હવે વ્યવહાર દૃષ્ટિથી જોતાં પણ એમ જ જણાય છે. આ લોકમાં ઉપાસક માત્ર કોઈ પણ ગુરૂદ્વારા પોતાના ઉપાસ્યને સિદ્ધ કરે છે. સઘળા લોકોને ધર્મ કર્મ તથા

ઉપાસનાનું યથાવત્ જ્ઞાન શ્રીગુરુદ્વારા જ મળે છે. સંપૂર્ણ ઇષ્ટાભિમુખ થવા ઇચ્છનાર મનુષ્યોએ કેવે પ્રકારે પ્રવેશ કરવો, એ વાર્તા અનુભવી માર્ગદર્શકવિના પોતાની મેળે જાણી શકાતી નથી.

લૌકિક વૈદિક સઘળા પ્રકારના વ્યવહારની ક્રિયામાં પ્રવૃત્તિ ગુરુવડે જ થાય છે. જેમ આ લોકમાં રોગનાં સ્વરૂપ તથા વિવિધ ઔષધોને પ્રતિપાદન કરનાર વૈદ્યશાસ્ત્રના અનેક ગ્રંથો તથા ઔષધો પ્રત્યક્ષ હોય છે, તોપણ રોગીઓને અનુભવી વૈદ્યની અપેક્ષા રહે છે, તેમ જ શાસ્ત્રાદિ સાધન છતાં પણ આ ભવદુઃખરૂપ મહા વ્યાધિની નિવૃત્તિ અર્થે ગુરુની અપેક્ષા છે. ઉપાસકોને જ્યારે જ્યારે ઉપાસ્યસિદ્ધિમાં વિઘ્ન કે વિલંબની પ્રાપ્તિ થાય છે, ત્યારે પણ શ્રી ગુરુદ્વારા જ પ્રાપ્ત સંશય વિપર્યયને નિવૃત્ત કરવા પડે છે.

ઉપાસ્ય દેવતાને પ્રસન્ન કરનાર મંત્ર તથા તત્સંબંધી સંપૂર્ણ વિધિ શ્રીગુરુદ્વારા જ ગ્રહણ કરવામાં આવે છે.

આ વિગેરે અનેક પ્રકારે વિચારી જોતાં શ્રીગુરુના અનુગ્રહવિના કોઈ પણ ઉપાસ્ય દેવતા સિદ્ધ થતા નથી તો સર્વ ઉપાસ્ય દેવતાને પોતાના સ્વરૂપમાં અભેદભાવે અનુભવનાર હોવાથી સર્વ દેવમય ગણાતા પ્રત્યક્ષ શ્રીગુરુદેવને જ શાં માટે ઉપાસ્યદેવ જાણી ન સેવવા? સર્વથા સેવવા જ જોઈએ.

વળી અન્ય દેવતાઓનાં દિવ્ય તનુને ન જાણનાર તથા જોનાર એવા સર્વે ઉપાસકો તે તે ઉપાસ્ય દેવતાનિમિત્તે ધાતુઆદિની પ્રતિમા સ્થાપીને તેના પ્રતિ સર્વોપચારથી પૂજનાદિ વ્યવહાર કરીને ઇષ્ટાર્પણ માને છે, અને તે તે પૂજનાદિ વ્યવહારથી પણ તે સર્વજ્ઞ ઉપાસ્ય દેવતા પ્રસન્ન થાય છે. તો સર્વ દેવમય શ્રીગુરુનાં તનુપ્રતિ અર્પેલા પૂજનાદિથી ઇષ્ટ ઉપાસ્ય પ્રસન્ન થાય એમાં શું આશ્ચર્ય? આ પ્રકારે કોઈ પણ ઉપાસ્યના ઉપાસક છતાં પણ શ્રીગુરુદ્વારા કરેલી ભક્તિપૂર્વક પૂજાને સ્વીકારી તે તે ઉપાસ્ય પ્રસન્ન થવા સંભવે છે, તો સર્વ ઉપાસ્યનિમિત્ત અથવા સાક્ષાત્ ઉપાસ્યરૂપ ગણીને શ્રીગુરુદેવની જ ઉપાસના કરવી અધિક યોગ્ય છે, એ વાર્તાને કોણ બુદ્ધિમાન્ અનુચિત ગણે? કોઈ જ નહિ.

આ શિવાય અનેક વિધિએ પ્રકારાંતરથી વિચાર કરીને તે શ્રદ્ધાવાન્ ઉપાસકોએ પ્રપંચના હેતુરૂપ, પ્રવર્તક, નિવર્તક, સ્થાપક, રક્ષક આદિ અનેક સત્તાધીશ ઉપાસ્ય દેવતાની પ્રીતિ અર્થે તથા સર્વ દુઃખની નિવૃત્તિ અર્થે શ્રી સદ્ગુરુ દેવની ઉપાસનાજ માત્ર આપણે તાત્કાલિક કર્તવ્ય છે, એવો દૃઢ

નિશ્ચય કર્યો.

આ પ્રકારનો નિશ્ચય કર્યા પછી તે સર્વ શ્રી સદ્ગુરુ દેવની ઉપાસના કરવાને વિધિવત્ પ્રવૃત્તિ કરવા લાગ્યા.

જેમ આ લોકમાં અન્ય ઉપાસકો પોતાના ઈષ્ટને સર્વોત્કૃષ્ટ માની સેવે છે, તેમ તેમણે પણ શ્રી સદ્ગુરુને સર્વોત્કૃષ્ટ ગણી સેવવાનો આરંભ કર્યો.

એ લોકોએ પોતાના યોગ્ય પ્રકારના વિચારોવડે સિદ્ધ કરીને આ સ્થૂલ જે આ ક્ષણે તમારા સમીપ વિદ્યમાન છે, તેમાં સદ્ગુરુબુદ્ધિ સ્થાપી, અને તે સઘળા આ સ્થૂલપ્રતિ વિધિવત્ પૂજનઅર્ચન કરવા લાગ્યા.

આ સ્થૂલનું તે વેળાએ હું દૃઢ આત્મબુદ્ધિથી અથવા દૃઢ મમ ભાવથી સેવન કરતો નહોતો, તોપણ એમાં શિથિલ થયેલું અદૃઢ અભિમાન તથા મમત્વ હતું. જેથી મેં તેમને તેમના શુદ્ધાશુદ્ધ નિશ્ચય સંબંધે આ પ્રકારના પ્રશ્ન કર્યા, તથા તેનાં ઉત્તર પણ આ તેમણે દીધાં.

**પ્રશ્ન**—તમે આ પંચભૂતનું દૃશ્ય શરીર જેમાં મલમૂત્રાદિ દોષરૂપ પદાર્થો છે, તેને ઉપાસ્ય દેવને સ્થાને કેમ ગ્રહણ કરો છો?

**ઉત્તર**—અમે સત્શાસ્ત્રદ્વારા જાણ્યું છે કે બે હાથવાળું, તથા પરમાત્મ તત્વના સ્વરૂપના જ્ઞાનવાળું અંતઃકરણ જેમાં વિદ્યમાન હોય એવું શ્રી સદ્ગુરુનું સ્થૂલ સેવવા યોગ્ય છે. બ્રહ્મતત્વને યથાવત્ જાણનાર બ્રાહ્મણ પણ પૂજવા યોગ્ય છે, તો આ સ્થૂલમાં અમે પૂજન કરવાની અયોગ્યતાનો નિશ્ચય કેમ કરીએ? વળી કેવળ ભૌતિક શરીર માત્રનું પણ પૂજન વિધિરૂપ છે. મહાત્માનાં મૃત શરીરોનું પણ પૂજન કરવામાં આવે છે, તો ચેતનતા યુક્ત મહાત્માનાં શરીરનું પૂજન કેમ ઉચિત ન ગણાય? વળી કાષ્ટ, પાષાણ, મૃત્તિકા, અને ધાતુઆદિની પ્રતિમાઓને પણ અમે ઉપાસ્ય દેવતાનિમિત્ત ઈષ્ટબુદ્ધિથી વિધિવત્ પૂજીએ છીએ, તો આ પ્રત્યેક સચેત ઈંદ્રિયો જે વિવિધ દેવતાઓની સત્તાથી દેવયુક્ત ગણાય છે, તે ઇંદ્રિયોવાળા તથા દેવોના સત્તારૂપે નિવાસસ્થાનરૂપ અંતઃકરણ ચતુષ્ટ્ય અથવા પંચક જેમાં વિદ્યમાન છે, એવા મહા પુરુષના શરીરને અમે પૂજ્ય કેમ ન ગણીએ? અમારા વડિલની પૂર્વપરંપરાથી અમારો કુલાચાર પણ ગુરુસેવાનો છે, જેથી આપ મહા પુરુષ શ્રી સદ્ગુરુના પ્રત્યક્ષ સ્થૂલને અમે સેવીએ છીએ, તે શાસ્ત્રની આજ્ઞારૂપે, ધર્માચરણરૂપે, તથા કુલાચાર જાણીને અવશ્ય કર્તવ્યરૂપ નિશ્ચય સાધીને જ સેવીએ છીએ. વળી આપ કહો છો કે મલાદિ

દોષયુક્ત શરીર છે, તો તે પણ શંકારૂપ નથી. કારણ શરીર તથા શરીરીનો ભેદ છે. તેમ જ પ્રત્યેક શરીર મલાદિ દોષ તથા અંતઃકરણાદિ ગુણરૂપ પદાર્થોવાળું છે. જેથી ગુણની પ્રધાનતાવડે અમે તેને સેવીએ છીએ. જો મલાદિ દોષના સંબંધથી આ સ્થૂલાવિચ્છિન્ન મહા પુરૂષ પૂજવા કે ઉપાસવા યોગ્ય ન કરતાં હોય તો પરમેશ્વર પણ પૂજ્ય તથા ઉપાસ્ય નહિ કરશે. કારણ કે જેમ આ સ્થૂલમાં ગુણદોષ છે, તેમ જ પરમાત્માને આશ્રિત રહેનારી મલિનસત્વા તથા શુદ્ધસત્વા પ્રકૃતિ, અથવા અવિદ્યા તથા વિદ્યા માયા એ પણ પુરૂષોત્તમરૂપ પરમેશ્વરનું દોષયુક્ત સ્થૂલ જ ગણાય છે, જે આ સંપૂર્ણ શરીરો તથા શરીરીઓનું પરમ ધામરૂપ છે. આથી નિશ્ચય થાય છે કે જેમ ગુણદોષયુક્ત પ્રકૃતિસ્થ ચેતનરૂપ પુરૂષોત્તમ સર્વોત્કૃષ્ટ સેવ્ય તથા ઉપાસ્ય ગણાય છે, તેમ ગુણદોષયુક્ત શરીરસ્થ ચેતનરૂપ મહા પુરૂષ પણ પૂજવા યોગ્ય છે. જેમ પુરૂષોત્તમ પરમાત્મા, દષ્ટિના વિષયરૂપ પ્રત્યક્ષ ન હોવાથી, પ્રકૃતિદ્વારા જ પૂજવામાં આવે છે, તેમ આ શરીરસ્થ અથવા અંતઃકરણાવિચ્છિન્ન ચેતનરૂપ તત્વજ્ઞ મહાત્મા પુરૂષ પણ પ્રકૃતિરૂપ શરીરદ્વારા જ પૂજવા યોગ્ય છે.

આ લોકમાં જેમ રાજ્યસત્તાધારી પ્રધાનથી તે દ્વારપાલપર્યંત સંપૂર્ણ, વ્યક્તિ તથા અધિકારપરત્વ નમન કરવા યોગ્ય ગણાય છે,—એ નમન વસ્તુતઃ રાજાને જ ગણાય છે, તેમ જ રાજ્યસત્તાધારીનું કોઈ અપમાન કરે છે, તો તે પણ ખરૂં જોતાં રાજાનું જ અપમાન ગણાય છે,—તેમ જ આ સંપૂર્ણ પ્રજામાં જેઓ અંતઃકરણપૂર્વક ઈશ્વરાભિમુખ થયા હોય છે, તે સઘળા, વિશ્વાધિપતિ મહારાજાની સત્તા ધારણ કરનાર ગણાય છે. તેમાં જેમ આ લોકમાં દ્વારપાલથી તે પ્રધાનપર્યંત અધિક ચઢતા ક્રમે સત્તાવાન્ ગણાય છે, તેમ અત્ર પણ જ્ઞાન સદ્ગુણાદિની અધિકતાએ શ્રેષ્ઠત્વ હોયછે. એ શ્રેષ્ઠત્વને પ્રાપ્ત પર્યંતના સર્વે ઈશ્વરાભિમુખ મહાપુરૂષનું પૂજન વિગેરે તે શ્રી પરમાત્મા પુરૂષોત્તમનું જ પૂજન ગણાય છે. આ વિગેરે અનેક પ્રકારના લોકરૂઢિ, તથા શાસ્ત્રના મર્મનો વિચાર કરીને અમો પરમ ઉપાસ્ય શ્રી પરમેશ્વરની પ્રસન્નતા અર્થે આપ મહા પુરૂષોને વિષે, ઉપાસ્યબુદ્ધિ સ્થાપી વિધિવત્ પૂજનાદિ કરીએ છીએ; અને તે પૂજનાદિ સત્ક્રિયા પરમ ઉપાસ્યને વિષે અર્પીએ છે, તથા તે ફલપ્રદાતા સર્વજ્ઞ પુરૂષોત્તમ આ અમારાં યોગ્ય વર્તનના જ્ઞાતા હોવાથી અવશ્ય ફલ આપશે એવો અમારો દઢ નિશ્ચય છે.

પ્રશ્ન—જે શરીરમાં તમે ઉપાસ્યબુદ્ધિ સ્થાપો છો, તે શરીરી ઈશ્વરાભિમુખછે, તથા ઉત્કૃષ્ટ અધિકાર પ્રાપ્તછે, એવો નિશ્ચય કયા પ્રમાણોથી કરયોછે?

ઉત્તર—તે શરીરીના અંતર્ આશયો, જે વાણીદ્વારા પ્રકટ થાય છે, તે શ્રવણ કરીને તથા તેમની તદનુકૂલ થતી બાહ્ય ક્રિયાઓ જોઈ જાણીને, તેમ જ શાસ્ત્રમાં એવા પુરૂષોનાં ઉત્તમોત્તમ જે જે ગુણ લક્ષણોનાં સ્વરૂપ કહ્યાં છે, તે તે પ્રસંગવશાત્ તેમનામાં અભિવ્યક્ત થયેલાં પ્રતીત થવાથી અમે યોગ્ય નિશ્ચય, જેમ અન્ય અર્થમાં યથામતિ કરીએ છીએ, તે પ્રમાણે આ પક્ષમાં પણ કરયો છે. આ લોકમાં સર્વ પ્રાણિઓ, પોતાને યોગ્ય લાગ્યા વિના સારી વા નઠારી ક્રિયામાં પ્રવેશ કરતા નથી. તો પણ ક્રિયામાં પ્રવેશ કરવા પૂર્વે કેવળ પોતાને જ યોગ્ય લાગ્યાથી ક્રિયાનું નિર્દોષપણું સિદ્ધ કરવું ઉચિત નથી. પણ ઉત્તમ પુરૂષોએ, સેવવા યોગ્ય કહીને જેને નિર્દોષ ગણી છે, તથા ઉત્તરોત્તર બુદ્ધિમાન ધીર પુરૂષો જેને સેવતા આવ્યા છે તથા જે નીતિ અથવા ક્રિયાને સેવનારાની આ કાળે પણ શ્રેષ્ઠ લોકોવડે સ્તુતિ કરાય છે, તે સેવવા યોગ્ય નીતિ અથવા ક્રિયાને સ્વાનુભવ, લોક તથા શાસ્ત્ર એ ત્રણવડે સિદ્ધવિહિત નિશ્ચય કરીને પછી નિર્દોષ ગણવી, તથા સ્વીકારવી એ ઉચિત છે. આ પૂર્વોક્ત રીતિને અનુસરીને અમે સેવ્ય તથા ઉપાસ્યની યોગ્યતા નિશ્ચય કરી છે, જેથી હવે અમારે એમાં અધિક પ્રમાણની અપેક્ષા નથી. (અપૂર્ણ.)

---

# सन्मित्रनुं मित्रप्रति पत्र.

( અનુસંધાન વર્તમાન રૂપના પૃષ્ટ ૮૬થી. )

આ જગતમાં સંગતિ જ સુમતિ તથા કુમતિ કરવામાં કારણરૂપ છે. સંગ એ જ આ લોકના અંતરૂમાં પડી રહેલાં કામનારૂપ બીજને જળ સિંચનારૂં મેઘરૂપ છે. પ્રાણિ પદાર્થના સંગથીજ આ છવોની કામના વેગવડે અંકુર કાઢતી જાય છે, અને ઉત્તરોત્તર વૃદ્ધિને પામતી તે કામના અંતમાં આ જીવને સર્વ અનર્થ આપી રહે છે. જેથી જેમ સંગ તેમ જ કામના પણ મુખ્ય ત્યજવા યોગ્ય છે, એ પ્રથમથી જ મારા વડે સમજાતું આવેલું હિતકર વાક્ય તું કદી પણ વિસરીશ નહિ. મોટા ચિત્તના સ્થૈર્યને પ્રાપ્ત સરખા પુરૂષો પણ આ કામનાથી ભયને પામતા રહ્યા છે. પૂર્વે જેના અર્થે

ઇત્યિરે લીલાતનુ ધારણ કર્યું હતું એવા સાચા ભક્ત મહા પુરૂષ શ્રીપ્રલ્હાદને જ્યારે ભગવાને કહ્યું કે હે સાચા ભક્ત પ્રહ્લાદ! હું કે જે મનુષ્યની સઘળા પ્રકારની કામનાને પૂર્ણ કરનાર છું, તેના પાસે તું તારી ઇચ્છા પ્રમાણે વર માગ. ત્યારે ભગવાનનાં એ પ્રકારના વચનોને શ્રવણ કરીને હસતાં હસતાં શ્રી પ્રહ્લાદે કહ્યું છે કે ભક્તિયોગનાં વિઘ્નરૂપ વરોની મને ઇચ્છા નથી, માટે હું કે જે જન્મથી જ વિષયોમાં આસક્ત છું તેને વરદાનોની લાલચ આપીને આપ લલચાવશો નહિ. આ વિગેરે અનેક પ્રિય વિનય વચનો બોલ્યા. પછી તે પ્રહ્લાદ ભગવાન્ પાસે ભગવાનની વર માગવાની આજ્ઞાને મસ્તકે ચઢાવી આં પ્રકારનાં વચનો બોલ્યા છે કે,

यदि रासीश मे कामान् वरांस्त्वं वरदर्षभ
कामानं हृद्य संरोहं भवतस्तु वृणे वरम् ॥
इन्द्रियाणि मनः प्राण आत्मा धर्मो धृतिर्मतिः
ह्रीः श्री स्तेजः स्मृतिः सत्यं यस्य नश्यति जन्मना ॥
विमुञ्चति यदा कामान् मानवो मनसि स्थितान्
तर्हैव पुंडरीकाक्ष भगवत्त्वाय कल्पते ॥

અર્થ—હે વર દેનારાઓમાં શ્રેષ્ઠ! આપ જો મને માગેલા વર જ આપવા પ્રસન્ન હો તો હું આપની પાસે એટલું જ માગું છું કે કોઈ કામનાનો અંકુર જ આ મારા મનમાં ઉત્પન્ન થાય નહિ (કારણ કે) કામનાનો જન્મ થવાથી ઇંદ્રિયો, મન, પ્રાણ, દેહ, ધર્મ, ધીરજ, બુદ્ધિ, લજ્જા, લક્ષ્મી, તેજ, સ્મૃતિ, અને સત્ય એ સઘળાં નાશ પામે છે. હે પરમેશ્વર! મનુષ્ય જ્યારે સઘળી મનમાં રહેલી કામનાઓને તજી દે છે, ત્યારે જ મુક્તિને યોગ્ય થાય છે.

હે મિત્ર! આ પ્રકારની સઘળાયોગ્ય કામનાને ઉપજાવી જીવોને અનર્થને પ્રાપ્ત કરનાર આ પ્રપંચનો સંગ અથવા વિષયપ્રતિની આસક્તિ છે, માટે સંગ કરતાં સાવધાનપણું રાખજે.

ભગવાન્ શ્રીકપિલ મુનિએ પણ પોતાની માતા દેવહુતીને બોધ આપતાં કહ્યું છે કે! સંગ કરવો એ આત્માને કષ્ટકર પણ તુટે નહિ એવો પાશ છે, એમ વિદ્વાનોના સિદ્ધાન્ત છે, પણ તે જ સંગ જો સત્પુરૂષોનો

કર્યો હોય તો તે ઉપદેશ્યું મોક્ષનું દ્વાર છે.' આ પ્રકારનાં વચનને કહેનાર શ્રીકપિલ ભગવાને સત્પુરૂષનાં મુખ્ય સામાન્ય લક્ષણો પણ કહ્યાં છે કે 'સુખ તથા દુઃખને સહન કરનારા, દયાળુ, સર્વ પ્રાણિઓના મિત્રરૂપ, કોઈને વિષે પણ શત્રુબુદ્ધિ નહિ કરનાર એવા શાંત ચિત્તવાળા, શાસ્ત્રને ઉલ્લંઘન કરીને કદાચિત્ પણ ન વર્તનારા, સુસ્વભાવ માત્ર જ જેને શોભાવનારા અલંકાર છે એવા, એક નિષ્ઠાથી પરમેશ્વરની દૃઢ ભક્તિવાળા, પરમેશ્વરનિમિત્તે જ સર્વ કર્મફલના ત્યાગવાળા, સ્વજન તથા બાંધવોના સ્નેહને જ ઇષ્ટ માની ન સેવનારા, નિરંતર પરમાત્માની પવિત્ર કથાને શ્રવણ કરનારા તથા તેવી કથાનું વર્ણન કરનારા જેઓ છે તેઓને સત્પુરૂષ જાણવા." એવા સત્પુરૂષો કે જેમનું ચિત્ત પરમેશ્વરમાં જ રહેલું હોયછે તેમને કોઈ પ્રકારના પણ તાપ પીડતા નથી. જેઓ 'સર્વ પ્રકારની સકામ ભક્તિના ત્યાગપૂર્વક' પરમેશ્વરને સેવનારા છે, તેઓ જ સાધુ કે સત્પુરૂષમાં ગણાય છે, અને સંગ પણ તેવાનો જ કરવો કહ્યો છે. કેમકે પ્રાણિપદાર્થમાં આસક્તિને તથા તજ્જન્ય દોષને તેઓનો સંગ જ મટાડવામાં સમર્થ હોય છે.

આ જગત્‌માં જેવા પ્રબળ વેગથી બુદ્ધિમાન પુરૂષોએ દુર્જનના સંગની નિંદા કરી છે, તેવા જ પ્રબળ વેગથી સજ્જનના સંગની સ્તુતિ કરીછે, માટે પોતાના કલ્યાણને ઇચ્છનારે દુર્જનને ત્યજવો અને સજ્જનની સાથે સ્નેહ કરવો.

હે સદ્વૃત્તિવાળા! આ સંસારમાં ઇશ્વિરસરખા સત્પુરૂષનો જેને અનુગ્રહ થાય છે, તેને કંઈ પણ દુઃસાધ્ય નથી. જેથી આપણાં વ્યાવહારિક કાર્યને કરીને પછી અવકાશનો સમય કાઢીને તેટલા સમયમાં નિત્ય મહાત્મા સત્પુરૂષના સમીપ જવું.

ઘણા મનુષ્યો પોતે અલ્પજ્ઞ છતાં પણ પોતાના વિષે સર્વજ્ઞપણાના અનુમાનથી અન્યના સમીપ જવામાં નીચાપણું માને છે. કોઈ તો આ જગત્‌માં સર્વજ્ઞ મહાત્માનો અભાવ નિશ્ચય કરી બેસે છે તેથી, તથા કોઈ તો પોતાના અજ્ઞાનને પ્રકટ થવાના ભયથી અન્ય સત્પુરૂષસમીપ જતા નથી. કોઈ તો આ વ્યવહારકાર્યમાં કેવળ ગ્રસ્ત થઈ રહીને પોતાને અવકાશ ન મળવાના નિમિત્તે કોઈ પાસે જતા નથી. કોઈ તો પ્રારબ્ધને વશ વર્તનાર પોતાને સમજીને પ્રારબ્ધબળથી જ તેવા મહાત્માને ઘેર બેઠા પ્રાપ્ત કરવાની આશાથી અન્ય સ્થળે જતા નથી. આ વિગેરે અનેક કારણોને વશ

થતાં મનુષ્યો નિરંતર ભૂલમાં ભ્રમનાં હાનિને સહન કરે છે. પરંતુ તેઓ આ સંસારના સ્વરૂપને યથાવત્ જાણવામાં અસમર્થ હોવાથી અત્યંત યોગ્ય નિશ્ચયને કરી શકતા નથી.

વળી અન્ય પક્ષે જોતાં આ જગતમાં મહાત્મા સત્પુરૂષનો વેષ કાઢવાની ઇચ્છાવાળા પણ ઘણા જણાય છે, અને તેવા મિથ્યા વેષધારીઓદ્વારા ઘણી વેળા મનુષ્યો સંબંધ કરી ઠગાયા છે. જેથી ખરા પુરૂષોમાં પણ જીવોને ભ્રાંતિ થવાનો સંભવ હોય છે, તેથી કેવળ મનુષ્યોનો પણ દોષ કઢાય એમ નથી.

આ લોકમાં રૂપિઆની કે કાષ્ટપાષાણ કે અન્ય ધાતુઓ આદિની પણ યથાર્થ પરીક્ષા કરવામાં તે તે કામમાં નિપુણ પુરૂષો પ્રસંગે ભૂલ ખાય છે, તો મનુષ્યની પરીક્ષા કે જે કરવાનો સર્વ મનુષ્યોનો મુખ્ય વ્યાપાર નથી, તેમાં તો તેઓ ભૂલ ખાય એમાં સંદેહ શો? આ પ્રકારે પરીક્ષક દૃષ્ટિવિના ઘણા મનુષ્યો ઇચ્છિતાર્થ સાધ્ય કરી શકતા નથી, એ પણ ખરી વાર્તા છે. અન્ય કેવળ જડ પદાર્થની પરીક્ષા કરવામાં કદાચિત્ નિપુણતા થવાય, પરંતુ મનુષ્યની પરીક્ષા કરવામાં કુશળ થવું એ અત્યંત કઠિન કામ છે.

મનુષ્ય કે જે અંતર્બહિર્ ભિન્નપણે દેખાવ આપી શકે છે તે મન, વાણી તથા શરીરકૃત ચેષ્ટાથી એકાએક ખરે રૂપે ઓળખી શકાય તેમ નથી. તેથી લોકો મનુષ્યની પરીક્ષામાં ઠગાય એમાં કાંઈ આશ્ચર્ય નથી.

આમ છતાં પણ જગતમાં યથાર્થ પ્રયત્ન કરનારને કોઈ પણ અર્થ અસાધ્ય છે એમ નથી. તેથી યોગ્ય ઉપાયવડે મનુષ્યની પણ પરીક્ષા કરવી એ સર્વને ઉચિત છે. થોડો કાળ પણ નિરંતર સહવાસ કરીને મનુષ્યની પરીક્ષા બુદ્ધિમાન્ પુરૂષો કરી શકે છે, અને ઘણા કાળના સહવાસથી મધ્યમ મતિનાં મનુષ્યો પણ મનુષ્યની પરીક્ષા કરી શકે છે.

સામાન્ય મનુષ્યકરતાં પણ સત્પુરૂષોની પરીક્ષા કરવી બહુ કઠિન છે, તથાપિ બુદ્ધિમાન્ પુરૂષો સહવાસવડે તેમની પરીક્ષા પણ અવશ્ય કરે છે. માટે હે સૂક્ષ્મ બુદ્ધિવાળા! તારે તો સહવાસવડે સત્પુરૂષોને જાણવા યત્ન રાખવું, તથા પ્રતિદિન થોડો કાળ પણ તેમનો સંગ કરવો. સત્પુરૂષના અનુગ્રહથી જ અક્ષય ફળ મળે છે.

લોકોમાં કોઈ તો મોટા વિભવવાળા પુરૂષને જ મહાત્મા પુરૂષ માને છે. કોઈ તો કેવળ ત્યાગીસરખા નગ્ન અથવા કૌપીન ધારણ કરીને વિચ-

સ્નારાને જ મહાત્મા માને છે. કોઈ તો સામાન્ય વેષ અથવા સ્થિતિમાં ર- હેનાર ગૃહી અથવા ત્યાગીને મહાત્મા માને છે. કોઈ તો ઘણા વિદ્વાનને, કોઈ તો સામાન્ય વિદ્વાન છતાં યથાર્થ નીતિમાનને, કોઈ તો વિદ્વાન તથા નીતિમાનને, અને કોઈ તો વિદ્યા તથા નીતિના નિયમ વિનાનાને મહાત્મા પુરુષ માને છે.

કે આવા નિશ્ચય કરવામાં સર્વ લોકોની મતિનો સમાન વેગ તથા અં- ત્યાશ એક, એમ હોતું નથી, એ પ્રત્યક્ષ છે. દૃષ્ટાંત તરીકે ઘણા ધનવાન પુ- રુષો પોતાને દારિદ્ર આવવાના ભયથી પુણ્ય કર્મમાં તથા દાનમાં પોતાના ધનનો વ્યય કરતા નથી; અને ઘણા ધનવાનો પોતાને દારિદ્ર પ્રાપ્ત થવાના ભયથી જ પુણ્ય કર્મમાં તથા દાનમાં પ્રીતિવડે ધનનો વ્યય કરે છે. આ પ્ર- કારે એક જ કારણના અનુમાનથી વિવિધ કાર્યવિષયક નિશ્ચય ભિન્ન ભિન્ન મતિદ્વારા પ્રકટે છે, જેથી જગતમાં કોઈ પણ પ્રકારના નિશ્ચયસંબંધે મતિ- ભેદ પડવામાં આશ્ચર્ય પામવા સરખું કાંઈ નથી.

યોગ્યાયોગ્ય નિશ્ચય કરવામાં પણ સર્વ મનુષ્યની બુદ્ધિ એકસરખું કા- મ કરી શકતી નથી. માટે સુજ્ઞ પુરુષે પોતાના કલ્યાણનિમિત્ત યોગ્ય વિચા- રથી કરેલા નિશ્ચયમાં અન્યની સંમતિની ખાસ અપેક્ષા રાખવી અધિક ઉ- પયોગની નથી. એક કરતાં વધારે પુરુષો જે નિશ્ચય કરવામાં એકસરખા વા- રંવાર આવે તેવાઓનાં અંતઃકરણ ઘણું ખરું સમ સજાતીય દ્રવ્યવાળાં હોય છે. તેથી તેમનો પરસ્પરનો સ્નેહ પણ શોભે છે, તથા નિભે છે; અને તેવા અનુકૂળ સંપત્તિવાળા પુરુષોએ પરસ્પરનાં કાર્યમાં અથવા કાર્યવિષયક નિશ્ચયમાં પરસ્પરની સંમતિની અપેક્ષા રાખી હોય તો તે યોગ્ય પ્રકારે જો- તાં પ્રતિકૂળ નથી.

આ વિગેરે અનેક પ્રકારના વિચારના તાત્પર્યને સમજીને તારે તો પોતાના શ્રેયના નિશ્ચયમાં અન્ય વિજાતીય દ્રવ્યવાળા સંગીઓની સંમતિ લેવાની પ્રવૃત્તિ હવે પછી બંધ જ પાડવી. આપણને યોગ્ય વિચારથી અનુ- કૂળ જણાય તે નિશ્ચયને જો સત્શાસ્ત્ર વિહિતરૂપે સ્વીકારતું હોય તો તે અધિક પ્રમાણ કરવા યોગ્ય જાણવો, અને નિઃશંકપણે તે તે નિશ્ચયાનુસાર નિર્દોષ પ્રવૃત્તિ કરવી.

અનેક પ્રકારની ઉપાધિયુક્ત પ્રતીત થતા છતાં પણ નિર્લેપ અંતઃક- રણવાળા મહાત્મા પુરુષની સ્થિતિ જગતમાં દુર્લભ છે. તેમ જ કેવળ સંગ- રહિત નિર્જન પ્રદેશમાં જ નિરંતર રહેનારા પુરુષોની સ્થિતિ પણ દુર્લભ

છે. મધ્યમ પ્રકારની સઘળી સ્થિતિ સુગમ અને સુલભ છે. કેટલાએક મહાત્મા પુરૂષ સાધકના ઉપયોગમાં આવે એવા હોય છે. કેટલાએક તો માત્ર પોતાના જ કલ્યાણને કરનાર છે. કેટલાએક મહાત્મા નહિ છતાં તેવો ડોળ ધારણ કરીને પોતાનું તથા અન્યનું અકલ્યાણ કરનારા હોય છે; અને તેવા કેટલાએક માત્ર પોતાનું જ અકલ્યાણ કરનારા હોય છે. વળી કેટલાએક પોતાનો સ્વાર્થ અર્થાત્ સાંસારિક કામનાઓ સાધી કેવળ અન્યનું જ અકલ્યાણ કરનારા હોય છે. આ વિગેરે વિવિધ ભેદસ્વરૂપવાળા યોગાયોગ્ય પુરૂષને યુક્તિથી અથવા સહવાસથી ઓળખીને તેમાંના યથાર્થ મહાત્મા પુરૂષદ્વારા આપણા સંશયનું છેદન કરવું.

ઘણા મનુષ્યો એમ માને છે કે મહાત્મા પુરૂષનો અનુગ્રહ કોઈનું ભલું કરતો નથી, અને અનુગ્રહ થતો પણ નથી, અને તેથી કોઈ પણ મહાત્મા પુરૂષદ્વારા જ શ્રેયનો માર્ગ જાણવો જોઇએ, અથવા તેમનો સંગ કે સહવાસ સેવવો જ જોઇએ, એ વાર્તા યોગ્ય નથી. આ પ્રકારના વિચારના ઘણા મનુષ્યો કેવળ સ્વપુરૂષપ્રયત્નથી કલ્યાણ કરવા મથે છે, અને અન્ય તેમના સંગીને પણ તે જ પ્રમાણે મથવા પ્રેરે છે. પરંતુ અધિકોત્તમ વિચારવડે આ સંસારપ્રપંચના સ્વરૂપનો નિશ્ચય કરનાર મહાજનોને એ નિશ્ચય કેવળ નિરાધાર અને અહિતકર જણાય છે. માટે હે મિત્ર! તેવા વિચારને વશ થઈ વ્યર્થ સ્વાભિમાનનો આશ્રય લઈ તુ આપણા આયુષ્યને નિષ્ફળ કરીશ નહિ.

આ લોકવ્યવહારતરફ દૃષ્ટિ કરતાં તથા આપણા પોતાના અનુભવપ્રતિ લક્ષ કરતાં સ્પષ્ટ જણાય છે કે દરેક વ્યવહારોપયોગી વિદ્યા અથવા કલા કોઈ કોઈ પણ અનુભવી માર્ગદર્શકવિના સંપૂર્ણ અંશે આપણે પોતાની મેળે જ ધારણ કરી શકતા નથી. જ્યારે પ્રત્યક્ષ પ્રમાણ છતાં પણ આપણે પ્રવર્તક વિનાં તેના યોગ્ય મર્મ જાણવા સમર્થ થતા નથી, તો જે વસ્તુ સર્વને આ પ્રત્યક્ષ પ્રમાણથી અનુભવવી અશક્યસરખી છે; તેને યોગ્ય પ્રવર્તક વિના કેમ જ અનુભવી શકાય?

ઘણા મનુષ્યોનું એમ માનવું થાય છે કે કોઈ કોઈ પુરૂષને કોઇ કોઇ વિદ્યામાં પ્રવર્તક પુરૂષવિના પણ પ્રવેશ થતો જણાય છે; તો એ વાર્તા અંશતઃ સ્વીકારવી યોગ્ય છે. એમ છતાં એટલું સ્વીકારવાથી કોઈને જ પ્રવર્તકની અપેક્ષા નથી એમ સિદ્ધ થશે નહિ.

હવે વર્તમાન કાળે પ્રવર્તક પુરૂષ વિના જો કોઈની કોઈ નવિન્ અથવા પ્રાચીન વિદ્યા વા કલામાં પ્રવૃત્તિ થતી જણાય તો ત્યાં તેના પૂર્વરચિત અથવા સ્વભાવસિદ્ધ તે તે પ્રકારના સંસ્કારના બળથી તેની પ્રવૃત્તિ થતી ગણાય છે. પૂર્વરચિત સંસ્કાર હોય છે તો પૂર્વકાળમાં પ્રવર્તકદ્વારા રચિત હરે છે; અને સ્વભાવસિદ્ધ હોય છે તો સર્વત્ર ઈશ્વિરસત્તા જે સ્વભાવસિદ્ધ સંસ્કારની પ્રવર્તક સત્તા છે તે જ પ્રવર્તક હરે છે. આથી કાંઈ એમ સિદ્ધ થતું નથી કે પ્રત્યેક પ્રાણિને પ્રત્યેક વિદ્યા કલા આદિમાં કોઈ પણ પ્રવર્તકની અગત્ય નથી. પણ ઉલટું એમ સિદ્ધ થાય છે કે પ્રત્યેક પ્રાણિદ્વારા થતી પ્રત્યેક ક્રિયામાં તથા તે તે ક્રિયાદ્વારા પ્રાપ્ત કરાતાં ફલમાં કોઈ પણ પ્રબળ પ્રવર્તક પુરૂષ, સત્તા વા હેતુની અપેક્ષા છે. ત્યાં જે પુરૂષ વા સ્ત્રીને ઈચ્છિતાર્થ, વિદ્યા વા કલાને યથાવત્ સાધવા ઈચ્છા છતાં અનુકૂલ સાધનોની અજ્ઞાનતા વિદ્યમાન હોય તો તેણે પ્રવર્તક પુરૂષદ્વારા અનુકૂલ સાધનોની પ્રાપ્તિ કરી લેવી ઘટે છે. જે વ્યક્તિમાં પ્રત્યેક પ્રાપ્તવ્ય અર્થે, કલા અથવા વિદ્યા વિષયક ઈચ્છા ઉદય થાય અને તેને તે તે પ્રાપ્તવ્યમાં અનુકૂળ સાધનોના જ્ઞાનનો તત્કાલ અંતરમાં ઉદય કરનાર પ્રબળ સત્તા અંતરમાં વિદ્યમાન હોય, અને તે સત્તાદ્વારા તે પુરૂષ વા સ્ત્રી સકલ ઈચ્છિત પદને સિદ્ધ કરી શકે એમ હોયછે તો તો તે પુરૂષાદિને સ્વશરીરસ્થ પ્રવર્તક સત્તાના યોગથી પ્રાપ્તવ્ય પ્રાપ્ત કરવાનો સંભવ હોવાથી અન્ય પ્રવર્તક પુરૂષની અપેક્ષા રહેતી નથી. એ જ પ્રમાણે જેને પ્રવર્તક પુરૂષ અથવા સ્વશરીરસ્થ સત્તાથી ભિન્ન કોઈ પ્રવર્તક હેતુ પ્રાપ્ત થાય અને તે હેતુ પ્રત્યક્ષ થતાં જ પ્રાપ્તવ્ય અર્થવિષયક સંસ્કારનો ઉદય થઈને તત્કાલ અનુકૂળ સાધનોનું જ્ઞાન થાય, ને તે સાધન સિદ્ધ કરવા પ્રયત્નબુદ્ધિ દૃઢ થાય, ને પ્રાપ્તવ્ય અર્થ પ્રાપ્ત કરે તો તેને પણ પ્રકટ પ્રવર્તક પુરૂષની સાક્ષાત્ અપેક્ષા રહેતી નથી. આમ છે તથાપિ આ પાછલા બે પ્રકાર અત્યંત ક્વચિત્ વ્યક્તિને પ્રાપ્ત હોય છે વા થાય છે. માટે અન્ય સંપૂર્ણ મનુષ્યને તો પ્રવર્તક પુરૂષની અવશ્ય અગત્ય પડે છે. કેવળ સ્વતઃ સિદ્ધ પ્રવર્તક સત્તા સંપૂર્ણ અંશે તો ઈશ્વરકોટિને જ પ્રાપ્ત હોય છે; અને હેતુદ્વારા જ્ઞાન થવું એ તો અનેક પૂર્વરચિત સંસ્કારના બળથી અથવા ઈશ્વર કોટિના અનુગ્રહથી જ પ્રાપ્ત થાય છે. જેથી ઈતર સર્વ મનુષ્યોને પ્રવર્તક પુરૂષની અપેક્ષા છે એમાં લગાર પણ સંદેહ કરવા સરખું હોતું નથી.

આ પ્રકારે હોવાથી હે પ્રિય સખા! તારે તો અવશ્ય કોઈ પણ

મહા પુરુષદ્વારા યોગ્ય સાધનસંપત્તિને આ સર્વોત્તમ સુખદ ફલ આપનાર મહા વિદ્યાની પ્રાપ્તિઅર્થે સંપાદન કરવી, અને તેની સિદ્ધિદ્વારા સંપૂર્ણ ક્લેશથી મુક્ત થવું.

ઉપરનાં વચનોથી એ જણાવ્યું કે મનુષ્યોને જ્યારે જ્યારે સુખાભિવ્યંજક વિદ્યાકલાઆદિની પ્રબલ ઇચ્છા થાય અને તે આપણી મેળે જ પ્રાપ્ત ન કરી શકાય તો તત્કાળ કોઈ કોઈ તે તે વિદ્યાકલાના તત્ત્વને યથાવત્ જાણનાર મહા પુરુષને શરણ જવું, તથા ઇચ્છિત પ્રાપ્ત કરવા આજ્ઞાનુસાર પ્રયત્ન કરવું.

હવે ઈશ્વર અથવા ઈશ્વરરૂપ ગણાતા મહાત્મા પુરુષોની કૃપા અથવા અનુગ્રહ થવા સંભવ છે, ને તે ફલદ છે કે કેમ તે વિષે સંક્ષેપમાં કહું છું. આ લોકમાં એવો સામાન્ય વ્યવહારનિયમ સ્પષ્ટ જણાય છે કે જેની પાસે જે પદાર્થ હોય છે તેની પાસે તે તે પદાર્થની ઇચ્છાવાળા પુરુષો તે તે પદાર્થ પ્રાપ્ત કરવા જાય છે, અને જેની પાસે જે પદાર્થ નથી તેની પાસે તે પદાર્થની ઇચ્છાવાળા જતા નથી; અને કદાચિત્ અજાણતાં જાય તો તેને તે પદાર્થ ત્યાંથી પ્રાપ્ત થતો નથી. એ નિયમે આ મહા વિદ્યાવાળા મહા પુરુષ પાસે એ વિદ્યાની ઇચ્છાવાળાએ જવું એ તો અવશ્ય જ છે.

મહાત્મા પુરુષોને વા ઈશ્વરને એક પક્ષથી જોતાં કોઈ ઉપર પણ ખાસ અકૃપા કરવાનું કારણ હોતું નથી. કારણ કે એમનું અનિષ્ટ કરવા કોઈ સમર્થ નથી. તેમ જ એમને પોતાનું ઇષ્ટ કરવું અવશેષ ન હોવાથી અમારૂં કોઈ દ્વારે કોઈ પ્રકારનું ઇષ્ટ થાય તો ઠીક એવી ઇચ્છા પણ તેમને હોતી નથી. આ લોકમાં જે પ્રાણી જે અન્યનું અનિષ્ટ ઇચ્છે છે અથવા અનિષ્ટ કરવા પ્રયત્ન કરે છે, અથવા અનિષ્ટ કરે છે, તેના ઉપર જ તે અન્યની અકૃપા થાય છે વા હોય છે. આ પ્રકારે અનિષ્ટપ્રાપ્તિનો ઉશ્વર કે ઈશ્વરરૂપ મહાત્મા પુરુષમાં સંભવ હોતો નથી, એટલે એમની અકૃપાનું તો કોઈ આ પક્ષથી જોતાં પાત્ર નથી. અન્ય પક્ષથી જોતાં આ લોકમાં મોટા પુરુષો કિંવા રાજાઆદિકની આજ્ઞાનું ઉલ્લંઘન કરનાર મનુષ્ય તે તે મોટા પુરુષ અથવા રાજા આદિની અકૃપાનું પાત્ર થાય છે. એ ન્યાયે પણ ઈશ્વર અથવા મહાત્મા પુરુષની અકૃપા પ્રવર્તતી નથી. કારણ કે ઈશ્વર અથવા મહાત્મા પુરુષને કોઈ પ્રકારના પણ સ્વાર્થને સંબંધે પ્રાપ્તવ્ય અથવા કર્તવ્ય અવશેષ રહેલું હોતું નથી, જેથી કોઈ કાર્યનિમિત્તે કોઇને પણ આજ્ઞા કરવાનું હોતું નથી. તેથી એ પ્રકારની આજ્ઞાના ભંગનો સંભવ હોતો નથી, આ લોકમાં

જે જે આજ્ઞા કરનાર હોય છે તે તે સ્વાર્થસંબંધ અથવા કર્તવ્ય પ્રાપ્તવ્યના સંબંધવાળા જ હોય છે.

આ પ્રકારે ઉભય પક્ષથી ઈશ્વર અથવા મહાત્મા પુરૂષની કોઈ ઉપર પણ અકૃપા તો સંભવતી નથી. ત્યારે હવે એ જોવાનું છે કે એમની કૃપા થવાનો સંભવ છે કે કેમ? છે તો કયા નિમિત્તે, અને તે કૃપા કેવા પ્રકારની? અર્થાત્ લોકરીતિપ્રમાણની લૌકિક, કે લોકરીતિપ્રમાણથી રહિત એવી અલૌકિક?

(અપૂર્ણ)

---

## ॥ ૐ श्री ॥

## ॥ श्री त्रिभुवनविजयीखड्. ॥

શ્રી વીરવિજયચંદ્ર માર્ગમાં ચાલતાં આજુબાજુ જંગલમાં કોઈ પણ મનુષ્ય નથી એવું જોઈને, એક ગભીર છાયાવાળા મોટા વટવૃક્ષતળે વિશ્રાંતિ લેવા બેશીને આ પ્રકારે ઉંચા શબ્દથી બોલવા લાગ્યો.

સોરઠા.

ધિક્ ધિક્ ધિક્ તે રાજ, (જ્યાં) રાંકસમું વસવું પડે,
ધારણું થાય ન કાજ, પ્રતિબંધો જ્યાં ત્યાં નડે.
વીર પુરૂષ તો તેહ, જે આવ્યું ઉર તે કરે,
આદિ સમર્પે દેહ, પછી કાળથિ પણ નવ ડરે.
જો જૂઠો સંસાર,—જાણ્યો, તો ત્યજવો ભલો,
ન તો, ન પામી હાર, ગણિ સાચો વ્યવહાર લો.
શું ભોગવવા ભોગ, રોગશત્રુભય આપતા,
માટે સજવો યોગ, જે અરિ આગમ કાપતા.
કાં તો કરિ કો યત્ન, ત્રિભુવન વશ વર્તાવવું,
ના તો આ તનુરત્ન, કરિ તપ ઉગ્ર, પતાવવું.
ન મળે ઈચ્છ્યો અર્થ, તો શું પુરૂષપણું રહ્યું,
જગમાં તપિ તપિ વ્યર્થ, દુઃખદ શકટ સ્કંધે વહ્યું.
ત્યાગું ન ઘટે નિરાશ, ઘટમાં પ્રાણું રહ્યા લગી,
કાં તો ત્યજવી આશ, કાં ગેજનું નવ ડગી.

આ પ્રમાણે બોલતાં વળી અટકીને નિઃશ્વાસ નાંખે છે, અને ફરી બોલે છે,

દોહરો.

રે મન ! આ સંસારમાં, દુઃખથી તું ન ડરીશ,
છે આશા ત્રિભુવન ફરી, ધારવું તે જ કરીશ.

આ વચનો બોલી રહે છે એટલામાં તે વૃક્ષના પાછળથી કોઈ વૃદ્ધ તપસ્વી પુરૂષ નિકળીને તેના સન્મુખ આવી જુએ છે. તેને જોઈને આશ્ચર્ય પામતો આ વીરવિજયચંદ્ર તે પુરૂષને ઉભો થઈ નમસ્કાર કરે છે, તથા પોતાના મસ્તકનું વસ્ત્ર પાથરી તેમને બેસવા પ્રાર્થના કરે છે. ને પુરૂષ નીચે જ બેશીને વસ્ત્ર પાછું આપી આ પ્રમાણે બોલે છેઃ—

હે પ્રવાસિન્ ! તમે કોણ છો ? શા દુઃખમાં છો ? અને ક્યાં જાઓ છો ? આ મન કે જે આ સંસારમાં જીવ માત્રને ચક્રે ચઢાવનાર તથા નીચે પાડી દુઃખ આપનાર ધૂર્ત છે તેને તમે વશ વર્તો છો કે એ તમારે વશ વર્તે છે ? તમારા શબ્દો જે મેં શ્રવણ કર્યા છે તે પ્રતિ લક્ષ કરતાં કંઈક સંદેહ રહે છે, માટે તમે તમારા વૃત્તાંતને પોતાને મુખે સંક્ષેપમાં કહો.

વીરવિજયચંદ્ર લગાર હસીને કહે છે, આ પ્રશ્નોનાં ઉત્તર આપવાથી જો કાંઈ ફળ ન થાય એમ હોય તો તો મૌન જ ભલું છે. કારણ કે દુઃખના ટાળનાર આગળ જ દુઃખ કહેવું સાર્થક ગણાય છે.

તપસ્વી કહે છે, આ લોકમાં દુઃખનો ટાળનાર કોણ છે તેને આપણે જ્યાં લગી ન જાણીએ ત્યાં લગી કોઈપણ યોગ્યતાવાળા પુરૂષને આપણું દુઃખ કહેવામાં ચિંતા નથી, પણ લાભ છે. આપણું દુઃખ ટાળી ન શકે તો તે દુઃખ ટળવાના ઉપાયને જણાવે, અથવા, તો દુઃખના સમયમાં સદ્બોધ કે સહાનુભૂતિદ્વારા ધૈર્યને આપે. માટે યોગ્ય પુરૂષ જાણીને દુઃખવાર્તા કરવામાં સંકોચને પામવું ઘટિત નથી.

વીરવિજયચંદ્ર કહે છે, આપ સરખા એકાંત સેવન કરનાર મહાત્માને પારકું દુઃખ શ્રવણ કરવાની ભાગ્યે જ ઇચ્છા થાય છે, એમ છતાં આપને થઈ છે તો હું સંક્ષેપમાં કહું છું.

હું ધીરવિજયચંદ્ર રાજાનો પુત્ર વીરવિજયચંદ્ર છું. જ્યાં ત્યાં મારું ધારેલું ન થવાથી હું દુઃખી છું. આ શરીરને તથા અંતઃકરણને અથવા એ બેમાંથી એકને, પણ વિકારી કરનાર રોગ તથા શત્રુના સદા અભાવને હું ઇચ્છું છું. આ સંસારના સંપૂર્ણ ભોગો દુઃખ આપનાર છે, એવું સૈવત્ર શ્રવણ

કરૂં છું, તથાપિ વિવિધ વિષયભોગની તૃષ્ણાવાળો છું. ઇચ્છિત ભોગો ઇચ્છાનુસાર મળે, તથા તે ભોગોને નિર્વિઘ્ન ભોગવી શકું એવું સામર્થ્ય મેળવવા ઇચ્છું છું, એમ છતાં તે મળવા અસંભવ નિશ્ચય થશે તો તે તે ભોગવાસનાના સામની ઇચ્છાને પણ અંતરમાં રાખુંછું. આ સઘળું છતાં હું હજી કુંવારો છું. લગ્નની માગણી છતાં વરવા ઇચ્છા થતી નથી, તોપણ સ્ત્રીરહિત રહેવાથી પીડિત છું. એક કન્યાનું મુખ જે સ્વપ્નાવસ્થામાં મેં જોયું છે, તે આકૃતિની શોધમાં પણ રહુ છું. તે આકૃતિ ન જ મળે તો સંસારદશાની આશા છોડવાના નિશ્ચયવાળો છું. રાજ્યનો અધિકારી હું જ છું, એટલે ધનાદિ પદાર્થની ઇચ્છાવાળો નથી, તોપણ આ લોકના સંપૂર્ણ રાજ્યની તથા ત્રિભુવનના રાજ્યની તૃષ્ણાવાળો છું એમ છતાં તે ન જ મળી શકે એમ હશે તો તૃષ્ણાના ક્ષયની પણ ઇચ્છા ધારૂં છું.

ઉત્તમોત્તમ વસ્ત્રાલંકાર, વાહન, તથા સેવકોને સમીપ રાખવા શક્તિવાળો છું, તથાપિ તે અંતર બહિર આવી પ્રાપ્ત થતા સંતાપને હરનાર ન હોવાથી તેમના વિના જ નિકળ્યો છું. બીજાનો સંગ લગાર સુખ આપનાર હોય છે તોપણ પ્રમાણ કાઢતાં દુઃખ વધારે આપનાર થાય છે, ને દુઃખ આપવા છતાં આપણું ધારેલું ઇષ્ટ કરી આપવા અસમર્થ હોય છે, તેથી બીજા પ્રિયના સંગની ઇચ્છાવાળો છતાં અન્ય અપ્રિયનો અથવા સામાન્યનો સંગ રાખતો નથી.

પિતાની અત્યંત પ્રીતિનો પાત્ર પાટવી પુત્ર છું, અને તેમની ઇચ્છા ઉપરાંત તથાપિ આજ્ઞા માગીને નિકળ્યો છું. ક્યારે પાછા ફરવું તેનો સમય બાંધ્યો નથી, પણ ધારણા પાર પડવે પાછા વળવા નિશ્ચય છે.

આ પ્રમાણે સર્વ પ્રકટતી ઇચ્છાને નિર્વિઘ્ન પૂર્ણ કરવાની શક્તિને તથા સ્વપ્નમાં પ્રિયરૂપે પ્રતીત થયેલી આકૃતિવાળી કન્યાને શોધી પ્રાપ્ત કરવા પ્રયાસ કરૂંછું. એ મારૂં વૃત્તાંત છે. હવે આપને જે યોગ્ય જણાય તે મને આપો અથવા કહો.

તપસ્વી કહે છે, હે ભાઈ! તમારી કામના મોટી છે. આ જગતમાં કોઈ પણ શક્તિ કે પદાર્થ ન મળે એમ તો નથી જ, પણ ઘણે કષ્ટે તથા કાળે સાધ્ય થાય એવી તમારી ઇચ્છા છે.

સર્વ શક્તિ પ્રાપ્ત કરી આપવા નો પરમેશ્વરની ઉપાસના જ સમર્થ હોવાથી તે કરવી ઘટે છે. પણ તે ઉપાસના સ્ત્રીમાં આસક્ત ચિત્તવાળા તમે કેમ કરી શકશો? કારણ કે ઇશ્વરોપાસના દૃઢ કરવામાં તથા પરમેશ્વ-

તેને જ પ્રિયરૂપે સાધવામાં અન્ય વિષયપ્રતિની આસક્તિ ચિત્તને વ્યગ્ર કરે છે, જેથી પરમેશ્વરને પ્રસન્ન કરવાની ઇચ્છાવાળાએ પ્રથમ તો વિષયકામનાથી વિરક્ત થવું ઘટે છે. આમ છે માટે કાં તો પ્રથમ પરમેશ્વરને પ્રાપ્ત કરવાનું જ કેવળ યત્ન કરો, અથવા તો પ્રથમ કેવળ સ્ત્રીની જ પ્રાપ્તિમાટે ઉદ્યોગ કરો. વિષય તથા પરમેશ્વર એ બેની સરખી પ્રીતિ તમને બન્નેથી ભ્રષ્ટ રાખશે.

આ મારા વચનથી કદાચિત તમને એવી શંકા થશે કે સ્ત્રીપુત્રાદિમાં આસક્ત ગૃહસ્થ પુરુષ માત્ર, શું પરમેશ્વરને પામવા યોગ્ય નથી? તો આ મારા કહેવાનું છેક, એવું તાત્પર્ય નથી કે કોઈ પણ વ્યવહારસેવન કરનાર પુરુષ પરમેશ્વરને પામવા યોગ્ય નથી. પણ મારા બોલવાનું તાત્પર્ય તમે એટલું જ જાણજો કે પ્રધાન પ્રીતિનો વિષય પરમેશ્વરને માનનાર જ ઉપાસક થઈ શકે છે, અને તે વ્યવહારને ગૌણપણે સિદ્ધ કરે છે. એમ છતાં પણ તે ગૌણ વિષયાસક્તિવાળા પુરુષો પણ ઘણે કાળે ઉપાસ્યની સિદ્ધિને પામે છે, અને કેવળ ઈશ્વરમાં આસક્ત પુરુષો ઉપાસ્યની સિદ્ધિને વેળાસર પ્રાપ્ત કરે છે. તેમાં તમે તો ઉપાસ્યની સિદ્ધિને સત્વર પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળા છો, ને વળી દ્વિધા ચિત્તવાળા છો એટલે એ કાર્ય સત્વર કેમ સધાશે?

તમે કામનાના બળને હજી જોયું કે અનુભવ્યું નથી. તમે તો હજી કામનાના દાસત્વને સ્વીકારી ફરો છો, તેથી એ કામના તમને પોતાનો ચમત્કાર જેવો છે તેવો દેખાડતી નથી. જો આ બેમાંથી સ્ત્રીવિષયક કામનો ત્યાગ કરવાનો આદર કરી પરમેશ્વરપ્રાપ્તિમાં પ્રયત્ન આરંભો તો પછી તમને એ કામનાના છળબળનો અનુભવ થશે. હે રાજપુત્ર! આ જગતમાં વિષયકામના પ્રાણિઓને મહા સંતાપ આપનાર પિશાચીતુલ્ય છે. તેમાં પણ સ્ત્રીધનાદિની કામના તો અસંખ્ય કષ્ટને આપનાર છતાં પણ પ્રસંગે કેવળ અનિષ્ટ કરનાર થાય છે. તે સર્વ વિષયકામના કરતાં ઐશ્વર્યની કામના ઓછી દુઃખદ છે. ઐશ્વર્યની કામના પણ ઇષ્ટોપાસનામાં તો વિઘ્ન આણનાર જ છે, તથાપિ કામવાસનાની પ્રબળ સત્તાવાળા પુરુષો કેવળ નિષ્કામ અર્થાત્ સંપૂર્ણ ઐહિકપારલૌકિક વિષયસુખની અસ્પૃહાવાળા થઈ ઇષ્ટોપાસનામાં પ્રવૃત્ત થતા નથી, તેથી તેમને તે કામનાસહ ઉપાસના કરવી અનુચિત નથી. આમ છે માટે હવે જેમ યોગ્ય જણાય તેમ વિચારી સ્ત્રીકામ-

નાના ત્યાગપૂર્વક ઇષ્ટોપાસના કરવા, અથવા સ્ત્રીની શોધમાં, યત્ન કરો. કેવળ મારી ઇચ્છિા પૂછતા હો તો, દુઃખ આપનાર કામનાને જ કેવળ વશ રહેશો નહિ. પૂર્વે તમારા સરખી વયસમૃદ્ધિવાળો ભદ્રસેન નામનો રાજકુમાર વિષયકામનાના વશવર્તીપણાથી ઘણા ક્લેશને પામ્યો છે, તેનું સ્વરૂપમાં દૃષ્ટાંત કહું છું તે લક્ષમાં રાખી યથારૂચિ વિચરજો.

વીરવિજયચંદ્ર કહે છે, હે મહા પુરૂષ! આપ અરણ્યમાં વાસ કરી રહો છો, ને જનમાત્રનો સંગ કરતા હો એમ જણાતું નથી. તેમ છતાં આ રાજપુત્રની વાર્તા ક્યાંથી જાણી? વળી આપ આ ક્ષણે આ સ્થળે ક્યાંથી આવ્યા? મારી દૃષ્ટિએ કોઈ પણ મનુષ્ય ન પડયું ત્યારે મેં ઉંચા સ્વરથી હૃદય લગાર ખાલી કર્યું; તે મારા શબ્દોને તમે ક્યાંથી સાંભળ્યા? નિરંતર ક્યાં રહો છો? શો ઉદ્યોગ રાત્રદિવસ કરો છો? અને આ સંસારમાં આટલું આયુષ્ ભોગવીને મેળવવા યોગ્ય શી વસ્તુ મેળવી છે? આ વિગેરે આપના સંબંધમાં જાણવા યોગ્ય વાર્તાને આપ કૃપા કરી મને કહો. એથી પણ મને ઘણી શાંતિ થવાનો સંભવ ભાસે છે. આપનું વૃત્તાંત કહ્યા પછી સંક્ષેપમાં એ ભદ્રસેન નામના રાજપુત્રનું પણ ચરિત સંભળાવવા કૃપા કરશો.

તપસ્વી કહે છે, હે રાજપુત્ર! આ પ્રાચીન કાળથી સિદ્ધ પુરૂષના નિવાસનું સ્થાન છે. આ વટવૃક્ષ પણ ઘણા કાળનું હોય એમ ભાસે છે. આ વટવૃક્ષના થડ પાછળના ભાગમાં ઘણા કાળથી રચાએલી ગુપ્ત ગુફા છે. એ ગુફા કોઈ પણ તપસ્વીવિના જ્યારથી થઈ છે ત્યારથી ખાલી રહી નથી. મારા પૂર્વે એમાં ઘણા પુરૂષો થઈ ગયા છે. એ ગુફામાં તમારો શબ્દ આવ્યો ત્યારે મેં ગુફાના મુખ આગળ આવી તમારા શબ્દો સાંભળ્યા. પશ્ચાત્ બહાર નિકળીને, તમે બોલતા બંધ થયા ત્યારે તમારા સમીપ આવ્યો છું.

હું રાત્રદિવસમાં નિયમાનુસાર ઇષ્ટાનુસંધાન કરતો આ ગુફામાં જ રહું છું. મારા શ્રીસદ્‌ગુરૂ ઘણા આયુષ્યને ભોગવીને સ્વેચ્છાથી સિદ્ધલોકમાં હાલ સ્થિતિ કરી રહ્યા છે. મને આ ગુફામાં રહેતાં સાઠ વર્ષનો સુમાર થયો છે. પ્રથમાવસ્થા એટલે લગભગ પચીશ વર્ષની વયથી મારો અત્ર પ્રવેશ છે. દેહનિર્વાહક ધર્મ જેવા કે મળમૂત્રનો ત્યાગ તથા આહારાદિનું ગ્રહણ એ આદિ ખાસ નિમિત્તે હું ઉત્થાનાવસ્થાને ભોગવું છું. વળી હે રાજપુત્ર! મારા ગુરૂજીના પ્રતાપે જ

વે મારે નવીન કાંઈ કરવાનું રહ્યું નથી, તેથી 'આ કરવું' અને 'આ ન કરવું' એવો આગ્રહ કોઈ પણ કાર્યપ્રસંગમાં ઉઠતો નથી. કોઈ વેળા સહજ સ્વભાવથી હું ગુહાથી બહાર નિકળું છું, ત્યારે થોડો સમય બહાર પણ બેશી રહું છું. આ વન છતાં પણ કોઈ સુંદર ઉપવનથી પણ અતિ રમણીય છે. નંદન વનથી આ વન સુંદર હશે કે સમાન હશે એવો પ્રસંગે જોનારને સંશય થાય છે. ઘણી વાર ચંદ્રના રમણીય પ્રકાશવાળી રાત્રિમાં દેવદેવાંગનાઓ કે દેવકન્યાઓ તથા ગાંધર્વી કન્યાઓ અને અપ્સરાઓ આદિ વિશ્વને શોભાવનાર સરખી સ્ત્રિયો આ વનમાં રમવા ફરવા ઉતરે છે. આ વનની શોભા પ્રવાસી મહાત્માઓ અધિક વર્ણન કરે છે. આ માર્ગ લગાર વિકટ ગણાય છે તેથી સાધારણ લોકોને એકલા જવા આવવાનો આ માર્ગે ક્વચિત્ જ સંભવ હોય છે. બે ચાર અથવા વધારે મનુષ્યનો સમુદાય આ માર્ગે માત્ર દિવસે જાય આવે છે. મહાત્મા વિરક્ત પુરૂષો તથા ઉપાધિરહિત નિર્ભય પુરૂષો ઘણો જા આવ કરે છે. અને આખા માર્ગમાં આ સ્થળ ઘણું શોભતું હોવાથી ચિત્તને પ્રસન્ન કરનાર છે તેથી, તેમ જ જળાશયની સમીપતાવાળું છે તેથી ઘણાં મનુષ્યો આ છાયામાં વિશ્રાંતિ લે છે. કોઈ કોઈ વેળા ચોર લોકો મૂલ્યવાન પદાર્થો તથા પુષ્કળ ધન ચોરી લાવે છે, અને આ સ્થળે ભાગ વહેંચવા બેસે છે. પશ્ચાત્ આ સિદ્ધ પુરૂષના સ્થાનમાહાત્મ્યથી તેમને સહજ વિરોધ થઈ પરસ્પર ભારે ક્લેશ થાય છે; અને તેથી પછી તેમના ચિત્તમાં ભારે ઉદ્વેગ થાય છે, ત્યારે તેઓ તે ધનાદિ પદાર્થો આ સ્થળે જ પડ્યા મુકી વિકળ કે ઉન્મત્ત થયેલા મનુષ્યની પેઠે અવ્યવસ્થ ચિત્તવાળા થઇને વિવિધ દિશાઓપ્રતિ નાસી જાય છે. એ ધનાદિને પશ્ચાત્ આ ગુહામાં રહેનાર મહાત્મા કોઈ રંક, દરિદ્ર, દુઃખથી પીડાતા પવિત્ર બ્રાહ્મણને આ સ્થળે આવી ચઢેલો જાણી અર્પણ કરી દે છે. એવા ઘણા પ્રસંગ મારે પણ આવ્યા છે. આ પ્રકારનો પરોપકાર પણ ઉપાધિ કરનાર પ્રસંગે થાય છે. જ્યારે તે ધનાદિનો ધણી તે બ્રાહ્મણને પોતાના પદાર્થયુક્ત જુએ, જાણે અને પકડે, ત્યારે પુનઃ તે આ સ્થળે આવી અપરાધથી મુક્ત થાય છે. તથાપિ તે ધન અર્ધો અર્ધ ધણી તથા બ્રાહ્મણને આ સ્થળનિવાસી મહાત્મા અપાવે છે. જેથી મહાત્માના વચનમાં વિશ્વાસ વાળા તે ધનવાન્ તથા દરિદ્રી બને પ્રસન્ન થઈ જાય છે.

હે રાજપુત્ર ! આ પ્રકારે અન્ય પુરૂષો પણ આ સ્થળે બેશીને પોત પોતાના દુઃખસુખની વાર્તા કરે છે, અને તે સમયે જો હું દેહનિર્વાહક ધર્મમાં જાગ્રત્ હોઉં તો તેમની વાર્તાને શ્રવણ કરૂં છું. મને અંતરથી સહજ સ્વભાવે યોગ્ય જણાય તો હું તેમને મળી વાર્તા કરૂં છું, નહિ તો મૌન જ રહું છું. આ પ્રકારે અનેક પ્રસંગોથી અનેક વાર્તા મારા શ્રવણમાં આવે છે, તેમાંથી જે સારરૂપ, બોધક દૃષ્ટાંત હોય છે તેને તો પ્રસંગે અન્ય આગળ કહું છું, અને અન્યનું તો વિસ્મરણ કરૂં છું. આમ છે માટે હે સ-

દ્વિચારવાળા ! આ ભદ્રસેન આદિ અનેક પ્રાણિઓના સંબંધની કથા ક્યાંથી મારા જાણવામાં આવી છે, એવો સંશય આણવાનું પ્રયોજન નથી. એ ભદ્રસેન પણ તમારી પેઠે જ આ સ્થળે આવ્યો હતો. ત્યાર પૂર્વે થયેલું વૃત્તાંત તેણે કહેલું, અને પાછો આપ્તકામ થવાની શ્રેણીએ ચઢેલો ત્યારે પણ આવેલો, તેથી તેનું સંપૂર્ણ વ્યવહારચરિત તથા પરમાર્થપ્રતિ પ્રવેશપર્યંતનું સઘળું વર્ણન જાણવામાં આવ્યું હતું, તે હવે સંક્ષેપમાં કહું છું.

બુદ્ધિમાન્ પુરૂષોએ વ્યવહારમાં અનુભવેલાં જાણવા યોગ્ય પરસ્પરનાં અથવા અનેક પૂર્વ પુરૂષોનાં વૃત્તાંતને શ્રવણ કરવામાં પણ ઘણો લાભ છે, અને મહાત્મા પુરૂષોના સુખદ અનુભવને શ્રવણ કરવો એ તો અનુપમ લાભને આપનાર છે.

એક દિવસ મધ્ય રાત્રિના સમયે મારા શ્રી ગુરૂએ મને આજ્ઞા કરી કે આ ક્ષણે તું જાગ્રત્ બેસજે. હું બહાર ફરીને આવું છું. મને એ વખતે આ ગુહામાં ગુરૂસમીપ આવ્યે માત્ર બે જ વર્ષનો સુમાર થયો હતો. તેથી મારાં ધૈર્ય તથા હિંમત કેવળ દૃઢ ન હતાં. આ દિવસપર્યંત કોઈ એક રાત્રિ પણ હું એકલો વનમાં રહ્યો ન હતો. ગુહાથી બહાર પણ હું રાત્રે નિકળ્યો ન હતો. આમ છતાં પણ શ્રી ગુરૂની આજ્ઞાથી હું તે મધ્ય રાત્રિના સમયે સાવધાન થઇને બેશી રહ્યો. શ્રી ગુરૂને બહાર નિકળ્યે ચાર ઘટિકાનો સુમાર થઈ ગયો ત્યારે હું ગુહાથી બહાર નિકળ્યો, આસપાસ જોતાં શ્રીગુરૂ તો દૃષ્ટિએ પડ્યા નહિ, પણ આ પૂર્વના રમણીય મંડપસરખા સ્થાનમાં જાણે દશવીશ ચંદ્રનાં બિંબ હોય એવું જણાવા લાગ્યું. જેવો ગોળ ચંદ્ર શુક્લ વર્ણનો હોય છે, ને વર્ષાઋતુમાં તેને ફરતું જરા ઝાંખા વર્ણનું કુંડાળું હોય છે તેમ આ શુક્લ વર્ણના આસપાસ ગોળ પ્રભાથી બંધાએલા વર્તુલાકાર પદાર્થને ચંદ્રના સમાન જાણીને ભ્રાંતિમાં પડ્યો. પણ પછી તો આ બિંબને ફરતાં જોયાં ત્યારે તો તેના નીચે સુંદર શોભતાં વસ્ત્ર પહેરેલાં શરીરો છે એવો મને ભાસ થયો, તેથી આ તે કોઈ દેવ, દાનવ કે ભૂત, પ્રેત, પિશાચ હશે એવી શંકા થઈ. તેથી ધૈર્ય ધરીને ખરો નિશ્ચય કરવાને હું એમના તરફ ગયો; અને જેમ જેમ હું સમીપ જતો ગયો તેમ તેમ તે દૂર દેખાતાં, પછી આકાશમાં ઉંચે ગતિ કરતાં, દિશામાં દૃષ્ટિની મર્યાદાથી બહાર જતાં રહ્યાં. ત્યારે મેં તે કોઈ સ્ત્રિયો હતી એવો નિશ્ચય કરયો. પછી હું પાછો વળીને સ્થાનમાં આવ્યો. થોડી વારમાં શ્રીગુરૂ પાછા આવ્યા, ત્યારે મેં સર્વ વ્યતીત વાર્તા કહીને પૂછ્યું કે આ શું હતું? ત્યારે શ્રી ગુરૂએ કહ્યું 'એ તો દેવકન્યાઓ હતી. તેનાં મુખ તારા દીઠામાં આવ્યાં છે. તે ચંદ્રસરખાં તને ભાસ્યાં છે. પછી મારે સ્ત્રિયોના સંબંધમાં એ અવસ્થામાં રહી વાર્તા કરવી ઉચિત નથી. એમ જાણીને હું મૌન બેશી રહ્યો. ત્યાર પછી આ વટવૃક્ષની શાખા ઉપર, ગરૂડ પક્ષીનું જોડું શબ્દ કરતું સંભળાયું. તે પરસ્પરની વાર્તા સાંભળીને, મારા ગુરૂએ મને આ પ્રકારે કહ્યું.

(અપૂર્ણ.)

# महाकाल.

रूप (पुस्तक) ३,-श्रावण कृष्ण १४ सं. १९४७ दर्शन (अंक) १०.


## भजनभागीरथी.

( છુટાં છુટાં ભજનનો સંગ્રહ. )

( રૂપ બીજાના દર્શન ૯ માના પૃષ્ટ ૧૯૬ થી. )

### મન મહારાજાને ચેતવણી.

પદ ૧૩ મું.

જોગીઆ અશાવરી.

( જોગીઆસેં કહીઓ રે, કોઈ મેરીરે આદેશ —એ રાગ. )

મન મહારાજારે, તારૂં સિંહાસન નવ છોડ—ટેક.
જો સિંહાસન છોડી જઈશ તો,
વિઘ્નો નડશે ક્રોડ.— મન મહારાજારે૦ ૧
પર શત્રુનું બળ બહુ વધશે,
હાંકી જીતશે હોડ— મન મહારાજારે૦ ૨
રાજ્ય તહારૂં રોળાઈ જાશે,
આવિ ખરેખર ખોડ— મન મહારાજારે૦ ૩
આણુ પ્રધાન પિડાશે પાંચે,
નિજ શિર નહિ લે મોડ— મન મહારાજારે૦ ૪
વૃત્તિ મહારાણી વ્યાકુલ થઈ,
કરશે દોડા દોડ— મન મહારાજારે૦ ૫
સદ્‌ગુરૂજપ હથિયાર સજીને,
પર રિપુતણું બળ તોડ.— મન મહારાજારે૦ ૬
દીન—૦—તુને ચેતાવે,
ગુરૂપદપ્રતિ મતિ જોડ— મન મહારાજારે૦ ૭

## સદ્‍ગુરૂની પ્રાપ્તિ.

### પદ ૧૪ મું.

( મેરી અખિયાં ફરકન લાગી:— એ રાગ. )

હું સદ્‍ગુરૂ સાચા પામ્યો, મુજ પુણ્યતણો ગહા પર્વત;
ફલ્યો૦—સદ્‍ગુરૂ૦—ટેક.

કર્માશયમાં ભાર હતો તે,
શરણે થાતાં સઘળો વામ્યો.— સદ્‍ગુરૂ૦ ૧
આત્મારામ થયો છૂટ્યો મતિ,
અહંકાર દશમુખને નામ્યો.— સદ્‍ગુરૂ૦ ૨
સંશય રોગ અસાધ્ય થયો તો,
તેને સહજે સમજે ડામ્યો.— સદ્‍ગુરૂ૦ ૩
દીન—૦—આધીન રહરિને,
હરિ હરિ હરિ હરિ ઠીક વિરામ્યો.— સદ્‍ગુરૂ૦ ૪

## ગુરૂભક્તનાં કાલપ્રતિ વચન.

### પદ ૧૫ મું.

રાગ ઉપરનો.

રે કાલ! મને શું ડરાવે, મહાકાલનું બાલ છું,
હું નહિ ફાવે—કાલ! ટેક.
મહાકાલ—શક્તિ મહાકાલી,
મુજને વહાલ ધરી ધવરાવે— કાલ! ૧
વત્સલતાથી મહાકાલીની,
આંખ—પાંદલિ મુને નવરાવે. કાલ! ૨
મુજ પિતાની વિશ્વવાડી આ,
તેમાં તું મને ફરવા લાવે— કાલ! ૩
ખવાસ તું મુજ તાત તણો છે,
શાનો રહે તું મોટમ—દાવે! કાલ! ૪
માતતણી આજ્ઞા પામે તન,
તું મુજ તાતની ભેટ કરાવે— કાલ! ૫
મારે બ્રહ્મથી અન્ય ડરે પણ,
દીન—૦—ન દીલ ડગાવે. કાલ! ૬

# ગૃહસ્થાશ્રમ.

( રૂપ ૨ જાના અધિક દર્શનના પૃષ્ટ ૨૪૬ મેથી. )

( રૂપ ૨ જાના અધિક દર્શનના પૃષ્ટ ૨૪૬ મેથી. )

બીજી એક વાત આર્ય શ્રીમંતોએ ધ્યાનમાં રાખવાની છે તે એ છે કે જેમની પાસે જોઈએ તે કરતાં અધિક ધન છે તેઓ દિમાકના ખાતર મિથ્યા વ્યય કરે તોપણ તેમને કંઈ પ્રકારે ધોકો પહોચતો નથી, તથાપિ તેમનું જોઈને અન્ય ઓછા સમર્થ માણસો પણ મિથ્યાવ્યય કરવામાં આબરૂ સમજે છે કેમકે 'यद्यदाचरतिश्रेष्ठस्तत्तदेवेतरोजनः' એ કહેવત સઘળી બાબતોમાં પોતાનો અમલ ચલાવે છે; પ્રજામાં એવા માણસો તો ઘણા થોડાજ હોય છે કે જેઓ 'લાંબાની જોડે ટૂંકો જાય તો મરે નહીં તો માંદો પણ થાય' એ કહેવતનો પરમ હિતકર મર્મ સમજે છે: અવિચારી શ્રીમંતો મિથ્યા વ્યય કરીને પોતે તંગીમાં નથી પડતા પણ બીજાઓને તંગીમાં પડવાને લલચાવે છે, એમાં કોઈ પણ પ્રકારે શંકા કરવા જેવું નથી.. આ વાતનો અનુભવ દરેક નાતના હિન્દુને હરરોજ એમ અમો બેધડક રીતે કહી શકીએ છીએ. આવાં અનેક કારણોથી અમે આર્ય શ્રીમંતોને પણ મિતવ્યયી થવાને માટે ભલામણ કરીએ છીએ, શાથી જે તેમનાથી ઓછા સમર્થ આર્ય બંધુઓ પણ તેઓનો પડછો લેઈ મિતવ્યયી થાય. આમ કરવાથી કેટલાક ચડાઉ તો પ્રથમ પાણી ચઢાવવાના હેતુથી નિંદા જેવું કરશે ખરા પણ સમજુ લોકો મિતવ્યયને માટે પ્રશંસા કર્યા વિના રહેશે નહીં—અને આર્ય બંધુઓના ગૃહસ્થાશ્રમનો એક પ્રકારે સુધારો થવામાં નિમિત્ત રૂપ થઈ પડવાથી મિતવ્યયનો સિદ્ધાન્ત અંગીકાર કરનાર શ્રીમંતોને મહાપુણ્યની પ્રાપ્તિ થશે. આખા ભારતવર્ષને એકંદરે જે લાભ થશે તે તો જુદોજ.

ધન વ્યવસ્થાનો સંક્ષિપ્ત સાર એ છે કે—ન્યાયમાર્ગે ધન ઉપાર્જન કરવું; એ ધનવડે પોતાના કુટુંબના દરેક માણસનું યથાર્થ રીતિથી ભરણપોષણ કરવું અને પોતાની શક્તિ પ્રમાણેજ પરોપકારને માટે વાપરવું અને બાકીના દ્રવ્યનો સંગ્રહ કરતા જવું કે સંકટના સમયમાં ઉપયોગી થઈ પડે. દિમાકને માટે લેશ પણ ખરચ કરવું નહીં. પરોપકાર કરવામાં પાત્રકુપાત્રનો વિચાર કરી ધન વાપરવું; આ સૂચનાઓથી વિરુદ્ધ વર્તવાથી પરોપકારને બદલે આત્મદ્રોહ થાય છે. આત્મદ્રોહીને કોઈ પણ સ્થળે

સુખનો ભાસ થાય એ વાર્તાનો કેવળ અસંભવ છે. આત્મદ્રોહમાં અને વિશ્વદ્રોહમાં કોઈ પણ પ્રકારનો અંતર નથી. વિવેકહીન ઉદારતા એ જશને બદલે નૂતિઓ આપાવનાર છે. વિવેકહીન પુણ્ય એ પાપનું બીજું નામ છે.

આ પ્રમાણે ધનવ્યવસ્થાના સંબંધમાં મુખ્ય મુખ્ય સૂચનાઓ કરી ગયા.

૪. હવે ગૃહસ્થાશ્રમનું ચોથું અંગ જે ગૃહ એટલે ઘર તેના સંબંધમાં વિવેચન ચલાવીએ છીએ. ગૃહ એ પણ એક પ્રકારની મિલકત હોવાથી સામાન્ય રીતે ધનમાં આવી જાય છે પણ ગૃહસ્થાશ્રમના સંબંધે ગૃહના વિશેષ ઉપયોગો હોવાથી તથા 'ગૃહસ્થાશ્રમ' એ સમાસરૂપ શબ્દમાં 'ગૃહ' એ શબ્દ પ્રથમ અને મુખ્ય જણાય છે માટે ગૃહ વ્યવસ્થા વિષે પણ ગૃહને એક નિરાળું અંગ ગણી પૃથક્ વિવેચન કરવું યોગ્ય છે.

ગૃહવ્યવસ્થાના સંબંધમાં પ્રથમ તો એ લક્ષમાં રાખવાનું કે ઘર લેવું તે ભલા અને સદાચરણી ગૃહસ્થો જ્યાં પ્રધાનપણે રહેતા હોય તેવા ભાગમાં લેવું. ખરાબ પાડોશથી ભય તથા દુર્ગુણની અસર થવાનો સંભવ રહે છે. "કેવું ઘર જોઈએ" તેના સંબંધમાં શિલ્પ શાસ્ત્રના ગ્રન્થોમાં તથા અન્ય શાસ્ત્રમાં ઘણી સૂક્ષ્મ સૂચનાઓ કરેલી છે; એ સઘળી સૂચનાઓ સર્વે કોઈ ધ્યાનમાં રાખી શકે નહીં અથવા ધ્યાનમાં રાખી શકે તો પણ તે સર્વ સૂચનાઓ અમલમાં આણવાનાં સાધનોની ન્યૂનતાથી તે પ્રમાણે વર્તી શકાય નહીં, માટે 'સારો પાડોશ' જોવો જોઈએ એવી એકજ સૂચના અત્રે કરી અમો સંતોષ માનીએ છીએ. અમારી આ સૂચનામાં અન્ય બીજી સૂચનાઓનો ઘણો અંશે સમાવેશ થઈ ગએલો છે એમ દરેક અનુભવી માણસને સમજતાવિના રહેશે નહીં. જે સ્થળે કોઈ ઉત્તમ કાર્ય કરવું હોય તે સ્થળ સારું જોઈને પસંદ કરવું જોઈએ તે પ્રમાણે જે ગૃહસ્થાશ્રમરૂપ કાર્યમાં અનેક ઉત્તમ કાર્ય થઈ શકે છે તે ગૃહસ્થાશ્રમરૂપ મહા કાર્યને માટે બનતાં સુધી અધિક યોગ્ય ઘર શોધીને પ્રાપ્ત કરવું જોઈએ.

બીજી એક અતિ ઉપયોગની બાબત એ છે કે ઘરના બે ખંડ રાખવા જોઈએ કે જેથી એકમાં આપણી આર્યનીતિપ્રમાણે સ્ત્રી રહે અને બીજામાં પુરુષોને બેસવા ઉઠવાનું રહે. આ રીતિ પશ્ચિમાત્ય બનવાળાઓને કદી અળખામણી લાગશે પણ તેમો-

ને તો એકજ ઉત્તરથી બોલતા બંધ કરી શકાય, તેમ છેઃ—પશ્ચિમાત્ય પ્રજાઓમાં માણુસે માણુસે એક ખંડ જોઈએ એવું અંધેર તો અમારા આર્યોમાં નથી?, જે ઘરમાં સ્ત્રીઓ અને પુરૂષોને માટે જુદા જુદા ખંડો રાખવામાં નથી આવતા તે ઘરમાં પ્રશંસાપાત્ર મર્યાદા વસતીજ નથી; આ વિષયમાં કોઈ અનુભવી પુરૂષ કિંવા સ્ત્રી શંકા કરે એવું છેજ નહીં. વિશેષ જેમ જેમ કુટુંબ વૃદ્ધિને પામતું જાય તેમ પુત્ર પુત્રવધૂ વગેરે કુટુંબીઓને માટે જુદા જુદા ખંડો જોઇએજ અને તે પ્રમાણે આર્ય કુટુંબોમાં અદ્યાપિ લગી ચાલ્યું આવે છે માટે એ વિષયમાં અમારે અધિક કહેવાનું પ્રયોજન નથી.

વળી જુદાં જુદાં કાર્યને માટે જુદા જુદા ખંડ જોઈએ; પણ એ પ્રમાણે સઘળી વ્યવસ્થા કરવાને માટે ઓછા દ્રવ્યવાળા ગૃહસ્થથી બની શકે નહીં. સંક્ષેપમાં માત્ર એટલીજ સૂચના કરવાની છે કે માણુસે પોતાની ઉપજના પ્રમાણુમાં યોગ્ય સોઈવાળું ઘર રાખવું. વધારે ઉપજવાળો માણુસ જો ઘરની સોઇ તપાસવામાં કસૂર કરે છે તો તે ગૃહસ્થાશ્રમમાં પણ કસૂર આવ્યાવિના રહેતીજ નથી; પરિણામે એ કસૂરને માટે શોચવું પડે છે. ઉપજ વધે છે તેની સાથે વ્યવહાર વધે છે અને વ્યવહારની વૃદ્ધિની સાથે ગૃહસ્થના ગૃહરાજ્યની મર્યાદા પણ વધવી જોઇએજ; અને તેથી ઘર પણ વધારે સોઈવાળું જોઈએજ. ગૃહ એ ગૃહસ્થાશ્રમનું જડ અને સ્ત્રી એ ચેતન ચિહ્ન છે.

તેમજ ઘર એવું જોઈએ કે જેમાં આરોગ્ય પ્રાપ્ત કરી શકાય; આરોગ્યવિના ગૃહસ્થાશ્રમનો ભાર વહન કરી શકાય તેમ નથીજ 'પહેલું સુખ તે જાતે નર્યાં' એ કહેવત સર્વાંશે સત્ય છે. ગૃહસ્થાશ્રમના સાહાય્યક દ્રવ્યાદિ પદાર્થોની પ્રાપ્તિના સાધનનું મૂળ શરીર છે. માટે શરીર અરોગ રહે એવું ઘર ગૃહસ્થે રાખવું જોઈએ.

આ શિવાય બાકીની ગૃહવ્યવસ્થા અર્થાત્ ગૃહની અને ગૃહની અંદર રહેલા બીજા કેટલાક પદાર્થોની વ્યવસ્થા કરવામાં સ્ત્રીની કુશળતા જોઈએ. સ્ત્રીને 'વ્યવહારકુશળ' કરવી એ વિષયના સંબંધમાં સ્ત્રીવ્યવસ્થા વિષે વિવેચન કરતાં લખી ગયા છીએ.

ગૃહવ્યવસ્થાના સંબંધમાં સ્ત્રીનાં શાં કર્તવ્ય છે તે પણ આ વિષયમાં સંક્ષેપે દર્શાવવાં જોઈએ.

(અપૂર્ણ).

તીસરખું નિષ્કંટક રાજ્ય તથા રૂડે પ્રકારે ખરચતાં ન ખુટે એવી રાજ્યલક્ષ્મી છતાં પણ ઘણા રાજાઓ માનસાગ્નિથી વિવિધ નિમિત્તે રાત્રદિવસ અંતરમાં પ્રજળ્યા જ કરે છે. કોઈ કાળે પણ પૂર્ણતાને ન પામે એવી વિલક્ષણ આશાતૃષ્ણાઓ તેમને ભાગ્યહીનસરખા કરી મુકે છે. તેથી ખરૂં જોતાં તેઓ હીનભાગ્ય છતાં પણ, યોગ્ય પદાર્થવિચારવિનાના મૂર્ખ લોકો તેમને મોટા ભાગ્યવાન્ સમજે છે. એવો ભાગ્યવાન છતાં પણ હું આ ક્ષણે ભાગ્યહીનની સ્થિતિને ભોગવતો બીજાને ભાસું છું. ખરો ભાગ્યવાન્ તો હું તેને જ ગણું છું કે જેને કોઈ પણ નિમિત્તથી માનસ અગ્નિ અંતરમાં દાહ કરતો નથી, તથા બાહ્ય પદાર્થો જેના માનસ અગ્નિને પ્રજ્વલિત કરતા નથી.

આ મારો માનસ અગ્નિ મને બાળે છે. એક રાજકન્યા જેવું ચિત્ર માત્ર મેં જોયું છે તે એ માનસ અગ્નિને વારંવાર પ્રદીપ્ત કરે છે. તે કન્યાનું ખરૂં રૂપ કે ગુણ મને પ્રત્યક્ષ નથી; તોપણ કોઈ અંતરમાં રહેલું પ્રબળ કારણ મને તેના તરફ દોરવ્યા કરે છે. એ ચિત્રકારે આળખેલી કન્યાનું ગામ કે નામ જાણવામાં નથી. જાતિકુળ પણ જ્ઞાત નથી, છતાં તેને પ્રાપ્ત કરવારૂપ આ આશાપાશ મને દીન કરીને સતાવે છે. વિચાર કરવાથી ખરૂંખોટું કે લાભહાનિને સમજું છું, પણ આ મન તે મારા નિશ્ચયને નાશ કરીને ઉપરનું ઉપર જ પોતાનું ધારયું કરવા મચ્યું રહે છે. લગભગ અઢાર માસ થયાં વન તથા વસતિમાં ભટકું છું પણ કોઈ પ્રકારે ધારયું થવાનું ચિહ્ન જણાતું નથી. અઢાર માસમાં ભોગવેલાં સંકટ વર્ણન કરતાં હૃદય કંપે, તથા સાંભળતાં શ્રોતાનું પણ ચિત્ત દ્રવે એવાં છે. મારો નિશ્ચય છે કે ધારણા પાર પડતાં પર્યંત એ દુઃખવાર્તા કોઈઆગળ પણ કહેવી નથી. આ સંસારમાં જીવ માત્રને પદાર્થપ્રતિ થતો મોહ જેટલો દુઃખદ છે, એટલું દુઃખદ બીજું કોઈ નથી, એ મને સમજાયું છે, પણ તે હાલ છુટવો નથી. આ પ્રમાણે મારી કથા છે. હવે એથી વધારે હાલ કહેવાનું કાંઈ નથી. માટે જે ઘટે તે કહીને તમે પોતાને કામે લાગો, અને હું પણ મારે માર્ગે ચાલતો થાઉં. કામનાને વશ પડેલો હું રાત્રદિવસ સુખદુઃખ આદિ કાંઇ જ જોતો નથી. માત્ર વશ્ય કરૂં છું.

આ પ્રમાણે તેનાં વચનો શ્રવણ કરીને દયાથી મારૂં હૃદય ભીનું થયું, ને તેથી મેં તેને આ પ્રમાણે કહ્યું. હે ભાઈ! તમે ધૈર્ય રાખો. તમારૂં ધાર્યું થવાનો પરમેશ્વરની સત્તાથી હવે સમય આવવાનો સંભવ છે. ગુરૂએ મને આજ્ઞા કરી નથી, તેમ જ ગુરૂપાસે મેં આજ્ઞા માગી નથી તોપણ આ તમારી સ્થિતિ જાણીને તમને ધૈર્ય આપનાર તમારા લાભનું વચન કહ્યાવગર મારૂં હૃદય શાંત થતુ નથી. ગઈ કાલે મધ્ય રાત્રિના સમયે મને શ્રી ગુરૂએ કહ્યું કે જો! આ ઉપર પક્ષિનું જોડું પરસ્પર વાર્તા કરે છે. તું તે સમજતો નથી. એ પક્ષી એવી વાર્તા કરે છે કે કાલે રાત્રે આ વૃક્ષતળે કોઈ દુઃખી પુરૂષ આવનાર છે. ને તે જો અહીંથી ઉત્તર દિશામાં ચાલી જશે તો તેનો ધારેલો મનસુબો પાર પડશે. એ વાર્તા મેં જાણી ત્યારથી તે પુરૂષની મનમાં મને સ્મૃતિ આવતી. આજે તમને જોયા જાણ્યા ત્યારથી નિશ્ચય થયો કે તે પુરૂષ તમે જ છો. હવે તમારી ઈચ્છામાં આવે તેમ કરો. આ સાંભળી તેણે મોટા હર્ષથી મને કહ્યું કે એ તમારા ગુરૂનું મને દર્શન કરાવવાની કૃપા કરો. મેં કહ્યું, એ વાર્તા મારે હાથ નથી. તેમ છતાં વળી હાલ તે સ્થાનઉપર નથી. ક્યારે પાછા પધારશે એ નિશ્ચય નથી. ત્યારે તેણે કહ્યું કે મારે એટલું પૂછવાનું છે કે એ ગામનું તથા સ્ત્રીનું નામ શું છે, તેમ જ તે કુંવારી છે કે તેનું લગ્ન થયું છે? કારણ કે લગ્ન થયું હોય તો મારો શ્રમ નિષ્ફળ જવાનો સંભવ છે. પારકા ધનદારાદિ પદાર્થને પ્રપંચવડે પ્રાપ્ત કરવા સમાન અન્ય પાતક હું જાણતો નથી મેં કહ્યું, ગુરૂશ્રી તો એવી વાર્તાનું ઉત્તર આપશે નહિ. અને 'ધાર્યું પાર પડશે' એટલે એમ જ સમજવાનું કે તમારી ઈચ્છા પ્રમાણે જ થશે. આટલું સાંભળીને તરત તે ઉઠ્યો. કાર્ય થશે ત્યારે પાછો અહીં આવીશ, એમ બોલી મને નમસ્કાર કરી ઉત્તર દિશામાં ચાલતો થયો અને હું ગુફામાં આવીને બેઠો. થોડી વાર પછી ગુરૂ પધાર્યા. મેં નમન કરી હાથ જોડી બનેલી સઘળી વાર્તા કહી. તે સાંભળી લગાર મૌન રહી મંદમંદ હસતાં બોલ્યા, હજી તારૂં હૃદય ક્ષુદ્ર બાળવાળું છે. વાર્તાને હૃદયમાં ગુપ્ત કરી રાખવાનું અથવા તેનું વિસ્મરણ કરવાનું સામર્થ્ય તારામાં નથી. આજ્ઞા લીધાવિના વાર્તા કરતાં સંકોચ થયો નહિ તેથી ગુપ્ત રાખવા યોગ્ય વાર્તા તારા પ્રતિ કરતાં સંકોચને પામવું પડશે. આ સાંભળી મેં નમન કરી દીનપણે કહ્યું. હે ભગવન, જો આ

કાર્યમાં અપરાધ થયો હોય તો ક્ષમા કરશો. હવે પછી આપની કૃપાથી સાવધાન રહીશ. ગુરુ બોલ્યા, ગમરાઈશ નહિ. આ અપરાધ થયો નથી. તારી પાસે કહેરાવવા અર્થે જ તને એ વાર્તા કહી હતી. પણ એવે પ્રસંગે પૂછી લેવું ઘટે કે આ વાર્તા ગુપ્ત રાખવા યોગ્ય છે કે કેમ? તો પ્રસન્ન ચિત્તથી તું તારા કર્તવ્ય કર્મને કર. પછી નમન કરી હું મારે કામે લાગ્યો.

આ પ્રસંગ આવી ગયા પછી સુમારે ત્રણ વર્ષ વ્યતીત થયાં ત્યારે એક દિવસ લગભગ મધ્ય રાત્રિના સમયે ગુફામાં બેઠાં મારે કાને ઘોડાના ખોંખારા તથા મનુષ્યનો કલબલાટ સંભળાવા લાગ્યો તથા એક બીજાને બોલાવતા તથા બોલતા ઘણા મનુષ્યો હોય એવું ધાર્યું. જાણે જમીનમાં લાકડાના મોટા ખીંટા ઠોકતા હોય એવા ધબાધબ અવાજ સંભળાવા લાગ્યા. આ સઘળો ગડગડાટ જાણીને હું ગુફાથી બહાર નિકળ્યો. આ સમયે પણ શ્રી ગુરુ તો બહાર જ વિચરતા હતા. બહાર આવીને જોયું તો સમીપના મેદાનમાં જાણે કોઈ મોટા રાજાની સ્વારીનો પડાવ આવી પડ્યો હોય એવું જણાયું. મોટા મોટા સુંદર શોભતા ને ઝગઝગાટ મારતા જરીના ડેરાઓ ઉભા કરવા માંડ્યા હતા. એક બાજુએ ઘોડાઓની હાર બાંધી હતી, ને તેનાં માણસો પોતાને બેસવા ઉતરવાની જગા ઠીક કરતા જણાયા. એક બાજુએ રથો છૂટેલા જણાયા. વિવિધ વાદનો તથા આ સઘળો ઠાઠ જોતાં આ કોઈ રાજાનો મુકામ આવ્યો છે એવું અનુમાન તો નક્કી થયું. પણ મારે તેનું કાંઈ પ્રયોજન ન હોવાથી જરા વાર ચંદ્રના પ્રકાશવાળી રાત્રિથી શોભતા વનને તથા આકાશને જોતો હું ઉભો, અને પછી પાછો ગુફામાં જઈને બેઠો; તથા મારું પોતાનું કાર્ય કરવા લાગ્યો.

આ રાત્રિની સમાપ્તિએ પણ શ્રીગુરુ તો આસનદ્વાર પધાર્યા ન હતા, અને બીજે દિવસે પણ પધાર્યા ન હતા. સૂર્યોદય થતાં જે વેળા હું પ્રાતઃ મુહૂર્તની ક્રિયાને સમાપ્ત કરી ઉઠ્યો તે વેળા 'મહારાજ! સદા યોગીરાજ! આપને સવિનય પ્રતાપીના દંડવત્ પ્રણામ છે', એવા શબ્દ સંભળાયા. આ શબ્દથી મને એવું અનુમાન થયું કે તે રાત્રિએ આવી ગયેલો પુરુષ આ દેવો ધરે છે. પછી તત્કાળ હું ગુફાનું દ્વાર જે વનની ઝાડીઓના મધ્યમાં ગુપ્ત સરખું હતું, તેમાંથી બહાર નિકળ્યો. મને જોઈને તેણે પ્રેમપૂર્વક પ્રણામ કર્યા, અને કહ્યું કે આપની કૃપાથી મારી

ધારણા પાર પડી છે.

આ સાંભળી મેં તેને કહ્યું કે ભલે હવે ઇચ્છિત સુખ એથી પ્રાપ્ત થાય તો કરી સુખી રહો. મારે તમારી વ્યતીત વાર્તા શ્રવણ કરવાનું મુખ્ય પ્રયોજન તો કાંઈ નથી, તોપણ આ સંસારમાં તુચ્છ વિષયસુખ પ્રાપ્ત કરવામાં પણ પ્રાણિઓને કેટલું કષ્ટ ભોગવવું પડે છે, એ જાણવા અર્થે તમારી સઘળી કથા સુક્રમમાં સાંભળવા આ ક્ષણે વૃત્તિ થાય છે. માટે જો હવે તમને ચિંતા ન હોય તો પ્રસન્નતાથી તે સર્વ વૃત્તાંતને મારા પ્રતિ આ ક્ષણે કથન કરો. કારણ કે શ્રીગુરૂ પધારયા પછી મને સાંભળવા અવકાશ મળશે નહિ. આ વચન સાંભળી તેણે પ્રીતિપૂર્વક બેસીને આ પ્રમાણેની પોતાની સઘળી કથા મારા પ્રતિ કહી.

તે બોલ્યો હે ભગવન ! હું કુતૂહલપુરના મહાપદ્મસેન રાજાનો ભદ્રસેન નામનો પુત્ર છું. લગભગ મારા વીશ વર્ષના વયે હું વિદ્યાભ્યાસ કાર્ય પૂરતો કરી રહ્યો. મને સામાન્ય વ્યવહારનીતિ તથા રાજ્યનીતિ પ્રથમ શિખવી હતી,-તથા પાછળથી ધર્મના સિદ્ધાન્તો પણ મને રૂડે પ્રકારે સમજાવી શિખવ્યા હતા, અને ત્યાર પછી ચાતુરી પ્રાપ્ત થાય એવા વિવિધ રસાલંકારયુક્ત સાહિત્યના મિશ્રણવાળા ગ્રંથો શિખવ્યા. અને છેવટે વિવિધ વિદ્યા કલા આદિના ગ્રંથો શિખવ્યા. આમ થવાથી સામાન્ય રીતે મારો અન્ય ગ્રંથોમાં પણ પ્રવેશ થયો તેથી પ્રસ્તાવિક ઘણા ગ્રંથો મારા જોવામાં આવ્યા. તેમાં સામુદ્રિક વિગેરે પણ સમજવામાં આવ્યું હતું. આ પ્રમાણે અભ્યાસમાં મારી કુશળતા જાણ્યા પછી રાજકાર્યમાં મારો પ્રવેશ થાય, અર્થાત્ રાજવ્યવહાર સંબંધી અનુભવથી મને પૂરતું જ્ઞાન પોતાની હયાતીમાં થાય તો ઘણું સારૂં એવો મારા પિતાનો વિચાર થયો. મારૂં લગ્ન બાળવયમાં મારા પિતાએ કરેલું ન હતું, કારણ કે મને વિદ્યા સંપાદન કરવામાં મોટું વિઘ્ન આવે. જ્યારે મારા પિતાને મારા વિષે સારો સંતોષ થયો કે હવે આ પુત્ર ઉપયોગ પૂરતું સર્વ શિખ્યો છે, ત્યારે તે મારા લગ્નસંબંધી વિચાર કરવા લાગ્યા, મારા પિતાએ લગ્નનો હવે વિચાર રાખ્યો છે, એ જાણવાથી દેશદેશથી કન્યાનાં ચિત્ર આવવા લાગ્યાં. પણ મારી પ્રસન્નતા લેવા તે સર્વ રાખી મુકતા. એ અવસરમાં કોઈ દૂર દેશનો ચિત્રકાર અમારા નગરમાં આવ્યો. તેની પાસે ઘણાં રાજપુત્ર તથા રાજકન્યાનાં ચિત્રો હતાં. તે મારી પાસે આવી ચિત્ર દેખાડવાની ઈચ્છા

રાખનો હતો પણ તે પહેલાં અચાનક તેનો કાળ થયો. દૈવયોગે તેનો ત્યાં કોઈ વારસ નહિ હોવાથી તેનો સઘળો સામાન રાજદ્વારમાં આવ્યો. એ માલમાં સુંદર છબીઓ છે એમ મારા જાણવામાં આવવાથી મેં તે સર્વ ચિત્ર જોવાને મંગાવ્યાં. એ ચિત્રના સંગ્રહમાંથી એક કન્યાનું ચિત્ર મારા ચિત્તને આકર્ષણ કરતું નિકળ્યું. તે ચિત્ર નીચે 'કન્યા' એટલા અક્ષર લખેલા પણ કોણ જાતિની કે ક્યાંની કન્યા છે, કેટલા વયની છે, વિગેરે કાંઈ લખેલું નહિ અને ચિત્રકારનું મૃત્યુ થવાથી તે વાર્તાનો ખુલાસો કરે એવું અન્ય કોઈ ન હતું. આ ચિત્ર મેં મારી પાસે રાખ્યું, અને અન્ય ચિત્રો પાછાં આપ્યાં તે રાજ્યની ચોકસીમાં રહ્યાં. આ થયા પછી પ્રથમ જે જે ચિત્રો આવેલાં તથા આવતાં તે સર્વ કન્યાઓનાં ચિત્ર મને જોવા પિતાએ મોકલ્યાં, તે સર્વ કરતાં આ કન્યા મને અતિ ઉત્તમ ભાસવાથી મેં સર્વને ના પાડી. આ મારા કૃત્યથી મારાં માતાપિતાને ઘણો ખેદ થવા લાગ્યો, અને તેથી વડા પ્રધાનદ્વારા પિતાએ મારી ઈચ્છા જાણવા માગી. ત્યારે મેં મેં પસંદ કરેલું ચિત્ર આપી જણાવ્યું કે આ કન્યા મળે તો ઈચ્છા પ્રમાણે વિવાહ કરવા યત્ન કરો. માતાપિતાએ ચિત્ર જોઈને કન્યાને યોગ્ય ગણી, તથા તેના સ્થાનવિષે તજવીજ કરી. પણ તે જાણવામાં ન આવવાથી નિરૂપાય થયાં. વિશ્વાસુ ચિત્રકારને બોલાવી પ્રદેશ મોકલ્યા. પ્રદેશથી ઘણા ચિત્રકારોને બોલાવ્યા, તથા આ ચિત્ર જેનું છે તે કન્યાની શોધ લાવવા આજ્ઞા કરી. પણ તે સર્વ ઉપયોગમાં ન આવી. લગભગ બાર માસ એ તજવીજ ચાલતાં જ્યારે કાંઈ પણ સમજાયું નહિ ત્યારે મેં જાતે પ્રદેશ જોવા નિમિત્તે તથા તીર્થ ફરી આવવા નિમિત્તે, તથા વિવિધ રાજા તથા પ્રજાની રીતભાત જોઈ જાણી આવવાને મિષે તથા એ સંધિમાં આ ચિત્રવાળી અથવા કોઈ અન્ય યોગ્ય કન્યાની યોગ્યતા જણાઈ આવે તો તેને પ્રાપ્ત કરવા નિશ્ચય કરવા આદિ નિમિત્તને આગળ કરી વડા પ્રધાનદ્વારા પ્રવાસે નિકળવાની આજ્ઞા માગી. માતાપિતાએ પોતાના મનમાં ઘણા વિચાર કરયા. પણ અંતે પ્રધાનની સલાહથી તથા મારા હિતનો વિચાર કરીને એક પોતાના વિશ્વાસપાત્ર મુખ્ય રાજસેવકને મારા સાથે રાખીને અન્ય સર્વ રાજપુત્રને ઘટે એવાં સેવક માણસો તથા વાહનોસહિત પ્રવાસે નિકળવા આજ્ઞા આપી. નિયમ પ્રમાણે સઘળી તૈયારી થયેથી હું તૈયાર થઇ માતાપિતાને પ્રણામ કરી આજ્ઞા માગી સર્વસાથે નગર છોડી બહાર નિકળ્યો.

(અપૂર્ણ.)

ॐ

પરમાત્મને નમઃ

ભગવાન શંકરાચાર્યપ્રણીત

# आत्मबोध.

---

મત્યયાન્તર.

॥ श्रीसच्चिदानंदायनमः ॥ श्रीसद्गुरुभ्योनमः ॥

## ॥ अथात्मबोधप्रारंभः ॥

तपोभिःक्षीणपापानां शांतानांवीतरागिणाम् ।
मुमुक्षूणामपेक्ष्योयमात्मबोधोविधीयते ॥ १ ॥
बोधोन्यसाधनेभ्योहि साक्षान्मोक्षैकसाधनम् ।
पाकस्यवह्निवज्ज्ञानंविनामोक्षोनसिध्यति ॥ २ ॥
अविरोधितयाकर्मनाविद्यांविनिवर्त्तयेत् ।
विद्याविद्यांनिहंत्येवतेजस्तिमिरसंघवत् ॥ ३ ॥
अवच्छिन्नइवाज्ञानात्तन्नाशेसतिकेवलः ।
स्वयंप्रकाशतेह्यात्मा मेघापायेंशुमानिव ॥ ४ ॥
अज्ञानकलुषंजीवं ज्ञानाभ्यासाद्विनिर्मलं ।
कृत्वाज्ञानंस्वयंनश्येज्जलंकतकरेणुवत् ॥ ५ ॥
संसारःस्वप्नतुल्योहि रागद्वेषादिसंकुलः ।
स्वकालेसत्यवद्भाति प्रबोधेसत्यसद्भवेत् ॥ ६ ॥
तावत्सत्यंजगद्भाति शुक्तिकारजतंयथा ।
यावन्नज्ञायतेब्रह्म सर्वाधिष्ठानमद्वयं ॥ ७ ॥

सच्चिदात्मन्यनुस्यूते नित्येविष्णौप्रकल्पिताः ।
व्यक्तयोविविधाःसर्वा हाटकेकटकादिवत् ॥ ८ ॥
यथाकाशोहृषीकेशोनानोपाधिगतोविभुः ।
तद्भेदाद्भिन्नवद्भाति तन्नाशेसतिकेवलः ॥ ९ ॥
नानोपाधिवशादेव जातिवर्णाश्रमादयः ।
आत्मन्यारोपितास्तोये रसवर्णादिभेदवत् ॥ १० ॥
पंचीकृतमहाभूत संभवंकर्मसंचितं ।
शरीरंसुखदुःखानांभोगायतनमुच्यते ॥ ११ ॥
पंचप्राणमनोबुद्धि दशेंद्रियसमन्वितं ।
अपंचीकृतभूतोत्थंसूक्ष्मांगंभोगसाधनं ॥ १२ ॥
अनाद्यविद्यानिर्वाच्या कारणोपाधिरुच्यते ।
उपाधित्रितयादन्यमात्मानमवधारयेत् ॥ १३ ॥
पंचकोशादियोगेनतत्तन्मयइवस्थितः ।
शुद्धात्मानीलवस्त्रादि योगेनस्फटिकोयथा ॥ १४ ॥
वपुस्तुषादिभिःकोशैर्युक्तंयुक्त्यावघाततः ।
आत्मानमंतरंशुद्धंविविच्यात्तंडुलंयथा ॥ १५ ॥
सदासर्वगतोप्यात्मा नसर्वत्रावभासते ।
बुद्धावेवावभासेतस्वच्छेषुप्रतिबिंबवत् ॥१६॥
देहेंद्रियमनोबुद्धिप्रकृतिभ्योविलक्षणं ।
तद्वृत्तिसाक्षिणंविद्यादात्मानंराजवत्सदा ॥ १७ ॥
व्यापृतेष्विंद्रियेष्वात्माव्यापारीवाविवेकिनां ।
दृश्यतेभ्रेषुधावत्सु धावन्निवयथाशशी ॥ १८ ॥
आत्मचैतन्यमाश्रित्यदेहेंद्रियमनोधियः ।
स्वकीयार्थेप्रवर्त्तंते सूर्यालोकंयथाजनाः ॥ १९ ॥

देहेंद्रियगुणान्कर्माण्यमलेसच्चिदात्मनि ।
अध्यस्यंत्यविवेकेन गगनेनीलतादिवत् ॥ २० ॥
अज्ञानान्मानसोपाधेःकर्तृत्वादीनिचात्मनि ।
कल्प्यंतेंबुगतेचंद्रे चलनादियथांभसः ॥ २१ ॥

---

## પ્રત્યયાન્તર.

### રામરૂચિરા.[1]

(આત્મબોધ શંકર તો આપે, આત્મબોધ શંકર તો રે:)
મુનિયોએ ક્ષીણ પાપ જેનાં, શાન્ત, વીતરાગી જે રે,
મુમુક્ષુ એઓને અપેક્ષ્ય[2] આ, આત્મબોધ વિધાયે[3] રે. આત્મબોધ.
અન્ય સાધનોથી મોક્ષૈક[4] જ; સાક્ષાત્સાધન[5] બોધ જ રે,
પાકતણા વહ્નિવત્,[6] જ્ઞાન-જ વિના ન સિદ્ધ[7] મોક્ષ ખરે. આત્મબોધ.
કર્મ નિવર્તે[8] ન અવિદ્યાને, અવિરોધિતા-કારણ રે,
વિદ્યા જ અવિદ્યાને હણતી, તેજસ્-તિમિર-સંઘાત[9] રે. આત્મબોધ.
અજ્ઞાનથી અવચ્છિન્ન[10] જ શો, તે[11] નાશ થતે કેવલ[12] રે;—

---

૧. એ છન્દ નીચેના અને બીજા બહુ રાગે ગવાય છે, જેમકેઃ—
(૧) ભજ ગોવિંદં ભજ ગોવિંદં ગોવિંદં ભજ મૂઢમતે.
(૨) કર્મનકી ગતિ ન્યારી ઓધો કર્મનકી ગતિ ન્યારી રે.
(૩) કઠિન થયા માધવ મથુરા જઈ કાગળ ન લખ્યો કટકો રે.
(૪) વૈષ્ણવ જનતો તેને કહીયે પીડ પરાઈ જાણે રે.
(૫) ધીરસમીરે યમુનાતીરે વસતિ વને વનમા(૩)લી(૩)
ગરબી સાંખી—લાવણી—એ આદિ અનેક રાગે ગવાય છે. ૨ અનુસરણીય, જ્ઞાનની ઉત્પત્તિમાં આકાંક્ષા કરવા યોગ્ય. ૩ પ્રેરક, કૃતિસાધ્ય, અનિષ્ટબાધક અને ઇષ્ટસાધક જે બોધ છે તે વિધિ, તેવા વિધિમુખે પ્રતિપાદન થાય છે. ૪ મોક્ષનું 'એક' નામ મુખ્ય. ૫ પરંપરાથી નહિ પણ પોતે ઉપજતાંજ સાધે તે. ૬ રસોઈ કરવામાંના અગ્નિના જેવું. ૭ જ્ઞાનવિના મોક્ષ સીઝે નહિ—પાકે નહિ, થાય નહિ. ૮ નિવારે, દૂર કરે. ૯ જેમ પ્રકાશનો અને અંધકારનો સંયોગ થતાં પ્રકાશ, અંધકારનો નાશ કરે છે તેમ. ૧૦ પરિચ્છિન્ન, પરિમાણ કરેલ, સીમા કરેલ જેવો. ૧૧ અજ્ઞાન. ૧૨ એક માત્ર, અદ્વિતીય.

શરીર વદાયે સુખદુઃખોનું, ભોગાયતન[1] અહિંયાં રે. આત્મબોધ. ૧૧
પંચપ્રાણ દશેન્દ્રિય બુદ્ધિ, મન એએથી સમન્વિત રે,
અપંચીકૃત ભૂતોથી કલ્પિત, સૂક્ષ્માંગ ભોગ-સાધન[2] રે. આત્મબોધ. ૧૨
અનિર્વાચ્ય જ, અનાદિ અવિદ્યા, કહાય કારણ-ઉપાધિ[3] રે,
એ ઉપાધિ-ત્રયથી અન્ય[4] જ, આત્માને જાણે સહિ રે. આત્મબોધ. ૧૩
પંચકોશ[5] આદિના યોગે, તેનેમય જેવો સ્થિત રે,—
શુદ્ધાત્મા, જ્યમ નીલવસ્ત્રાદિયોગે, સ્ફટિક જ છે સમ રે. આત્મબોધ. ૧૪
અવઘાતથી[6] જ્યમ વપુ-તુષાદિયુત, તંડુલને યુક્તિએ રે—
કોશીએ યુત આન્તર્ શુદ્ધ જ, આત્માને વિવેચે રે. આત્મબોધ. ૧૫
સદા[7] સર્વગત આત્મા છે, પણ સર્વત્ર ન તે ભાસે રે,
સ્વચ્છવિષે પ્રતિબિંબવત્ત જ શુદ્ધ-બુદ્ધિ વિષે જ ભાસે રે. આત્મબોધ. ૧૬

---

૧. ભોગને ભોગવવાનું સ્થાન, વિશ્રામઅર્થે આશ્રમ; એ આત્માનો સ્થૂલ ઉપાધિ છે. ૨. સૂક્ષ્મ શરીર છે તે સત્તર તત્વોનું છે અને તે ભોગનું સાધન છે. તે આત્માનો સૂક્ષ્મ ઉપાધિ છે. ૩. સત્ અસત્થી, વિલક્ષણ બાધયોગ્યસ્વરૂપવતી, એવી ત્રિગુણાત્મિકા અવિદ્યા, તે કારણ-શરીર છે; અને તે આત્માનો ત્રીજો ઉપાધિ છે. ૪. ઉપર કહેલા ત્રણે ઉપાધિથી જૂદો, તેઓનો સાક્ષી જેછે, તેનેજ આત્મા છે એમ મુમુક્ષુ જાણે. ૫. અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય અને આનંદમય એ પાંચ કોશસાથે તાદાત્મ્ય સંબંધથી જાણે તે તે કોશમય હોય એવો જણાય છે. જેમ ધોળો સ્ફટિક, (કાચ જેવો પથ્થર) કાળા કપડા આદિના યોગથી કાળાજેવો પ્રતીત થાય છે, પણ પોતે સ્વચ્છ અને શ્વેત છે, તેમ આત્મા પણ શુદ્ધ છે.

૬. જેમ 'વપુ તુષાદિ' નામ પ્રશસ્ત આકાર છે જેનો એવાં ફોતરાં આદિ તેસહિત જે 'તંડુલ' નામ ચોખો, તેને 'અવઘાતથી' નામ ખાંડીને તેનાં ફોતરાં આદિરૂપ શરીરથી જૂદો કરેછે, તેમ વિવેકાદિ યુક્તિવડે, પંચકોશરૂપ શરીરોપયુક્ત જે તેમના અન્તરમાંનો શુદ્ધ આત્મા તેને મુમુક્ષુ વિવેચે-દેહ અને આત્માનાં જૂદાં જૂદાં સ્વરૂપ તેને યથાર્થ સમજી તેના ભેદનો નિશ્ચય કરે.

૭ આત્મા સર્વમાં વ્યાપી રહેલ છે તથાપિ સર્વત્ર જણાતો નથી પણ તે નિર્મળ તથા નિશ્ચળ બુદ્ધિવિષે જ જણાય છે; જેમ પદાર્થનું પ્રતિબિંબ સ્વચ્છ દર્પણમાં જ પડી શકે છે તેમ.

દેહ ઇન્દ્રિયો મન બુદ્ધિ ને, પ્રકૃતિથી વિલક્ષણ જે રે,
તદ્વૃત્તિસાક્ષી આત્માને, સદા રાજવત્ જાણે રે. આત્મબોધ. ૧૭
ઇન્દ્રિય[૧] વ્યાપૃત જ થયે આત્મા, વ્યાપારી સમ દીસે રે,
અભ્ર ધાવતાં શશી ધાવતસમ[૨] જેમ અવિવેકીને રે. આત્મબોધ ૧૮
સ્વચૈતન્યને[૩] આશ્રયીને તો, દેહેન્દ્રિય બુદ્ધિ મન રે,
નિજ અર્થવિષે વર્તે છે, જ્યમ, સૂર્યપ્રકાશને જન રે. આત્મબોધ. ૧૯
દેહેન્દ્રિયનાં ગુણ-કર્મોને, [૪]અધ્યસે જ અવિવેકે રે,
અમલ સચ્ચિદાત્મા વિષે તો, જ્યમ નીલતાદિ ગગને[૫] રે. આત્મબોધ. ૨૦
અજ્ઞાનથી[૬] માનસોપાધિનાં, કર્તૃત્વાદિ જ કલ્પાયે—
આત્મામાં, જ્યમ અંબાતણું ચલનાદિ અંબુગત શશીમાં એ. આત્મબોધ. ૨૧

સંપૂર્ણ.

---

૧ આત્મા, દેહ આદિ સર્વ દૃશ્યથી વિભિન્ન છે, અને 'તત્' નામ મન આદિની વૃત્તિઓનો સાક્ષી છે. જેમ રાજસભામાં રાજા સર્વના પ્રવર્ત્તકરૂપે સર્વને જોતે સતે પોતે સાક્ષી જેવો રહે છે, તેમ આત્મા, દેહાદિ સંઘનો અવિકારી સાક્ષી જેવો છે, તેને તેવો વિદ્વાન્ જાણે.

૨ આત્માનો અવિકારી સાક્ષીભાવ કેવી રીતે છે તે કહે છેઃ—જેમ વાદળ દોડતાં જોઈ ચંદ્રમા દોડતો હોય એમ અસમજુને જણાય છે, તેમ દેહ ઇન્દ્રિયાદિના વ્યાપાર થતાં, આત્મા વ્યાપારી જેવો અજ્ઞાનીને લાગે છે.

૩ જેમ સૂર્યના પ્રકાશને આશ્રયીને લોકો પોતપોતાનાં કામોમાં પ્રવર્ત્તે છે, તેમ દેહાદિ સંઘાતમાંના ચૈતન્યને આશ્રયીને દેહાદિ જડ સતે પણ પોતાના વિષયવિષે પ્રવર્ત્તે છે.

૪ 'અધ્યસે છે' નામ આરોપે છે, જેમાં જે ન હોય તેમાં તે ધારવું તે; એકના ગુણ–દોષ બીજામાં કલ્પવા તે.

૫ આકાશમાં કોઈ રંગ નથી તેમ છતાં તેમાં કાળો રંગ તથા કંઈ આકાર આદિ કલ્પે છે, તેમ મનુષ્ય અવિવેકવડે નિર્મલ આત્મામાં દેહ ઇન્દ્રિયોનાં ગુણકર્મો આરોપે છે.

૬ જેમ પાણીના હાલવા ચાલવાદિના ધર્મ, પાણીમાં પ્રતિબિંબરૂપે ગયેલા ચંદ્રમામાં હોય એમ અજ્ઞાનથી કલ્પાય છે, તેમ અન્તઃકરણરૂપ ઉપાધિના કર્તૃત્વભોક્તૃત્વાદિ ધર્મ અવિવેકથી આત્માવિષે કલ્પાય છે.

## ॥ ॐ श्रीं ॥

# ब्रह्मविद्यानां साधनो तथा अधिकार.

છાપવાની કળાથી અનેક લાભ થયેલા મનાય છે. તેનો એક લાભ એ પણ છે કે પ્રાચીનકાલમાં જે વિદ્યાકળાઓ અમુક કુશળ પુરૂષના સાક્ષાત્ સહવાસથી જ શિખી શકાતી હતી તે હવે તે પુરૂષની અપેક્ષા વિનાજ સ્વતંત્રપણે તે વિદ્યાવિષયક ગ્રંથ છપાયલો હોય તેની એક નકલ ખરીદ કરી તે વાંચવાથી જ તે વિદ્યાકળા સિદ્ધ કરવાનો સંભવ છે. જેની પાસે ગ્રંથ ખરીદ કરવા જેટલું દ્રવ્ય હોય તે સર્વને તે વિદ્યાનો લાભ મળે એ આ છાપવાની કળાનો મોટો લાભ ગણાય છે. પૂર્વે જ્યારે ગ્રંથો છપાતા ન હતા ત્યારે તે વિદ્યા શિખવામાં અથવા લખેલા ગ્રંથની નકલ કરી લેવામાં તે તે પુરૂષની ઘણી ખુશામત કરવી પડતી હતી તથા સેવા ઉઠાવવી પડતી હતી. છાપવાની કળાથી બધી અડચણ દૂર થયલી જણાય છે. સર્વ વિદ્યાના ગ્રંથો છપાઇને પ્રસિદ્ધ થયા છે. જેની પાસે વધારે દ્રવ્ય હોય તે વધારે ગ્રંથો લે અને વધારે વિદ્યાકળાઓ જાણે એમ કરવું હોય તો થઈ શકે એમ છે. વૈદ્યવિદ્યા જાણવાથી પોતાના, પોતાના ઘરના સર્વના તથા પોતાનાં સંબંધી માત્રના વ્યાધિનો નાશ થઈ શકે છે. એ વિદ્યાના ગ્રંથો છપાયા ન હોત તો એ વિદ્યા શિખવાને કોઈની ખુશામત કરવા જવું પડત. પરંતુ હવે એ વિષે અનેક ગ્રંથો છપાયા છે તેથી જેને એ વિદ્યા જાણવાની ઈચ્છા હોય તેણે તરત ગજવામાંથી ગ્રંથની કિંમત કાઢી તેમને વાંચવાનું જ માત્ર બાકી છે. અને પછી તો પોતે જ વૈદરાજ અથવા દાક્તર સાહેબ થયા એટલે કોઈ માંદું પડે તો બીજા કોઈની ખુશામત કરવા જેવું પણ રહ્યું નહિ. આવી રીતે છાપવાની કળાનો લાભ લઇને હાલ આવા કેટલા વૈદ્યો તથા દાક્તરો છે અને તેઓ પોતાને તથા જનસમૂહને કેટલું અગણ્ય સુખ કરે છે એ સુપ્રસિદ્ધ હોવાથી લખવાની જરૂર નથી.

તેવીજ રીતે યોગવિદ્યાના અને બ્રહ્મવિદ્યા (વેદાંત)ના ગ્રંથો પણ છાપવાની કળાથી પુષ્કળ પ્રસિદ્ધ થયા છે. પૂર્વ પુરૂષોએ એ વિદ્યાઓને ગુહ્યાત્ ગુહ્ય રાખી મારીને-બીજાને ન બતાવીને એ વિદ્યાને પ્રસરવા દીધી ન હતી. અને એમને એમ જ બીજી પણ કેટલીએક ખરેખરી વિદ્યાઓને, ન બતાવીને દુનિયાને અંધારામાં જ રાખી હતી. હવે ગ્રંથો એક પછી એક છ-

પાતા જવાથી આ સર્વ અંધારૂં ખપવા માંડ્યું છે અને જ્યાં ત્યાં પ્રકાશ થવા માંડ્યો છે. પૂર્વ પુરૂષો આ વિદ્યા શિખવતાં પૂર્વે શિષ્યોપાસે લાકડાં ચીરાવતા હતા. પરંતુ હવે ગ્રંથો છપાવાથી એવા લોકોનું કંઈ ચાલે એમ નથી. જ્યાં ત્યાં વેદાંતનાં અને યોગનાં પુસ્તકો વેચાયે છે અને તેનો ન ગણી શકાય એટલો લાભ જ્યાં ત્યાં થતો જોવામાં આવે છે. કુંડીબંધ મનુષ્યશરીરાકૃતિવાળાઓ "અહં બ્રહ્માસ્મિ" થઇ ગયા છે. તેમની ઇન્દ્રિયો પોત પોતાનું કામ કરે છે અને પોતે તો "બ્રહ્મ" થઈ ગયા છે. તેજ પ્રમાણે યોગીઓ, મહાત્માઓ, ગુરૂઓ પણ કુંડીબંધ થયા છે. પૂર્વ પુરૂષોએ "સ્ત્રીઓનો અધિકાર નથી. શૂદ્રોનો અધિકાર નથી" એમ કહી કહીને જ્યાં ત્યાં અધિકારનું બહાનું કાઢીને અનેક વિદ્યાઓ ગુપ્ત જ રાખી મુકી છે. અને દુનિઆને જે લાભ થયો હોત તથા હાલ જે લાભ થતો પ્રત્યક્ષ જોવામાં આવે છે તે લાભ લેવા દીધો નથી. હવે તો ગ્રંથો છપાતા થયા છે એટલે અધિકારનું ચાલે એમ નથી. અધિકારનાં તથા અધિકારીનાં વર્ણન પણ ગ્રંથમાં હોય છે જ. તે પ્રમાણે પોતાનો અધિકાર પોતે જ જોઈ લેવાનો છે. અને ખરૂં જોતાં અધિકાર સર્વને સરખો છે. તેથી સાધન ચતુષ્ટયનાં વર્ણન વાંચ્યાં કે તે ધ્યાનમાં રાખી વેદાંત ચાલતું કરવાનું છે.

નિઃસંશય ઉપરનાં વાક્યો ઉપહાસવૃત્તિથી લખાયલાં છે. છાપવાની કળાથી અનેક લાભ થયા છે એ તો નિર્વિવાદ છે. પરંતુ જગતમાં ગુણદોષ સંયુક્ત હોય છે. તેથી ઘણા લાભસાથે થોડી હાનિ પણ થયલી જોવામાં આવે છે. તે હાનિ ખરૂં જોતાં અપાત્ર મનુષ્યોથી થયલી છે તેથી કેવળ છાપવાની કળાનો દોષ કાઢી શકાય એમ નથી.

હોસ્પીટલો (ઔષધાલયો) માં અત્યંત ઝેરી તથા અત્યંત કિંમતી ઔષધો એક નાની પેટીમાં મુકી, તેને પણ પુનઃ એક મોટા કબાટમાં મુકી તેની કુંચી ઘણું કરીને મુખ્ય સરજ્યનની પાસે જ રાખવામાં આવે છે. તે કુંચી ભાગ્યે જ કોઇને સોંપવામાં આવે છે. આવું કરવું શું? કારણ એ જ કે ઔષધોના વિહિતનિષિદ્ધ ઉપચારથી થતાં લાભહાનિ જેટલાં સરજ્યન સમજે છે તેટલાં કંપાઉન્ડર સમજવા અસમર્થ છે. એટલું જ નહિ પણ એ ઔષધો કિમતી અને ઝેરી હોવાથી રોગી, અનુપાન તથા પથ્ય સેવન માટે ખાસ તજવીજ કર્યાવિના જો વાપરવામાં આવે તો નિઃસંદેહ કોઇનો પ્રાણ પણ લે. એવાં ઔષધો એકાએકથી વપરાવાથી ઘણાના પ્રાણ

ગયલા સાંભળવામાં આવે છે. તેથી એ ઔષધો ગ્રહણ કરવાને અમુક રોગી જ અધિકારી છે અને બીજા અધિકારી નથી જ, તેમજ એવાં ઔષધો પાસે રાખવાને માટે પણ અમુક જ્ઞાન તથા હદ્દબળવાળા પુરૂષોજ અધિકારી છે અને બીજા નથી જ.

દારૂગોળી તથા શસ્ત્રોનો ઉપયોગ કરવાને પણ સરકાર સર્વને અધિકારી ગણી શકતા નથી કેમકે અપાત્રને હાથે ઘાતક શસ્ત્ર ચઢે તો અનર્થ જ કરે. તેમજ અકુશલ પુરૂષને હાથે ઝેરી દવા ચઢે તો તે પણ અનર્થજ કરે. તેથી જ સોમલ વિગેરે વેચવાને પણ સર્વને અધિકાર આપવો યોગ્ય ગણાતો નથી. આટલી સાવધાનતા રાખતા છતાં પણ અફીણ વિગેરે વસ્તુઓ અયોગ્ય સ્ત્રીપુરૂષને હાથે ચઢે છે તથા હાનિ કરે છે એ સુપ્રસિદ્ધ છે.

સરકારના સેક્રેટરીએટોમાં એટલે ગવર્નર વિગેરેની ખાસ કચેરીઓમાં લખાતા સર્વ કાગળો સર્વને વાંચવાનો અધિકાર નથી. તે કચેરીના પણ સર્વ માણસોને વાંચવાનો અધિકાર નથી. એવા કાગળો ગુપ્ત (confidential) ગણાય છે. તે અમુક માણસો જ જાણે. તે કાગળો જે અધિકારીની પાસે રહે છે તેને માથે મોટી જોખમદારી ગણાય છે. તથા ખાસ કારણથી તેવો કાગળ જેને સોંપવામાં આવેછે તેને આગળથી ઘણીએક સૂચનાઓ આપવામાં આવેછે. બીજાં પણ ઘણાં સરકારી ખાતાઓમાં એવા ગુપ્ત વ્યવહાર ચાલેછે તે સર્વને જાણવાનો અધિકાર નથી. તેનું કારણ શું? એજ કે અયોગ્ય માણસને હાથ એ કાગળ ચઢેથી મહા અનર્થ થાય. અને રાજ્યવ્યવહારમાં સર્વત્ર એવા ગુપ્ત વ્યવહારની જરૂર તો ખરી જ. રાજ્યવ્યવહાર તો શું પણ ગૃહવ્યવહારમાં પણ જે જે વાતો બને છે, જે જે વિચાર થાય છે તે પણ તે ગૃહનાં સર્વને જાણવાનો અધિકાર નથી અને જણાવવામાં આવતા નથી. અમુક વિચારો તો ચાકરોને નજ જણાવવા. અમુક તો પુત્રને પણ ન જણાવવા. અને અમુક તો સ્ત્રીને પણ ન જણાવવા એમ હોય છે, વિગેરે. નહિ તો મહા અનર્થ થવાના સંભવ છે અને થતા જોવામાં આવેછે.

અપાત્ર મનુષ્યો વૈદ્યવિદ્યાના જાણનારા થવાથી જનસમૂહને કેટલી હાનિ કરે છે, એ લખવાની જરૂર નથી.

તેમજ બ્રહ્મવિદ્યા તથા યોગવિદ્યા પણ પૂર્વોક્ત ઝેરી ઔષધો તથા

ગુપ્ત કાગળોની પેઠે ગુહ્યાત્ ગુહ્યજ રાખવાંની છે. મૂલ પુરૂષે આ વિદ્યાના સ્વરૂપનો તથા જનસ્વભાવનો વિચાર કરીનેજ એ વિદ્યાઓને ગુહ્યતમ ગણી છે તથા તે પ્રમાણે રાખવા વિધાન કર્યાં છે. એ વિદ્યાઓ માટે સર્વ અધિકારી નથી. તત્વવિત્ પુરૂષોએ અધિકારીની ખાસ પરીક્ષા કરીને ઉપયોગ પૂરતો જ વિષય અને તે પણ અમુક શિક્ષાસહિત બતાવવાનો છે. જેમના ઉપર ઉપદેષ્ટા પુરૂષની કોઈપણ પ્રકારની સત્તા નથી એવાને આ વિદ્યામાં પ્રવેશ કરાવવાનો જ નથી. તે છતાં હવે તો ગ્રંથો છપાવાથી ઉપદેષ્ટા પુરૂષની સત્તા કંઈ રહી જ નથી. પરંતુ અધિકારની પરીક્ષા થયા વિના એ વિષય આજકાલ જેટલો ચર્ચાય છે તે લાભને બદલે હાનિજ કરે છે. પરંતુ એ સ્થિતિ હજુસુધી હાનિરૂપ મનાઈ નથી.

જેવી રીતે વેદાંતનાં પુસ્તકોનો આજકાલ ઘણો પ્રસર થયો છે તેવી રીતે અન્ય પક્ષથી પ્રાણાયામાદિ યોગનાં સાધનો સ્વતંત્રપણે સાધવાનો વાવર પણ ઘણો થયો છે. તેથી પ્રસંગપરત્વ અધિકારનો વિચાર થયા વિના સ્વતંત્રપણે આ વિદ્યાઓમાં પ્રવેશ થાય છે તે અધિક યોગ્ય છે કે કેમ તેનો વિચાર કરતા આ વિષયનો ઉપક્રમ છે.

પ્રથમ નિદર્શન તરીકે પ્રાણાયામ સાધન જ લઈશું. આ ક્રિયાનું ફલ જેટલું મહાન્ તથા અલૌકિક છે તેટલું જ એ સાધન પણ વિકટ છે, અને એક પક્ષથી અલૌકિકમાં ગણાવા યોગ્ય અસાધારણ યત્ન તથા સાવધાનતાથી સાધ્ય છે; એટલા જ માટે યોગતત્વવિત્ મહાત્માઓ પ્રાણજય કરવાના યત્ન તથા ધૈર્યના સ્વરૂપનું કાંઇક ભાન કરાવવા માટે સિંહવ્યાઘ્રાદિ અત્યંત ક્રૂર જાંગલ પશુઓનો નિગ્રહ કરવામાં આવશ્યક સયુક્તિક યત્ન તથા ધૈર્યને નિદર્શન તરીકે મુકે છે. આ સાધન શ્રમના પ્રમાણમાં અનેકગુણ ફલ આપનાર તથા યોગ્ય યત્નવડે સધાયેથી ઉત્તરકાલભાવી અનેક જન્મોનાં બીજરૂપ સંચિતકર્મ માત્રનો તથા કર્મ માત્રની મૂલરૂપ મહાબલવતી વાસનાગ્રંથિનો લય કરનાર છે પરંતુ યોગ્ય યત્ન વડે સધાય તો જ.

યત્ન યોગ્ય ગણાવા માટે નીચે પ્રમાણે અનુકૂળતાઓ હોવાની જરૂર છે.

૧ સાધનનો આરંભ કરતી વખતે ઉદ્ભૂત કળાને નહિ પામેલા અને ઉદ્ભૂત કળાને પામેલા હોય તોપણ અભિમાનીથી નહિ પરખી શકાયલા એવા કોઈ અત્યંત દુષ્ટ પાપસંસ્કાર હોવા ન જોઈએ. અત્યંત વિરોધી પાપ સંસ્કાર આવાં મોટાં અને ઉગ્ર સાધનો ભા-

એજ સિદ્ધ થવા દેછે; અર્થાત તેવા પાપસંસ્કારવાળાં મનુષ્યો આવાં સાધનોના અધિકારી નથી, તેમણે અન્ય આરંભક સાધનો અધિકારપ્રમાણે યોગ્ય દ્વારથી જાણી તે સાધવા યત્નવાન્ થવાનું છે.

૨ યમનિયમના પાલનદ્વારા અંતઃકરણ તથા બાહ્ય કરણોનો અમુક અંશે જય તથા આસનની સ્થિરતા—વર્તમાન જન્મમાં અનુકૂળ સાધનોવડે પ્રથમથી સિદ્ધ કરેલી હોવી જોઇએ અથવા પૂર્વ સત્કર્મ રચિત શરીરારંભક કર્મ તથા સ્વભાવના સંસ્કારો એટલા ઉજ્જ્વલ હોવા જોઈએ કે શરીર તથા અંતઃકરણને અમુક કાલસુધી અમુક નિયમપ્રમાણે પ્રવર્તાવવાનું સામર્થ્ય સ્વભાવસિદ્ધ ગણી શકાય.

૩ વર્તમાન શરીર તથા શરીરની અમુક દેશ જ્ઞાતિ સબંધી તથા વ્યવહારસંયુક્ત સ્થિતિ આવા પરમાર્થ સિદ્ધયર્થ સાધનો માટે અત્યંત પ્રતિકૂળ ન જ હોવી જોઈએ, એટલે અત્યંત સ્થૂલ અત્યંત રોગી અથવા બહારથી સદૃઢ જણાતું છતાં અંતરથી કોઇ મોટા અસાધ્ય વ્યાધિથી પીડાતું શરીર તેમજ અત્યંત વિરોધી તથા તેમનાથી અવિરોધીપણે છુટા ન થઈ શકાય એવાં નિકટનાં સબંધીઓનો સહવાસ, તથા ઘણાં છોકરાં છૈયાં અને સગાં વહાલાંઓનો અનિવાર્ય સહવાસ, અને અત્યંત પ્રતિકૂલ નોકરી, વ્યાપાર વિગેરે આ સાધનના વિરોધી છે. કેમકે તે પુરૂષના અંતઃકરણની અંદર સ્થિતિ તથા અહોરાત્રની તેની સર્વ ક્રિયાઓ તેના શરીરની તથા વ્યવહારની આ સ્થિતિને અનુસરીને જ હોવાની.

૪ પ્રાણનો જય કરવા ઇચ્છનાર પુરૂષ યોગતત્વવિદ્ સદ્ગુરૂશ્રીને અભિમુખ થયલો હોવો જોઇએ.

ઉપરની ત્રણ અનુકૂળતાઓ પોતામાં છે કે નહિ તે પોતે પોતાની મેળે જાણી લઈ યત્નનો આરંભ કરવા તથા સ્વતંત્રપણે તે યત્ન સિદ્ધ કરવા આજના વખતમાં ઘણાને હોંસ હોય છે પરંતુ એ તેમની હોંસ નેત્રના મોટા રોગથી પીડિત કોઈ રોગી વૈદ્યવિદ્યાના કોઈ ગ્રંથનાં પાનાં પોતે ઉથલાવી નેત્રવિકારોના ભેદને વાંચી પોતાનો વિકાર કયા ભેદવાળો છે તે પોતે જ પરખી તે ગ્રંથમાંજ વિધાન કરેલા એકાદ ઔષધનો પ્રયોગ કરવામાં જે ગતિને સ્વાધીન થાય તે ગતિનો જ તે પુરૂષને અધિકારી કરનાર છે.

ચિત્તવૃત્તિનિરોધરૂપ યોગના આ એક ઉત્તમમાં ગણાતા સાધનને સા-

ધવા તથા તજ્જન્ય અનુત્તમફલને પામવા ઇચ્છનાર સાધકે યોગતત્વવિદ્ સદ્‌ગુરુ મહાત્માને વિધિવત્ શરણ જવું જ જોઈએ. દંભરહિતપણે તેમનું ઉપાસન કરી યોગ્ય સાધનની યાચના કરવી જ જોઈએ, અને તેમનો પ્રસાદ પ્રાપ્ત કરાવનાર પુરૂષાર્થનો આદર કરીને અન્ય સાધનો કરતાં છતાં પણ એકંદર સત્ પુરૂષાર્થથી સિદ્ધ થતી તેમની કૃપા વડેજ ઇષ્ટફલ પ્રાપ્ત થવાના નિશ્ચયરૂપ શ્રદ્ધા તેમનામાં દૃઢ થયલી અથવા થતી હોવી જ જોઈએ.

બ્રહ્મવિદ્યા અને તદંતર્ગત યોગવિદ્યાનું પ્રતિપાદન કરનાર પ્રત્યેક ગ્રંથમાં આ વિદ્યા તથા તેનાં સાધક સાધનો યોગતત્વવિદ્ધરિષ્ટ સર્વત્ર આચાર્યદ્વારા જ અને તેમની કૃપાથી જ સિદ્ધ થઈ શકે છે. એ વાર્તા સર્વત્ર શાસ્ત્રકારોવડે એટલી તો નિઃશંકપણે અને વારંવાર જણાવાયલીછે કે તેટલા વિસ્તારથી જેમનું સમાધાન ન થયું હોય તેમને માટે આ ચાર લીટીનો વિસ્તાર કેવલ નિરર્થક છે.

જે વિદ્યાનું ફલ મોટું તે વિદ્યા સિદ્ધ કરાવનાર યત્ન પણ તે ફલના પ્રમાણમાં મોટું હોવું જોઇએ. આ વિદ્યાઓનું ફલ સર્વથી મોટું છે તો તેને સધાવનાર સાધનો પણ તેવાંજ કઠિન અને દુઃસાધ્ય હોવાં જોઇએ અને તેમ છે પણ ખરૂં. અને આવી દુઃસાધ્ય ક્રિયા અને ગહનમાં ગહન વિચાર–પ્રધાન વિદ્યા સિદ્ધ કરવામાં તે વિદ્યાપારંગત અનુભવી પ્રેરકની ક્ષણે ક્ષણે અપેક્ષા હોય એ તો સુપ્રસિદ્ધજ છે. અમુક પુરૂષનાં ઉદ્‌ભૂત અનુદ્‌ભૂત શરીરારંભક કર્મો કેવાં છે, તેનો પૂર્વ જન્મ વિગેરેનો સંબંધ કેવો છે, તેના શરીર તથા અંતઃકરણમાં કયાં ગુણપ્રકૃતિ પ્રધાન છે અને કયા કેટલે અંશે ગૌણ છે, તેનું શરીર તથા બીજી સર્વ પ્રકારની લૌકિક સ્થિતિનો અને તેની જે કુલ વર્ણ તથા આશ્રમમાં સ્થિતિ હોય તે કુલ વર્ણ તથા આશ્રમના આચાર વગેરેનો વિચાર કરતાં તથા ઉપરનાં અન્યને અદૃષ્ટ લક્ષણો ઉપર વિચાર કરતાં અમુક પુરૂષને અમુક વર્તમાન ક્ષણે પરમાર્થ સિદ્ધયર્થ સાધનમાં પ્રવેશવા જે વૃત્તિનો ઉદય થયલો જણાય છે તે વૃત્તિ કોઇ ઉગ્ર પૂર્વ સત્કર્મથી પ્રેરાયલી અને ઉત્તરોત્તર દૃઢ વેગવાળી થતી જવાના સ્વભાવવાળી છે, કે વર્ષાકાલે પ્રતીત થતા અસંખ્ય જંતુઓની પેઠે કેવલ આગંતુક અને થોડા જ પખ્તમાં શમી જાય એવા વેગવાળી છે, એ સર્વ જોવાનું છે. કેમકે એવી આગંતુક કોઈ સદ્‌વૃત્તિથી પ્રેરાયલા પણ ઘણા મનુષ્યો, પરમાર્થ અથવા પોતાના માનવા પ્રમાણે કાંઈ શુભ અર્થ સિદ્ધ કરવાની આતુરતા જણાવતા સાધુ મહાત્માઓની પાસે જતા હોય છે, અને તે મહાત્મા જો સર્વજ્ઞ સર્વવિદ્ હોય છે તો તો તેમનાં પૂર્વાપર ગુણકર્મ તથા લૌકિક સ્થિતિ વિગેરે જાણીને–આ પ્રતીત થતી સદ્‌વૃત્તિનો વેગ સમજી જાય છે.

(અપૂર્ણ.)

# महाकाल.

रूप (पुस्तक), ३-भाद्रपद कृष्ण १४ सं. १९४७ दर्शन(अंक) ११.


## भजनभागीरथी.

( જુદાં જુદાં ભજનનો સંગ્રહ. )

( ચાલુ રૂપ ૨ જાના દર્શન ૧૦ માના પૃષ્ઠ ૨૧૭ મે થી. )

### લક્ષ લાડુની ભિક્ષા.

પદ ૧૬ મું.

( હે હંસા રાજ્ય એ પિંજરા નહિ તેગ:—એ રાગ )

હે હે કોણ લક્ષલાડુની ભિક્ષા?
કોઈ પંડિત કરોરે પરીક્ષા— હે હે કોણ૦ ૧
જગમાં જાચ્યો કદિયે ટળે નહિં,
આંતર કેરી અપેક્ષા— હે હે કોણ૦ ૨
લોટ મળે તે ઉડી જાયે પવને,
દુઃખદ બને પછી" દિક્ષા— હે હે કોણ૦ ૩
લોટનો લાડુ બનાવો કહિયું ગહુ,
વિણ સદ્ગુરુની શિક્ષા.— હે હે કોણ૦ ૪
દીન—ભ—ને ગુરુએ કરાવી—
લક્ષ લાડુની નિરીક્ષા, હે હે કોણ૦ ૫

---

## લક્ષ લાડુનું સિધું.

### પદ ૧૭ મું.

આવોને સાધુ લક્ષલાડુને બનાવોછ્‌,
કાંઈ જોગની જુક્તિ જગાવો— આવોને૦ ૧
દેહ નગરિમાં ફેરી લગાવો,
વૃત્તી શેરીઓ ચેતાવો— આવોને૦ ૨
સ્ફુરણસુરણ સંયમ શાનકમાં,
સાચવી સાચવી લાવો— આવોને૦ ૩
પવનનિ ગતિ પણ રોધી કળથી,
લોટને ઉડતો બચાવો— આવોને૦ ૪
લગનીં અગનીં ને શમદમ જળ,
શુભ સામગ્રી જમાવો— આવોને૦ ૫
અધૈર્ય ઈન્ધન લઈ મનવનથી,
લગનિ અગનિમાં જલાવો— આવોને૦ ૬
દ્દઢતા કઢાઈમાં ગુરૂગમઘૃતની,
અક્ષય ધાર ચલાવો— આવોને૦ ૭
સ્ફુરણ સુરણનાં મુઠિયાં વાળી,
ગુરૂગમ ઘીમાં તળાવો— આવોને૦ ૮
વૈરાગ્ય મોગરી માર લગાવો,
ચૂરમુ શૂર રચાવો— આવોને૦ ૯
ગુરૂગમ ઘૃત અને જ્ઞાનગોળ ધરિ,
મોદક મધુર વળાવો— આવોને૦ ૧૦
અન્તરીક્ષ લક્ષ લાડુને રાખી,
ભક્ષ વિના તૃપ્ત થાઓ— આવોને૦ ૧૧
——નરહરિ ગુરૂ સ્મરિ ઉરમાં,
લક્ષ લાડુનો લ્યો લ્હાવો— આવોને૦ ૧૨

(અપૂર્ણ.)

———

ॐ

પરમાત્મને નમઃ
ભગવાન્ શંકરાચાર્યપ્રણીત

# आत्मबोध.

---

પ્રત્યયાન્તર.

(અનુસંધાન ગત દર્શનના પૃષ્ટ ૨૩૪ થી.)

॥ श्रीसच्चिदानंदायनमः ॥ श्रीसद्गुरुभ्योनमः ॥

## ॥ अथात्मबोधप्रारंभः ॥

रागेच्छासुखदुःखादि बुद्धौसत्यांप्रवर्त्तते ।
सुषुप्तौनास्तितन्नाशे तस्माद्बुद्धेस्तुनात्मनः ॥ २२ ॥
प्रकाशोऽर्कस्यतोयस्य शैत्यमग्नेर्यथोष्णता ।
स्वभावःसच्चिदानंदनित्यनिर्मलतात्मनः ॥ २३ ॥
आत्मनःसच्चिदंशश्च बुद्धेर्वृत्तिरितिद्वयं ।
संयोज्यचाविवेकेन जानामीतिप्रवर्त्तते ॥ २४ ॥
आत्मनोविक्रियानास्ति बुद्धेर्बोधोनजात्विति ।
जीवःसर्वमलंज्ञात्वा कर्ताद्रष्टेतिमुह्यति ॥ २५ ॥
रज्जुसर्पवदात्मानं जीवंज्ञात्वाभयंवहेत् ।
नाहंजीवःपरात्मेतिज्ञातंचेन्निर्भयोभवेत् ॥ २६ ॥
आत्मावभासयत्येको बुद्ध्यादीनींद्रियाणिहि ।
दीपोघटादिवत्स्वात्मा जडैस्तैर्नावभास्यते ॥ २७ ॥
स्वबोधेनान्यबोधेच्छा बोधरूपतयात्मनः ।
नदीपस्यान्यदीपेच्छा यथास्वात्मप्रकाशने ॥ २८ ॥
निषिध्यनिखिलोपाधीन्नेतिनेतीतिवाक्यतः ।

જો જાણ્યું–'જીવ નહિ હું પરમાત્મા' એમ જ નિશ્ચય થાશે રે. આત્મબોધ. ૨
[1]બુદ્ધિઆદિને ઇન્દ્રિયોને, એકાત્મા જ ભાસાવે રે,
ઘટાદિને દીપવત્, પણ સ્વાત્મા, તે જડવડે ન ભાસે રે. આત્મબોધ. ૨
આત્માની[2] બોધરૂપતા એ, સ્વાત્મા સ્વયં પ્રકાશે રે,
સ્વબોધમાં અન્ય ન બોધેચ્છા, જ્યમ ન દીપેચ્છા દીપને રે. આત્મબોધ. ૨
'નેતિ[3] નેતિ' એ વાક્યથી નિખિલ જ, ઉપાધિને નિષેધી રે,
પામે જીવાત્મા પરમાત્માનું, ઐક્ય મહાવાક્યથી રે. આત્મબોધ. ૨
આવિદ્યક[4] શરીરાદિ દૃશ્ય છે, બુદ્બુદવત્ ક્ષર જ તે રે,
એથી વિલક્ષણ નિર્મલ 'બ્રહ્મ જ, તે હું' એમ જ જાણે રે આત્મબોધ. ૩

---

એમ સ્ફુરતો હતો, તે તો માત્ર આભાસ જ છે, વિવેકથી જોતાં બિંબરૂપ અખંડ સચ્ચિદાનન્દ એક પરમાત્મા જ છે, પરમાત્મા વિના બીજું કંઈ નથી; તે પાપદુઃખાદિથી રહિત થઈ સુખસ્વરૂપ થાય છે

૧. જેમ દીવો અથવા કોઈ પણ પ્રકાશ, ઘડાઆદિ દૃશ્ય પ્રાપ્તિ-પદાર્થને દેખાડે છે, તેમ એક આત્મા જ બુદ્ધિઆદિ તથા ઇન્દ્રિયો આદિ દૃશ્યને પ્રકાશિત કરે છે, પણ તે બુદ્ધિઆદિ જડવડે આત્મા પ્રકાશિત થતો નથી. પણ પોતેજ પ્રકાશે છે.

૨ જેમ એક દીવાને જોવા સારૂ બીજા દીવાની અપેક્ષા નથી, માત્ર દૃષ્ટિ કરવાની જ અપેક્ષા છે, તેમ સ્વપ્રકાશ આત્માના જ્ઞાનસારૂ 'વૃત્તિવ્યાપ્તિની' અર્થાત્ માત્ર નિર્મલ 'નિરોધ અન્તઃકરણવૃત્તિની વિષયતાનીજ અપેક્ષા' છે. કારણ કે તેવી વૃત્તિથી આવરણ ભંગ થયે, આત્માની જ્ઞાન (પ્રકાશ) રૂપતાવડે સ્વપ્રકાશ પરમાત્મા પોતે પ્રકાશે છે.

૩. સાભાસ અન્તઃકરણને જ્ઞાન થવામાં પ્રથમ 'નેતિ નેતિ' આદિ વાક્યથી સમસ્ત દૃશ્ય ઉપાધિના નિષેધની અપેક્ષા છે, અને પછી વેદના 'તત્વમસિ' આદિ મહાવાક્યથી જીવાત્માની અને પરમાત્માની અર્થાત્ પ્રતિબિંબની અને બિંબની એકતાનું જ્ઞાન પામવાની જ અપેક્ષા છે, તે આત્મા અને બ્રહ્મની એકતા મુમુક્ષુ પામે.

૪. પ્રથમ અતત્ ( તે બ્રહ્મ નહિ ) અર્થાત્ જગતનું યથાર્થ જ્ઞાન થયે પછી તત્ ( બ્રહ્મ આત્મા ) નું જ્ઞાન થાય છે, માટે અવિદ્યાનાં કાર્ય આ મલિન શરીરાદિ જે દૃશ્ય પદાર્થો છે તે પાણીના પરપોટા જેવા ક્ષણભંગુર છે એ યથાર્થ સમજીને, એથી ભિન્ન સચ્ચિદાનન્દસ્વરૂપ નિર્મલ બ્રહ્મ ( તત્ ) નિત્ય છે, તે જ આ શરીરાદિના સંબંધવાળો 'હું' પદનો લક્ષ્યાર્થ સ્વરૂપ આત્મા છે, એમ વિદ્વાન્ જાણે. તેથી કૃતકૃત્ય થાય છે.

દેહાન્યત્વથી[1] મને ન જન્મ જ, જરા-કાર્શ્ય-ક્ષય-આદિ રે,
નિરિન્દ્રિયતાએ નહિ સંગ જ, શબ્દાદિ વિષયસહ આદિ રે, આત્મબોધ.૩૧
અમનસ્ત્વથી[2] મને નહિ દુઃખ જ, રાગ-દ્વેષ-ભયાદિ રે,
"अप्रमाणोह्यमनाःशुभ्र" એ. આદિ શ્રુતિ શાસનથી રે. આત્મબોધ. ૩૨
એથી[3] ઉપજે છે પ્રાણ મન જ, સર્વ ઇન્દ્રિઓ પણ સહિ રે,
ખં[4] વાયુ જ્યોતિ આપ તથા, વિશ્વ-ધારિણી પૃથિવી રે. આત્મબોધ.૩૩
નિર્ગુણ[5] નિષ્ક્રિય નિર્વિકલ્પ ને, નિત્ય તથા નિરંજન રે,
નિર્વિકાર ને નિરાકાર હું, નિત્યમુક્ત હું નિર્મલ રે. આત્મબોધ. ૩૪
હું છું આકાશવત્ સર્વના, બહિરંતર્ગત અચ્યુત રે,
સદા[6] સર્વમાં સમ, નિઃસંગ જ, શુદ્ધ અચલ ને નિર્મલ રે. આત્મબોધ.૩૫
નિત્ય-શુદ્ધ-વિમુક્ત જ અદ્વય, એક અખંડાનંદ પરે,
સત્ય-જ્ઞાન-અનંત જ જે પર-બ્રહ્મ જ તે હું નિશ્ચય રે. આત્મબોધ. ૩૬
"બ્રહ્મ"[7] જ હું ઇમ એવી વાસના, અભ્યસતા નિરંતર રે,—

---

૧. પૂર્વોક્ત જ્ઞાન દૃઢ થવા સારુ કેવું મનન કરવું તે કહે છે:—હું જે પ્રત્યગાત્મા તે દેહથી જૂદો છું તેથી મને દેહના જન્મમરણાદિ ધર્મ નથી, ઇન્દ્રિયરહિતતા હોવાથી ઇન્દ્રિયના વિષય જે શબ્દાદિ તે સાથે મારે સંબંધ નથી.

૨. આત્મસ્વરૂપ જે હું તેને મનના ભાવથી રહિત હોવાથી મનનાં સુખ દુઃખ રાગ દ્વેષાદિ નથી, તેમાં શ્રુતિના રાજલેખનું પ્રમાણ આપે છે કે:—'તે પ્રાણ નથી, મન નથી, શ્વેત વર્ણ છે.' ૩ આત્માથી. ૪ આકાશ. વાયુ, તેજ, જલ, તથા સર્વનું ધારણ કરનારી પૃથિવી ૫ આત્માનું શુદ્ધ સ્વરૂપ વ્યતિરેક રીતે લક્ષાવે છે,—દેહાદિ સંઘાતમાંની બુદ્ધિ આત્માની નથી તેથી આત્મા 'નિર્ગુણ' છે; ઇન્દ્રિયાદિ આત્માનાં નથી તેથી તે 'નિષ્ક્રિય' છે; સંકલ્પવિકલ્પ તેના નથી તેથી તે આત્મા 'નિર્વિકલ્પ' છે: તેને ક્ષયનો અભાવ છે તેથી તે 'નિત્ય' છે. તે અસંગ છે તેથી 'નિરંજન' છે; દેહ તેનો નથી તેથી તે 'નિર્વિકાર' છે. તેને અવયવ નથી તેથી તે 'નિરાકાર' છે; તેને બંધ નથી તેથી તે 'નિત્યમુક્ત' છે; અવિદ્યા તથા તેનાં કાર્ય રહિત છે તેથી તે 'નિર્મલ' છે.

૬. આત્માનું સ્વરૂપ અન્વય રીતિએ લક્ષાવે છે:—આત્મા આકાશની પેઠે, સર્વ દૃશ્યની બાહિર માંહિ સ્થિત છે, 'અચ્યુત' નામ સ્વરૂપના સામર્થ્યથી સદા અક્ષર છે, સર્વમાં સમાન વ્યાપી રહે છે. ઇત્યાદિ.

૭ ગુરુ શાસ્ત્રના પ્રસાદથી ભાગત્યાગલક્ષણાવડે વિવેચિત, દેહાદિ સંઘાતનો અભિમાની, હું રૂપે સ્ફુરતા જીવને સત્તા સ્ફુરતા આપનાર આત્મા, તે બ્રહ્મ જ છે, અર્થાત્ આત્મસ્વરૂપ હું બ્રહ્મ જ છું, એમ પૂર્વ

ત્તિની ઈચ્છા છે. પરંતુ પ્રત્યેક વ્યક્તિના બંધમાં ઉપાધિવડે ઘણા ભેદ થઈ ગયલા છે, અને તે પ્રત્યેક ભેદ અને ભેદાંતર્ગતભેદવાળા બંધની નિવૃત્તિ માટે સર્વને માટે એક ઉપાય સંભવતો નથી. તેથી યદ્યપિ પ્રાપ્તવ્ય સુખ સર્વને માટે એક છે તથાપિ બંધના ભેદને લીધે સુખોત્પાદક બંધનિવૃત્તિના ઉપાય અથવા સાધનો જુદાં જુદાં જ હોવાં સંભવે છે, અને તે પોતાનો બંધ કયા ભેદવાળો છે તે ભેદનું સ્વરુપ અને પ્રાણી માત્રને જે સામાન્ય બંધ છે તે બંધનું સ્વરુપ પણ તે પુરૂષ પોતે સ્વતંત્ર રીતે અનુભવી સદ્ગુરૂશ્રીના દીર્ઘકાલના સેવન વિના—જાણી શકે એતો કેવલ અસંભવ જ છે. અવિદ્યા ગ્રંથિનું સ્વરુપ સહજમાં સમજાય એમ નથી એટલું જ નહિ પરંતુ કેટલા અભ્યાસથી અને પુરૂષપ્રયત્નથી એ ગ્રંથિનું સ્વરુપ સમજી શકાય એ લખીને વર્ણન કરવાની શક્તિથી બહાર છે. કેમકે અવિદ્યાગ્રંથિનું સ્વરુપ જાણવું અને વિદ્યા, અવિદ્યા, પરમાત્મતત્ત્વ અને વિશ્વપ્રપંચનું સ્વરુપ જાણવું બરાબર છે; કેમકે આત્મનુંસ્વરુપ જાણ્યા વિના તે ગ્રંથિનું સ્વરુપ કદાપિ સ્પષ્ટ સમજાવાનું નહિ. આ પ્રમાણે જીવમાત્રમાં સામાન્યપણે રહેલી મૂલાવિદ્યાનું એટલે સામાન્ય બંધનું સ્વરુપ જ જાણવું દુર્ઘટ છે, તો તેમાં પણ ગુણોથી પડેલા અનંત ભેદો તથા તે અનંત ભેદવાળા સ્વભાવથી અનેક જન્મોમાં કરાયલાં અનેક કર્મોથી બંધાયલા અનંત ભેદવાળા સંસ્કારોથી રચાયલી પ્રત્યેક જીવની એક ઉપાધિવિશેષનું એટલે વિશેષ બંધનું સ્વરૂપ જાણવું એતો જીવની શક્તિથી બહાર હોય એમાં આશ્ચર્ય શું? સામાન્ય તથા વિશેષ બંધનું યથાર્થ જ્ઞાન જ જો થયું તો પછી અવશેષ કંઈ કર્તવ્ય જ રહેતું નથી. કેમકે તે બંધનું યથાર્થ જ્ઞાન થવું એટલે "તે બંધ મારામાં હતો જ નહિ અને છે જ નહિ; અને મારું વાસ્તવ સ્વરુપ તો આ છે"આ પ્રકારનું જ્ઞાન થવું એ છે. અર્થાત્ બંધનું વાસ્તવ જ્ઞાન થવું અને સ્વરૂપનું વાસ્તવ જ્ઞાન થવું એ એક જ છે. જીવત્વબંધના યથાર્થ જ્ઞાનકાલે બંધની પ્રતીતિ જ હોવી સંભવતી નથી અથવા હોય, તો બંધનિવૃત્તિની જ પ્રતીતિ હોય છે. અર્થાત્ બંધના યથાર્થ જ્ઞાનકાલે બંધની નિવૃત્તિ જ થાય છે. બંધનું યથાર્થ જ્ઞાન થયા પછી બંધનિવૃત્તિ કરવી બાકી રહેતી જ નથી. તેથી બંધનું યથાર્થ જ્ઞાન એજ મુખ્ય પ્રાપ્તવ્ય તરીકે જ્ઞાનમાર્ગથી મનાયલું છે અને તે જ્ઞાન દૃઢ યથાર્થ થવા માટે જ ઉલટાં અનેક સાધનોનું વિધાન છે. ચિત્તચાંચલ્યને લીધે યથાર્થ જ્ઞાન થઈ શકતું ન-

થી તેથી ચિત્તસ્થૈર્યમાટે જ પ્રાણાયામાદિ સાધનોનું વિધાન છે. તેથી જે પ્રાણાયામ સિદ્ધ થયે અને ચિત્તવૃત્તિનો નિરોધ થયે જીવત્વબંધનું યથાર્થ જ્ઞાન થવું સંભવેછે, તે બંધનું યથાર્થ સ્વરૂપ જીવ પોતે સદ્ગુરૂશ્રીના આશ્રયવિના સ્વતંત્રપણે જાણી તે બંધની નિવૃત્તિમાટે પ્રાણાયામ સાધવા પોતે સ્વમતિઅનુસાર યત્ન કરે અથવા પોતે માનેલા સદ્ગુરૂશ્રીને તે સાધન આપવા યાચના કરે, એ તો કેટલું અઘટિત છે! જ્યારે બંધનું અને બંધનિવૃત્તિના સાધનનું યથાર્થ જ્ઞાન પોતે પોતાની મેળે જ થઇ શકે એમ છે, તો તત્વવિદ્ સદ્ગુરૂશ્રીની આશ્રયતા જરૂર જ નથી. પરંતુ વસ્તુવિચારથી જ જ્યાં સુધી અંતઃકરણ અવિદ્યાવૃત્ત છે અને શરીર તથા અંતઃકરણ તે સ્વાભાવિક સામાન્ય બંધ તથા અનેક પૂર્વજન્મકૃતકર્મજન્ય વિશેષ બંધથી આ ભવપ્રવાહમાં તણાયાં જાય છે ત્યાં સુધી તે બંધનું અને તે બંધનિવૃત્તિના અને ઈષ્ટસુખપ્રાપ્તિના ઉપાયરૂપ વિવિધ સાધનોનું યથાર્થ જ્ઞાન કેવલ સ્વપરાક્રમે જ થવું અસંભવ છે. અને પોતાની મેળે તે જ્ઞાન થઇ શકે એમ નથી માટે જ સર્વજ્ઞ તત્વવિત્ મહાત્માનો આશ્રય લેવાની જરૂર મનાયલી છે. અને પોતાનો વિશેષ બંધ કેવા ભેદવાળો છે, અને તે સામાન્ય તથા વિશેષ બંધની નિવૃત્તિમાટે પોતાને ક્યા સાધનવિશેષનો આદર કરવો જોઈએ, એ જ્ઞાન પોતાની મેળે જ થવાનો અસંભવ હોવાથી સદ્ગુરૂશ્રીથી જ તે જાણવાનું છે તો તો "હું પ્રાણાયામનો અધિકારી છું. મને પ્રાણાયામથી વાસ્તવ સુખ થશે" એટલો નિશ્ચય તો પોતે સ્વતંત્રપણે કરી પછી "સદ્ગુરૂશ્રી સમીપ જઈ પ્રાણાયામ કેવી રીતે કરવો" અથવા "મને પ્રાણાયામ બતાવો" એમ કહેવું એ બ્રહ્મવિદ્યાના સંપ્રદાયની નીતિથી કેવલ ઉલટું છે. બ્રહ્મવિદ્યાની તો શું પણ કોઈ પણ વિદ્યાના સંપ્રદાયની નીતિથી વિરૂદ્ધ છે. તાવથી પીડાતો પુરૂષ પોતાને "ડાયાફ્રેટિક મીકસ્ચર" થી ગુણ થશે એમ પોતે જ જાણવા સમર્થ છે તો પછી તે મીકસ્ચર લેવા માટે ડાકટરને કંઈ કહેવાની જરૂર નથી. મીકસ્ચર મેળવી આપવું એ તો કંપાઉન્ડરનું કામ છે. એમાં ડાકટરના અનુભવની જરૂર નથી. અને હું "ડાયાફ્રેટિક મીકસ્ચર લઉં કે કેમ?" એમ જો પુછવાપણું છે તો તો આ તાવ ક્યા વર્ગનો છે, મારી શરીર પ્રકૃતિ કેવા પ્રકારની છે, તે તાવ અને આ શરીરમાટે આ મિકસ્ચર અનુકૂલ છે કે નહિ, એ સર્વનું જ્ઞાન પોતાને તો નથી જ અથવા છે તો અયથા-

ર્થ છે, યથાર્થ નથી, અને યથાર્થ જ્ઞાન વિનાં પ્રવૃત્તિ કરવી ભય ભરેલી છે. તેથી યથાર્થ જ્ઞાનમાટે તો ડાકટરની બુદ્ધિની જ જરૂર છે. ત્યાં આગળ પોતાનું ડાહાપણુ નહિ ચાલે. આ તો એક સામાન્ય ઉદાહરણ છે, પણ બીજા મોટા વ્યાધિઓમાં પણ જો પોતે પોતાના વ્યાધિ યથાવત્ પરખી શકે અને તેને માટે યોગ્ય દવાનો પણ પોતેજ પુસ્તકોદ્વારા સ્વતંત્રપણે નિર્ણય કરી શકે તો તો પછી તે ઔષધ તો કોઈ પણ કેમિસ્ટ (એટલે દવા મેળવી આપનાર દુકાનદાર) ને ત્યાંથી મેળવી શકાય. તેમાં ડાકટરની બુદ્ધિની જરૂર નથી. અને પોતાને યથાર્થ જ્ઞાન નથી તો તો પોતાનું એવું અર્ધદગ્ધ અને વધારે જોખમમાં નાંખનારું જ્ઞાન બાજુએ મુકી છાનામાના અનુભવી ડાકટર જેમ સૂચના કરે તેજ પ્રમાણે વર્તવું યોગ્ય છે અને તે પ્રમાણે ન વર્તનારા કેટલાએક પોતાના ડાહાપણના પરિણામમાં વધારે દુ:ખી થાય છે, એવું વારંવાર જોવામાં આવે છે. ઘણાના જાણવા સાંભળવા પ્રમાણે તો ઉલટું એમ છે કે અનુભવિ દાકતરો પણ અન્યના જ વ્યાધિની ચિકિત્સા કરીને ઔષધો આપવા સમર્થ હોય છે અને પોતાના કંઈ સામાન્ય દેહ વિક્રિયા થઈ હોય તો તો પોતે જ તેના ઉપાય કરી શકે છે. પરંતુ જરા પણ વધારે જોર અને બીજા મહાવ્યાધિના પ્રસંગે તો પોતાના વ્યાધિની ચિકિત્સા પોતે ન કરતાં પોતાના મિત્રરૂપ અન્ય ડાકટર અથવા ડાકટરોની સલાહપ્રમાણે જ ઔષધ ગ્રહણ કરે છે, અને ઘણા વ્યાધિયો તો એવા જ હોય છે કે તેમાં શરીર તથા અંતઃકરણ સાવધ રહી શકતાં નથી. તેથી પોતાના વ્યાધિની પોતે ચિકિત્સા કરી શકતા જ નથી અને તેથી અન્ય ડાકટરપાસે ચિકિત્સા કરાવ્યા વિના અન્ય કોઈ ઉપાય જ નથી. આ પ્રમાણે સંપૂર્ણ વૈદ્યવિદ્યાને યથાશક્તિ જાણનાર વ્યાધિગ્રસ્ત પુરૂષ પણ પોતાનો વ્યાધિ તથા તેને માટે યોગ્ય ઔષધનું સ્વરૂપ કથી શકતો નથી અને તેને પણ અન્ય અનુભવીના આશ્રયની જરૂર પડે છે તો તે વિદ્યાના એક પણ અંશને ન જાણનાર અથવા ઘણે જ અપૂર્ણ અંશે જાણનાર અન્ય જીવોને તો પોતાના વ્યાધિની નિવૃત્તિ માટે અન્ય વૈદ્ય ડાકટર જે ઉપાય બતાવે તેજ નિર્વિવાદપણે સાધવા પડે એમાં શો સંશય છે? અર્થાત્ મોટા વ્યાધિગ્રસ્ત પુરૂષ (નાના ક્ષુદ્ર વ્યાધિને અપવાદ તરીકે બાદ કર્યા છે) પોતાના વ્યાધિની પોતે પોતાની મેળે જ ચિકિત્સા કરવા-તથા ઔષધ નિર્ણય કરી લેવા અસમર્થ છે—એ-

રહ્યું તો નિર્વિવાદ ઠરે છે. હવે આ વ્યાધિયો તો ઘણે અંશે દૃષ્ટ-સ્થૂલ છે. તેમનાં લક્ષણો ઘણું કરીને સ્પષ્ટ હોય છે. અને તેમના ઉપાયરૂપ ઔષધો પણ દૃષ્ટ સ્થૂલ પદાર્થોમાંનાં છે. પરંતુ આ ભવરોગ તો અંતઃકરણની અમુક પ્રકારની દુઃખરૂપ સ્થિતિ છે. તેનું સ્વરૂપ સ્થૂલ નથી એટલું જ નહિ પણ સૂક્ષ્માત્ સૂક્ષ્મ છે. તેના ઉપાયો પણ તે અંતઃકરણ ઉપર જ યોજવાના છે. એ અંતઃકરણ પવન તથા વિદ્યુતના વેગથી પણ વધારે વેગવાળું ગણાય છે. તો એ અંતઃકરણ જાતે જ ઉપાધિ અથવા વ્યાધિ છે. અંતઃકરણ કારણાકાર પરિણામવાળું થયેથી જીવનું જીવત્વ રહેતું જ નથી. જીવ તો પરમાત્મ તત્વ જ છે અંતઃકરણ ઉપાધિ એજ જીવનું જીવત્વ છે. એ અંતઃકરણનું સ્વરૂપ જાણવાને હાલના પશ્ચિમાત્ય વિદ્વાનો ઘણા ઘણા મથે છે. પરંતુ છેવટે હારી "Mysterious Something" (કંઈક અકળ વસ્તુ) એવી સંજ્ઞા આપી વિરમે છે, અને બ્રહ્મવિદ્યાનો અભ્યાસ કરનારાઓમાંથી પણ જેમને યથાર્થ જ્ઞાન નથી થયું તેમને પણ અનેક શાસ્ત્રોના શબ્દાર્થ કરવાનું સામર્થ્ય છતાં અંતઃકરણ તો ("Mysterious Something") કંઈક અકળ વસ્તુ જ છે.—તો આ અંતઃકરણરૂપ કંઈ અકળ વસ્તુરૂપ વ્યાધિ જે વ્યાધિથી પ્રાણી માત્ર ગ્રસ્ત છે, તે મહા વ્યાધિથી ગ્રસ્ત પુરૂષ પોતાના વ્યાધિની પોતે પોતાની મેળેજ—અન્ય અનુભવીના આશ્રય વિના ચિકિત્સા કરે—અને તેની નિવૃત્તિના યથાર્થ ઉપાય પણ પોતાની મેળે જાણી શકે—તે ઉપાય સાધે અને વ્યાધિનિવૃત્તિનો અનુભવ કરે— આ વાક્ય જ કેટલું હાસ્યજનક છે? આ વાક્યમાં વદતો વ્યાઘાત (Contradiction) રૂપ દોષ પૂર્ણ અંશે ભરેલો છે.

પરિણામ એજ કે આ ભવરોગગ્રસ્ત રોગી પોતાનો વ્યાધિ પોતે પરખી શકે એમ નથી. અને પોતે પરખી શકે એમ નથી તો તેને માટે યોગ્ય સાધનોનો પોતે નિશ્ચય કરી શકે એમ પણ નથી. અને તેમ કરી શકે એમ નથી તો બ્રહ્મતત્વવિત્ મહાત્માના આશ્રયની જરૂર છે—અને તેમના આશ્રયની જરૂર છેજ તો પછી તેમનો આશ્રય ગ્રહણ કર્યા પછી "મને અમુક સાધન આપો"—અથવા "મારે અમુક સાધન સાધવું છે માટે તેનો વિધિ દર્શાવો" એમ ઉદ્દગાર કરવા એ સંપ્રદાયનીતિથી વિરૂદ્ધ છે વિરૂદ્ધ છે એટલે પોતે પુર્ણું અંશે અજ્ઞાન છતાં પોતાનું તે પૂર્ણ અજ્ઞાન ન સ્વીકારતાં (દરદ આગળ પેટ છુપાવતાં)—જે નિર્ણય સદ્ગુરૂ મહાત્માએ કરવાનો છે તે તો પોતેજ કરી

લેવાથી, તે દંભી તથા યોગ્ય શ્રદ્ધા વિનાના અધિકારીમાં જ ગણવા યોગ્ય ઠરે છે. તેવા મનુષ્યો યથાર્થ શરણ થયલામાં ગણાતા જ નથી. અને જ્યાં સુધી તેમને તેમની આ પોતાની મેળેજ સાધનોના નિર્ણય કરવાની વૃત્તિથી થતાં અસંખ્ય દુઃખોનો અનુભવ થયો નથી—જ્યાં સુધી તેમને પોતાના અજ્ઞાનની ખાત્રી થઈ નથી—અને તે કોઈ પણ મોટી પીડા સહન કર્યા વિના થવાની નહિ—ત્યાં સુધી તેઓ અન્ય યોગ્ય સાધનની યોગ્યતા સ્વીકારવાના જ નહિ—અન્ય યોગ્ય સાધનની શોધ કરવાના જ નહિ—અને શોધ કરવાના તો પણ જે સાધન પોતાની વૃત્તિને અનુકૂળ હશે તેને જ યોગ્ય માનવાના અને તેથી કરીને તત્વવિત્ સદ્ગુરૂશ્રીદ્વારા અપાતાં સાધનોના તેવા મનુષ્યો ત્યાં સુધી અધિકારી જ ગણાવાના નહિ—અને તેવા અન્ય અનેક પ્રકારે વિવેકી છતાં વાસ્તવ સાધનના અનધિકારીને તેવાં સાધનો આપવા યોગ્ય ગણાતાં જ નથી.

તાત્પર્ય કે વાસ્તવ સુખના સાધકે—અનુભવી સદ્ગુરૂ શ્રીને જાણી તેમના સમીપ જઈ "મારે પ્રાણાયમ કરવો છે." અથવા મારે અમુક સાધન કરવું છે" એવું કહેવું ઘટતું જ નથી—એવું કહેવાપણું છે ત્યાં સુધી તેના દ્વારા યોગ્ય સાધન મેળવવાનો તે અધિકારી થતો નથી—માટે તેમ ન કરતાં—પોતાનું અજ્ઞાન નિરભિમાનપણે સ્વીકારી ," આ દુઃખરૂપ સંસારથી મુક્ત થવા માટે મારે શો ઉપાય કરવો, તે હું જાણવા અસમર્થ છું. માટે જે ઉપાય મારે માટે સરલ આપને યોગ્ય જણાય તે ઉપાય મને આપવા કૃપા કરો" એવી દીનતાપૂર્વક યાચના કરવી ઘટે છે. આ પ્રમાણે સંપ્રદાયની નીતિથી યાચના કરનાર, સદ્ગુરૂશ્રીના ઉપાસનદ્વારા તેમનો અનુગ્રહ પ્રાપ્ત કરીનેજ ઈષ્ટ સુખ પ્રાપ્ત કરવાના નિશ્ચયવાળો શ્રદ્ધાવાન્ પુરૂષજ અધિકારી ગણાય છે. અને તેવા પુરૂષને જ તે અનુભવી સદ્ગુરૂશ્રી પૂર્વોક્ત સર્વ વિચારો કરીને તેને માટે જે સાધન યોગ્ય હોય તે સાધવામાં તેને પ્રેરે છે આ પ્રમાણે શ્રદ્ધાપૂર્વક ગ્રહણ કરાયલું સાધન જ યોગ્ય સાધન ગણાય છે અને તેજ યોગ્ય ફલ—અને ક્રમે કરીને પરિણામે અવિનાશી ફલને આપે છે.

ઉપરના વિવેચનથી જણાશે કે યદ્યપિ પ્રાણનો અને મનનો નિગ્રહ સર્વ સુખેચ્છક પુરૂષોને કર્તવ્ય છે. તથાપિ ગુણ કર્મ અને લૌકિક સ્થિતિના એકંદર વિચારથી દરેક પુરૂષ પ્રાણાયામનો અધિકારી હોતો નથી જ. તે—

ગજ બીજાં પણ સર્વ સાધનોનો અધિકારી છે એમ પણ નથી. ઔષધી શાસ્ત્રમાં અનેક ઔષધો વર્ણવ્યાં છે. પરંતુ તે સર્વ ઔષધો પ્રત્યેક મનુષ્ય માટે પ્રત્યેક વખતે યોગ્ય ગણાતા નથી. અમુક મનુષ્યને અમુક કાલે અમુક ઔષધ અથવા ઔષધો જ યોગ્ય હોય છે. તેવી જ રીતે પ્રાણ તથા મનના નિગ્રહ માટે—સ્વરૂપ સુખની પ્રાપ્તિમાટે ઔષધરૂપ અનેક સાધનો બ્રહ્મવિદ્યાપ્રતિપાદક ગ્રંથોમાં વર્ણવેલાં છે. તથા અનુભવી મહાત્માઓ જાણી શકે છે. પરંતુ તે પ્રાણાયામાદિ સર્વે સાધનો સર્વ માટે જ યોગ્ય નથી. અર્થાત્ તે સર્વ સાધનોના સર્વ અધિકારી હોતા નથી. પરંતુ અમુક ગુણકર્મવાળા એક પુરૂષને માટે અમુક કાલે અમુક સાધન અથવા સાધનો જ યોગ્ય હોય છે. અર્થાત્ તે એક અથવા અનેક સાધનોનો જ તે અધિકારી હોય છે માટે તેનું તો તે સાધનો સાધવામાં જ હિત છે—અને અન્ય સાધવા જતાં ઉલટું અહિત પણ થાય. તે અમુક પુરૂષમાટે કયું સાધન યોગ્ય છે તે પણ તે અનુભવી સદ્દગુરૂથી જ જાણી શકે એમ છે. તે પુરૂષ જાણવા અસમર્થ જ છે. અને તે યોગ્ય સાધન પ્રાણાયામ પણ હોય અથવા બીજું પણ હોય.

જેવાં બીજાં કેટલાંએક સાધનો ઉંચાં છે, તેમ પ્રાણાયામ પણ ઉત્તમ સાધનોમાંનું એક છે. પોતાનો અધિકાર પોતે નહિ જાણતાં છતાં ઉત્તમ સાધનની સર્વને ઇચ્છા થાય એ સ્વાભાવિક છે. કેમકે મનુષ્યો તો ઉત્તમ ફલને જ માત્ર જુએ છે. પણ સાધનની વિકટતા અને પોતાના અધિકાર જોવા જેટલું ધૈર્ય રાખી શકતા નથી. તેથી ઉંચા ફલની આશા રાખી એકદમ ઉંચાં સાધનોમાં પ્રવેશવા ઇચ્છે છે. ઉંચાં સાધનો સિદ્ધ કરવાની ઇચ્છા એ તો એક શુભ વૃત્તિ છે અને ઉત્તેજનને પાત્ર છે પરંતુ તે સાધનોમાટે યત્ન કરવા પૂર્વે શરીર તથા અંતઃકરણની જેટલી યોગ્યતા સિદ્ધ હોવી જોઈએ તેટલી પોતાને છે કે નહિ તેનો વિચાર કર્યાવિના ગમે તે એક ઉત્તમોત્તમ સાધન ગ્રંથમાંથી શોધી કાઢી સ્વમતિથી તે સિદ્ધ કરવાનું યત્ન એ તો કેવળ હાનિ જ કરે છે. આવાં વિકટ સાધનોમાટે સ્વમતિથી અથવા યથાર્થાનુભવ વિનાના પ્રેરકોની મતિથી યત્ન કરનારા પુરૂષો ભયંકર સ્થિતિને પામતા પ્રસંગોપાત્ત ઘણા જોવામાં આવે છે માટે વાસ્તવ સુખેચ્છક પુરૂષોએ ઉંચાં સાધનો સાધી ઉંચાં ફલ મેળવવા ઇચ્છા રાખવી એ તો ભૂષણ રૂપ છે પરંતુ પોતાનો તે સાધનો સાધવા જેટલો

અધિકાર થયો છે કે નહિ તે કેવલ સ્વગતિથી જ ન જોતાં અનુભવી પુરુષોથી જાણી પોતાનો અધિકાર ન હોય તો તે અધિકાર પ્રાપ્ત્યર્થ જે યત્ન કર્તવ્ય હોય તે કર્તવ્યનો પ્રથમ આદર કરવો ઘટે છે. મેટ્રિક્યુલેશન પરીક્ષામાં પાસ થયા વિના કોઈ પણ ઉત્તર પરીક્ષા આપી શકાતી જ નથી. તેમજ બી. એ.ની પરીક્ષામાં પાસ થયા વિના એલ. એલ. બી. અથવા એમ. ડી.ની પરીક્ષા આપવા પ્રતિબંધ છે. આ પ્રતિબંધ ખાસ રાજસત્તા તરફથી છે. તેવી રીતે મિતવ્યવહાર કરવાની જેમને અનુકૂળતા નથી અથવા સામર્થ્ય નથી, જેમનું શરીર અસ્થૂલ અથવા મહાવ્યાધિથી રહિત નથી, તથા જેઓ અમુક ઉજ્વલ પૂર્વકર્મસંસ્કારવાળા નથી તેઓ પ્રાણાયામમાટે અનધિકારી છે. પરંતુ તેઓ પ્રાણાયામ ન જ કરે એવી કોઈ સત્તા સાક્ષાત્ પ્રવર્તની જણાતી નથી. અધિકાર વિના સધાયલા સાધનો પાછળથી હાનિ અથવા નિષ્ફલતા પ્રતીત કરાવે છે ત્યારે જ તે અનધિકાર સિદ્ધ થાય છે. તેથી સાક્ષાત્ પ્રતિબંધક સત્તાના અભાવે ઘણા પુરુષો આવાં સાધનો સાધવાનાં યત્નનો આરંભ કરી દે છે પરંતુ આરંભનાં છ અંગ્રેજી ધોરણો પાસ થયા વિના એટલે ત્યાં સુધીનો પાકો અભ્યાસ કર્યા વિના મેટ્રિકયુલેશનમાં વારંવાર જનાર વિદ્યાર્થીઓની જે વિલે થાય છે અને અંગ્રેજી ભાષાનું સારું જ્ઞાન મેળવ્યા વિના તથા અદલ્ધારણશક્તિ અમુક અંશે ખીલ્યાવિના, ડિસ્ટ્રિક્ટ પ્લીડરની પરીક્ષામાં પાસ થયાવિના એકદમ હાઈકોર્ટ પ્લીડરની પરીક્ષા આપવા વારંવાર જનારની જે દશા થાય છે તેવી પરંતુ તેથી અનેકગુણુ અધિક માઠી દશા આ અનધિકારી સાધકની થાય છે. મેટ્રિકયુલેશન તથા હાઈકોર્ટ પ્લીડરમાં નાપાસ થનારની સંખ્યાજ બતાવે છે કે એ પરીક્ષામાટે યત્ન કરનારમાંના ઘણા યોગ્ય અધિકાર પ્રાપ્ત કર્યા વિના જ પાસ થવાની ઈચ્છાવાળા હતા. યદ્યપિ આ પરીક્ષાનું ફલ આપનાર સત્તા તો લૌકિક છે અને તેમાં બુદ્ધિપૂર્વક અથવા અજાણતાં અન્યાય થવાનો પણ સંભવ છે, પરંતુ આ સાધનોનાં ફલ આપનાર તો ત્રિગુણના પતિ શ્રીમહેશ્વરની સત્તા છે. તેમની પ્રવૃત્તિ અસ્ખલિત છે અને તેમાં લેશ પણ અન્યાય અથવા વિષમદૃષ્ટિ થવાનો સંભવ નથી. તેથી અધિકાર વિના તથા અનુભવી પ્રેરકના આશ્રયવિના વિકટ સાધનો સાધવા યત્ન કરનારને પાછળથી અવશ્ય ગઢાહાનિ સહન કરવી પડે છે. વિચાર કરતાં સ્વાભાવિક પરિણામ તો આ પ્રમાણે જણાય છે. પહેલી

અધિકારવિના પણ યત્ન કરનારને તત્કાલ રોકનાર કોઈ સત્તા પ્રત્યક્ષ તો છે જ નહિ. તેથી યથારૂચિ વિચાર, નિશ્ચય તથા યત્ન કરવા આરંભમાં તો સર્વ સ્વતંત્રતા જ હોય એમ પ્રતીત થાય છે. અને તે પ્રતીત થતી સ્વતંત્રતાનો લાભ જેમને લેવો અયોગ્ય ન લાગે તે ભલે લે.

વછનાગ-સોમલ-ગંધક-પારદ-તથા અન્ય અનેક માત્રાઓ યથાર્થ રીત્યા એટલે સ્વભાવના નિયમાનુસાર વસ્તુસ્વરુપને પ્રતિપાદન કરનાર શાસ્ત્રમાં વર્ણેલી વિધિઅનુસાર સિદ્ધ થયલી હોય અને અનુભવી વૈદ્યની અનુજ્ઞાથી-પથ્ય વસ્તુના સેવનપૂર્વક ગ્રહણ કરવામાં આવી હોય તો તે પુરૂષના શરીરને વજ્રતુલ્ય કરવા સમર્થ થાય છે, અથવા કષ્ટસાધ્ય રોગોને પણ હણવા સમર્થ થાય છે. પરંતુ તે માત્રાઓ સિદ્ધ કરવામાં પ્રમાદ થયો હોય. અને કોઈને બદલે કોઈ માત્રાનું જ ગ્રહણ થયું હોય. અને અનુભવી વૈદ્યની અનુજ્ઞાની અપેક્ષા ન જણાઈ હોય તો એ માત્રાઓ કેટલી હાનિ કરે છે તે અત્ર ન લખતા સુજ્ઞ વાચકવર્ગને પોતાના અનુભવથી જ જોઈ લેવાનું રાખવામાં આવે છે.

શ્રી બ્રહ્મવિદ્યા તથા તેની અંગભૂત યોગવિદ્યાનું ફલ નિઃસંશય મોહક છે, અને તે ખોટું મોહક નથી, પણ વસ્તુતઃ છે પણ તેમ. મનુષ્યોને નાના પદાર્થો મેળવવાની ઈચ્છા હોય છે. તે મેળવવા પુનઃ પુનઃ યત્ન થાય છે અને પુનઃ પુનઃ નિષ્ફલ થવાય છે. આ જગતનાં સર્વ મનુષ્યો જે જે વસ્તુઓ, શક્તિઓ, પૂર્ણ જ્ઞાન તથા પૂર્ણ સ્વાતંત્ર્યની ઈચ્છા રાખે છે તે સર્વ પ્રાપ્ત કરાવી હવે કંઈ જ ઈચ્છવાનું બાકી નથી રહ્યું, જે જોઈતું હતું તે સર્વ મળ્યું. એવી તૃપ્તિરુપ પરમા શાંતિને સિદ્ધ કરાવી આપનાર આ મહાવિદ્યા છે. તે એટલે સુધી કે સુખ-જ્ઞાન-તથા સ્વાતંત્ર્ય મેળવવા માટે મનુષ્યો અન્ય જે જે ઉપાયો યોજે છે તે સર્વે અયથાર્થ છે અને એ સર્વને નિઃસંશય સિદ્ધ કરાવનાર યથાર્થ સાધન તો આ એક જ મહાવિદ્યા છે. હવે આવી આ શ્રીબ્રહ્મવિદ્યા જેનું ફલ એટલું મોટું છે કે તેના ખરાપણા વિષે પણ ઘણું કરીને સર્વની અશ્રદ્ધા હોવી સંભવે છે-અને હોય છે-તે વિદ્યાને સધાવનાર સાધનો પણ કેટલા પ્રયત્નવડે સાધ્ય હોવાં જોઈએ? યદ્યપ એ સાધનો તથા એ વિદ્યા સર્વને અસાધ્ય તો નથી જ, તથાપિ अनेकजन्मसंसिद्धिस्ततोयातिपरांगतिम् એ ન્યાયે અનેક જન્મવડે કરાતા અસાધારણ યત્નની અપેક્ષાવાળાં તો ખરાં જ. અને સર્વને અસાધ્ય નથી

માટે मनुष्याणामसहस्त्रेषु० એ ન્યાયે થોડાને જ સાધ્ય છે અને અન્ય સર્વને તરત નથી જ એ પણ ખરૂં. તેમ જ એવી મોટી વિદ્યા માટે કોઈ વિકટ સાધનશ્રેણી પણ હોવી સંભવે છે, અને તે શ્રેણીના પ્રત્યેક પદરુપ સાધનમાટે અમુકં અધિકાર પણ સિદ્ધ હોવા જોઇએ. અને તે પ્રમાણે છે પણ ખરૂં. એ સાધનો જો આરંભથી ક્રમ પ્રમાણે સધાયાં જાય છે તો પરિણામે પરમ સુખને પણ આપે છે અને અધિકાર વિના આરંભાયલાં સાધનો વિચારપ્રધાન હોય છે, તો તો માત્ર નિષ્ફલ જ થાય છે પરંતુ જો ખાસ કરીને ક્રિયાપ્રધાન હોય છે તો તે યથારૂચિ યત્ન કરનારને નાની અથવા મોટી સાધનના પ્રમાણમાં શારીરકી પીડા કરે છે, એટલો નિષ્ફલતા ઉપરાંત વિશેષ લાભ આપે છે.

અંતમાં આજના વખતના વિદ્વાનોને માટે સ્પષ્ટ જણાવવું જોઈએ કે જેવી રીતે હાઈકોર્ટ પ્લીડરની પરીક્ષામાં કે બી૦ એવી ડીપાર્ટમેંટલ પરીક્ષાઓમાં કોઈની મદદવિના કેવલ ગ્રંથપઠનથી જ પાસ થઈ શકાય છે એમ જે માનવામાં છે તેવી રીતે આ વિદ્યામાટે સમજવાનું નથી. વળી કેટલાએક લોકો ઘેર ગ્રથો વાંચીને વૈદ્ય તથા જ્યોતિષિકનાં ધંધા ચલાવતા પણ જોવામાં આવે છે આ ઉપરથી ઘણાના મનમાં હાલ એમ સિદ્ધ જેવું છે કે આ બ્રહ્મવિદ્યા તથા યોગવિદ્યા પણ એવીજ રીતે કોઈને પણ નમ્યા વિના—કેવલ ગ્રંથપઠનદ્વારા સિદ્ધ કરી શકાય. પરંતુ આ એમનું માનવું તેમને એ વિદ્યાનું ખરૂં તત્વ ન જાણવા દેવાને તથા પરિણામે અશ્રદ્ધા કરાવવા માટે જ હોય એમ જણાય છે. હાલ ઘણું-ખરૂં એવું જ પરિણામ જોવામાં આવે છે. આવી મોટી વિદ્યા સિદ્ધ કરવા માટે અનુભવી પ્રેરકના આશ્રયની અપેક્ષા આદિથીજ સિદ્ધ છે. આ વિષયમાં પણ તે વિષે કેટલુંએક વિવેચન આવી ગયું છે. જો કોઇને પણ નમ્યાવિના કેવલ ગ્રંથપઠનથી આ વિદ્યા સિદ્ધ થઈ શકે એમ હોત તો સત્શાસ્ત્રના રચનાર પ્રત્યેક પુરૂષે શાસ્ત્રારંભે પણ મંગલ કરી ઈષ્ટને નમવાનો જે સંપ્રદાય પાડયો છે તે ન પાડત. એક શાસ્ત્રરચનરૂપ કાર્યની સિદ્ધયર્થે અને તેમાં આવતાં વિઘ્નની પણ નિવૃત્યર્થે ઈષ્ટપ્રસાદની જો અપેક્ષા છે, તો તે શાસ્ત્રમાં વર્ણન કરેલી મહાવિદ્યા સિદ્ધ કરવા માટે અને તેમાં આવતાં અનેક અગમ્ય વિઘ્નોની નિવૃત્તિમાટે તો તેથી પણ ઉંચી કોટીનો ઇષ્ટપ્રસાદ જોઈએ એ સ્પષ્ટ છે. અને સત-

શાસ્ત્રોના રચનાર પ્રત્યેક વિદ્વાને—એ સદ્વિદ્યા સિદ્ધ્યર્થે સાધનોના પ્રતિપાદન કરવામાં પણ અનુભવી સદ્ગુરૂશ્રીનો આશ્રય—તેમની સેવા—અને તજ્જન્ય પ્રસાદ એ સર્વથી પ્રથમ સાધન તરીકે વર્ણ્યાં છે, અને ક્રિયાપ્રધાન યોગ-વિદ્યાનાં સાધનો પ્રતિપાદન કરવામાં તો તે પ્રત્યેક સાધન—યત્ન કરતાં પણ ઈષ્ટપ્રસાદથી જ પ્રાપ્ત કરી શકાય છે એમ ડગલે ડગલે પ્રતિપાદન કરેલું છે—અને તે અત્યંત સત્ય છે જેથી આ મહા વિદ્યા સિદ્ધ કરવાની કોઈને ઈચ્છા હોય તો તો સર્વથી પ્રથમ બીજું કંઈ જ ન કરતાં કોઈ અનુભવી, તત્વવિદ્,સદ્ગુરૂશ્રીને શોધી તેમનો આશ્રય લેવો ઘટે છે. એ સિવાય બીજો કોઇ સુગમ ઉપાય નથી. સત્શાસ્ત્રોમાં ક્રિયા તથા વિચારનાં અનેક સાધનો વર્ણ્યાંછે ખરાં પરંતુ તે સાધનો સર્વને માટે સામાન્ય રીત્યા વર્ણન કર્યાં છે. ગુણ કર્મ તથા લૌકિક સ્થિતિ અનુસાર વ્યક્તિપરત્વ તેમાં શાશા ફેરફાર કરવા તે વિષે શાસ્ત્રોમાંથી કંઈજ ખુલાસો મળવાનો નહિ. તેમજ અમુક સાધનનો પ્રયોગ કરતાં અમુક સાધકને અમુક પ્રકારનું વિઘ્ન આવ્યું તો તેને કયા ઉપાયથી નિવૃત્ત કરવું એ પણ તે શાસ્ત્રનાં પાનાં ઉથલાવતાં જડે એમ નથી. વૈદ્યશાસ્ત્ર તથા કાયદાઓ પણ એ જ પ્રમાણે સર્વ માટે સામાન્યપણે વર્ણન કરે છે. પરંતુ તેમનો વ્યક્તિપરત્વ પ્રયોગ કરવા માટે વૈદ્ય તથા વકીલની અપેક્ષા છે. તથાપિ આ શાસ્ત્રો તો કંઈક સ્પષ્ટાર્થવાળાં, સ્થૂલ ઐહિક વસ્તુને પ્રતિપાદન કરનારાં છે. પણ આ બ્રહ્મવિદ્યા તો ગુહ્યાત્ ગુહ્ય, અત્યંત અસ્પષ્ટ—સ્થૂલથી સ્થૂલ અને સૂક્ષ્મથી સૂક્ષ્મ—દેશ કાલાદિ પરિચ્છેદથી રહિત વસ્તુ તથા તેને સિદ્ધ કરવાનાં સાધનો તથા અંતઃકરણમાં રહેલા સૂક્ષ્મ દોષોનો જય તથા લય કરવાનાં સાધનોને વર્ણન કરનારી છે. પરમાત્મતત્વનું વર્ણન એક નહિ પણ અનેક ગ્રંથોમાં અનેક યુક્તિસહ કરાયલું છે તથાપિ એ તત્વનું યથાર્થ જ્ઞાન તે પુસ્તકોનાં અધ્યયન કરનાર કેટલાને છે એ તો સહજ વિચાર કરતાં જણાશે અર્થાત્ વસ્તુસ્વરૂપનું યથાર્થ જ્ઞાન ન થવામાં હેતુરૂપ અંતરમાં રહેલા દોષો જ્યાં સુધી ટળ્યા નથી ત્યાં સુધી અનેક પુસ્તકોના પઠન માત્રથી વસ્તુનું યથાર્થ જ્ઞાન થાય જ નહિ. એમાં શાસ્ત્રકારોનો દોષ નથી પરંતુ અંતરમાં રહેલા અને અનેક જન્મના નિબિડ કર્મસંસ્કારોથી દૃઢ થયલા દોષો જ કારણ છે. એ દોષો વાસ્તવ ઉપાયથી જ્યાં સુધી કારણમાં શમ્યા નથી ત્યાં સુધી આ જગત્-માં કોઇ પણ વસ્તુનું અને કોઇ પણ વિદ્યાનું યથાર્થ તથા પૂર્ણજ્ઞાન થવા

દેતા નથી. તેથીજ સમર્થ જ્યોતિર્વિદોની બુદ્ધિ પણ પ્રસંગે સ્ખલિત થાય છે. અને તેમની ગણના તથા અનુમાન ખોટાં પડે છે અને અન્ય સામાન્ય બુદ્ધિના ગરીબ જ્યોતિર્વિદો તો વારંવાર ખોટા પડતા જોવામાં આવે એમાં કંઇ આશ્ચર્ય નથી. તેમજ સમર્થ વૈદ્યો (ડાકતરો) પણ ઘણે પ્રસંગે અને રોગીના અવસાનકાલે તો સર્વત્ર રોગની ચિકિત્સા કરવામાં તથા યોગ્ય ઔષધનો નિર્દેશ કરવામાં ભુલે છે નહિ તો રોગનું સ્વરૂપ, રોગીની એકંદર શરીરપ્રકૃતિ અને તેમને માટે યોગ્ય ઔષધનું વૈદ્યને તે તે વખતે યથાર્થ જ્ઞાન થતું રહે તો તેમના ઉપચાર મિથ્યા ન જ જતા જોઇએ. પરંતુ એક વૈદ્યની તો શું પણ અનેક વૈદ્યો જ્યાં સંગતિથી ઔષધ નિર્દેશ કરે છે ત્યાં તેમની પણ બુદ્ધિમાં સ્ખલન થતુ વારંવાર જોવામાં આવે છે. ઘણી વખત તે વૈદ્યો તથા ડાકતરોને પાછળથી એમ સ્મરણ થાય છે કે અમુકને બદલે અમુક ઔષધનો નિર્દેશ કર્યો હોત તો વિશેષ યોગ્ય થાત પણ પાછળથી શા કામનું? પ્રસંગપરત્વ યથાર્થ જ્ઞાન થયું નહિ. આમ થવાથી તે જ્યોતિર્વિદ્યા અથવા વૈદ્યવિદ્યા કંઈ ખોટાં ઠરતાં નથી. તે વિદ્યાઓમાં કંઇ દોષ નથી. પરંતુ તે અલ્પજ્ઞ જ્યોતિર્વિદ અથવા વૈદ્યના અંતરમાં રહેલા અવિચારજનિત દોષો જ તેમને યોગ્ય વખતે યથાર્થ જ્ઞાન થવા દેતા નથી.

આ બ્રહ્મવિદ્યા આ બંને તથા અન્ય સર્વવિદ્યાઓ કરતાં વધારે ગહન છે. તેથી એ વિદ્યાનાં એટલે પૂર્વોક્ત અવિચારજનિત દોષોની નિવૃત્તિનાં સર્વને માટે સામાન્યપણે વર્ણેલાં સાધનો પણ જ્યાં જ્યાં છે ત્યાં અત્યંત અસ્ફુટ જ છે. અને ગુણકર્મ તથા લૌકિક સ્થિતિથી સાધકોના જે અનંત ભેદ હોયછે તે તે ભેદવાળા સાધકોમાટે તો કંઈ જ વિવરણ નથી એમ કહીએ તોપણ ચાલે. શબ્દજ્ઞાન તો સંસ્કૃત ભાષા જાણનાર સર્વને થઇ શકે. પરંતુ પારિભાષિક શબ્દો કયા અર્થને વહન કરે છે, તથા એક આખી પ્રક્રિયાથી કયી સ્થિતિનું વર્ણન થયું છે તેમનાં સ્વરુપ મનમાં ઠસાવવાં ઘણાંજ કઠિન છે. સર્વસ શાસ્ત્રકારોએ આ સાધનોમાટે સદ્ગુરૂશ્રીની અપેક્ષા આદિથી અંતસુધી રાખેલી છે; અને યથાર્થ સાધક તો શ્રેષ્ટ સાધનો શ્રીગુરૂને આશ્રમે એટલે તેમના અત્યંત સમીપ નિરૂપાધિ સ્થાનમાં જ સાધવાનાં છે. વસ્તુસ્વરૂપ તથા સાધનપ્રતિપાદક ગ્રંથોપણ ગુરૂમુખે જ જોવાનાં વિધાન છે. અર્થાત્ આ વિદ્યાપ્રતિપાદક ગ્રંથો પણ

સ્વતંત્રપણે જોવાનો નિષેધ છે, યદ્યપિ એકવાર ગુરૂમુખે જોયા પછી અભ્યાસમાટે તેમનું મનન કરવા વિધાન છે. એ ગ્રંથો સ્વતંત્રપણે જોવાથી કંઇ લાભ તો નથી જ કરતા પણ ઉલટી સાક્ષાત્ હાનિ કરે છે, અને તે હાલ તો સુપ્રસિદ્ધ છે વેદાંતના વક્તા તથા શ્રોતા આજકાલ આ ગુજરાતમાં તો ઘણાખરા મોટા શેહેરમાં અને કોઈ કોઈ નાના ગામોમાં પણ ઘણા થયા છે જ્યાં ત્યાં વેદાંત પ્રસરી રહ્યુ છે. યથાર્થ જ્ઞાન સર્વને ન હોય એ તો સ્વાભાવિક છે. અને તેને અભાવે વેદાંતી સંજ્ઞાથી ઓળખાતા આ વાચક જ્ઞાની મહાત્માશ્રીઓની અંતર બહારની સર્વે પ્રવૃત્તિ વેદાંતશાસ્ત્રમાં વર્ણેલી ઉચ્ચ સ્થિતિઓથી વસ્તુતઃ કેવલ પ્રતિકૂલ હોય એ પણ સ્વાભાવિક છે. આ પ્રમાણે તેમની પ્રવૃત્તિ તેમને મુખે જ પ્રતિપાદન કરાતી સ્થિતિને અનુકૂળ ન હોવાથી વેદાંતી શબ્દ હાલ બહુજ હલકા અર્થમાં વ્યવહારાય છે; અને સર્વ શાસ્ત્રોનું શિરોમણિભૂત જે વેદાંતશાસ્ત્ર તે આ વાચક જ્ઞાનિઓને લીધે હાલ કેટલેક સ્થળે એ શાસ્ત્રના રહસ્યને ના જાણનારને હાસ્યાસ્પદ થઈ રહ્યુ છે. યદ્યપિ વસ્તુવિચારથી તો એ શાસ્ત્ર સર્વકાલે ઉત્તમ છે. એ જ પ્રમાણે, હઠયોગનાં ધોતી નેતી જેવાં ક્ષુદ્ર શારિરિક સાધનોને કરી અન્ય અજ્ઞાનોની દૃષ્ટિથી "યોગી" માં ગણાતા મનુષ્યો પણ ઘણા થઈ ગયા છે. અપ્રમાદયુક્ત ધૈર્યસહ સધાતા યોગનાં આરુઢ સાધનોની સિદ્ધિએ શ્રીગુરૂપ્રસાદથી સાધક યોગીને અનુકૂલ વર્તનાર અષ્ટ સિદ્ધિયોના સદ્ભાવનો આ પામર જીવોમાં સ્વપ્નામાં પણ સંભવ ન હોવાથી, સિદ્ધિયો તથા સર્વ પ્રકારના અલૌકિક સામર્થ્યમાં અશ્રદ્ધા થવાનું એક સમર્થ કારણ ઉત્પન્ન થયું છે. આવા પામર 'યોગીઓને' સિદ્ધિયોની પ્રાપ્તિ ન હોવાથી સિદ્ધિયો ખોટી છે તથા ગપ છે એવું અસદનુમાન હાલ ઠેરઠેર થતું જોવામાં આવે છે. અન્યપક્ષથી આશ્ચર્યસહ એવું પણ જોવામાં આવે છે કે આ દેશમાં 'થીઓસોફી' (Theosophy) નો પ્રસર થયા પછી ઘણા આધુનિક વિદ્વાનો જેઓ યોગસામર્થ્યને પૂર્વે જરાપણ સ્વીકારતા ન હતા તેઓ હવે વળી એટલે સુધી માનતા થયા છે કે અયોગ્ય પુરૂષને વિષે પણ તે સામર્થ્યનો સદ્ભાવ સ્વીકારવામાં ભાગ્યે જ આંચકો ખાય છે. અને યોગવિદ્યા અને યોગસામર્થ્ય ઘણાંજ ગુપ્તરાખવાનાં હોવાથી, તે ગુપ્તપણાને બહાને અંતરનું ગમે તેવું ગોટાળુ પણ અયથાર્થદર્શીને જણાવું કઠિન પડેછે. અર્થાત્ જેઓ પૂર્વે ખરાને પણ માનતા નહતા તે હવે ખોટાને

પણ માનતા થયા છે અને ખરાનાં કંઈ ઠાળેઠાળાં તો હોય જ નહિ, તેથી જે ઠેર ઠેર'યોગી' માં ખપે છે તેમાંનો મોટો ભાગ વસ્તુતઃ ખોટો જ હોવો સંભવે છે. વચ્ચે જે ધર્મપર આસ્થા ઓછી થતી જણાતી હતી તે આજકાલ વધતી જતી હોય એમ જણાય છે. અને તેથી આ દેશને મોટો લાભ થયો હોય એમ ગણાય છે તથા જણાય છે. વસ્તુતઃ કેમ છે તે તો યથાર્થદર્શી પુરૂષો જાણે. પરંતુ યોગસામર્થ્યમાં આવી નૂતન શ્રદ્ધાવાળા કેટલાએક વિદ્વાનો યોગનાં સાધનો સાધી તેમનાં ઉત્તમ ગણાતાં ફલોને પ્રાપ્ત કરવાની અભિલાષાવાળા હોય છે. તેઓ વિદ્વાન્ હોવાથી યોગનાં પુસ્તકો બનતાં સુધી સ્વતંત્રપણે જોઈ લે છે. પછી જે સાધનનું ફલ બધા કરતાં વધારે ચમત્કારવાળું હોય તેને પસંદ કરી તે સાધવા યત્નવાન્ થાય છે. જરૂર પડે છે તો ન છુટકે સહજ ખુલાસો પૂર્વોક્ત પંક્તિના યોગીશ્રીથી મેળવી લે છે. પરિણામમાં નિષ્ફલ થાય છે. અશ્રદ્ધા થાય છે અથવા થોડી ઘણી હાનિ થાય છે.

આ સર્વેનું કારણ પૂર્વે જણાવ્યા પ્રમાણે એજ કે યોગ અને સાંખ્યના ગ્રંથો તે વિદ્યામાં પારંગત અનુભવી સદ્‌ગુરૂના આશ્રયવિના કેવલ સ્વતંત્રપણે જોવાનો ખાસ નિષેધ છતાં તે પ્રમાણે ઘણે ઠેકાણે જોવામાં આવે છે, અથવા બીજા ઘણાઓ કોઈ પુરૂષવિષે ગુરૂબુદ્ધિ રાખતા જણાય છે તો તે ગુરૂ યથાર્થ જ્ઞાન તથા અનુભવ વિનાના હોવા ઘટેછે. યોગ સાંખ્ય શાસ્ત્રના સર્વ પ્રવર્તક, વક્તા–શ્રોતા અથવા સાધક આ જાતિના છે એવો આ વાક્યનો ભાવાર્થ નથી. પરંતુ જ્યાં પૂર્વોક્ત અનર્થ થાય છે ત્યાં જ વક્તા–શ્રોતા–અથવા સાધક આવા હોવા જોઇએ. યથાર્થદર્શી અનુભવી ગુરૂના આશ્રયથી પ્રવર્તતા સાધકોનાં તો આવાં પરિણામ નહિ જ થતાં હોય.

બીજી અનેક વિદ્યાના પ્રવર્તક મૂલ પુરૂષોએ તે તે ગ્રંથો લખવામાં ગુરૂને સ્વાનુભવથી ઉમેરવાના જે ભાગ બાકી રાખ્યા છે, તે સર્વ કરતાં આ મહાવિદ્યાના પ્રવર્તક સર્વજ્ઞ મૂલ પુરૂષોએ સતશાસ્ત્રો લખવામાં વસ્તુસ્વરૂપનાં તથા સાધનોનાં વર્ણનોમાં સદ્‌ગુરૂથીને સ્વાનુભવથી ઉમેરવાનું ઘણુંજ રાખ્યું છે. અર્થાત્ ત્રણ ચતુર્થાંશ સદ્‌ગુરૂને નવીન ઉમેરવાનું રાખી માત્ર એક ચતુર્થાંશનું જ વર્ણન કર્યું છે એમ કહેવામાં બહુ વિરોધ આવે એમ નથી; જેમણે ગ્રંથોને માત્ર વાંચી જવામાંજ, અને પછી અમે આટલા ગ્રંથ વાંચ્યા છે અને અમુક આકર ગ્રંથની ત્રણ ચાર અથવા

પાંચ આવૃત્તિ કરી છે, એમ અન્યને જણાવવામાં જ મોટાઈ અને કૃતકૃત્યતા માની નથી પણ સત્પુરુષોએ વર્ણવેલી તથા અનુભવેલી એક એક સ્થિતિને ક્રમશઃ અનુભવતા જવું અને પરિણામે અનુભવના શિખરપર જવું એજ જેમનો ઉદ્દેશ છે—તેમને તો ઉપલાં વાક્યોની સત્યતા સહજ જણાશે. યોગસાંખ્યના તત્વને પૂર્ણપણે હસ્તામલકવત્ નિઃશંકપણે અનુભવતા છતાં જેઓ નિરંતર સ્વરૂપે જ સ્થિત છે, જે આપ્તકામ પુરુષ પ્રાપ્તવ્યનું શિખર અને કર્તવ્યની અવધિથી પણ પર હોવાથી જેઓ પ્રાપ્તવ્યકર્તવ્યથી રહિત છે તેઓજ "સદ્ગુરુ" સંજ્ઞાને યોગ્ય છે. તેઓજ યોગસાંખ્યના રહસ્યનો અન્ય અધિકારીને અનુભવ કરાવવા સમર્થ છે. તે પુરુષો આ વિદ્યાના મૂલ પ્રવર્તક પુરુષોથી અભિન્નછે. પોતે મૂલ સ્વતંત્ર સ્વરૂપસ્થ હોવાથી તથા સમગ્ર ઐશ્વર્યસંપન્ન હોવાથી મૂલ પ્રવર્તકોથી સર્વ પ્રકારે અન્યૂન અથવા બરાબર જ છે. તે પુરુષો દેશકાલાનુસાર સાધકનાં શુભકર્મ, બુદ્ધિ તથા લૌકિક સ્થિતિનો વિચાર કરીને જે પ્રક્રિયા તે સાધકને માટે સરલતમ હોય તે પ્રક્રિયાથી તે સાધકને ક્રમેકરીને વસ્તુ સ્વરૂપનો બોધ કરે છે, તથા તેજ વિચાર કરીને ઇન્દ્રિયનિગ્રહ મનોજય પ્રાણજય—તથા પરિણામે સર્વ કર્મસંસ્કારના દહનપૂર્વક હૃદય—ગ્રંથિવિશ્લેષનાં સાધક યોગ્ય સાધનો ક્રમેકરીને સધાવે છે. આ બંને કાર્યમાં તે સદ્ગુરુશ્રીને એક પણ પુસ્તક કામ આવે એમ નથી, તેમ જરૂર પણ નથી. તેમને સાધકાર્થ વિચારની જે જે પ્રક્રિયાનો તથા જે જે યોગયુક્તિનો પ્રયોગ કરવો પડે છે તે સર્વ આ શાસ્ત્રોમાં ભાગ્યેજ વર્ણન કરાયલી હોય છે. અર્થાત્ આ સર્વ કામ સદ્ગુરુશ્રીએ સ્વતંત્રપણે નવીન જ કરવાનું હોય છે. નિશાળમાં જેમ ચોપડી લઈને 'ભૂગોળ' શિખવે છે છે તેમ આ ચોપડી લઈને શિખવવાનું નથી. જેથી આ પુસ્તકો સદ્ગુરુશ્રીને તો કોઈ પણ પ્રકારે સહાય કરનારાં નથી. તેમજ પ્રથમ શ્રવણ વખતે જે શંકાસમાધાનથી અમુક વિચાર સાધકને સિદ્ધ કરાવાય છે, તે શંકાસમાધાન પ્રત્યેક સાધક માટે જુદાં જુદાં જ હોય છે. પુસ્તકોમાં તો કેટલીએક સામાન્ય મુખ્ય શંકાઓ જ લીધેલી હોય છે. પણ અહીં તો પ્રત્યેક સાધકના જ્ઞાનની મર્યાદા જુદી જુદી હોય છે. કોઇ મંદ બુદ્ધિનો હોય છે, કોઈ તીવ્ર બુદ્ધિનો હોય છે, કોઈ ઘણા કુતર્ક કરવાના સ્વભાવવાળો હોય છે. કોઇ અતર્ક અંતઃકરણનો

જે શ્રવણ કરે તે યોગ્ય હોય તો વિશેષ શંકા કર્યાવિના સ્વીકાર કરે એવો હોય છે, કોઇનું ચિત્ત વાયુપ્રધાન હોવાથી ભ્રમતુંજ હોય છે, એટલે એક વખતે એક વિચાર કરે, અન્ય ક્ષણે અન્ય વિચાર કરે તેમજ શ્રવણ વખતે આવશ્યક અવધાન રાખવાના સામર્થ્ય વિનાનો હોય છે. કોઇનું અંતઃકરણ જલતત્વપ્રધાન હોવાથી જલ જેમ જે રંગથી સંયુક્ત થાય છે તે રંગાકાર થઇ જવાના, તથા દ્રવવાના અને પ્રસરવાના સ્વભાવવાળું છે તેમ સહજમાં દ્રવીભૂત થઇ જાય એવું અને વક્તાનો જે ભાવ હોય તે ભાવને તરત અનુકૂળ થઇ જાય એવું હોય છે. કોઇ અંગ્રેજી સાધારણ ભણેલા હોવાથી રસાયનાદિ શાસ્ત્રોના મૂલતત્વને જાણનારા હોયછે. કોઇ બીલકુલ અંગ્રેજી ભણેલા જ નથી હોતા કોઇ વિશેષ અભ્યાસવાળા અને નાસ્તિક વાદીઓના અનેક મતને જાણનારા તથા તદનકૂલ તર્ક કરનારા હોય છે. અન્ય તેટલાજ અભ્યાસવાળા છતાં નાસ્તિક મતને નહિ માનનારા હોય છે. કોઇનામાં સત્ય શોધવાની બુદ્ધિ પ્રબલવેગથી સ્ફુરેલી હોય છે અને કોઇ તો આડાનેડા વાદ કરી પોતાનો કક્કો ખરો કરવાના જ દુરાગ્રહવાળા હોય છે. કોઇ વૃદ્ધ આ સંસારના અનેક સુખદુઃખના અનુભવવાળા હોય છે અને કોઇ પ્રથમાવસ્થામાં અનુભવ વિનાના આંખેવિંચ્યા આખલા જેવા નિર્ભ્રાંતપણે મસ્ત થઇને વિચરનારા હોય છે. કોઇ સંસ્કૃત ગ્રંથો તથા ન્યાયાદિ શાસ્ત્રોના પુષ્કલ અભ્યાસવાળા હોઇને કુટિલ મતિના થઇ ગયેલા હોય છે અને કોઇ તેવાજ વિદ્વાન છતાં સરલ મતિના હોય છે. આ પ્રમાણે વર્ણન કરતાં પાર ન આવે એવા જુદા જુદા ભેદવાળી મતિ તથા શક્તિના પુરુષો હાલના વખતમાં હોય છે. તેમજ જુદે જુદે સર્વ વખતે દેશકાલાનુસાર હોય જ. તે સર્વ સદ્ગુરુથી સમીપ જુદા જુદા સંસ્કાર સંબંધથી જતા હોય છે અને સર્વ સમાધાનને ઇચ્છતા હોય છે. સમજાવવાની વસ્તુ એકની એક છતાં, તેની યુક્તિ જુદા જુદા. પુરુષ માટે જુદી જુદી જ હોવી જાઇએ. અને આ બધી વ્યક્તિપરત્વ વાપરવાની યુક્તિઓ પુસ્તકોમાં વર્ણન કરતાં પાર આવે નહિ. અર્થાત્ શાસ્ત્રકારોએ આ કાર્ય અનુભવી પુરુષોને તે તે દેશકાલાનુસાર કરવા માટે બાકી જ રાખ્યું છે. અને ગ્રંથો જે રચ્યા છે તે પ્રેરકને માટે નહિ પણ સાધકને માટે છે, તે એવી રીતે કે સાંખ્ય શાસ્ત્રના મુખ્ય મુખ્ય સિદ્ધાન્તો અનુકૂળ યુક્તિથી પ્રથમ તો સદ્ગુરુશ્રીદ્વારા શ્રવણ કરવામાં આવે. પરંતુ જુદા જુદા સર્વ સાધકોને સદ્ગુરુશ્રીનું નિરંતર સામીપ્ય હોવું સંભવે નહિ તેથી તેમની અનુપસ્થિતિને કાલે શ્રુતવિષયનું મનન કરી દૃઢ કરવા માટે ગ્રંથોની જરૂર પડે છે.

(અપૂર્ણ.)

# महाकाल.

रूप (पुस्तक), २-आश्विन कृष्ण १४ सं. १९४७ दर्शन(अंक) १२.

## ॥ ॐ श्रीँ ॥

### વેદાન્તસાર.

( અનુસંધાન પૃષ્ટ ૧૫૩ થી. )

તે જીવમાં તે અંતઃઅવસ્થાને પ્રાપ્ત કરવાની ઈચ્છા તથા તેને માટે નિશ્ચિત થયેલાં સાધનોનું અનુષ્ઠાન કરવાનો ઉત્સાહ ઉદય થાય છે. એ ઇ-ચ્છા તથા ઉત્સાહ થયાથી જ તે માણસ તે તે સાધનોનું અનુષ્ઠાન કરે છે તથા ક્રમે કરી અધિકાર પ્રાપ્ત કરી ઉત્તરોત્તર વૃદ્ધિંગત થતો જાય છે. લો-કોમાં પણ જ્ઞાન, ઇચ્છા અને કૃતિ એ સાધારણ ક્રમ સંમત થયેલો દે-ખાય છે. પ્રથમ વસ્તુવિષયક જ્ઞાન થાય છે. પછી તે વસ્તુ જો અનુકૂલ હોય છે તો તેને પ્રાપ્ત કરવાની ઇચ્છા અને પ્રતિકૂલ હોય છે તો તેને દૂર કરવાની ઇચ્છા થાય છે. તદનંતર જ તેની પ્રાપ્તિ તથા પરિહાર માટેનાં યો-ગ્ય સાધનોમાં પ્રવૃત્તિ વા પ્રવૃત્ત થવાનો ઉત્સાહ થાય છે. તેથી ગ્રંથોને ય-થાવિધિ વાંચવામાં બાધ નથી. તથાપિ તે વાંચીને જ માત્ર કૃતકૃત્યતા માનવાની નથી, અથવા તો તે વાંચ્યા છતાં તેનું ફલ કેમ નહિ થયું એ શંકા ઉઠાવી ગ્રંથ વા તેના કર્તાપર અશ્રદ્ધા કરવી ઘટતી નથી, કારણ કે ફલપ્રાપ્તિમાટે અધિકારિ માટે નિશ્ચય કરાયેલાં લક્ષણો અવશ્ય હોવાં જો-ઇએ છીએ. આ શાસ્ત્રનું ફલ બ્રહ્મરૂપ સ્થિતિ છે. એ સ્થિતિ અહિં કહે-લાં લક્ષણવાળા અંતઃકરણમાં જ થાય છે, માત્ર શબ્દાર્થ કરી જાણનારમાં નથી થતી. તેથી શબ્દાર્થ માત્ર કરી જાણનાર આ શાસ્ત્રનો અધિકારી નથી.

યદ્યપિ આ વેદાન્તશાસ્ત્ર ઉત્તરમીમાંસા શાસ્ત્ર કહેવાય છે, પણ એ-ટલા ઉપરથી જેમ પૂર્વમીમાંસા વેદાધ્યયનની જ અપેક્ષા રાખે છે તેમ આને માટે નથી. કેમકે વેદનું અધ્યયન કરેલા માણસો પણ જો યથાર્થ

વિવેકવૈરાગ્યાદિથી યુક્ત નથી હોતા તો તેમને આ શાસ્ત્ર પોતાનું ફલ નથી આપતુ. હાલ આપણે જોઈએ છીએ કે અનેક વેદાધ્યયન કરેલા શાસ્ત્રીઓ તથા પાશ્ચાત્ય પંડિતો આ શાસ્ત્રને વાંચે છે તથાપિ તેમાંના ઘણાને તો એ શાસ્ત્ર લેશ પણ લાભ ન કરતાં ઘણી વાર અશ્રદ્ધા ઉત્પન્ન કરે છે. આવા પરિણામનું કારણ એ શાસ્ત્ર નથી પણ તે અજ્ઞાન લોકોએ જે સમયે જે વિધિથી એ શાસ્ત્રનું અધ્યયન કર્યું છે તે સમય તથા વિધિની અયોગ્યતા તથા તેમની કુમતિ એ જ કારણ છે. એ સર્વ લોકોમાં વિવેકવૈરાગ્યાદિનો અભાવ હોય છે એટલું જ નહિ પણ કેટલાકમાં તો નિષિદ્ધાચરણનો ત્યાગ તથા રાજસ દ્રવ્યનું ગૌણપણું પણ નથી હોતાં. તેથી એ લોકોને એ શાસ્ત્ર અશ્રદ્ધા વા નાસ્તિકતા ઉત્પન્ન કરે એ યોગ્ય જ છે ઉચ્ચ પદાર્થની અધિકારવિના થયેલી પ્રાપ્તિ લાભને બદલે હાનિ કરનાર નીવડે છે એ સર્વમાન્ય નિયમ જ અત્ર લાગુ પડે છે. તેથી માત્ર વેદાધ્યયનથી આ શાસ્ત્રમાં ચાલે એમ નથી. એ જ પ્રમાણે યજ્ઞયાગાદિ માટે પણ સમજવું. તેથી અત્ર જે લક્ષણો કહ્યાં છે તે યોગ્ય જ છે.

આ પ્રમાણે અધિકારીનું સ્વરૂપ કહ્યું. એ સ્વરુપ બતાવવામાં કેટલાંક પદો એવાં આવ્યાં છે જે તેના અર્થ સ્પષ્ટ કરીને કહેવા જોઇએ. એ પદો काम्य, निषिद्ध, नित्य, नैमित्तिक અને प्रायश्चित्त એ પંચવિધ કર્મપ્રતિપાદક શબ્દો તથા उपासना અને साधनचतुष्टय છે. એનાં સ્વરુપો યથાક્રમે ગ્રંથકાર સ્પષ્ટ કરે છે.

**काम्यानि स्वर्गादीष्टसाधनानि ज्योतिष्टोमादीनि ॥७॥**

અર્થ :—સ્વર્ગ વિગેરે ઈષ્ટ પદાર્થને આપનાર જ્યોતિષ્ટોમ યાગ વિગેરે કર્મો કામ્ય કર્મો છે.

આ વાક્યમાં પ્રથમ પદથી ( काम्यानि એ પદથી ) લક્ષ્યનો નિર્દેશ કર્યો છે, દ્વિતીય પદથી લક્ષણનું સૂચન કર્યું છે અને તૃતીય પદથી ઉદાહરણ આપ્યું છે.

स्वर्गादि०—એટલે સ્વર્ગ અને એવા જ બીજા ઈષ્ટ પદાર્થનાં સાધનરૂપ.

દરેક મનુષ્યને સધારણ રીતે તો આનંદની પ્રાપ્તિ અને દુઃખનો પરિહાર એ ઈષ્ટ પદાર્થ છે. તથાપિ એમાં જે આનંદની પ્રાપ્તિ છે તે બે પ્રકારની છે, કેમકે આનંદ બે પ્રકારનો છે (૧) વિષયાનંદ અને (૨) નિર્વિષયી આનંદ. સાં મોક્ષ સમયે, જીવન્મુક્તિ સમયે, સમાધિ

વિગેરે સ્થળે થતો આનંદ નિર્વિષયી ગણાય છે અને આધ્યાત્મિક વૃત્તિના યોગને લીધે જગતના વિષયોથી થતો આનંદ તે વિષયાનંદ છે. વિષય શબ્દથી બંધનના હેતુરુપ સર્વ આસક્તિના પદાર્થોનું ગ્રહણ થાય છે. આ બે પ્રકારના આનંદમાં જે વિષયાનંદ છે તેના સાધનભૂત કર્મો તે કામ્ય કર્મો છે. એ વાત આ લક્ષણસૂચક પદથી બતાવી છે જો માત્ર ઈષ્ટ સાધન હોય તે કામ્ય કર્મ એમ કહ્યું હોત તો ઈષ્ટ વસ્તુમાં નિર્વિષયાનંદ પણ આવત, અને તેમ થવાથી નિર્વિષયી આનંદના સાધનરુપ કર્મો પણ કામ્ય થવા જાત; જેથી નિત્ય, નૈમિત્તિક વિગેરે કર્મો પણ કામ્ય કર્મોમાં જ આવી જાત. એ અટકાવવા ઇષ્ટવસ્તુનો સંકોચ કરનાર स्वर्गादि શબ્દ છે. એ શબ્દથી ગ્રંથકારે એ બતાવ્યું છે કે ઈષ્ટ શબ્દે કરીને ઇષ્ટ માત્રનું ગ્રહણ ન કરવું પણ માત્ર સ્વર્ગ અને એના જેવા બીજા પદાર્થોનું જ ગ્રહણ કરવું. બીજા પદાર્થોનું ગ્રહણ કરવામાં સ્વર્ગની સાથે તેમનું શું સામ્ય હોવું જરુરનું છે! એનું ઉત્તર એ કે સ્વર્ગસુખ અનિત્ય છે, તેમજ વિષયરુપ-બંધનરુપ છે તેથી आदि શબ્દથી સ્વર્ગથી આરંભી સંપૂર્ણ બંધન કરનાર પદાર્થોનું ગ્રહણ કરાય છે, અર્થાત્ સ્વર્ગની સાથે બીજા પદાર્થોનું વિષયત્વરુપ સામ્ય હોવું જોઈએ.

આથી કામ્ય કર્મનું એ લક્ષણ થયું કે જે કર્મો વિષયપ્રાપ્તિના હેતુરુપ હોય તે સર્વ કામ્ય કર્મ છે અને અન્ય સર્વ નિષ્કામ કર્મ છે. કામ્યનો સાધારણ અર્થ પણ એ જ છે કે કામ્ય વસ્તુની પ્રાપ્તિના હેતુભૂત કર્મો. જે વસ્તુઓ કામનાના વિષયરુપ હોય છે તે કામ્ય વસ્તુ કહેવાય છે. આ ઉપરથી પણ કામ્ય કર્મનું લક્ષણ ઉપર પ્રમાણે જ નિકળે છે.

આ વાક્યમાં જો आदि પદ મુકી દીધું હોત તો સ્વર્ગની પ્રાપ્તિનાં સાધનરુપ જ્યોતિષ્ટોમ યાગ વિગેરે બહુજ થોડાં કર્મો કામ્ય કર્મમાં આવત. પણ તેમ થતું અટકાવવા आदि પદ મુક્યું છે. યદ્યપિ સ્વર્ગની પ્રાપ્તિનાં સાધનરુપ કર્મો વેદમાં વિધાન કરેલાં છે તથાપિ અન્ય પદાર્થોનું જેમનું आदि પદથી ગ્રહણ કરવામાં આવે તેમનું સ્વર્ગસાથે એ અંશમાં સામ્ય હોવું જરુરનું નથી. કારણ કે જે જે વાતો લૌકિક પ્રમાણથી ન જણાય તેવી વાતો માટે વેદની જરુર છે. જે વાત સાધારણ વિચારથી, વા લૌકિક-પ્રત્યક્ષ વિગેરેથી જણાય એવી હોય અને તેજ વાત વેદ બોધન કરે તો

તેમાં કંઈ વેદનું માહાત્મ્ય નહિ કહેવાય. પણ જે વાત લૌકિક પ્રમાણનો વિષય નથી અને તેથી વેદ વિના જાણવી અશક્ય જેવી છે તે વાતોનું જ વેદમાં વિધાન કરેલું હોવાથી વેદનું માહાત્મ્ય છે આમ હોવાથી લૌકિક કામ્ય કર્મો જેનું જ્ઞાન સાધારણ વિચારથી તથા સાધારણ અનુભવથી સર્વને થઈ શકે એવું છે તેમનું વેદમાં વિધાન નહિ હોવાનું- તથાપિ એ કર્મો પણ કામનાથી પ્રેરાયેલાં હોવાથી તથા પોતે સ્વસંસ્કારદ્વારા કામનાની વૃદ્ધિ કરનાર હોવાથી સાધનચતુષ્ટયના પ્રતિબંધકરુપ હોવાથી અધિકારીએ અવશ્ય ત્યજવા યોગ્ય છે તેથી એ કર્મોનું પણ અવશ્ય કામ્ય પદથી ગ્રહણ કરવું ઉચિત દેખાય છે. તેથી માત્ર વિષયફલરુપ જ સામ્ય લેઇ તેના સાધનભૂત સંપૂર્ણ કર્મને કામ્ય કર્મો લેવાં યોગ્ય છે.

આથી "હું તે શરીર છું, મારૂં શરીર બગડયું છે" ઇત્યાદિ પ્રકારની અવિદ્યાથી પ્રેરાયેલી વૃત્તિએ કરીને અહંમમ અભિમાનના વિષયભૂત શરીરની આરોગ્યતામાટે જે ઔષધ લેવું, યશકીર્તિમાટે જે દાન, ધર્મ, ખર્ચ કરવા, મમત્વપૂર્વક પુત્રપુત્રીને ઉછેરવાં વિગેરે ઐહિક સુખની પ્રાપ્તિ માટે કરાતાં કર્મો, તથા સ્વર્ગ લોક, ઇંદ્રલોક, વરૂણ લોકઆદિ ઇતર લોકનાં સુખ ભોગવવાની કામનાથી કરાતાં જ્યોતિષ્ટોમ યાગ વિગેરે સર્વ કર્મો કામ્ય છે. સંધ્યાવંદન, પ્રાણાયામ, પ્રત્યાહાર આદિ સમાધિની તથા તદ્વારા તત્વજ્ઞાનની પ્રાપ્તિઅર્થે કરાતા યોગના પ્રયોગો વિગેરે સર્વ નિષ્કામ કર્મ છે, કારણ કે એ કર્મો કામ્ય વિષયની પ્રાપ્તિમાટે કરાયેલાં નથી. અગર જો કામ્ય એ કર્મનું નામ હોવાથી અને કર્મ અને ભાવનામાં ભેદ હોવાથી કર્મશબ્દથી ભાવનાનું ગ્રહણ કરવું ઉચિત નથી તથાપિ ઉપાસનાઓ પણ કામનાથી પ્રેરાઇને કરાય છે તથા તે ઉપાસનાઓ પણ કામનાની વૃદ્ધિ કરનાર છે, તેથી સાધકે તેવી ઉપાસનાનો પણ ત્યાગ કરવો જરૂરનો છે. તથાપિ એ ઉપાસનાનો ત્યાગ અત્ર અન્ય કશામાં આવી શકે એમ નથી તેથી કામ્ય કર્મને ઉપલક્ષણ લેઇ ઉપાસનાનું ગ્રહણ કરવામાં કશો બાધ નથી દેખાતો. તેજ પ્રમાણે નિત્યમાં વિષયમાં પણ લેવું ઉચિત છે. આમ થવાથી બાધા, આખડી વિગેરે સર્વ ઉપાસના, તથા ઐહિક અને પારલૌકિક સુખની પ્રાપ્તિની સર્વ ઉપાસના પણ તે તે સુખની પ્રાપ્તિઅર્થે કરવામાં આવી હોય તો કામ્ય છે અને તેથી અધિકારી માટે હેય છે. તેમજ ધારણા, ધ્યાનાદિ યોગના પ્રયોગો, મનન નિદિધ્યાસનાદિ વેદાન્તના પ્રયોગો વિગેરે તત્વ-

જ્ઞાનની પ્રાપ્તિમાટે કરવામાં આવે છે તો તે નિષ્કામ છે. એજ પ્રયોગો જે કામ્ય વિષયની પ્રાપ્તિ અર્થે કરવામાં આવે છે તો કામ્યકોટિમાં આવે છે, જેમ કે શત્રુના પરાજય, સ્રીપુત્રની પ્રાપ્તિ, યશની પ્રાપ્તિ, સંબંધીઓની પ્રસન્નતા (જે મળવાથી આ લોકમાં સુખ છે તે સુખની પ્રાપ્ત્યર્થે મેળવાતી) એ વગેરે ઐહિકપારલૌકિક અર્થને માટે કરાતાં કર્મ અને ઉપાસનાઓ. આ પ્રમાણે કામ્યકર્મની વ્યવસ્થા હોવાથી એકનું એક કર્મ પ્રસંગે કામ્ય અને પ્રસંગે નિષ્કામ થઇ શકે છે. જેમ કે શ્રીકૃષ્ણ, રામ વિગેરે ઇશ્વરાવતારોએ કરેલાં યુદ્ધો, યાગો વિગેરે સર્વે નિષ્કામ છે કેમકે ઇશ્વરાવતારમાં કામનાનો અત્યંતાભાવ હોવાથી તેમનાં કર્મો કામનાથી પ્રેરાઇને થયાં હોય એ અત્યંત અસંભવ છે. એ જ પ્રમાણે શ્રીયાજ્ઞવલ્ક્યે કરેલું બે સ્રીસાથેનું લગ્ન, એમણે અંગીકાર કરેલો ગૃહસ્થાશ્રમ તથા પછીથી સંન્યાસ વિગેરે સર્વ નિષ્કામ કર્મ છે, કારણ કે એ કર્મો એમણે કામનાથી પ્રેરાઇને કર્યાં નહોતાં.

યદ્યપિ વ્યવસ્થા ઉપર પ્રમાણે જ છે તથાપિ ઐહિક સુખની પ્રાપ્તિનાં કર્મો કામ્ય છે એ સિદ્ધવત્ લઇને વિચક્ષણ શાસ્ત્રકારો પારલૌકિક સુખની પ્રાપ્તિનાં હેતુરૂપ કર્મોને જ કામ્યનાં ઉદાહરણરુપે આપે છે. એનું કારણ સ્પષ્ટ છે. ઐહિક સુખની પ્રાપ્તિમાટેનાં કર્મો કામ્ય છે એ વાત તો સહજ વિચારથી સાધારણબુદ્ધિ મનુષ્યોને પણ સમજાય એવી છે, પણ સ્વર્ગાદિની પ્રાપ્તિના હેતુરુપ કર્મો જેઓ વેદમાં વિધાન કરાયાં છે, જેમનું અનુષ્ઠાન પૂર્વેથી અનેક મોટા ઋષિઓ અનેકશઃ પ્રીતિથી કરતા હતા, જેમના અનુષ્ઠાનની પદ્ધતિમાટે અત્યંત બારીકીથી અનેક મહાત્માઓએ વિવિધરુપે લખાણ કીધાં છે, જેથી સાધ્ય થતા ફલમાટે વેદ પોકારીને અનેક પ્રકારે સ્તુતિ કરે છે તે કર્મો કામ્ય હશે કે નહિ એ ઘણા વિચારવાનને પણ સંશયજનક છે. તેથી માત્ર એજ કર્મોને કામ્યનાં ઉદાહરણ તરીખે લખાયેલાં જોવામાં આવે છે, પણ એટલાથી એવું સમજવાનું નથી કે ઐહિક સુખપ્રાપ્તિમાટે કરાયેલાં સાધારણ કર્મો કામ્ય નથી. પણ જેમ એક સમર્થ રાજાને કોઇએ બરાબર રીતે હરાવ્યો તો તે ગાણુસની તેટલા ઉપરથી જ અન્ય ન્યૂન બળવાળા રાજાઓ કરતાં અધિક શક્તિ સિદ્ધ થાય છે તેમ જ્યારે જ્યોતિષ્ટોમ વિગેરે કર્મ પણ કામ્યરુપ ઠર્યાં ત્યારે પ્રાયશઃ સર્વને અસંદિગ્ધ એવાં ઐહિક સુખપ્રાપ્તિના હેતુરુપ કર્મો એની

એજ કામ્ય ઠરે એમાં શું સંદેહ હતો!

આ પ્રમાણે કામ્ય કર્મની વ્યવસ્થા હોવાથી એનો ત્યાગ જે અધિકારીમાટે આવશ્યક ગણ્યો છે તે કેવી રીતે થાય તે વિચારીએ. કર્મના બે વિભાગ તો ઉપરના વિચારથી સ્પષ્ટ થઈ જાય છે, તેમાં જે ઐહિક સુખોત્પાદક કર્મો છે તેમાંથી કેટલાંક તો અધિકારીને પણ અવશ્ય કરવાં પડે એવાં છે, જેવાં કે શરીરની સાધારણ આયોગ્યતા માટેનાં, ક્ષુધાતૃષાની નિવૃત્તિ અર્થેનાં, વિગેરે શરીરનિર્વાહક આવશ્યક વ્યવહારના સાધનભૂત કર્મો. એ કર્મો અવશ્ય કર્તવ્ય છે કેમકે એ વિના શરીર મોક્ષસાધનના અનુષ્ઠાનમાટે અનુકૂલ અવસ્થામાં નહિ રહેવાનું અને તેથી મોક્ષસાધનનું અનુષ્ઠાન નહિ થવાનું. તેથી અધિકારીએ પણ એ કર્મ કરવાં જરૂરનાં છે. અને એ કર્મ ઐહિક સુખોત્પાદક હોવાથી કામ્ય કર્મ થવાનાં અને તેથી એમનો શાસ્ત્રમાં તો ત્યાગ કહ્યો છે. તો પછી અધિકારીએ એ કરવાં કે ત્યાગ કરવાં એ સંશય પ્રાપ્ત થાય છે. એનું ઉત્તર એ છે કે શાસ્ત્રમાં ઐહિક સુખોત્પાદક કર્મને કામ્ય કર્મ કહ્યાં નથી, પણ ઐહિક સુખની પ્રાપ્તિમાટે કરાતાં કર્મને કામ્ય કર્મ કહ્યાં છે. જો ઐહિક સુખને ઉત્પન્ન કરવાની યોગ્યતાવાળાં કર્મોને કામ્ય કહ્યાં હોત અને તેનો ત્યાગ અવશ્ય અધિકારીમાં અપેક્ષિત હોત તો તો કોઇ જીવન્મુક્ત દશામાં હોત જ નહિ, અર્થાત્ જીવન્મુક્તિનો લોપ થાત, એટલુંજ નહિ પણ મોક્ષનો પણ લોપ જ થાત—એ વાત ઉપરના વિચારથી સહજ સમજાય એવી છે. તેથી માત્ર એટલું જ કે અધિકારીએ એ આવશ્યક કર્મ કામનાના વિષયના સાધનરૂપે કરવાનાં નથી. આ શરીર મારૂં છે વા હું છું, એ શરીર ન રહેશે તો હું વિષયસુખો કેવી રીતે ભોગવીશ ઈત્યાદિ વિચારના ત્યાગપૂર્વક શરીર મોક્ષનું સાધન છે તેથી ઈશ્વરેચ્છાથી શરીર અનુકૂલ રહી જ્ઞાનનાં સાધનોનું અનુષ્ઠાન થાય તો સારૂં ઈત્યાદિ આવી વૃત્તિની સિદ્ધિપૂર્વક કરવાનાં છે, અને એ સર્વ કર્મો આવા પ્રકારની નિષ્કામ વૃત્તિની સિદ્ધિપૂર્વક કરાતાં હોવાથી ઉપરના લક્ષણ પ્રમાણે એ નિષ્કામ કર્મો જ છે. તેથી ઐહિક કર્મોમાંનાં કેટલાંક જે જરૂરનાં છે તે માટે અધિકાર સત્વર પ્રાપ્ત કરવાની ઇચ્છા રાખનાર સાધકે તેથી થતા ઐહિક વિષયાત્મક ફલની કામનાનો ત્યાગ કરવાનો છે; કંઇ તે કર્મોનો ક્રિયારૂપે ત્યાગ કરવો જરૂરનો નથી. જે પારલૌકિક સુખને આપનાર કર્મો છે તે તો ઉ-

પર પ્રમાણે અવશ્ય કર્તવ્ય રૂપ છે.જ નહિ,તેથી તેઓ ક્રિયારૂપે સાગ થાય તોએ બાધ નથી. તથાપિ પ્રારબ્ધવશાત્ ધનાદિ સંપત્તિ જેને પ્રાપ્ત છે તેને ધનના શુભ વ્યયદ્વારા થતી અંતઃકરણની શુદ્ધિમાટે એજ મોટા મોટા યાગો વિગેરે ઈશ્વરાર્પણ બુદ્ધિથી કર્યા હોય તો તે અનુકૂલ ગણવા યોગ્ય છે. શાસ્ત્રકારો પણ પૂર્વથી સ્પષ્ટ લખતા આવેલા છે કે એ યાગો જો સકામવૃત્તિથી કરવામાં આવે છે તો એનું ફલ સ્વર્ગાદિલોકના વિભવો છે, પણ ઈશ્વરાર્પણ બુદ્ધિથી કરવામાં આવે છે તો એજ યાગો વિગેરેનું ફલ અંતઃકરણની અપૂર્વ શુદ્ધિ છે. તેથી અધિકારીમાટે પણ એ કર્મ બને તો ઈશ્વરાર્પણ બુદ્ધિથી કર્તવ્ય છે.

આ પ્રમાણે વિષયની પ્રાપ્તિનાં સાધનરૂપે નિશ્ચય કરાયેલાં તથા એ ફલની ઈચ્છાથી કરવામાં આવતાં કર્મો કામ્ય છે એ પ્રતિપાદન કર્યું. હવે દુઃખની પ્રાપ્તિના સાધનરૂપ કર્મો જે निषिद्ध કહેવાય છે તેનુ પ્રતિપાદન કરવા કહે છે કે

**निषिद्धानि नरकाद्यनिष्टसाधनानि ब्रह्महत्यादीनि ॥८॥**

અર્થઃ—નરક વિગેરે દુઃખરૂપ અનિષ્ટનાં સાધન જેવાં કે બ્રહ્મહત્યાવિગેરે કર્મો તે સર્વે નિષિદ્ધ કર્મો છે.

આ વાક્યમાં પણ પૂર્વવત્ જ લક્ષ્ય લક્ષણાદિ નિર્દેશ છે. निषिद्धानि પદથી લક્ષ્ય નિર્દેશ છે, દ્વિતીય પદથી લક્ષણનું સૂચન કર્યું છે અને તૃતીય પદથી ઉદાહરણનું પ્રતિપાદન કર્યું છે દ્વિતીય પદથી એ લક્ષણનું સૂચન કર્યું છે કે જે અનિષ્ટના સાધનરૂપ હોય તે કર્મો નિષિદ્ધ કર્મો છે. ત્યાં દરેક પ્રાણિને સામાન્ય રીતે અનિષ્ટરૂપ પદાર્થ દુઃખ જ છે તેથી દુઃખરૂપ કાર્યને ઉત્પન્ન કરનાર જે કર્મો તે નિષિદ્ધ કર્મો છે.

नरकादि પદથી એ સૂચન કર્યું છે કે પારલૌકિક દુઃખને આપનાર કર્મો પણ નિષિદ્ધજ છે. આથી એ તો સ્પષ્ટ જ છે કે આલોકમાં દુઃખને આપનાર કર્મો પણ નિષિદ્ધ છે.

ब्रह्महत्यादीनि એટલે બ્રહ્મહત્યા વિગેરે. आदि પદથી સુરાપાનાદિનો સંગ્રહ કરાય છે.

આ પ્રમાણે નિષિદ્ધ કર્મનું પ્રતિપાદન કરી હવે ક્રમ પ્રાપ્ત નિત્ય કર્મનું પ્રતિપાદન કરવા કહે છે કે

नित्यान्यकरणे प्रत्यवायसाधनानि संध्यावंदनानि ॥९॥

અર્થઃ—જેના અનુષ્ઠાનનો અભાવ દુઃખરુપ પ્રત્યવાયનું સાધન થાય છે એવાં સંધ્યાવંદનાદિ કર્મો નિત્ય કર્મ છે.

આ વાક્યમાં પણ પૂર્વવત્ જ વિભાગ છે. પ્રથમ પદથી લક્ષ્યનિર્દેશ છે. अकरणे प्रत्यवायसाधनानि એ પદોથી લક્ષણનું પ્રતિપાદન કરયું છે અને संध्यावंदनादीनि (સંધ્યાવંદન, પંચમહાયજ્ઞ વિગેરે) એ પદથી ઉદાહરણનો નિર્દેશ કરયો છે.

આ પ્રમાણે લક્ષ્યલક્ષણપ્રતિપાદક પદો છે. એમાં લક્ષણપ્રતિપાદક પદોથી કયા લક્ષણનું પ્રતિપાદન કરયું છે તે જોઇએ.

ત્યાં લક્ષણસૂચક પદોનો સાધારણ અર્થ એ પ્રમાણે છે કે જે કર્મોનાં અનુષ્ઠાનનો અભાવ પ્રત્યવાયરુપ દુઃખનો હેતુ છે. એથી એ અર્થ થયો કે જેનું અનુષ્ઠાન ન કરવામાં આવે તો તેથી દુઃખની ઉત્પત્તિ થાય છે, અથવા તો પ્રત્યવાયનો અર્થ દુઃખના હેતુરુપ પાપસંસ્કારો લઇએ તો પાપસંસ્કારોની ઉત્પત્તિ થાય છે. તથાપિ વિશેષ વિચાર કરતાં એ અર્થ સંપૂર્ણ અંશે યોગ્ય ઠરતો નથી. કારણ કે કોઇ પણ ક્રિયા કરવાથી સંસ્કાર વા સુખદુઃખની ઉત્પત્તિ થઈ શકે, પણ કોઇ પણ ક્રિયા ન કરવાથી પુણ્ય વા પાપ, સુખ વા દુઃખ, કંઈજ ઉત્પન્ન થવું ઘટે નહિ. કારણ કે એમ હોય તો અભાવમાંથી ભાવની ઉત્પત્તિ પ્રાપ્ત થાય. પણ એ સંભવતું નથી, એ વાતનું વિસ્તારથી પ્રતિપાદન "ઉત્પત્તિ, સ્થિતિ અને લય" તથા "કાર્યનો કારણથી અભેદ" એ બે વિષયોમાં થઈ ગયેલું છે, તેથી અત્ર પુનઃ વિસ્તારની જરૂર નથી. આ કારણથી આ અર્થ દૂષિત ઠરે છે. તેથી કોઇ અન્ય અર્થ લેવો આવશ્યક છે. ત્યાં કેટલાકનું મત એવું છે કે સાધન પદથી કારક હેતુ ન લેતાં જ્ઞાપક હેતુ એવો અર્થ લેવો, અને પ્રત્યવાય પદથી દુઃખ સામાન્ય ન લેતાં આગામિ દુઃખમાત્ર લેવું. એ પ્રમાણે પદોના અર્થ લેવાથી નિત્ય કર્મનું એ લક્ષણ થયું કે જેનું અનુષ્ઠાન ન કરવું એ અર્થાત્ જેના અનુષ્ઠાનનો અભાવ આગામિ દુઃખનો જ્ઞાપક હેતુ હોય છે તે કર્મ નિત્ય કર્મ છે. અહિં આ પ્રમાણે આશય દેખાય છે. મનુષ્યનો જન્મ પુણ્ય અને પાપ એ ઉભય પ્રકારનાં સંસ્કારોથી થાય છે અર્થાત્ એ ઉભય પ્રકારના સંસ્કારોથી મનુષ્યશરીરની ઉત્પત્તિ થાય છે, અને એ શરીરમાં ઉભય

પ્રકારના સંસ્કારોનું ફલ સર્વને મળે છે. ત્યાં નિત્યકર્મનું અનુષ્ઠાન કરવાથી પૂર્વરચિત પાપસંસ્કારોનો ક્ષય થાય છે અને તેથી નિત્યકર્મનું અનુષ્ઠાન કરનાર માણસને પૂર્વ-પાપ સંસ્કારોમાંથી જેટલાનો ક્ષય થયો હોય છે તેટલાનું ફલભોગવવાનું નથી હોતું, અર્થાત્ નિત્ય કર્મનું અનુષ્ઠાન આગામિ દુઃખમાંથી કેટલાક દુઃખનો અભાવ સૂચવે છે. અને તેથી જે માણસ નિત્ય કર્મનું અનુષ્ઠાન કરતો નથી તે માણસને પૂર્વનાં પાપ કર્મો ક્ષય નહિ પામેલાં હોવાથી સંપૂર્ણ ભોગ આપે છે અર્થાત્ પૂર્વના પાપસંસ્કારોથી તેને આગામિ દુઃખ આવનાર હોય છે, તેથી નિત્ય કર્મના અનુષ્ઠાનનો અભાવ આગામિ દુઃખનો જ્ઞાપક હેતુ થઇ શકે છે આ પ્રમાણે જોતાં નિત્ય કર્મો સામાન્ય પ્રાયશ્ચિત્તરૂપ થઈ શકે છે. નિષિદ્ધ કર્મથી પડેલા સંસ્કારને દાહ કરનાર પ્રાયશ્ચિત્ત છે. એ પ્રાયશ્ચિત્ત કર્મો અનેક પ્રકારનાં હોય છે એટલે એક દુરિતસંસ્કારને નાશ કરવા માટે એક પ્રાયશ્ચિત્ત જોઈએ છીએ અને બીજા દુરિતના નાશમાટે બીજું જ પ્રાયશ્ચિત્ત જોઈએ. અને આ નિત્ય કર્મ તો કોઈ અમુક પ્રકારના દુરિતના સંસ્કારને દાહ કરનાર રૂપે વિહિત થયાં નથી તેથી ઉપરના પ્રાયશ્ચિત્ત જે વિશેષરૂપ છે તેની અપેક્ષાથી આ નિત્યકર્મોને સામાન્ય પ્રાયશ્ચિત્ત સંજ્ઞા આપવી ખોટી નથી. આમ છે તોપણ નિત્ય કર્મનું એથી અધિક ફલ છે. નિત્ય કર્મથી દુરિતનો ક્ષય થાય છે એટલુંજ નહિ પણ એથી અંતઃકરણનો વિશેષ દોષ ટળે છે તથા અંતઃકરણ શુદ્ધ સ્ફટિકવત્ નિર્મલ થાય છે. અને આ બીજું ફલ સાધક માટે વિશેષ ઉપયોગી છે. કેમકે અંતઃકરણની શુદ્ધિ તથા વિક્ષેપનો અભાવ એ મોક્ષમાટે ખસુસ કરીને જોઈએ છીએ. એ પક્ષે વિચાર કરતાં નિત્ય કર્મનો અર્થ આ પ્રમાણે પણ લેઈ શકાય છેઃ—

જનસ્વભાવ જાણનાર આર્ય તત્વવેત્તાઓના સાધન અને ફલ નિર્દેશ કરવામાં બે આશય હોયછે (૧) તે તે અર્થને જણાવવો અને(૨) લોકોની તે તે સાધનમાં અધિકાર પ્રમાણે પ્રવૃત્તિ કરાવવી.આ બેમાં ઘણી વાર બીજો આશય વધારે ઉપયોગી અર્થને સિદ્ધ કરનાર હોવાથી વધારે બલવાન્ હોય છે. આ બીજા આશયને લેઈને ઘણે સ્થળે વિલક્ષણવત્ ભાસતાં વાક્યો જોવામાં આવે છે. જેમકે શ્રુતિમાં કહ્યું છે કે ચાતુર્માસ યાગ કરનારને અક્ષય્ય પુણ્ય થાય છે. વિધિવત્ ભસ્મ ધારણ કરનાર અનેક પાપ કરે તોપણ મુક્ત થાય છે વિગેરે. આ વાક્યો જે અર્થમાં ભાસે છે તે અર્થમાં શબ્દશઃ ખરાં નથી

કેમકે જે જે ભાવ પદાર્થ ઉત્પન્ન થાય છે તે તે અવશ્ય નાશ પામે છે એ નિયમથી તથા तद्यथेह कर्मचितो लोकःक्षीयत एवमेवामुत्र पुण्यचितो लोकः क्षीयते--જેમ દ્રવ્યાદિ કર્મથી સંપાદન કરેલા આ લોકના ધાન્યાદિ ભોગો ક્ષયને પામે છે તેજ પ્રમાણે પુણ્ય કર્મથી સંપાદન કરેલા પારલૌકિક ભોગ પણ ક્ષય પામે છે ઇત્યાદિ શ્રુતિથી પણ ચાતુર્માસ યાગથી થયેલું સુકૃત કેવલ નિત્ય ઘટતું નથી. તેમજ એ સુકૃતનું ફ્લ ઘણો લાંબો વખત ચાલનાર હોવાથી એમાં આપેક્ષિક નિત્યત્વ છે પણ ખરું તેથી એ વાક્ય અસત્ય પણ નથી. તેમજ આપેક્ષિકત્વરૂપ અર્થને પ્રતિપાદન કરનાર પદ ન મુકવાથીअक्षय्य પદથી એ ફ્લ ઘણું ભારે છે એ જ્ઞાન સાધકને સહજ થાય છે તેથી ચાતુર્માસ યાગ કરવામાં એની પ્રવૃત્તિ પણ સહજ થાય છે. આ પ્રમાણે ઘણે સ્થળે જોવામાં આવે છે. આથી એ શંકા કરવાની નથી કે આમ રાખવાથી અર્થવિપ્લવ થાય છે, કેમકે એ બચને લઇને એ મહાત્માઓએ સ્પષ્ટ વિધાન કર્યું છે કે એ સર્વ શાસ્ત્ર ગુરૂમુખે જ જાણવાં. આમ હોવાથી ગુરૂ તે તે સાધકને યોગ્ય સમયે સત્ય અર્થને બરાબર સમજાવી દે છે, તેથી તે સાધકની કર્મમાં પ્રવૃત્તિ તથા તેને સત્યાર્થનું ખરે સ્વરૂપે જ્ઞાન બને યોગ્યકાળે થાય છે. હાલ જે વાદ-વિવાદ તથા કલહ જોવામાં આવે છે તથા જેથી આ દેશની પડતી આવી છે તેનું મુખ્ય કારણ જ એ છે કે અજ્ઞાન લોકો પોતે અભિમાની થઇ ગયેલા હોવાથી આત્મા આત્માનો ગુરૂ છે અન્ય ગુરૂની શી આવશ્યકતા હોય છે વિગેરે મિથ્યા-વાતોને સિદ્ધાન્ત કરી બેશી અન્ય લોકોને તેથી ભ્રમાવી દે છે, જેમ પૂર્વે એક સમયે સ્થળે સ્થળે નાના ઉપદેષ્ટાઓ હતા તેમ હાલ પણ જો અનેક સ્થળે યથાર્થ મહાત્માઓનો આચાર્યના કામનો સ્વીકાર કરાવવામાં આવે તો અર્થનો ઘોટાળો જતો રહી સત્ય અર્થ તથા તેની પ્રાપ્તિના સાધનોનું યથાર્થ જ્ઞાન અને અનુષ્ઠાન થઇ પૂર્વવત્ શાન્તિ, સુખ, ઐશ્વર્ય અને જ્ઞાન પુનઃ ઉદય પામે.

આ વિચાર પ્રમાણે જ્યારે પ્રસ્તુત વાક્ય જોઇએ છીએ ત્યારે સ્પષ્ટ માલમ પડે છે, કે નિત્ય કર્મમાં દૃઢતાથી પ્રવૃત્તિ કરાવવાને માટે ઉપરનું લક્ષણ શાસ્ત્રકારોએ બાંધ્યું છે. નિત્ય કર્મ અને તેમાંએ મુખ્યત્વે કરીને સન્ધ્યાવંદન વિગેરે એવાં છે કે તેની જેટલી સ્તુતિ કરીએ તેટલી ઓછીજ

ગણાય. માણસ જો બીજું કાંઈ જ ન કરે તથાપિ જો નિત્ય નિયમથી યથાર્થ સમજીને સંધ્યાદિ નિત્ય કામ કરવા કરે તો તેને તત્વજ્ઞાન તથા મોક્ષ મળવાં સંભવે છે. નિત્ય કર્મને શ્રીસદ્ગુરૂની આજ્ઞાનુસાર યથાર્થ સમજીને કરનાર માણસને અન્ય યોગ, વેદાન્ત વિગેરે કશાની આવશ્યકતા નથી. એ તો સાચુંજ છે કે અન્ય પ્રયોગો પણ શ્રીસદ્ગુરૂની આજ્ઞાનુસાર કરવાથી ઇષ્ટ ફલની સહજે પ્રાપ્તિ થાય છે તથા ઘણા સાધકને માટે જરૂરના જેવા પણ હોય છે. તથાપિ અત્ર કહેવાનું માત્ર એટલું જ છે કે કેવળ નિત્ય કર્મના જ્ઞાનપૂર્વક અનુષ્ઠાનથી પણ પરિણામી ફલને પમાય છે. આ પ્રમાણે હોવાથી દરેકમાટે નિત્ય કર્મનું વિધાન કરવું જરૂરનું થયું. સાં એક એવો નિયમ જોવામાં આવે છે કે દરેક માણસને સુખ તરફ જેટલો રાગ છે તેના કરતા દુઃખ તરફ બળવાન દ્વેષ છે. ઘણા લોકોને આપણે એવું કહેતાં સાંભળીએ છીએ કે મને અમુક સુખ ન થાય તો ભલે પણ મને દુઃખ ન આવે તો બહુજ સારું. સુખનાં સાધનો સહસ્ત્ર પડયાં હોય છે તથાપિ લેશ પણ દુઃખ આવતાં તે સર્વ અકારાં થઇ પડે છે અને એથી ઉલટું ભારે દુઃખમાં સુખનાં સાધનો પ્રાપ્ત થાય છે તો તેથી સુખ નહિ પણ દુઃખ જ થાય છે, એ સર્વ પણ ઉપરનો નિયમજ દર્શાવે છે. શાસ્ત્રકારોએ તો એ નિયમનો પૂર્ણ ઉપયોગજ કરયો છે.

(અપૂર્ણ)

---

# आत्मबोध.

## પ્રત્યયાન્તરે.

(અનુસંધાન ગત દર્શનના પૃષ્ટ ૨૪૮ થી.)

एवमात्मारणौध्यानमथनेसततंकृते ॥
उदितावगतिर्ज्वाला सर्वाज्ञानेंधनंदहेत् ॥ ४२ ॥

अरुणेनेवबोधेन पूर्वंसंततमेसेहते ॥
ततआविर्भवेदात्मा स्वयमेवांशुमानिव ॥ ४३ ॥
आत्मातुसततंप्राप्तोप्यप्राप्तवदविद्यया ॥
तन्नाशेप्राप्तवद्भातिस्वकंठाभरणंयथा ॥ ४४ ॥
स्थाणौपुरुषवद्भ्रांत्या कृताब्रह्मणिजीवत ॥
जीवस्यतात्विकेरूपे तस्मिन्दृष्टेनिवर्तते ॥ ४५ ॥
तत्त्वस्वरूपानुभवादुत्पन्नंज्ञानमंजसा ॥
अहंममेतिचाज्ञानं बाधतेदिग्भ्रमंयथा ॥ ४६ ॥
सम्यग्विज्ञानवान्योगीस्वात्मन्येवाखिलंस्थितं ॥
एकंचसर्वमात्मानमीक्षतेज्ञानचक्षुषा ॥ ४७ ॥
आत्मैवेदंजगत्सर्व मात्मनोन्यन्नविद्यते ॥
मृदोयद्वद्घटादीनि स्वात्मानंसर्वमीक्षते ॥ ४८ ॥
जीवन्मुक्तस्तुतद्विद्वान् पूर्वोपाधिगुणांस्त्यजेत् ॥
सच्चिदानंदरूपत्वाद्ब्रह्मभ्रमरकीटवत् ॥ ४९ ॥
तीर्त्वामोहार्णवंहत्वारागद्वेषादिराक्षसान् ॥
योगीशांतिसमायुक्तो ह्यात्मारामोविराजते ॥ ५० ॥
बाह्यानित्यसुखासक्तिं हित्वात्मसुखनिर्वृतः ॥
घटस्थदीपवत्स्वच्छः स्वांतरेवप्रकाशते ॥ ५१ ॥
उपाधिस्थोपितद्धर्मैर्नलिप्तोव्योमवन्मुनिः ॥
सर्वविन्मूढवत्तिष्टेदसक्तोवायुवच्चरेत् ॥ ५२ ॥
उपाधिविलयाद्विष्णौ निर्विशेषंविशेन्मुनिः ॥
जलेजलंवियद्व्योम्नि तेजस्तेजसिवायथा ॥ ५३ ॥
यल्लाभान्नापरोलाभो यत्सुखान्नापरंसुखं ॥
यज्ज्ञानान्नापरंज्ञानं तद्ब्रह्मेत्यवधारयेत् ॥ ५४ ॥

गत्वा
यद्दृष्ट्वानपरंदृश्यं यद्भूत्वानपुनर्भवः ॥
यज्ज्ञात्वानपरंज्ञेयं तद्ब्रह्मेत्यवधारयेत् ॥ ५५ ॥
तिर्यगूर्ध्वमधःपूर्णं सच्चिदानंदमव्ययं ॥
अनंतंनित्यमेकंयत्तद्ब्रह्मेत्यवधारयेत् ॥ ५६ ॥
अतद्व्यावृत्तिरूपेण वेदांतैर्लक्ष्यतेऽव्ययं ॥
अखंडानंदमेकंयत्तद्ब्रह्मेत्यवधारयेत् ॥ ५७ ॥
अखंडानंदरूपस्यतस्यानंदलवाश्रिताः ॥
ब्रह्माद्यास्तारतम्येन भवंत्यानंदिनोऽखिलाः ॥ ५८ ॥
तद्युक्तमखिलंवस्तु व्यवहारस्तदन्वितः ॥
तस्मात्सर्वगतंब्रह्म क्षीरेसर्पिरिवाखिले ॥ ५९ ॥
अनण्वस्थूलमह्रस्वमदीर्घमजमव्ययं ॥
अरूपगुणवर्णाख्यं तद्ब्रह्मेत्यवधारयेत् ॥ ६० ॥
यद्भासाभास्यतेऽर्कादिर्भास्यैर्यत्तुनभास्यते ॥
येनसर्वमिदंभातितद्ब्रह्मेत्यवधारयेत् ॥ ६१ ॥
स्वयमंतर्बहिर्व्याप्य भासयन्नखिलंजगत् ॥
ब्रह्मप्रकाशतेवन्हि प्रतप्तायसपिंडवत् ॥ ६२ ॥
जगद्विलक्षणंब्रह्म ब्रह्मणोऽन्यन्नकिंचन ॥
ब्रह्मान्यद्भातिचेन्मिथ्या यथामरुमरीचिका ॥ ६३ ॥
दृश्यतेश्रूयतेयद्य द्ब्रह्मणोऽन्यन्नविद्यते ॥
तत्त्वज्ञानाच्चतद्ब्रह्मसच्चिदानंदमद्वयं ॥ ६४ ॥
सर्वगंसच्चिदात्मानं ज्ञानचक्षुर्निरीक्षते ॥
अज्ञानचक्षुर्नेक्षेत भास्वंतंभानुमंधवत् ॥ ६५ ॥
श्रवणादिभिरुद्दीप्तज्ञानाग्निपरितापितः ॥
जीवःसर्वमलान्मुक्तः स्वर्णवद्द्योततेस्वयं ॥ ६६ ॥

हृदाकाशोदितोह्यात्मा बोधभानुस्तमोपहृत् ॥
सर्वव्यापीसर्वधारी येनसर्वंप्रकाशते ॥ ६७ ॥
दिग्देशकालाद्यनपेक्ष्यसर्वगं
शीतादिहृन्नित्यसुखंनिरंजनं ॥
यःस्वात्मतीर्थंभजतेविनिष्क्रियः ॥
ससर्ववित्सर्वगतोमृतोभवेत् ॥ ६८ ॥

એમ જ[1] આત્મ-અરણિમાં સંતત, ધ્યાન-મથન કરતાં તે રે;
ઉદિત અવગતિ-જ્વાલા દહે જ, સહુ અજ્ઞાનેન્ધનને રે. આત્મબોધ. ૪૨
અરુણે પૂર્વ થતાં સંહત [2]તમ, અંશુમાન્ પ્રકટે છે રે;
સમ બોધે (અજ્ઞાન ગયે) પછી, પ્રકટે આત્મા પોતે રે. આત્મબોધ. ૪૩
આત્મા તો સતત[3] પ્રાપ્ત પણ અ-પ્રાપ્તવત્ અવિદ્યાથી રે,
તે[4] નાશે પ્રાપ્તવત્ જ ભાસે, જેમ નિજ [5]કંઠાભરણ હિરે. આત્મબોધ. ૪૪
[6]ભ્રાન્તિએ સ્થાણુમાં પુરુષવત્, કૃત બ્રહ્મમાં જીવતા રે;

---

૧. પૂર્વોક્ત પ્રકારે 'આત્મ'=અન્તઃકરણરૂપ 'અરણિ' (મન્થનથી અગ્નિ ઉત્પન્ન કરનાર કાષ્ઠ) ઉપર, 'ધ્યાન' નામ નિરાલંબતાવડે 'બ્રહ્મ જ હું છું' એવી સદ્વૃત્તિ સાથે પરમ આનંદદાયિની અભેદ સ્થિતિ, તેરા ધ્યાનરૂપ 'મંથન'=ઘર્ષણ, તેને નિરંતર કરે સતે, જે 'અવગતિ' નામ જ્ઞાનરૂપ જ્વાલા પ્રકટ થાય છે, તે જ્ઞાનની જ્વાલા દુઃખમય સંસારનું મૂલ જે 'અજ્ઞાન'રૂપ સર્વ 'ઈન્ધન' (લાકડું) તેને બાળે છે.

૨. જેમ પ્રાતઃકાલમાં પ્રથમ અરુણોદયવડે અંધકારનો સારી રીતે નાશ થતાં, પછી સૂર્ય પ્રકાશે છે, તેમ 'બોધ'=વિશેષજ્ઞાનવડે અજ્ઞાનરૂપ અંધકારનો નાશ થઈ ગયે, સૂર્ય સમ, પછી સચ્ચિદાનન્દ સ્વરૂપ આત્મા પોતે આવિર્ભાવને પ્રાપ્ત થાય છે.

૩. આત્મા નિરંતર પ્રાપ્ત જ છે પણ અજ્ઞાનથી અપ્રાપ્ત જેવો લાગે છે.

૪. અવિદ્યા જતે. ૫. પોતાના કોટમાંનું ઘરેણું.

૬. અંધકારમાં રહેલા 'સ્થાણુ' નામ થાંભલામાં મનુષ્યમાત્ર કોઈ શંકાવડે કોઈ બીને છે, તેમ અજ્ઞાન કાલમાં બ્રહ્મવિષે જીવભાવ કરાવે છે, અને તેથી સંસારના અનંત ક્લેશો થાય છે, પણ જીવનું 'તા-

તે નિવર્તે, જીવનું તાત્વિક રૂપ તે દૃષ્ટ થતે ભાગે. આત્મબોધ. ૪૫
તત્ત્વ[1] સ્વરૂપના અનુભવથી, અંજસ્ ઉત્પન્ન જ્ઞાન જ રે;
બાધે અજ્ઞાન-અહં મમને, જ્યમ દિગ્ભ્રમને (ભાનુ ખરે) આત્મબોધ. ૪૬
સમ્યક્[2] વિજ્ઞાની યોગી તે, જ્ઞાન-ચક્ષુએ જુવે રે;
સ્વાત્મામાં જ અખિલ સર્વ સ્થિત, એક જ આત્મારૂપે રે. આત્મબોધ. ૪૭
આ[3] સર્વ જગત્ આત્મા જ છેય, આત્માથી નથી અન્યત્ રે;
મૃત્થી જેમ ઘટાદિ (અન્યન), જુવે સર્વ આત્માઈપ રે. આત્મબોધ. ૪૮
તદ્[4] વિદ્વાન્ જીવન્ મુક્ત-તજે, પૂર્વોપાધિ-ગુણોને રે;

---

ત્વિકરૂપ' નામ સત્ય સ્વરૂપ–'તત્ત્વમસિ' આદિ વાક્યો વડે 'દૃષ્ટ'=અપરોક્ષ થતે, 'તે નિવર્તે'=અર્થાત્ છુવતા જાય છે, અને બ્રહ્મ જ હું છું એમ અનુભવ થઈ સુખમય થવાય છે.

૧. જીવનું 'તત્ત્વ સ્વરૂપ' જે બ્રહ્મથી અભેદ પ્રસન્ન આત્મા, તેના અનુભવથી જે 'અંજસ્' નામ શીઘ્ર ઉત્પન્ન થયેલું જ્ઞાન–પ્રકાશ, તે, 'હું ને મારું' એ રૂપ જીવના અજ્ઞાન સ્વરૂપને બાધે છે–નાશ કરે છે. જેમ અંધકારવડે દિશાનો ભ્રમ થયો હોય તેને, સૂર્યનો પ્રકાશ, કેઈ દિશા છે તે તુરત જણાવી, નાશ પમાડે છે તેમ.

૨. એ રીતે અહંમમ એ વૃત્તિનો બાધ થયે સારી રીતિએ વિજ્ઞાનવાન્ 'યોગી' નામ, છુવાત્મા પરમાત્માનો યોગ (એકત્વ જ્ઞાન) કરનાર તે, સર્વાત્મા બ્રહ્મથી અભિન્ન પોતાના આત્મામાં જ સ્થિત આ સમગ્ર દૃશ્ય સૃષ્ટિ પ્રપંચને, જ્ઞાન નેત્ર વડે એક આત્મ સ્વરૂપ જ દેખે છે.

૩. જેમ અધિષ્ઠાન માટીથી ઘડા શકોરાં આદિ અનેક નામરૂપના પદાર્થો થાય છે તે માટી જ છે, તે માટીથી જૂદા નથી; તેમ સર્વાત્મા બ્રહ્મની સત્તા સ્ફુરતાથી પ્રતીત થતું આ વિશ્વ તે આત્મા જ છે, આત્માથી જૂદું નથી. એમ સર્વને સ્વાત્મ સ્વરૂપે જ જૂવે છે.

૪. 'તત્' નામ તે બ્રહ્મને 'વિદ્વાન્' નામ જાણનાર, જીવતાં મુક્ત તો, એમ પોતે સચ્ચિદાનન્દરૂપ હોવાથી બ્રહ્મરૂપ થાયછે, અને અવિદ્યાએ કલ્પિત આગળના ઉપાધિઓ દેહ ઇન્દ્રિય આદિકને તથા તેમના જાગ્રત્ સ્વપ્ન સુષુપ્તિ જન્મ મરણ સુખ દુઃખ આદિ ગુણો (ધર્મો) તેને તજે. જેમ ભ્રમરનો કીડો પોતે જેમાં વીંટાયલો એવો પોતાનો પ્રથમનો ઉપાધિ તેને તજીને પોતે ભ્રમર જેવો જ પાંખ વાળો સ્વતંત્ર થાય છે તેમ.

સચ્ચિદાનન્દ રૂપત્વથી છે બ્રહ્મ ભ્રમર-કીટવત્ તે રે. આત્મબોધ. ૪
[1]તરી મોહાર્ણવ ને હણી રાક્ષસ રાગદ્વેષાદિને રે;
શાન્તિ સમાયુક્ત જ યોગી, થઈ આત્મારામ વિરાજે રે. આત્મબોધ. ૫
બાહ્ય[2] અનિત્ય સુખાસક્તિને તજી, આત્મસુખે નિર્વૃત રે;
ઘટસ્થ દીપવત્ સ્વાન્તરમાંહિ જ, પ્રકાશે જ તે સ્વચ્છ અરે. આત્મબોધ. ૫
ઉપાધિસ્થ[3] પણ તદ્ધર્માએ, મુનિ અલિપ્ત વ્યોમ વત્ જ રે;
સર્વવિત્ પણ મૂઢવત્ રહે, વાયુવત્ ચરે અસક્ત રે. આત્મબોધ. ૫૨
[4]ઉપાધિના વિલયથી વિષ્ણુમાં, વિશે નિર્વિશેષે મુનિ રે,
જેમ જલમાં જલ, વિયત્ વ્યોમમાં, વા તેજ તેજ માંહી રે. આત્મબોધ. ૫૩

---

૧. મોહરૂપ સમુદ્રને તરીને, રાગદ્વેષરૂપ રાક્ષસોને મારીને વિષયોથી મનના નિવારણ રૂપ શાન્તિવડે સારી રીતે ચારે પાસથી યુક્ત થયેલ, સર્વત્ર આત્મ સ્વરૂપ દેખી, નિર્વિષય આનન્દને અનુભવનાર યોગી,—તે,—'આત્મા' વિષેજ છે 'આરામ' નામ રતિનું સ્થાન તથા સાધન જેને, અને જે આત્મા વિના કિંચિત્ વિશ્વને નથી દેખતો અને બ્રહ્મમાં અવસ્થાન કરી રહે છે એવો—'આત્મારામ' થઈ, સ્વારાજ્યમાં અભિષિક્ત થઈ પ્રકાશે છે.

૨. જેમ ઘટમાં નિર્મલ દીપ પ્રકાશે છે તેમ, જીવન્મુક્ત પુરુષ, 'બાહ્ય' નામ વિષય તથા ઇન્દ્રિયના સંયોગ જન્ય, તથા 'અનિત્ય' નામ ઉત્પત્તિ નાશવાળું 'સુખ' તેની 'આસક્તિ' (પ્રીતિ—વાસના) તેને ત્યાગીને, 'આત્મ સુખે' એટલે નિજાનન્દમાંજ 'નિર્વૃત' નામ સુસ્થ—સુખી—થઈ, પોતાના અન્તરમાંજ, પ્રત્યક્ અભિન્ન બ્રહ્મના અપરોક્ષ જ્ઞાન દ્વારા, સ્વસ્વરૂપનું સંધાન કરી, નિર્મળ પ્રકાશે. સ્વસાક્ષિક આત્માને અનુભવવાના નિર્વિષય સુખને જીવનમુક્તવિના અન્ય કોઈ જાણી શકતા નથી.

૩. જેમ આકાશ કોઈ પણ ઉપાધિવડે લેપાતું નથી, તેમ જીવન્મુક્ત મુનિ પણ સાક્ષિમાત્રવડે દેહઆદિ ઉપાધિમાં સ્થિત સતે. 'તત્'નામ તે ઉપાધિના જન્મ મૃત્યુ, રાગદ્વેષ સુખ-દુઃખાદિ 'ધર્મવડે' લેપાયાવિનાનો રહે છે; જીવન્મુક્ત એક રીતિએ સર્વજ્ઞ છે, તોપણ પ્રાકૃત જન જેવો રહે છે અને જે જે વિષયો યદૃચ્છાએ પ્રાપ્ત થાય તેમાં આસક્તિરહિત થઇ, પવનની પેઠે, સ્વતંત્ર વિચરે છે.

૪ પ્રારબ્ધ ક્ષય થયે, સ્થૂલ સૂક્ષ્મ દેહના ઉપાધિ લીન થયે, જીવન્મુક્ત મુનિ, 'વિષ્ણુ' નામ સર્વ વ્યાપક પરબ્રહ્મ વિષે, વિશેષરહિત સદા એકરૂપ

જે[1] લાભથી નહિ અપર લાભ, જે સુખથી ન અપર સુખ ભારે;
જે જ્ઞાનથી અપર જ્ઞાન નહિ, તે બ્રહ્મ એમ અવધારે. આત્મબોધ. ૫૪
જેને દેખી અપર દૃશ્ય નહિ, જે પામી ન પુનર્ભવ રે;
જેને[2] જાણી જ્ઞેય અપર નહિ, અવધારે તે બ્રહ્મ જ રે. આત્મબોધ ૫૫
તિર્યક્[3] અધ ઊર્ધ્વ પૂર્ણ અદ્વય, સચ્ચિદાનન્દ મહા રે;
નિત્ય અનન્ત જ એક જ જે છે, તે બ્રહ્મ એમ અવધારે. આત્મબોધ. ૫૬
અતત્તણી[4] વ્યાવૃત્તિરૂપે, એક અખંડાનન્દ ખરે;

---

બ્રહ્મ થાય તેમ, 'વિશે' નામ પ્રવશે છે. જેમ જલબિંદુ સમુદ્રમાં, ઘટાકાશ મહાકાશમાં, અથવા દીપ આદિ રૂપ વિશેષતેજ સામાન્યરૂપ મહાતેજમાં (પ્રકાશમાં) અત્યંત એકતાને પામે છે તેમ.

૧. સ્વરૂપમાં પ્રવિષ્ટ તેથી સદા વિદ્યમાન સતે વ્યાવર્તક એવું, અચિન્ત્ય બ્રહ્મનું 'સ્વરૂપ લક્ષણ' સચ્ચિદાનન્દાદિ શબ્દે પૂર્વે લક્ષાવ્યું. હવેસ્વરૂપમાં અપ્રવિષ્ટ તેથી કદાચિત્ સતે વ્યાવર્તક એવું 'તટસ્થ લક્ષણ' તેવડે બ્રહ્મને લક્ષાવે છે.—જે બ્રહ્મના સાક્ષાત્કારરૂપ લાભથી પછી બીજો લાભ છે જ નહિ અર્થાત્ બીજા લાભ નહિવત્ છે, જે બ્રહ્મના અનુભવના સુખથી પછી બીજું સુખજ નથી અર્થાત્ બીજાં સુખ નહિવત્ છે, જે બ્રહ્મના જ્ઞાનથી (સાક્ષાત્કારથી) પછી બીજુ જ્ઞાન જ નથી, તે બ્રહ્મ, એમ મુમુક્ષુ નિશ્ચય જાણે.

૨. જે બ્રહ્મને અપરોક્ષ કર્યા પછી બીજું કંઈપણ 'દૃશ્ય' નામ જોવા યોગ્ય રહેતું નથી, જેને પામીને (જેની સાથે એકતા પામીને) પછી જન્માદિક રહેતું નથી; જેને જાણી (જે સ્વરૂપ જાણ્યેથી) પછી બીજુ કોઇ 'જ્ઞેય' નામ જાણવા યોગ્ય રહેતું નથી. તે બ્રહ્મ, એમ મુમુક્ષુ નિશ્ચય કરે

૩. એ રીતે બે શ્લોકવડે 'તટસ્થ લક્ષણ' કહી, પુનઃ સ્વરૂપ લક્ષણ કહે છેઃ—આડે, નીચે, ઉંચે, સર્વ દિશામાં જે પરિપૂર્ણ વ્યાપી રહ્યું છે, જેને કોઇ બીજું નથી એવું એક, અસ્તિ ભાતિ અને પ્રિય સ્વરૂપ, સદા જેનો અંત નહિ એવું એક જે, તે, બ્રહ્મ છે, એમ મુમુક્ષુ નિશ્ચય કરે.

૪. વેદાન્ત શાસ્ત્રદ્વારા, તત્નામ સત્—બ્રહ્મ, તે સત્ બ્રહ્મ, તે તત્ (સત્) નહિ તે 'અતત્' એટલે જગત્,—તે જગત્ તેની 'વ્યાવૃત્તિ' નામ નિરસન—નિવારણ, તેરૂપે કરી અખંડ આનંદ અવ્યય (વિકાર શૂન્ય) જે એક, લક્ષાય છે, તે બ્રહ્મ છે, એમ મુમુક્ષુ નિશ્ચય કરે.

વિલક્ષણ[1] જગત્ પણ તે બ્રહ્મ જ, બ્રહ્મથી અન્યત્ કંઈ ના રે,
બ્રહ્મથી અન્યત્ જો ભાસે, મરુ-મરીચિકા સમ, મિથ્યા રે. આત્મબોધ. ૬૩
જે[2] દેખાયે, શ્રુણાય જે, તે, બ્રહ્મથી અન્ય જ છે નહિ રે;
તત્ત્વજ્ઞાનથી તે બ્રહ્મ જ સત્ ચિદાનન્દ અદ્વય સહિ રે. આત્મબોધ. ૬૪
જ્ઞાન-ચક્ષુ નિર્ખે છે સર્વગ, એ સચ્ચિદાત્માને રે;
અજ્ઞાન ચક્ષુ[3] નહિ દેખે-જ્યમ; અંધ ભાનુ ભાસ્વાન્ને રે. આત્મબોધ. ૬૫
[4]શ્રવણાદિથી ઉદ્દીપ્ત જ્ઞાનાગ્નિએ પરિતાપિત રે;
સર્વ મલ થકી મુક્ત જ પોતે, જીવ-ધોતે સ્વર્ણ વત્ જ રે. આત્મબોધ ૬૬
[5]હૃદયાકાશે ઉદિત તમો-હૃત્, બોધ-ભાનુ આત્મા છે રે;

---

૧. આ વિભિન્ન ભાસતું, નામરૂપાત્મક વિશ્વ છે તે (અધિષ્ઠાનરૂપે જોતાં અસ્તિ-ભાતિ-પ્રિય સ્વરૂપ) બ્રહ્મ જ છે-બ્રહ્મ વિના બીજું કિંચિત્ પણ નથી. જો બ્રહ્મથી બીજું ભાસે તો તે 'મરુ-મરીચિકા' નામ નિર્જલ દેશમાં સૂર્યના કિરણમાં જલની ભ્રાન્તિ થાય છે તેવું, મૃગતૃષ્ણિકા અથવા ઝાંઝવાના જલ જેવું,—અયથાર્થ જાણવું.

૨ જે જે આંખે દેખાય, કાને સંભળાય, મનવડે સંભારાય, વાણીથી બોલાય ઈત્યાદિ થાય તે તે, સર્વ, યથાર્થ દર્શનથી, સચ્ચિદાનન્દ અદ્વય બ્રહ્મ જ છે, બ્રહ્મથી બીજું કંઈ જ નથી.

૩. એમ સચ્ચિદાનન્દ બ્રહ્મ સર્વગત સને પણ, માત્ર જ્ઞાનરૂપ નેત્ર છે જેને એવું મનુષ્ય જ તેને સારી રીતે જુવે છે, જ્ઞાનનેત્ર જેને નથી એવું મનુષ્ય તે સર્વ વ્યાપક બ્રહ્મને જોઈ શકતું નથી. જેમ ચક્ષુઈન્દ્રિય રહિત અંધ મનુષ્ય દીપ્તિમાન્ સૂર્યને દેખે નહિ તેમ.

૪. શ્રવણ-મનન-નિદિધ્યાસનવડે પ્રદીપ્ત જે જ્ઞાનરૂપ અગ્નિ, તે વડે શોધિત જીવ, તે, 'સર્વ' નામ સંપૂર્ણ, સંસાર મૂલ ભૂત 'મલ' નામ અજ્ઞાન, તેથી છૂટી, સુવર્ણ સમાન, પોતે પ્રત્યગાત્મ સ્વરૂપે પ્રકાશે છે.

૫. (પૂર્વોક્ત રીતિએ આત્મા અનાત્માના વિવેક પૂર્વક જહદજહદ લક્ષણાથી સંશોધિત) સર્વનો આધાર ભૂત તેથી સર્વમાં વ્યાપી રહેલ, અને સર્વને ધારણ કરનાર, અને જેનાવડે આ સર્વ પ્રપંચ પ્રકાશે છે-ભાસે છે, એવો તથા 'તમો-હૃત્' નામ અજ્ઞાન રૂપ અંધકારને (સ્વસાક્ષાત્કારવડે) હણનો એવો, 'બોધભાનુ' નામ જ્ઞાનરૂપ સૂર્ય જે આત્મા તે શુદ્ધ અન્તઃકરણરૂપ આકાશમાં પ્રકટિત છે.

સર્વવ્યાપી સર્વ–ધારી વળી, જેણે સર્વ પ્રકાશી રે. આત્મબોધ. ૬

દુહો.[1]

દેશ-કાલ દિશની[2] અહિં, કાંઈ અપેક્ષા જ્યાંહ,
નિરંજન,[3] શીતાદિ-હનું[4], નિત્ય સુખ છે ત્યાંહ;
સર્વગ નિજાત્મ તીર્થને, ભજે વિનિષ્ક્રિય જેહ,
તે થાયે છે સર્વવિત્[5], અમૃત[6] સર્વગત એહ. ૬૮

# ॐ श्री

## ब्रह्मविद्यानां साधनो तथा अधिकार.

તે ગ્રંથો એકવાર શ્રીગુરૂદ્વારા વિધિપૂર્વક જોવામાં આવ્યા હો તો પછી ભ્રમ આપનાર અયથાર્થ ભાવના ઉત્પન્ન ન કરતાં શ્રુત વિષયને દૃઢ કરવામાં સરસ રીતે સહાય કરે છે. અને પ્રથમ શ્રીગુરૂદ્વારા જોવામાં ન આવ્યા હોય તો શંકાપર શંકા પ્રકટ કરી ચિત્તને વ્યામોહ પમાડે છે યોગના ગ્રંથો તો આરંભમાં તેમજ પાછળથી પણ સાધકને બહુ કામના અથવા કામના નથી–કેમકે ગ્રંથમાં ગમે તે લખ્યું હશે પણ સાધકને તેની પ્રકૃતિસ્થિતિઅનુસાર જે કર્ત્તવ્ય હશે તે કામનું છે અને બીજું બધું નકામું છે, અને પ્રવર્તક સદ્‌ગુરૂશ્રીને તો સર્વ સાધનો પ્રત્યક્ષ ગ્યાત હોવાથી તથા વ્યક્તિપરત્વ નવીન સાધનો યોજવા સામર્થ્ય હોવાથી એ ગ્રંથો ભાગ્યે જ સહાયરૂપ હોય છે. તથાપિ યોગના ગ્રંથોમાં જે નાના પ્રકારનાં આશ્ચર્ય પમાડનારાં ફલો પ્રતિપાદન કરેલાં છે તે ફલો, સાધકની વૃત્તિને આકર્ષી તેને ઈષ્ટ સ્વરૂપાભિમુખ તથા તે સ્વરૂપ સિદ્ધ્યર્થ સાધનાભિમુખ કરવામાં મોટા સહાયરૂપ છે. તેથી શ્રીગુરૂદ્વારા એ ગ્રંથો સહજ જોવામાં આવે તો મુખ્ય પ્રામંત્ર–તથા કર્ત્તવ્ય શ્રેણીના સ્વરૂપને દૃઢ કરાવવામાં તથા એકંદરે કોઈ સંસ્કારવાનની વૃત્તિને સન્માર્ગાભિમુખ કરાવવામ

---

૧. આત્માને તીર્થની ઉપમા આપી તેની સેવા કરનારને કારણ સહિત દુઃખના અભાવ પૂર્વક પરમાનન્દની પ્રાપ્તિ અનાયાસે થાય છે, તે વર્ણવ્યું છે. ૨. દિશા. ૩. દોષ-રહિત. ૪. તહાડ, તાપ સુખ દુઃખાદિ દ્વંદ્વને સ્વાનુભવદ્વારા દૂર કરવું. ૫. સહુ જાણનાર. ૬. મુક્ત, ભક્ત.